ॐ તત્સત્

# સ્વામી શંકરાચાર્ય કૃત લઘુવાક્યવૃત્તિ

( હંસરાજ સ્વામીની મરાઠી ટીકાનો ભાવાનુવાદ )




અનુવાદક:

જ્યોતિદેવી





પ્રકાશક:

રાજકુમારી આનંદકુંવરબા સા., સંતરામપુર સ્ટેટ

મુલ્ય:

રૂા. ૫-૮-૦



રાજકુમારી આનંદકુંવરબા સા.
સંતરામપુર સ્ટેટ

DEEPAK PRINTERY AHMEDABAD

# ગ્રંથાર્પણ

જેની પ્રબળ પ્રેરણાથી આ ભાવાનુવાદ લખાયો અને છપાયો તથા આરંભથી અંત સુધી જેણે આ ગ્રંથનાં લેખન-પ્રકાશન માટે તમામ સાધનો હાજર કરી આપ્યાં, જેને વેદાન્તશાસ્ત્રમાં ભારે રુચિ અને પ્રીતિ છે, "આપવું અને આનંદમાં રહેવું" એ જેનો ઈશ્વરી સ્વભાવ છે, જે અન્યને સુખ પહોંચાડવા માટે પોતાનું કષ્ટ ભૂલી જાય છે, જેનામાં માતૃભક્તિ અને ગુરુભક્તિ પૂર્ણ છે અને પરમાર્થમાં જેને અત્યંત પ્રીતિ છે તે "આનંદાત્મા"ને આ ગ્રંથ અર્પણ કરવામાં આવે છે.

જ્યોતિદેવી

# પ્રસ્તાવના

જગદ્ગુરુ શંકરાચાર્યે ગુરુ-શિષ્યના સંવાદરૂપે ૧૮ શ્લોકમાં લખેલ "લઘુવાક્યવૃત્તિ" પર મહારાષ્ટ્રીય સંતશ્રી હંસરાજ સ્વામીએ ૫૬૦૦) લીટીનું મરાઠી ભાષામાં કાવ્ય લખ્યું છે. તેમાં વેદનાં ચાર મહાવાક્યોનું અને "सर्वं खलु इदं ब्रह्म" તથા एकं एव अद्वितीय ब्रह्म." તેમજ 'जगन्मिथ्या, ब्रह्मसत्य' એ સિદ્ધાન્તોનું એવું અદ્ભુત નિરૂપણ કર્યું છે, કે જે વાંચતાં યોગ્ય અધિકારીને શાન્તિ અને તૃપ્તિનો અનુભવ થયા વિના રહેતો નથી.

તીવ્ર બુદ્ધિવાળા અને મંદ બુદ્ધિવાળા એમ બે પ્રકારના મુમુક્ષુઓની સ્થિતિને લક્ષમાં લઈને આ નિરૂપણ થયેલું છે. પ્રથમ વિભાગમાં આત્મા–અનાત્માનું, સત્ય–મિથ્યાના નિર્ણયનું અને ચાર મહાવાક્યોનું એવી અલૌકિક શૈલીમાં વિવેચન કર્યું છે કે, જે વાંચીને વિચારવાન, તીવ્ર બુદ્ધિવાળો મુમુક્ષુ જરૂર અભિન્નતાનો નિશ્ચય કરીને કૃતાર્થ થઈ જાય; પરંતુ મંદ બુદ્ધિવાળાને જલદી અભિન્નતાનો અનુભવ આવતો નથી. તેથી તેના માટે બીજા વિભાગમાં સ્થિરતાનો તેમજ વૃત્તિવ્યાપ્તિનો ઉત્તમ અભ્યાસ તથા તેને અંતે ધ્યેયની દૃષ્ટિથી લયસાક્ષીનું જ્ઞાન, हस्तामलकवत् સ્પષ્ટ કરી બતાવ્યું છે. વૃત્તિનો લય થયા પછી 'લયસાક્ષી બ્રહ્મ હું છું" એવો અનુભવ થયા વિના રહેતો નથી. "લયસાક્ષી"નું જ્ઞાન થયા પછી દેહબુદ્ધિનો ઘાત કરવા માટે અને બ્રહ્મબુદ્ધિને દૃઢ કરવા માટે સ્મરણરૂપ અભ્યાસ બતાવ્યો છે.

આખરે જગતનો આડંબર જેમનો તેમ ખડો રહેવા છતાં જગતભાવ કે વસ્તુભાવ ન સ્ફુરતાં બ્રહ્મભાવ જ સ્ફુરે અને સાધક ખુદ બ્રહ્મરૂપ જ થઈને રહે એવી સ્થિતિ સ્પષ્ટ કરી સમજાવી છે. અમે વધારે શું કહીએ ? અધિકારી મુમુક્ષુ જાતે આ ગ્રંથ વાંચે-વિચારે અને અમારા કથનની ખાત્રી કરે, એટલું જ કહેવું બસ છે.

આ લખનાર, મહારાષ્ટ્રીય ભાષાથી જેમ અનભિજ્ઞ નથી તેમ તે ભાષામાં નિષ્ણાત પણ નથી. ભાષારૂપી ભુસ્સીનો ખ્યાલ નહિ રહેતાં અહીં તો કેવળ અંતરની ઉચ્ચ ભાવનાએ જ કામ કર્યું છે. આ શબ્દાનુવાદ નથી પણ ભાવાનુવાદ છે. આ પુસ્તકના અધ્યયનથી અમારા અંતરમાં શાન્તિ અને તૃપ્તિનો અનુભવ થતાં તે સુખલાભ ઘણાંને મળે એવા ઉદ્દેશથી જ મરાઠી ભાષાનો પ્રતિબંધ હટાવીને ગુજરાતી ભાષામાં આ ઉત્તમ વિવરણગ્રંથના ભાવનું અવતરણ કર્યું છે.

સંતશ્રી હંસરાજ સ્વામીનું નિરૂપણ પદ્યમાં છે. તેનો ભાવાનુવાદ ગુજરાતી ગદ્યમાં કરેલ છે. અમારી જાણ મુજબ ગુજરાતી ભાષામાં આ ભાવાનુવાદ પહેલો જ છે.

મંદ બુદ્ધિવાળા મુમુક્ષુજનો પર મહાન ઉપકાર કરનાર આ પ્રખર જ્ઞાની સંતશ્રી હંસરાજ સ્વામીનું વિસ્તૃત જીવનચરિત્ર સંપાદન કરવા માટે અમે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ પૂરતા પ્રમાણમાં મળ્યું નહિ. માત્ર થોડી વિગત મળી તે આ પ્રમાણે છે.

મોગલાઈના પરભણી ગામમાં સં. ૧૭૬૭ ની સાલમાં આ સાધુ મહાત્માના દેહનો જન્મ થયો હતો. પિતાનું નામ ગંગારામ પંત, અને માતાનું નામ રેણુકાબાઈ. હંસ સ્વામી પોતે પૂર્વાશ્રમમાં "નારાયણરાવ" એ નામથી ઓળખાતા એમની બુદ્ધિ એવી તીવ્ર હતી કે, ગમે તેવા સૂક્ષ્મ અને જટિલ સિદ્ધાંતનો પણ તેઓ તુરત ઉકેલ કરી આપતા.

કુટુંબનિર્વાહ માટે એમને જિંદગીની શરૂઆતમાં જ નોકરી સ્વીકારવી પડી. એમનાં પત્ની લક્ષ્મીબાઈ એમને અનુકૂળ હતાં. પુખ્તવયે એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ પરંતુ થોડા જ સમયમાં પત્ની અને પુત્ર–બન્નેનો દેહાન્ત થતાં નારાયણરાવે નોકરી છોડી, અને મોગલાઈમાં પોતાના બ્રહ્મનિષ્ઠ ગુરુ લક્ષ્મણરાવના સંગમાં રહેવા લાગ્યા, તથા પરમાર્થતત્ત્વનું ચિંતન કરવા લાગ્યા. ત્યાર પછી તેઓશ્રી માહૂર થઈને ધારાશિવ પર ગયા ને ત્યાંથી પંઢરપુર જઈ સંન્યાસ ગ્રહણ

કર્યો. સંન્યાસાશ્રમમાં તેઓશ્રી "હંસરાજ સ્વામી"ના નામથી ઓળખાતા પચાસ વર્ષની વયે સં. ૧૮૧૭ની સાલમાં ફરાંદા ગામમાં તેઓ સમાધિસ્થ થયા. આ પરોપકારી સંતે મરાઠી ભાષામાં અનેક પુસ્તકો લખ્યાં છે તેમા સ્વામી શંકરાચાર્યકૃત "લઘુવાકયવૃત્તિ' તથા "સદાચાર" સ્તોત્ર, એ બે ગ્રંથો ઉપરનું એમનુ વિવરણ અગ્રસ્થાને બિરાજે છે.

હવે આવ્યો એક પ્રશ્ન. આ ઉત્તમ મરાઠી વિવરણ-ગ્રંથને ગુજરાતીમાં લખવાની પ્રેરણા કોણે કરી? તે છે એક "આનંદાત્મા," જેનો ટૂંક પરિચય આ પ્રસ્તાવના પછી આપવામાં આવેલ છે તેઓશ્રીએ પોતાનાં માતુશ્રી સાથે હરિદ્વાર પધારી "રામધામ"-માં મુકામ કરેલો એક દિવસ જ્ઞાનચર્ચા દરમ્યાન "લઘુવાકયવૃત્તિ" પરના હંસરાજ સ્વામીનાં ચમત્કારિક નિરૂપણની વિગત તેઓશ્રીએ મારા મુખથી સાંભળી, ને તુરત બોલ્યાં: "આપ તેનુ ગુજરાતી કરશો?" જવાબમાં મેં કહ્યુ કે, "એ ઉપદેશનો અમલ કરે એવા અધિકારી જીવો જ કયા છે? ખાલી મહેનત શા માટે કરવી?" તુરત વળતો જવાબ મળ્યો "અરે, એકસોમાંથી પાંચ અધિકારી તો મળશેને? સેકડે પાચ જણને લાભ થાય તો પણ બહુ છે આપ તેનુ ગુજરાતી કરો, આપણે છપાવીશુ" આ કથનની મારા મન પર ચમત્કારિક અસર થઈ ને મરાઠીનુ ગુજરાતી લખવાનું કબૂલ કર્યું. "આનંદા ત્મા"ની પરમાર્થ વૃત્તિએ મને અદ્ભુત પ્રેરણા આપી લખવાના તમામ સાધનો મારી પાસે હાજર કર્યા ને ભાગીરથી ગંગાના પવિત્ર તટ પર આવેલા "રામધામ"ના એકાન્ત સ્થાનમા બેસી, બે મહિના-માં ૫૬૦૦) "ઓવી"ઓનો ભાવાનુવાદ લખી પૂર્ણ કર્યો સુયોગની વાત તો એ છે કે હરિદ્વારમા આવેલા પૂજ્યપાદ સ્વામી ગંગેશ્વરાનંદજી તથા પૂજ્યપાદ સ્વામી સર્વાનંદજી મહારાજના પ્રસિદ્ધ "રામધામ"મા બેસીને આ ગ્રંથાનુવાદ લખ્યો અને અમદાવાદમા આવેલા એમના પ્રસિદ્ધ "વેદ મંદિર"મા બેસીને ગ્રંથનુ છાપકામ કરાવ્યું! છાપ કામના તમામ ખર્ચનો બોજો "આનંદાત્મા"એ આનંદપૂર્વક ઉપાડી લીધો મને એ બાબતમાં કોઈ વાતે મૂંઝવણુ પડી નથી

હવે બાકી રહ્યુ આભારદર્શન: અમદાવાદમાં "જનકલ્યાણ' માસિકના કાર્યકર્તા શ્રીમાન ચંદુભાઈ પ્રજાપતિનો મારે સૌ પહેલાં આભાર માનવો જોઈએ પ્રેસની સગવડ પણ તેણે કરી આપી કાગળોની ખરીદી, પ્રેસમાં પ્રૂફની લેવ-દેવ, પ્રૂફશુદ્ધિ તથ કર-કસર અને ત્રેવડથી છાપકામ કરાવવા બાબત વખતો-વખત એમની સલાહ મને બહુ ઉપયોગી થઈ પડી છે છાપકામ ચાલુ હતુ તે દરમ્યાન મારુ શરીર ભારે બિમારીનો ભોગ થઈ પડ્યુ. તે વખતે પણુ કામ બંધ પડવા નહિ દેતા સ્થિતિ સંભાળી લીધી તે માટે શ્રી ચંદુભાઈનો તેમજ શ્રી નરહરિ-ભાઈ દવેનો પણ હું અંતઃકરણપૂર્વક આભાર માનું છુ પૂનામા આ "લઘુવાકયવૃત્તિ" ગ્રંથની મહા-રાષ્ટ્રીય ભાષામા જેણે આવૃત્તિ છપાવી હતી તે "ઇન્દિરા પ્રેસ"ના માલિક સ્વ. ત્ર્યંબક હરિ આવટેના પુત્ર શ્રી. શંકર ત્ર્યંબક આવટેએ આ ગ્રંથ ગુજરાતી ભાષામાં છપાવવાની અમને સહર્ષ પરવાનગી આપી છે તે માટે અમે એમના આભારી છીએ, અને પૂનામાં સુપ્રસિદ્ધ "ગુજરાત હિન્દુ લોજ"ના માલિક, રા. ભાઈ મફતલાલ રાવળ, કે જેણે પોતાનુ કામકાજ છોડીને વારંવાર ઇન્દિરા પ્રેસમાં જઈ આ પરવાનગી-પત્ર લખાવી લાવવા માટે અમારા વતી મહેનત કરી છે તે બદલ અમે એમનો ઉપકાર માનીએ છીએ. વળી રા મફતલાલભાઈએ પોતાના ખર્ચે આ પુસ્તકની પચીસ નકલ લઈ જિજ્ઞાસુ જનોને વિના મૂલ્યે આપવાની પણ ઉદારતા દર્શાવી છે એવી જ્ઞાનલહાણી અન્ય સજ્જનોને માટે પણ અનુકરણીય છે

અમદાવાદમા રહેતાં બહેનશ્રી હીરાબહેન મગન-લાલ મહેતાએ પરોક્ષ કે અપરોક્ષ રીતે મને ઘણી અનુકૂળતા કરી આપી છે છાપકામને અંગે મારો મુકામ "વેદમંદિર"મા હતો મને કોઈ પણ વસ્તુની જરૂર પડે તો હીરાબેન પોતાને ઘેરથી લાવીને તુરત હાજર કરે રસ્તાની મને માહિતી ન હોવાથી પ્રેસમાં અગર એવા જ કામ માટે શહેરમા જવુ પડે તો હીરા-બેન પોતાનાં બધાં કામ પડતાં મૂકીને મારી સાથે

આવે સંત-સાધુઓની સેવામાં એમને બહુ પ્રીતિ છે આ શરીર બીમાર પડી ગયું ત્યારે ઘણા સાધનો પોતાને ત્યાંથી લાવીને બહુ પ્રકારે સેવા કરી હતી અત્રે હું એમનો અને વિજયાબેનનો સહૃદય ઉપકાર માનું છુ

"વેદમંદિર"ના તેમજ સર્વના આત્મા સ્વામી સર્વાનંદજી મહારાજની અમોઘ કૃપાનું તો મારાથી વર્ણન જ નથી થતું આશ્રમમાં રહેવા-જમવા માટે તેઓશ્રીએ મને તમામ પ્રકારની અનુકૂળતા કરી આપી શરીર ભયંકર બીમારીનો ભોગ થઈ પડયું ત્યારે અનુભવી ડોકટરની સલાહ લઈ મૃત્યુની અણી પર આવેલા આ શરીરને બચાવી લીધું. વળી અમરભાવ પેદા કરે એવા ઉપદેશામૃતનું પણ વારંવાર પાન કરાવ્યું. આ સર્વ ઉપકારનો બદલો વાળવાનુ મારી પાસે કોઈ સાધન હું જોતી નથી. માત્ર બે હાથ અને એક મસ્તકથી એમનાં પવિત્ર ચરણોમાં નમસ્કાર કરીને સંતોષ માનું છુ

આ ગ્રંથ બુકસેલરોને ત્યાં નહિ મળે ટપાલમાં પણ નહિ મોકલાય જિજ્ઞાસુ જનો પ્રાપ્તિસ્થાનો પર આવીને લઈ જાય અથવા કોઈ સાથે મંગાવી લે.

## પ્રાપ્તિસ્થાનો

૧ પ્રિન્સેસ આનંદકુમારી સંત
ૐપ્રકાશ બંગલો, ત્ર્યંબકરોડ પોસ્ટ નાસિક.

૨. માતાજી સાકરબાઈ તથા અંબાબાઈ.
ગુજરાત ભવન, હરિદ્વાર (યુ પી.)

૩ માતાજી જ્યોતિદેવી
રમાભવન, ગણેશઘાટ, હરિદ્વાર (યુ પી.)

આ શરીરની વિષમ પરિસ્થિતિ થઈ જતાં પ્રૂફ સુધારનારે ઘણી સાવધાની રાખવા છતા કોઈ કોઈ છાપભૂલ રહી ગઈ છે તે સુધારીને વાચવા સુજ્ઞ વાચકોને અમારી વિનંતિ છે ગ્રંથને અંતે શુદ્ધિપત્રક પણ આપવામાં આવેલ છે તે વાચવાથી છાપભૂલ, અશુદ્ધિ તથા અપૂર્તિ સુધારવાની વાચકોને સુગમતા પડશે.

"વેદમંદિર"
અમદાવાદ-૧

જ્યોતિદેવી



# પ્રેરક અને પ્રકાશકનો પરિચય

આ ગ્રંથનું અનુવાદન અને પ્રકાશન, એક પ્રબળ આત્માની પ્રેરણાનુ ફળ છે. અમે એમને "આનંદાત્મા" ના ટૂંકા નામથી બોલાવીએ છીએ. એમનામાં રહેલા અતિ ઉત્તમ ઇશ્વરી ગુણ-સ્વભાવનો અમને જે અનુભવ થયો છે, તેનું પૂરું વર્ણન તો આપવાનો અત્રે અવકાશ નથી, પરંતુ અલ્પ પરિચય આપવો તો અત્યંત આવશ્યક છે.

પ્રેરણા–આજથી છ મહિના પર "આનંદાત્મા" પોતાનાં જન્મદાત્રી માતુશ્રી સાથે પવિત્ર તીર્થક્ષેત્ર હરિદ્વારમાં આવેલ અને "રામધામ"માં મુકામ કરેલ. હંમેશાં દિવસના પાછલા પહોરમાં વેદાન્તચર્ચા તેમજ આત્મવિચાર કરવાનો અમારો નિયમ હતો. એક દિવસ આ ગ્રંથના અદ્ભુત નિરૂપણનું કથન મારા મુખથી સાંભળીને એમને પરમ સંતોષ થયો ને તુરત મને કહ્યું "આપ એ મરાઠીનો ગુજરાતીમાં અનુવાદ કરશો?" "કોઈવાર નાસિક આવીશ ત્યારે એકાન્તમાં બેસીને લખીશ, પણ એમાંનો ઉત્તમ ઉપદેશ સમજે અને આચરણમાં લાવે એવા અધિકારી જીવો મળવા મુશ્કેલ છે." મેં વળતો જવાબ આપ્યો. પણ મારી દીર્ઘસૂત્રતા અને અશ્રદ્ધા એમને ન ગમી. તુરત બોલ્યાંઃ "આપ નાસિક ક્યારે આવો ને ક્યારે લખો; એ તો લાંબો ગાળો થયો. અત્યારે અહીં "રામધામ"માં જ એકાન્તિક શાન્તિ છે. આપ એકાન્તમાં બેસી લખવાનું શરૂ કરો. એકસોમાં પાંચ જીવો અધિકારી નીકળશે ને એટલાનું કલ્યાણ થશે તોપણ ઘણું છે."

બસ, પછી તો ભાગવતી ભાગીરથીના તટ પર નીરવ સ્થાનમાં લખવાનું શરૂ થઈ ગયું. એમની પ્રબળ પ્રેરણાથી અંતરમાં અને કલમમાં એવું અદ્ભુત બળ આવ્યું કે, કદી નહિ ધારેલું એવું સારું લખાઈ ગયું. અત્યારે "આનંદાત્મા" દ્વારા એ છપાઈને પ્રગટ થાય છે. એ વાત એટલેથી રહી. હવે મૂળ વિષય પર આવીએ.

### દિવ્ય સંસ્કારમયી માતા!

જે પુત્રીરત્નમાં આવી પરમાર્થપ્રિયતા અને જીવોના કલ્યાણની ઉચ્ચ ભાવના છે, તે પુત્રીને જન્મ આપનારાં માતાજીમાં કેવા દિવ્ય સંસ્કારો હશે! એ કૈમુતિકન્યાય પ્રમાણે કાર્ય ૯૦. થી કારણની કલ્પના સહજ થઈ શકે છે; માટે "આનંદાત્મા"ના પૂર્ણ પરિચયની પહેલાં સંસ્કારમૂર્તિ માતુશ્રી ચમનકુંવરબાનો ટૂંક પરિચય આપવો આવશ્યક છે; કેમકે ઉચ્ચ સંસ્કારોના બળથી એમનામાં કેવું મહાન પરિવર્તન થયું છે અને કેવળ પ્રભુભક્તિને માટે જ તેઓશ્રીએ રાજવૈભવનો કેવી રીતે ત્યાગ કર્યો તે જાણીને વાચકોને તેમાંથી બોધ મળી શકે તેમ છે.

માતુશ્રી ચમનકુંવરબા એક વખત ગુજરાતના સંતરામપુર સ્ટેટનાં રાજમાતા હતાં સ્ટેટના પ્રતાપી મહારાજાશ્રી જોરાવરસિંહજી કે સી.આઈ. ઈ. એ સને ૧૮૯૬થી ૧૯૪૬ સુધી એટલે પચાસ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. પ્રજા પ્રત્યે એમને પોતાની સંતતિ સમાન ભાવ હતો, અને પ્રજાના સુખ માટે તેમણે કેવાં અને કેટલાં ઉદાર કાર્યો કર્યાં છે તે તો સંતરામપુરની પ્રજા જ પૂર્ણ રીતે કહી શકે તેમ છે. મહારાજાશ્રીને સંતતિમાં એક પુત્રરત્ન રાજકુમાર પ્રવીણસિંહજી અને એક પુત્રીરત્ન રાજકુમારી આનંદકુંવરબા–"આનંદાત્મા" એમ બે સંતાન હતાં. ૧૯૪૬ના ડીસેમ્બરની ૨૨ તારીખે મહારાજાશ્રી જોરાવરસિંહજીનો દેહોત્સર્ગ થયા પછી ૧૯૪૭ના જાનેવારીમાં રાજકુમાર પ્રવીણસિંહજીને રાજતિલક કરી પિતાજીની રાજગાદી સુપરત કરવામાં આવી હતી.

### સંસારમાં અનાસ્થા.

માતુશ્રીનો વિદ્યાભ્યાસ અને શાસ્ત્રાભ્યાસ નામમાત્રનો હતો, પણ એમને શાસ્ત્રનું રહસ્ય જાણવાની બહુ જિજ્ઞાસા થતી. સાંસારિક દૃષ્ટિથી રાજવૈભવનાં સુખોની એમને કાંઈ કમી ન હતી, પણ માતુશ્રીના અંતરમાં ઊંડેઊંડે એમ સંભળાતું કે: "આ બધો સ્વપ્ન જેવો ખોટો ખેલ છે. આ સુખ કાયમનું નથી. પ્રભુની ભક્તિ કરીએ તો જ કાયમને માટે સાચું સુખ મળે." રાજરીતિ પ્રમાણે તેઓશ્રી વ્યવહારમાં યંત્રવત્ વર્તતાં, પણ અંતરમાં વિરક્તિ અને સંસાર પ્રત્યે અનાસ્થા રહેતી. શ્રીકૃષ્ણની મૂર્તિની પૂજા-સેવામાં પોતાને બહુ પ્રીતિ હતી કદી પણ પૂજા–પાઠ ચૂકતાં નહિ. સાધુસંતોનાં દર્શનની બહુ ઇચ્છા થતી તેમજ સતશાસ્ત્રોનાં શ્રવણની ઘણી ચાહના રહેતી, પરંતુ રાણીવાસમાં

એઝલ–પર્દાને વશવર્તી રહેવાનું હતું. આ સંજોગોમાં એમની આંતરિક ઇચ્છા અમલમાં આવતી નહિ. સ્ત્રીસ્વભાવ પ્રમાણે શૃંગારાદિમાં એમને ન થતી પ્રીતિ કે ન રહેતી ધનસંપત્તિમાં સ્પૃહા. હૃદય શુદ્ધ, સરળ અને નિર્દોષ હોવાથી ભાવિની ઘટનાઓનો એમના અંતરમાં પહેલેથી અસ્પષ્ટ આભાસ જણાતો.

**દૃષ્ટ સ્વપ્ન**

સન ૧૯૪૬ના ડીસેમ્બરની એક રાત્રે માતુશ્રીને એક સ્વપ્ન આવ્યું. કોઈ અગમ્ય સત્તાએ એમના પ્રત્યે કહ્યું: "આ શરીર પરના અલંકારો અને કિંમતી વસ્ત્રો ઉતારી નાખ! સફેદ વસ્ત્રો ધારણ કર ! હિંમત રાખવી! જરા પણ ગભરાવું નહિ ! તું ગંગાકિનારે જા!" આ સ્વપ્નમાં ભાવિ સૂચન હતું. બીજે જ દિવસે મહારાજાશ્રીને સહેજ તાવ આવ્યો. કોઈ ઉપચારો કામમાં ન આવ્યા. સ્વપ્નને ત્રીજે જ દિવસે એમનો યશસ્વી આત્મા અમરધામનિવાસી થયો! પ્રજાના શોકની સીમા ન રહી. રાજકુટુંબના શોકની તો વાત જ શી કરવી! આ ઘટનાને દૃષ્ટ સ્વપ્નનો ચમત્કાર સમજીને માતુશ્રી વિસ્મિત થયાં. અંતરમાં ભય તથા શોકને સ્થાને પ્રભુની યાદ અને હિંમત હતી.

એક વખત સ્વમુખથી માતુશ્રીએ કહેલું કે "મહારાજા સા.ના દેહાવસાન પછી કેટલાય દિવસ સુધી રાજમહેલમાં કૂટવા–પીટવાનું ચાલ્યું, પણ મને અંતરમાં સમજાતું કે આ બધો લોકોને દેખાડવાનો ઉપર–ઉપરનો શોક છે. દિલની સાચી વેદના એ રુદનમાં નથી; તેથી હું તે ઢોંગમાં ભળતી નહિ. મુખ ઢાંકીને એક બાજુ મહેલમાં બેસી રહેતી ને મહારાજાશ્રીની આત્મશાન્તિ વાસ્તે અંતરમાં પ્રભુને પ્રાર્થના કરતી." સદ્‌ગત મહારાજાશ્રીની યશસ્વી કારકિર્દી-પ્રદર્શક એક સ્મારકગ્રંથ છપાવીને પણ માતુશ્રીએ પ્રગટ કરેલો છે.

મહારાજાશ્રીના અમલમાં રાજકુમારી આનંદકુંવરબાનાં લગ્ન, યોગ્ય વયે લુણાવાડા સ્ટેટના યુવરાજશ્રી લાલસિંહજી સાથે મોટા ખર્ચે અને ભારે ધામધૂમથી થયાં હતાં. કન્યાદાનમાં ધનસંપત્તિ આપવામાં મહારાજાશ્રીએ કાંઈ કમી ન રાખી. પરંતુ વિધાતા વામ થઈ, તેથી એક વર્ષમાં જ પ્યારી પુત્રીની સંસારલીલા સમાપ્ત થઈ ગઈ! યુવરાજશ્રી લાલસિંહજીનું શરીર નિવૃત્ત થઈ ગયા પછી શ્રી. આનંદકુંવરબાને શ્વસુર ગૃહમાં રહેવાનું પણ સમાપ્ત થઈ ગયું. ત્યારથી તેઓશ્રી પિતાજીના રાજ્યમાં, શુભ સંસ્કારયુક્ત પોતાનાં જન્મદાત્રી માતુશ્રીના સહવાસમાં રહેવા લાગ્યાં. ગુજરાતી, અંગ્રેજી અને હિંદી ભાષાનો અભ્યાસ તેઓશ્રીએ ખાનગી રીતે રાજમહેલમાં કર્યો છે, સ્કૂલમાં નહિ. ઉત્તમ સંસ્કારયુક્ત માતાની કૂખે જન્મેલ પુત્રીરત્નમાં દિવ્ય ગુણો સ્વાભાવિક હોય તેમાં આશ્ચર્ય નથી પરંતુ તેમાંયે માતૃભક્તિ, ગુરુભક્તિ, નીતિ, ન્યાય, દયા, ત્યાગ, ઉદારતા, નિર્માનિતા, સરલતા અને સહજાનંદ આદિ ઉત્તમ ગુણ–લક્ષણો તો એમનામાં પ્રગટ છે, ને ત અમારું અનુભવેલું સત્ય છે, તથી તેનો ઉલ્લેખ હવે પછી અનુક્રમે થશે.

**એક વર્ષને અન્તે:**

કુળપરંપરાની રૂઢિ પ્રમાણે એક વર્ષ શોક પાળ્યા પછી શોકવસ્ત્રો બદલવા માટે માતુશ્રી પોતાના પિતાજીને ત્યા કાનોડ ગયાં. ત્યાંથી થોડા વખતમાં પાછાં સંતરામપુર આવ્યાં અને પંદર દિવસની અંદર રાજમહેલનાં સુખો તથા સુખનાં સાધનોનો ત્યાગ કરીને સન ૧૯૪૮ના એપ્રિલમાં તીર્થક્ષેત્ર નાસિક/પંચવટીના તપોવનમાં જઈને રહ્યાં.

માતુશ્રીએ હિમ્મતથી સંબંધીજનોને તથા પ્રજાજનોને કહી દીધું કે, "હવે મારે એક ભગવાનની ભક્તિ વિના બીજું કાંઈ પણ કરવાનું નથી. વિનાશી સંસારનાં સ્વપ્નવત્ સુખો મેં જોઈ લીધાં. હવે હું પ્રભુને શરણે જાઉં છું. તે મારી રક્ષા કરશે"

સંબંધીજનો કહેવા લાગ્યાં કે રાજ્યમાં રહીને ભગવાનને ભજો; પરંતુ માતુશ્રીના અંતરમાં ત્યાગ–વૈરાગ્યની ભાવના પ્રબળ બની હતી. છેવટ સંબંધીજનોને જેમ ભાવ્યું તેમ તેઓ બોલ્યાં, પણ માતુશ્રીનો નિશ્ચય અટલ રહ્યો. પુત્રીરત્ન 'આનંદાત્મા'એ પણ મા સાથે પ્રયાણ કર્યું! તીર્થક્ષેત્ર નાસિકમાં ગૌતમી ગંગાના તટ પર, માતુશ્રીએ પોતાનાં પુત્રી "આનંદાત્મા" સાથે મુકામ કર્યો. પોતે તમામ લૌકિક વ્યવહાર તથા લોકોને મળવાનું પણ બંધ કરી દીધું. વ્યાવહારિક કામકાજ "આનંદાત્મા"ને સોંપીને પોતે તો પ્રભુચિંતનમાં જ રત રહેતાં.

રાજકુમાર પ્રવીણસિંહજી કે જેમ્નો: સંતરામપુર

સ્ટેટની ગાદી પર હતા, તેઓ માતુશ્રીના વનવાસ-ગમન પછી ચાર મહિનામાં ૧૯૪૮ ના ઓગસ્ટમાં સ્વર્ગવાસી થયા! માત્ર દોઢ વર્ષ તેઓશ્રીએ રાજ્ય ક . ત્યાર પછી તો સમયાનુસાર હિન્દ સમસ્તમ રાજ્યપરિવર્તન પણ થઈ ગયું.

દોઢ વર્ષની અંદર પતિ તથા પુત્રના વિયોગના અસહ્ય દુઃખમાં એકમાત્ર ભગવાનના આધાર પર તેના પરની અચલ શ્રદ્ધાના બળથી માતુશ્રીએ તમામ સંકટોનો સામનો કર્યો, ને સંસારના અનેક રંગ જોઈ, તેમા કેવળ સ્વાર્થમય ભાવનાનું અવલોકન કરીને તેઓશ્રીએ પોતાના અંતરમાં વૈરાગ્યની ભાવના દૃઢ કરી.

તપોવનમાં એક વર્ષ જમાતમંદિરમાં રહ્યા પછી તે તપોવનમાં જ એક મંદિરનો જીર્ણોદ્ધાર કરાવીને વિધિપૂર્વક લક્ષ્મીનારાયણની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી; પછી મંદિરની સન્મુખ માતુશ્રીએ પોતાને માટે એક કુટિર બંધાવી ને હાલ ત્યાં જ નિવાસ કરી રહ્યા છે.

ભગવદ્ભક્તિ માટે જ પોતે રાજ્યસંપત્તિનો ત્યાગ કર્યો હતો. હવે આખો વખત એમના ચિત્તમાં ભગવાન જ રમી રહ્યા છે. લક્ષ્મીનારાયણ માટે વાઘા (પોશાક) તથા શણગાર અને શોભાની તમામ વસ્તુઓ પોતાને હાથે જ સીવીને તૈયાર કરે; હાથ અને મન તો પ્રભુની સેવામાં સોંપ્યાં. સીવવાનું કામ બંધ થાય ત્યારે જપમાળા ચાલુ થાય. કોઈ પાસે ધાર્મિક પુસ્તકો વંચાવે ને પોતે શ્રવણ કરે. એ રીતે પોતે પ્રભુપરાયણ જીવન ગાળે છે. પ્રથમ તો પૌરાણિક કથાઓમાં એમની રુચિ હતી, પણ છેલ્લાં ચારેક વર્ષથી વેદાન્તશ્રવણની એમને ખૂબ લગની લાગી છે. વેદાન્તની પ્રક્રિયાઓ પોતાની મેળે ન સમજાય ત્યારે અન્ય શાસ્ત્રીઓ તથા સંતો પાસેથી સમજવાની મહેનત કરે, અને વેદાન્ત-ગ્રંથો જ હવે તો વાંચે છે, તેમ જ સંત-સાધુઓની સેવા તથા એમના સદુપદેશો સાંભળવામાં જ એમને આનંદ આવે છે. આવી રીતે ઉચ્ચ સંસ્કારોના બળથી અનેક પ્રતિકૂળતાઓને પાર કરીને પ્રભુપરાયણ થએલાં માતુશ્રીનો ફોટો આ પુસ્તકમાં આપવાનો અમારો પૂર્ણ આગ્રહ હોવા છતાં પોતે પોતાનો ફોટો આપ્યો નહિ. આત્મચિંતનથી કોઈ પણ વસ્તુ એમને અધિક લાગતી જ નથી.

### “આનંદાત્મા”ને-

માતુશ્રીએ નાસિકમાં જ ત્ર્યંબકરોડ પર “ૐ પ્રકાશ” નામક કુટિર બંધાવી આપી અને એમને ત્યાં જ રહેવાની ફરજ પાડી. તેનાં બે કારણો છેઃ એક તો એ કે, પોતાને પુત્રીમાં મોહ-મમતા ન થાય. (જો સાથે રાખે તો પુત્રીમાં આસક્તિ અને પ્રીતિ દૃઢ થાય. માટે તમામ સંબંધીનો ત્યાગ કરવાની ભાવના મનમાં મુખ્ય રાખી.) બીજું કારણ એ કે, સંસારવ્યવહારની જંજાળોથી પણ અલગ રહેવાય ને ભજન તથા બ્રહ્મચિંતનમાં વિક્ષેપ ન પડે. માતુશ્રી દંડકારણ્ય (તપોવન)માં અને “આનંદાત્મા” તપોવનથી ત્રણ માઈલ દૂર ત્ર્યંબકરોડ પર “ૐ પ્રકાશ”-માં નિવાસ કરે છે. એમનામાં માતૃભક્તિ અજોડ અને અપૂર્વ છે, “આપવું” એ ઈશ્વરનો ગુણ છે. “જે આપે તે ઈશ્વર!” ઈશ્વર દાતા છે. ગ્રાહક નથી. “આનંદાત્મા”માં એ ઈશ્વરનો ગુણ પ્રગટ છે. “આપવું” એમને બહુ ગમે. “કીર્તનજ્યોતિ” છપાવીને ભાવિકોને વિનામૂલ્યે આપી છે નિરક્ષર અને નિરાધાર વિધવાઓને હાથઉદ્યોગ શીખવવા માટે ઉદ્યોગશાળાઓમાં મોકલાવે અને તેનો ખર્ચ પોતે આપે! અસહાય વિદ્યાર્થીઓને સ્કોલરશીપ તથા રોગીઓને તેમજ અન્નવસ્ત્રના અર્થીઓને યોગ્ય સહાયતા આપવા વખતે ઘણી વાર પોતે તંગ હાલત કબૂલ કરે પણ સહાયતા આપતાં અટકે નહિ. કોઈ ઉત્તમ જ્ઞાનપૂર્ણ ગ્રંથોની ખરીદી કરે ત્યારે એકાદ બે પ્રત ન લેતાં વિશેષ ખરીદે, ત્યારે કદી પૂછીએ કે આટલાં બધાંને શું કરશો? તો તુરત જવાબ મળે; “બીજાને આપીશું. ભલે વાંચે ને સુખી થાય.” આ સર્વ એમના સ્વભાવની જ વસ્તુઓ છે.

સગુણ કરતાં નિર્ગુણ તત્ત્વમાં એમને પ્રથમથી જ વિશેષ પ્રીતિ છે. વેદાન્ત શાસ્ત્ર જ મોક્ષશાસ્ત્ર છે, એવો એમનો નિશ્ચય છે પૂ. માતુશ્રીને વેદાન્તના સિદ્ધાન્તો સમજાવવા તેઓ વારંવાર પ્રયત્ન કરતાં પણ પ્રથમ માનું મન તેમાં લાગતું ન હતું. પછીથી તો તેઓશ્રી પણ વેદાન્તમાં પ્રીતિવાળાં થયાં અને નિર્ગુણ ભક્તિનું રહસ્ય સમજવા લાગ્યાં. ગુરુસેવા, સત્સંગ અને સત્શાસ્ત્રનું શ્રવણ-મનન એમને અમરભાવ પેદા કરનારું લાગે છે. એમ સર્વ વાતે તેઓશ્રી સાચાં વેદાન્તી છે. નિષ્કામ શુભ કર્મોથી એમના શુદ્ધ અંતઃકરણમાં શાન્તિ, તૃપ્તિ અને આનંદની ઝલક રહ્યા કરે છે, તેથી અમે એમને “આનંદાત્મા” કહીએ છીએ ને પોતે પણ નિશ્ચયપૂર્વક કહે છે કે હું “આનંદાત્મા” જ છું! આ પુસ્તકના પ્રકાશક પણ તેઓ જ છે. પહેલેથી છેલ્લે સુધી, સર્વ સાધનોની સગવડ પણ “આનંદાત્મા”એ જ કરી છે, તેથી આ ગ્રંથ પણ એમને જ અર્પણ કરવામાં આવેલ છે.

**જ્યોતિર્દેવી**

# પ્રકાશકનું વક્તવ્ય

આ ગ્રંથનું પઠન-પાઠન આનંદદાયક છે. કેમકે તેમાં મતમતાંતરના અને વાદવિવાદના ઝગડા નથી, પણ ગુરુશિષ્યનો સ્વાનુભવસિદ્ધ સંવાદ છે.

ગીતાના જેમ અઢાર અધ્યાય અને મહાભારતનાં જેમ અઢાર પર્વ, તેમ જગદ્‌ગુરુ શંકરાચાર્યકૃત "લઘુવાક્યવૃત્તિ"ના અઢાર શ્લોકો પર હંસરાજ સ્વામીનું અનુભવસિદ્ધ અઢાર પ્રકારનું નિરૂપણ! હંસરાજ સ્વામીએ મંદપ્રજ્ઞ મુમુક્ષુઓ પર દયા લાવીને સર્વ વેદાન્તસિદ્ધાન્તો ખોલી-ખોલીને વિસ્તારથી, શ્રુતિ, યુક્તિ અને અનુભવપ્રમાણથી સમજાવેલ છે. એમનાં એકેએક નિરૂપણમાં અમને વિશેષતા માલૂમ પડી છે. શુદ્ધ સાત્ત્વિક બુદ્ધિવાળા મુમુક્ષુજનો, એકાગ્ર ચિત્તે વાંચે-વિચારે અને અનુભવે તો અમારા કથનની સત્યતા સમજાય.

વેદોની અને સૃષ્ટિની ઉત્પત્તિ પ્રણવ ૐથી કેવી રીતે થઈ અને તેમાં તે કેવી રીતે વ્યાપ્ત છે, એ નિરૂપણ તો અમને ઘણું વિશેષતાયુક્ત લાગ્યું છે, અને સૌથી સરસ તો વૃત્તિવ્યાપ્તિનો અભ્યાસ! "પંચદશી" આદિ વેદાન્તગ્રંથોમાં "વૃત્તિવ્યાપ્તિ" "ફલવ્યાપ્તિ" આદિ શબ્દો અમે વાંચેલા, પણ તેમાં કાંઈ ઊંડી સમજણ પડી નહિ "વૃત્તિવ્યાપ્તિ" એટલે વૃત્તિનો (બ્રહ્મ સાથે) સંબંધ. તેને જ બ્રહ્મવિદ્યા કહે છે, પરંતુ તે વૃત્તિને વ્યાપક બ્રહ્મમાં શી રીત વ્યાપ્ત કરવી અર્થાત્ બ્રહ્માકાર થવાની વૃત્તિને શી રીતે તાલીમ આપવી એ સૂક્ષ્મ અભ્યાસ તો કેવળ હંસરાજ સ્વામીએ જ આ ગ્રંથમાં બતાવ્યો છે. વૃત્તિવ્યાપ્તિના અભ્યાસરૂપ આ બ્રહ્મવિદ્યા સકળ અવિદ્યાજાળનો નાશ કરીને છેવટે પોતે પણ ચેતન ગગનમાં લુપ્ત થઈ જાય છે તે વખતે અન્ય કોઈ પણ સાધનોની અપેક્ષા વગર સ્વયંપ્રકાશ ચેતન આત્મા જ એ વૃત્તિનો લય દેખે છે, ને તે જ "લયસાક્ષી સચ્ચિદાનંદ આત્મા હું છું" એવો નિશ્ચયાત્મક અનુભવ કરીને સાધક જીવન્મુક્ત થાય છે

શ્રુતિનું રહસ્ય સમજવા માટે સાંસારિક વાસનાથી રહિત શુદ્ધ બુદ્ધિની જરૂર છે શુદ્ધ બુદ્ધિમાં શુદ્ધ વિચાર પેદા થઈ શકે અને વિચારથી કુતર્ક નષ્ટ થાય છે. જગદ્‌ગુરુ શંકરાચાર્ય પણ સ્પષ્ટ કહે છે કે: **વસ્તુસિદ્ધિ વિચારેણ ન તુ કર્માદિ કોટિભિઃ** અર્થાત્ વિચારથી જ આત્મવસ્તુની પ્રાપ્તિ થાય છે કરોડો કર્મો કરો તોપણ થતી નથી. જો પરમાત્મા તરફ અંતઃકરણનો ઝુકાવ હોય તો જાણવું કે તેમાં વિવેક-વૈરાગ્ય અને શમ-દમાદિ સાધન સંપત્તિ છે. સાધનયુક્તને આ મોક્ષશાસ્ત્રનો અભ્યાસ ચમત્કારિક અસર કરશે, ને સાધક ધન્ય થશે!

આ બ્રહ્મવિદ્યા તો બ્રહ્મર્ષિઓની કામદુઘા ગાય છે. અન્ય બુદ્ધિપ્રધાન અને પ્રાકૃત વિદ્યામાં સમર્થ જનો, છળ-ભેદથી કદાચ એ બ્રહ્મર્ષિઓની ગાયને પોતાના મુકામ પર લઈ જઈને બાંધી રાખી શકશે પણ ગાય તેને દૂધ દોહવા નહિ દે અને દૂધ પીને તેઓ તૃપ્તિનો અનુભવ નહિ કરી શકે; કેમકે તે અનધિકારી છે. તે જ પ્રમાણે સાધનહીન છતાં પોતાને સર્વજ્ઞ માની બેઠેલાઓ, વેદાન્તગ્રંથો વાંચીને શાબ્દિક જ્ઞાન દ્વારા વાચ્યજ્ઞાની બનશે પરંતુ તેના સિદ્ધાન્તનો મર્મ સમજીને તેમાં સ્થિતિ (નિષ્ઠા) પ્રાપ્ત નહિ કરી શકે; કેમકે બ્રહ્મવિદ્યારૂપી કામદુઘા ગાયનું શાન્તિ-તૃપ્તિરૂપી દૂધ પીને અમરભાવ પ્રાપ્ત કરવાનો તેને અધિકાર નથી. હું રોગી છું કે નીરોગી છું, એ જેમ માણસ પોતે જ પોતાના અનુભવથી જાણે છે, તેમ આ મોક્ષશાસ્ત્રમાં મારી રુચિ અને પ્રીતિ છે, કે સાંસારિક પદાર્થોમાં છે? તે પણ મનુષ્ય પોતાની વૃત્તિના અવલોકનથી જાણી શકે છે કેવળ શોખને ખાતર વેદાન્તશાસ્ત્રના પઠનનો કશો જ અર્થ નથી. તત્ત્વ સમજવાની ખરી આધ્યાત્મિક ભૂખ લાગવી જોઈએ.

"પંચદશી" અને "વિચારસાગર" આદિ વેદાન્તગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ થયો છે, પણ આ અતિ ઉત્તમ અને આદરણીય મહારાષ્ટ્રીય ગ્રંથનો આજ પર્યંત અનુવાદ કેમ નહિ થયો હોય? એ પ્રશ્ન સ્વાભાવિક થાય છે "લઘુવાક્યવૃત્તિ"ના અઢાર શ્લોકો પર હંસરાજ સ્વામીનું આ એક મરાઠી મહાકાવ્ય છે એમનું બીજું મહાકાવ્ય સ્વામી શંકરાચાર્યના "સદાચારસ્તોત્ર" પર લખાયું છે. તેમાં "સદાચારસ્તોત્ર" પરના મરાઠી કાવ્યનો ગુજરાતી ગદ્યમાં અનુવાદ છપાઈ ગયો છે, પણ આ "લઘુવાક્યવૃત્તિ" પરના મરાઠી મહાકાવ્યના ભાવનું ગુજરાતી ભાષામાં અવતરણ હજુ સુધી કોઈ તરફથી થયું નથી. એક માત્ર મરાઠી ભાષાનો પ્રતિબંધ નડતો હતો. પૂજ્ય માતાજી જ્યોતિર્દેવીએ તે પ્રતિબંધ હટાવીને ગુજરાતી ભાષામાં તેનો ભાવાનુવાદ કર્યો તે માટે અમારી સાથે ગુજરાતી વાચકો પણ એમના આભારી છે.

"ૐ પ્રકાશ"
નાસિક.

"આનંદાત્મા"
(રાજકુમારી સા, સંતરામપુર સ્ટેટ)

# અનુક્રમણિકા

ॐ तत् सत्

# સ્વામી શંકરાચાર્યકૃત લઘુવાકયવૃત્તિઃ

## (હંસરાજ સ્વામીની મરાઠી ટીકાનો ભાવાનુવાદ)

મનુષ્યોને પરમાત્માનું જ્ઞાન થાય અને તેઓ જન્મ-મરણનાં કષ્ટમાંથી છૂટે તે માટે સ્વામી શંકરાચાર્યે અનેક બોધપ્રદ ગ્રંથો લખેલા છે. તેમાંનો આ "લઘુ-વાક્યવૃત્તિ" નામનો અઢાર શ્લોકનો ગુરુ-શિષ્યના સંવાદયુક્ત ગ્રંથ છે. તેમાં રવિદત્ત નામનો એક શિષ્ય, સ્વામી શંકરાચાર્યને શરણે જઈને કહે છે કે:-

"હે ભગવન્! હું અજ્ઞાનરૂપી સમુદ્રના માયારૂપ ખાડામાં પડેલો છું તે ખાડામાં મમતારૂપી મગરીએ મને પકડેલો છે. તેના પંજામાંથી છૂટવા માટે મેં ધર્મ-કર્મ આદિ પુષ્કળ સાધનો કર્યાં, પરંતુ તેનાથી છુટકારો ન થતાં તે સાધનોએ ઊલટી અવિદ્યાને જ સહાયતા કરી. ચિત્તમાં શાન્તિ થાય તે માટે મેં જપ, તપ, પુરશ્ચરણ, વ્રત, અનેક પ્રકારનાં દાન, તીર્થયાત્રા, તર્પણ, ઉદ્યાપન, શાંતિપાઠ આદિ સાધનો કર્યાં, પણ તેનાથી ચિત્તમાં શાન્તિ ન થતાં, "મેં આટલાં સાધનો કર્યાં" એવું મારામાં ઊલટું અભિમાન વધ્યું. અને માબાપે "રવિદત્ત" એવું આ શરીરનું નામ પાડયું તે જ મનુષ્ય શરીર હું છું એમ દૃઢ થયું. વાસ્તવિક હું પહેલાં કોણ હતો? હાલ અહીં જન્મ્યો તે હું કયાંથી આવ્યો? અને મરણ પછી હું કયા ઠેકાણે જઈશ? એ બાબતની મને કાંઈપણ ખબર નથી હું કોણ છું એ ઓળખવાની ઇચ્છા થવાથી મેં પુષ્કળ સાધનો કર્યાં, પણ એથી કાંઈ ન વળ્યું. પછી દેવ-દેવીઓને પ્રસન્ન કરવા માટે ભારે સંયમપૂર્વક મેં ભક્તિ કરી, ત્યારે તેઓએ પ્રસન્ન થઈને વરદાન દીધું. પણ તેથી તો દેહબુદ્ધિ દૃઢ થઈ, એટલે એ પણ ઠીક ન લાગ્યું. પછી બીજા બધા દેવોને છોડીને હું સદાશિવને શરણે ગયો. શિવજીએ સ્વપ્નામાં આવીને કહ્યું કે: "હે રવિદત્ત! ઊઠ, તું સંસારભયની ચિન્તા ન કર. તારી સર્વ ચિન્તા સ્વામી શંકરાચાર્ય નષ્ટ કરશે; માટે તું તેને શરણે જા. જગતનો ઉદ્ધાર કરવા માટે આ કળિ-યુગમાં હું જ શંકરાચાર્યના નામથી પ્રગટ થયો છું, તેથી શરણે આવેલા તને, જ્ઞાનનો ઉપદેશ આપીને હું તારું અજ્ઞાન દૂર કરીશ."

એ પ્રમાણે સ્વપ્નમાં સાંભળેલા શ્રી શંકરના ભાષણનું, જાગ્યા પછી સ્મરણ થતાં, મને ભારે નવાઈ લાગી અને મનમાં થયું કે જ્યારે ખુદ શંકર મને સ્વામી શંકરાચાર્યને શરણે જવાનું કહે છે, તો હવે મારે વિલંબ ન કરતાં શરણે જવું." (એવો નિશ્ચય કરીને તે સ્વામી શંકરાચાર્યને શરણે ગયો અને કહેવા લાગ્યો.) "હે સ્વામીજી! હું આપને શરણે આવ્યો છું. તો હે સદ્‌ગુરુ! આપ મારો સ્વીકાર કરો. આજનો દિવસ ઉત્તમ છે કે, મને આપનાં ચરણકમલ પ્રાપ્ત થયાં જન્મમરણરૂપ સંસારની ચિન્તા દૂર કરવા માટે ઘણા દિવસથી હું પ્રયત્ન કરતો હતો, પણ આપ જેવા સમર્થ ગુરુ વિના એ ચિન્તા દૂર થાય તેમ નથી; તેથી હું આપને શરણે આવેલો છું અને હું આપના ચરણમાં મારું શરીર, વાણી અને મન અર્પણ કરું છું આ મારા બોલવામાં જો કંઈપણ કપટ હોય તો આપ સમક્ષ મારું મસ્તક તૂટી પડો! મારી વાણી આપના સિવાય બીજા કોઈની જો સ્તુતિ કરે તો મારી જીભ બળી જાઓ! અને મારું મન આપના સિવાય બીજા કોઈનું જો સ્મરણ કરે તો મારા પર બ્રહ્મહત્યાનું પાપ લાગો!" આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને શરણે આવ્યો છું, ને આપને સાષ્ટાંગ નમસ્કાર કરું છું. માટે હે ભગવન્! આપનું બિરુદ રાખીને આપના આ દાસનો ઉદ્ધાર કરો."

### શિષ્યના અધિકારની પરીક્ષા

આ શિષ્ય ચાર સાધનથી સંપન્ન હોય એમ લાગે છે, અને તેથી જ અધિકારી છે. વળી અધિકારી છે તેથી જ શરણે આવેલો છે એનું મન મિથ્યા વિષયોમાંથી હટી ગયું છે, તેથી તેને સત્ય અને મિથ્યાની સમજ પડી હોય એમ દેખાય છે, તેમજ નિત્ય શું અને અનિત્ય શું એ બાબતનો વિચાર

ક્યોં હોય એવું લાગે છે બ્રહ્મ જાણવાની ઇચ્છા થઈ એ જ તેની મુમુક્ષુતા. અન્ય ભોગો પર અરુચિ થઈ એ જ એનો વૈરાગ્ય મનની અનેક પ્રકારની કલ્પનાઓ હટાવીને આત્માને ઓળખવો એ જ અહીં શમ કહી શકાય તેની ઇન્દ્રિયોનો જે નિગ્રહ એ જ દમ સર્વનો ત્યાગ કરીને આ શિષ્ય બ્રહ્મ તરફ વળ્યો છે એ જ ઉપરામતા. સુખદુ:ખથી તે ડરતો નથી એ જ તેની તિતિક્ષા. સદ્‌ગુરુના વચન પર વિશ્વાસ એ જ તેની શ્રદ્ધા અને એકાગ્રતા એ જ સમાધાન. આ પ્રમાણે સાધનચતુષ્ટયનાં લક્ષણો તેનામાં છે, માટે તે ઉપદેશનો અધિકારી છે.

### અધિકારી શિષ્ય રવિદત્તને સ્વામીજી ઉપદેશ કરે છે

સાધનચતુષ્ટય શિષ્યને બ્રહ્મનિષ્ઠ ગુરુ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવાની ઇચ્છા કરે છે તે પ્રમાણે આ શિષ્ય સાધનસંપન્ન હોવાથી તેને ઉપદેશ કરવામાં કોઈ પ્રકારનો દોષ નથી જો તેની બુદ્ધિ મંદ હશે તો અભ્યાસ સહિત ઉપદેશ કરાશે; પછી વિશ્વાસપૂર્વક વૃત્તિનો ખલ કરશે, અર્થાત્ વૃત્તિને અભ્યાસની આદત પાડશે તો એ અભ્યાસની દૃઢતાથી અપરોક્ષ અનુભવ થશે.

આ રીતે સર્વ પ્રકાર ધ્યાનમાં લઈને સ્વામીજીએ પોતાના હાથથી રવિદત્તને ઉઠાડીને કહ્યું: 'રવિદત્ત! તું નિર્ભય રહે તારો મનોરથ સિદ્ધ થશે, પણ તારે એટલું કરવું જોઈશે કે, હું તને જે ઉપદેશ કરું તે દૃઢ શ્રદ્ધાથી અંત:કરણમાં તારે ધારણ કરવો અને જેવો અભ્યાસ કહું તેવો વૃત્તિનો ખલ કરવો, એટલે તને દૃઢ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થશે.'

**અપરોક્ષ** એટલે પોતે સ્વત : નિજરૂપે થઈ રહેવું

**પરોક્ષ** એટલે પોતે પોતાને ઓળખવું

પરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરુના વચનમાં ખરો વિશ્વાસ થવો જોઈએ. એ વિશ્વાસ યાને શ્રદ્ધા થશે તો જ આત્મતત્ત્વની ઓળખાણ પડશે. પછી અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ માટે વિચારની જરૂર પડશે અને અભ્યાસથી એ વિચાર જરૂર ઉત્પન્ન થશે. હમણાં તો હું તને પરોક્ષ જ્ઞાનનો ઉપદેશ કરું છું તે તું શ્રવણ કર અને તે દૃઢ કરવા માટે શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કર: 'હું કોણ છું?' એ જાણવાની ઉમેદથી તું આવ્યો છે, તો હવે મને જવાબ આપ કે તું કોણ છે?

ચાર વેદોનાં ચાર મહાવાક્યો છે એ ચારેયનો અર્થ એક છે—જીવ અને બ્રહ્મની એકતા. તેમાં "તત્ત્વમસિ" મહાવાક્ય ઉપદેશકારક છે

તેનો ગુરુ પાસે વિચાર કરીને સ્પષ્ટ રીતે સમજી લે અને પછી "અહં બ્રહ્માસ્મિ" એ વાક્ય, અંતરવૃત્તિ દ્વારા દૃઢ કર, એટલે પછી તું તે બ્રહ્મ સહજ છે જ. તે સિવાય અહંકારથી માંડીને દેહપર્યંત સર્વ મિથ્યા છે. તે હું નથી. હું સ્વત:સિદ્ધ બ્રહ્માત્મા, એકરૂપ, અસંગ, અખંડ, ભેદરહિત છું, એમ દેહબુદ્ધિનો પ્રમાદ હટાવીને ઓળખી લે બસ એ જ "અહં બ્રહ્માસ્મિ" મહાવાક્યનો અનુભવ છે. આ પ્રમાણે અનુભવ લેનારી જે વૃત્તિ, તે જ વાક્યવૃત્તિ. કાયિક, વાચિક, માનસિક, શાસ્ત્રીય અથવા લૌકિક, અનેક પ્રકારનાં જે કર્મો થતાં હોય તે ભલે થયા કરે, પણ તેને ખાતર આ વૃત્તિનો અભ્યાસ છોડવો નહિ

**અભ્યાસ**—હું પોતે સ્વત: બ્રહ્મ છું એ અર્થના અનુસંધાનનું કદી પણ વિસ્મરણ ન થવું તે.

**પ્રશ્ન**—આત્મા પૂર્ણ બ્રહ્મ છે તેનું લક્ષણ શું? યથાર્થ રીતે ઓળખ્યા વિના તેનું અનુસંધાન શી રીતે બની શકે?

**ઉત્તર**—અહંકારથી માંડીને શરીરપર્યંત જે જે મિથ્યા પદાર્થો છે તેમાં આત્મા સેળભેળ થઈ ગયો છે, માટે તે બાબત પર વિવેચન થાય ત્યારે શરીરાદિકને મિથ્યા સમજીને તે દેહભાવનો ત્યાગ કરીશ ત્યારે જ ત્રિવિધ પ્રતીતિથી આત્મતત્ત્વ અલગ થઈ જશે.

### આત્માના પૃથક્‌પણા પર વિવેચન

માળાના મણકા (પારા) કાઢી નાખીને જેમ દોરાને અલગ કરી લઈએ છીએ અથવા દોરા પર મણકા ઓળખી (પરોવી) દઈએ છીએ તેમ, શરીર, પ્રાણ, અંતઃકરણ અને ઇન્દ્રિયાદિમાંથી આત્માને અલગ કરીને ઓળખી લેવો અથવા દેહ–ઇન્દ્રિયાદિને ઓળખીને આત્માથી તેને ભિન્ન સમજી અલગ કરવાં. એ બધું નિરૂપણને વખતે સમજાશે, એમ સ્વામી શંકરાચાર્યે કહ્યું ત્યારે રવિદત્તે પોતાની વૃત્તિને સાવધ કરી. ગુરુના મુખમાંથી શબ્દ સાંભળતાંની સાથે જ તેના અર્થ તરફ લક્ષ જવા લાગ્યું રવિદત્તની પેઠે સર્વ

મુમુક્ષુજનોએ ગુરુનાં વચન શ્રવણ કરવા સાવધ થવું જોઈએ મેઘ ચાતકને માટે વૃષ્ટિ કરે છે, પરંતુ તે પાણી સર્વને મળે છે, તેવી રીતે શંકરાચાર્યનું નિરૂપણ રવિદત્તના નિમિત્તે છે, તે સર્વ અધિકારીઓના ઉપયોગમાં આવશે માટે હે સર્વ લોકો! તમે એ નિરૂપણ શ્રવણ કરો.

જે ચાતક ભૂમિ ઉપરનો ચારો ખાવાનો છોડી દઈને મેઘ તરફ જોઈ રહે છે તે જ ખરો ચાતક છે. તેવી રીતે હે અધિકારી જનો! તમે દેહાદિક પદાર્થોનું અભિમાન મૂકી દો તો જ હું તમને ખરા અધિકારી માનું; અને તમે એવા બનશો તે વખતે જ તમને વચનોનું રહસ્ય સમજાશે

આ સંસારમાંથી ખરેખર છૂટવું છે એમ જેને લાગતું હોય તેણે વિષયોનો ત્યાગ કરવો; પછી સહજમાં તેને પરમાર્થ પ્રાપ્ત થશે (શંકરાચાર્ય સ્વામી રવિદત્ત પ્રતિ વાક્યવૃત્તિનું નિરૂપણ કરે છે તેમાં પ્રથમ બે શરીરનુ વિવેચન એક શ્લોકાર્થ દ્વારા કરે છે તે, હે અધિકારી જનો! તમે સાવધાન થઈ શ્રવણ કરો)

**स्थूलो मांसमयो देहः सूक्ष्म स्याद्वासनामय ।**
**ज्ञानकर्मेन्द्रियैःसार्धं धीः प्राणौतच्छरीरगौ ॥१॥**

**અર્થઃ**–સ્થૂલ દેહ માંસમય, અને સૂક્ષ્મ દેહ વાસનાત્મક, દસ ઇન્દ્રિયો, પાંચ પ્રાણ અને મન–બુદ્ધિ, એ સત્તર તત્ત્વોનો છે તેમાં સ્થૂલ દેહ માંસમય કેવી રીતે તે કહું છું.

**પંચીકૃતઃ**–પાંચ ભૂતોનો વિભાગ કરીને તે વિભાગ અમુક પ્રમાણમાં એકમેકને વહેંચીને પછી જે સ્પષ્ટ ભૂતો થયાં તે સ્પષ્ટ ભૂતોને 'પચીકૃત' કહે છે.

સ્થૂલ શરીર પંચીકૃતનું છે. ઈશ્વિરે પોતાની દૃષ્ટિ-માત્રથી પ્રત્યેક ભૂતના બે બે સમાન ભાગ કરીને, એક ભાગ તે તે ભૂતમાં રાખીને, બીજા ભાગના ફરી સમાન ચાર ભાગ કરીને, તે બાકી રહેલા ચાર ભૂતોમાંના પ્રત્યેકને એક-એક એમ વહેંચીને, પંચી-કૃત કર્યું પંચીકૃતમાં કયા ભૂતનો કયો ભાગ, કયા ભૂતમાં મળીને, કેવી રીતે તે તે ભૂતને સ્પષ્ટ બનાવ્યાં તે જાણવા માટે આ નીચે કોષ્ટક આપેલું છે

તે કોષ્ટકમાં જે ભૂત સ્પષ્ટ થયાં તેનો અર્ધભાગ આમાં કયો છે તે જાણવા માટે તે ભાગની આગળ એકડાનો આંક મૂકેલો છે.

### પંચીકૃતનું કોષ્ટક

| ભૂતો | આકાશ | વાયુ | તેજ | જલ | પૃથ્વી | ભૂતોમાં આવેલા ભાગનો ધર્મ |
|---|---|---|---|---|---|---|
| આકાશનો ભાગ | ૧ ½ અંતઃકરણ | ⅛ વ્યાન | ⅛ શ્રોત્ર | ⅛ વાચા | ⅛ શબ્દ | સ્તબ્ધતા |
| વાયુનો ભાગ | ⅛ મન | ૧ ½ સમાન | ⅛ ત્વચા | ⅛ પાણિ | ⅛ સ્પર્શ | ચંચલતા |
| તેજનો ભાગ | ⅛ બુદ્ધિ | ⅛ ઉદાન | ૧ ½ ચક્ષુ | ⅛ પાદ | ⅛ રૂપ | ભાસકતા |
| જલનો ભાગ | ⅛ ચિત્ત | ⅛ ,પ્રાણ | ⅛ જિહ્વા | ૧ ½ ઉપસ્થ | ⅛ રસ | દ્રવતા |
| પૃથ્વીનો ભાગ | ⅛ અહંકાર | ⅛ અપાન | ⅛ ઘ્રાણ | ⅛ ગુદા | ૧ ½ ગંધ | જડતા |

ઈશ્વિરની સત્તાથી માયાદેવીએ સ્થૂલ શરીરમાં પાંચ ભૂતોમાંથી જે પદાર્થો ઉત્પન્ન કર્યા તેનું કોષ્ટક આ નીચે આપેલું છે

## સ્પષ્ટ ભૂતોમાંથી પેદા થએલા પદાર્થોનું કોષ્ટક

| પૃથ્વીમાંથી | જલમાંથી | તેજમાંથી | વાયુમાંથી | આકાશમાંથી |
|---|---|---|---|---|
| અસ્થિ | શુક્ર | ક્ષુધા | ચલન | કામ |
| માંસ | શોણિત | તૃષા | વલન | ક્રોધ |
| ત્વચા | લાળ | આળસ | પ્રસરણ | લોભ |
| નાડી | મૂત્ર | નિદ્રા | આકુંચન | મોહ |
| રોમ | સ્વેદ | મૈથુન | નિરોધન | ભય |

સ્પષ્ટ પૃથ્વીમાંથી થયેલા અસ્થિ–માંસાદિ પદાર્થોમાં, જલમાંથી થયેલા શુક્ર–શોણિત આદિ મિલાવીને તે ભૂતકર્દમમાંથી સાંધેસાંધા લીંપી ગર્ભ તૈયાર કર્યો.

એ તૈયાર થયેલા શરીરમાં, વાયુમાંથી થયેલા પ્રાણનો ચલન–વલન આદિ વ્યાપાર થવા લાગ્યો. ત્યારબાદ ગર્ભ પૂર્ણ થવાથી પ્રાણી જન્મ્યો ત્યારે તેજ-માંથી થયેલાં ક્ષુધા–તૃષાને લીધે તેનું પોષણ થવા લાગ્યું આ પ્રમાણે સ્થૂલ દેહ પાંચ ભૂતમાંથી થયો છે, માટે તેને ભૌતિક કહે છે. સ્થૂલ દેહ ભૂતોમાંથી થયો છે ખરો, પણ તેની ઉત્પત્તિ સ્ત્રી–પુરુષમાંથી છે. સ્ત્રીના રક્તમાં પુરુષનું વીર્ય મળતાંની સાથે જ તેના સાત પ્રકાર થયા. માટે તે સાત પ્રકારવાળા સાવયવ દેહને સપ્તકોશિક કહે છે. અસ્થિ, નાડી, મજ્જા અને નખ: એ સાડાત્રણ ધાતુ પુરુષના વીર્યની છે અને માંસ,

### વાસનાનું રૂપ

જેવી રીતે આકાશમાં વાયુ ચળે છે તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં "અહં સ્ફૂર્તિ" ચળે છે. સમષ્ટિ સાથે તાદાત્મ્ય કરવાથી તે સ્ફૂર્તિને "માયા" નામ દેવામાં આવે છે. એ જ સ્ફૂર્તિ વ્યષ્ટિ શરીરોમાં વિભક્ત થઈ એક પિંડમાં તાદાત્મ્ય પામી છે અને ત્રણે અવસ્થાઓનું અભિમાન લઈને બેઠી છે. જાગ્રત અને સ્વપ્ન એ બે અવસ્થામાં થનારાં કર્મો તે મેં કર્યાં છે, માટે તે મારે ભોગવવાં પડશે એવું અભિમાન જે ધારણ કરે છે તેને જ વાસના કહે છે. સુષુપ્તિમાં એ જ સ્ફૂર્તિ અજ્ઞાનનું અભિમાન ધરે છે. ખરું જોતાં સુષુપ્તિમાં તે

સુષુપ્તિની વાત જવા દો, પરંતુ મરણ વખતે પણ તેનો લોપ નથી થતો. તે અનંત જન્મોમાં કરેલાં કર્મોનું અભિમાન માથે લઈને બેઠી છે. જેવી રીતે વારંવાર ગોખીને પાકું કરેલું તે આખો જન્મારો ન સંભારવા છતાં જેમ ભૂલાતું નથી, તેમ વાસનામાં અનંત જન્મોની સામગ્રી જામેલી છે.

**સંચિત**—જ્યારથી એ અહં સ્ફૂર્તિ પોતાના અધિષ્ઠાન, ચેતન સ્વરૂપથી જુદી પડી ત્યારથી જે જે કર્મો કર્યા તેનું અભિમાન, માથે લઈને બેઠી, તેને સંચિત કહે છે.

જ્યાં સુધી અધિષ્ઠાન—આત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી એ સંચિત કર્મો બળવાનાં નહિ. તે જ્યારે જ્યારે, જેમ જેમ ભાગમાં આવે ત્યારે તે તે રીતે ભોગવવાં જ પડે છે. એક શરીરમાં એકમો યોનિ જેટલાં પુણ્યપાપરૂપ કર્મો થાય છે તે કાંઈ એકી સાથ ભોગવવામાં આવતાં નથી; માત્ર એક શરીર જેટલાં ભોગવાય છે. એક દેહમાં કરેલાં એકસો યોનિનાં કર્મોમાંથી એક યોનિનાં કર્મોનો ભોગ મળે છે ને નવ્વાણું યોનિનાં કર્મો બાકી રહે છે એક યોનિમા એક યોનિનાં કર્મો ભોગવાય છે, તો તે યોનિમાં પાછાં એકસો યોનિનાં કર્મો થાય છે! તેમાંથી એક યોનિનાં કર્મો ભોગવવામાં આવે છે અને બાકીની નવ્વાણું યોનિનાં કર્મો સિલિકમાં રહે છે.

આ રીતે અનંત જન્મોનાં કર્મોનો જે સંગ્રહ પડેલો છે તે વાસનામાં ગુપ્ત છે. તેને સચિત કર્મો કહેવામાં આવે છે.

**ક્રિયમાણ**—શરીરમાં આવ્યા પછી જે જે કર્મો કરવામાં આવે છે તેને ક્રિયમાણ કર્મો કહેવામાં આવે છે.

**પ્રારબ્ધ**—શરીરના આરંભથી માંડીને અંત સુધી જે કર્મો ભોગવીને પૂરાં કરાય છે, અથવા સંચિત કર્મોના ભંડારમાંથી જે કર્મો એક શરીરના ભાગે આવે છે તેને પ્રારબ્ધ કહે છે. સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ, એ તમામ કર્મોના કર્તાપણાનું અભિમાન લઈને અનંત કલ્પોથી બેઠેલી જે વાસનારૂપ અહંતા છે, તેને જ 'સૂક્ષ્મ શરીર' કહે છે. સૂક્ષ્મ દેહ વિના સ્થૂલ દેહ ગ્રહી શકતો નથી; માટે વાસનાને લીધે પ્રાણીને જન્મ-મરણ થાય છે. વાસનાથી દેહ ઉત્પન્ન થાય છે અને પ્રારબ્ધ કર્મો પૂરાં થતાં મરે છે. મર્યા પછી બીજો દેહ ધારણ કરે છે. જેમ આગળના બે પગ ટેકવ્યા પછી જ ખડમાંકડી પાછળના બે પગ ઉપાડે છે, તેમ વાસના બીજો નવો દેહ નક્કી કરે છે ત્યાર પછી જ જૂનો દેહ છોડે છે. આ પ્રમાણે અનંત યોનિમાં અનંત જન્મો થાય છે. તેની ગણત્રી કોઈ પણ કરી શકતું નથી.

જ્યારે પોતાનું અજ્ઞાન નાશ પામશે અને સ્વ-સ્વરૂપનું જ્ઞાન થશે ત્યારે જ વાસના નષ્ટ થશે; એ સિવાય નાશ પામવાની નહિ. આ વાસનાને જો કલ્પ-પર્યંત અગ્નિમાં રાખો તો પણ તે બળવાની નહિ; અને કલ્પપર્યંત પાણીમાં ડુબાડી રાખો તો પણ તે પલળવાની નહિ. વધારે શું કહું ? એ વાસનાને હટાવવા માટે જ્ઞાન વિના બીજા હજારો ઉપાય કરો તો પણ તે નષ્ટ થવાની નહિ એવી જે દૃઢ વાસના તે જ આ સૂક્ષ્મ શરીર. એ સૂક્ષ્મ શરીર, કર્માનુસાર પ્રાપ્ત થનારા જડ સ્થૂલ શરીરને પ્રવૃત્ત કરે છે.

## સૂક્ષ્મ દેહનાં સત્તર તત્ત્વોનું વિવેચન

એક વૃત્તિના બે પ્રકાર: એક મન, બીજી બુદ્ધિ. સંકલ્પ-વિકલ્પ કરનારી વૃત્તિને 'મન' કહે છે અને નિશ્ચય કરનારી વૃત્તિને 'બુદ્ધિ' કહે છે. મન અને બુદ્ધિમાં જાણવાની શક્તિ છે, તેને 'જ્ઞાનશક્તિ' કહે છે એ બન્ને સત્ત્વગુણની વૃત્તિઓ છે ને એ જ ભોક્તા છે. સત્ત્વગુણાત્મક વૃત્તિના વ્યાપારભેદથી બીજા પાંચ પ્રકાર થયા છે

**શ્રોત્ર**—કાનમાં આવીને જે વૃત્તિ કાન દ્વારા શબ્દ સાંભળે છે તેને શ્રોત્ર કહે છે.

**ત્વચા**—શરીરની ચામડીમાં આવીને તે દ્વારા જે વૃત્તિ સ્પર્શને જાણે છે તેને ત્વચા ઇન્દ્રિય કહે છે

**ચક્ષુ**—નેત્રમાં આવીને જે વૃત્તિ નેત્ર દ્વારા રૂપ જુએ છે તેને ચક્ષુ ઇન્દ્રિય કહે છે.

**જિહ્વા**—જીભ દ્વારા જે વૃત્તિ રસ ચાખે છે તે જિહ્વા ઇન્દ્રિય

**ઘ્રાણ**—નાકમાં આવીને જે વૃત્તિ નાક દ્વારા સુગંધ-દુર્ગંધ લે છે તેને ઘ્રાણેન્દ્રિય કહે છે

મન અને બુદ્ધિ અંદરની ઇન્દ્રિયો છે, તેથી તેને અંતઃકરણ કહે છે જ્ઞાનેન્દ્રિયોને બહારની ઇન્દ્રિયો કહે છે, કેમકે તે મન-બુદ્ધિનાં બહારનાં કામ કરવાનાં

સાધનો છે. મન, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને જ્ઞાનના સાત પ્રકાર થાય છે. આ રીતે સ્ફૂર્તિમાં જે જ્ઞાન છે તેના તો સાત પ્રકાર થયા. ચંચળપણાથી જે વ્યાપાર કરે છે તેને પ્રાણ કહે છે.

**પ્રાણ**—સ્ફૂર્તિમાંથી જ્ઞાન તો મન-બુદ્ધિ તરફ ગયું. પછી અજ્ઞાન રહ્યું. તે નાડી દ્વારા ફરવા લાગે છે ત્યારે તેને પ્રાણ કહે છે. વ્યાપારભેદથી પ્રાણના પાંચ પ્રકાર થયા છે: વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ તથા અપાન.

**વ્યાન**—જે વાયુ આખા શરીરમાં રહીને નાડીઓ દ્વારા ક્રિયા કરી તૃપ્તિ આપે છે તે વ્યાન.

**સમાન**—નાભિને ઠેકાણે રહીને જે વાયુ સાંધાઓને હલાવે છે તથા જે કેવળ પ્રાણ અને અપાનની ગાંઠ સમાન છે તે સમાન.

**ઉદાન**—કંઠમાં રહીને જે વાયુ ભૂખ-તરસ પેદા કરે છે તે ઉદાન

**પ્રાણ**—હૃદયમાં રહીને જે વાયુ ઉપર જાય છે અને જેને લીધે જીવને સુખ થાય છે તે પ્રાણ.

**અપાન**—જે વાયુ નીચે જાય છે અને મલત્યાગ કરે છે તે અપાન.

**પાંચ કર્મેન્દ્રિયો**—વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ એ પાંચેનું પ્રાણને લીધે ચલન થાય છે, તેથી તે પણ પ્રાણની જેમ ક્રિયારૂપ છે. તેમાં વાણી સિવાય બાકીની કર્મેન્દ્રિયો જ છે. પાંચમી વાણી તે ક્રિયારૂપ અને જ્ઞાનરૂપ એમ બે પ્રકારની છે, તેથી તે કયારેક જ્ઞાનેન્દ્રિય તરફ અને કયારેક કર્મેન્દ્રિય તરફ વળે છે. વાણી ચાર પ્રકારની છે: પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. વૈખરી વાણી ક્રિયારૂપ છે. પરા અને પશ્યંતિ વાણી જ્ઞાનરૂપ છે.

મન, બુદ્ધિ, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ પ્રાણ; એ સત્તર તત્ત્વોને લિંગદેહ કહે છે. આ સત્તર તત્ત્વોનો લિંગદેહ વાસનાનો બનેલો છે. પરંતુ એ તત્ત્વો ભૂતોમાંથી થયાં છે, તેથી તેને ભૌતિક કહે છે. ભૂતોની દ્રવ્યશક્તિ તે તમોગુણ. ક્રિયાશક્તિ તે રજોગુણ અને જ્ઞાનશક્તિ તે સત્ત્વગુણ

તમોગુણની દ્રવ્યશક્તિ તે જ પાંચ વિષયો. એ વિષયો પાંચ ભૂતોમાંથી થયેલા છે. ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ ભૂતોમાંથી થઈ નથી; તેથી લિંગદેહની ઉત્પત્તિ અપંચીકૃત છે. ત્રણ ગુણ અને પાંચ ભૂત મળીને થયેલી અષ્ટધા પ્રકૃતિએ જ ઉપરોક્ત સત્તર બન્યાં જણ્યાં છે. તેમાં સાધારણ અને અસાધારણ એવા બે પ્રકાર છે. જુદાંજુદાં ભૂતોમાંથી જે જુદાં કાર્ય ઉત્પન્ન થયાં છે તેને અપંચીકૃત અસાધારણ કાર્ય કહે છે અને પાંચ ભૂતોમાંથી એકીસાથે જે કાર્ય ઉત્પન્ન થયાં તેને અપંચીકૃત સાધારણ કાર્ય કહે છે. એમ ભૌતિકના બે પ્રકાર: પંચીકૃત અને અપંચીકૃત. પંચીકૃત ભૌતિક સ્થૂલ દેહ અને અપંચીકૃત ભૌતિક સૂક્ષ્મ દેહ. ત્રણ ગુણ અને પાંચ ભૂતોમાંથી સાધારણ અને અસાધારણ કાર્ય કયાં કયાં અને કેવી રીતે ઉત્પન્ન થયાં છે તે જાણવા માટે આ નીચે કોષ્ટક આપેલું છે.

**અષ્ટધા પ્રકૃતિના સાધારણ-અસાધારણ કાર્યનું કોષ્ટક**

| શક્તિ | ગુણ | આકાશ | વાયુમાંથી | તેજમાંથી | જલમાંથી | પૃથ્વીમાંથી | પાંચેમાંથી એકસાથે |
|---|---|---|---|---|---|---|---|
| જ્ઞાનશક્તિ સાત પ્રકારની | સત્ત્વગુણમાંથી | શ્રોત્ર | ત્વચા | ચક્ષુ | જિહ્વા | ઘ્રાણ | મન-બુદ્ધિ |
| ક્રિયાશક્તિ દસ પ્રકારની | રજોગુણમાંથી | વાચા | હાથ | પગ | ઉપસ્થ | ગુદા | પાંચ પ્રાણ |

સ્થૂલ શરીરની અંદર મન, બુદ્ધિ અને પ્રાણ રહે છે અને દસ ઇન્દ્રિયો શરીરના દસ ગોખલાઓમાં રહે છે. આ પ્રમાણે સત્તર તત્ત્વનો સૂક્ષ્મ દેહ, સ્થૂલ દેહમાં રહ્યો છે અને તે સૂક્ષ્મ દેહ વાસનાનો છે, તેથી વાસના જ્યાં જશે ત્યાં તે સત્તર તત્ત્વો જવાનાં. સુષુપ્તિમાં પ્રાણમાત્ર હાલે છે અને બાકીનાં તત્ત્વો ગુપ્ત રહે છે. પ્રાણપ્રયાણ સમયે વાસના જે દેહ ધારણ કરે છે ત્યાં તે સત્તર તત્ત્વો જાય છે. જે વખતે

શરીરમાં પ્રાણ આવે છે તે વખતે મન, બુદ્ધિ ને ઇન્દ્રિયો પણ આવે છે અને પોતપોતાના વ્યાપાર કરવા લાગે છે. એ પ્રમાણે સ્થૂલ-સૂક્ષ્મ બન્ને શરીરનું નિરૂપણ કર્યું. હવે ત્રીજું કારણશરીર કેવા પ્રકારનું છે તે કહેવામાં આવે છે.

**अज्ञानकारण साक्षि बोधस्तेषां विभासकः**
**बोधाभासो बुद्धिगतः कर्तास्यात्पुण्यपापयोः ॥३॥**

**અર્થ**—અજ્ઞાન એ જ કારણશરીર, કે જેને પ્રકાશનારો સાક્ષી આત્મા છે અને બુદ્ધિમાં પ્રતિબિંબ-રૂપ વિકાર તે બોધાભાસ જીવ છે. તે પુણ્યપાપનો કર્તા છે અને દેહબુદ્ધિની અહંતા લઈને એ જ સુખદુ:ખ ભોગવે છે. સ્થૂલ-સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયાં તેથી તેને ઉત્પન્ન કરનાર કારણશરીર અજ્ઞાન છે એમ કલ્પાવા લાગ્યું. જેવી રીતે અંધારામાં સર્પ ભાસ્યો તે દોરીને ન જાણવાથી ભાસ્યો એ ખુલ્લું છે.

સર્પભાસને લીધે જેમ દોરીને "ન જાણવું" મનાવા લાગ્યું, તેમ બે શરીરને લીધે અજ્ઞાન હોય એમ કલ્પાવા લાગ્યું. ન જાણવાને જેમ રૂપ નથી તેમ અજ્ઞાનને પણ રૂપ નથી. અજ્ઞાન એટલે ન જાણવું. નિજ રૂપનું વિસ્મરણ. એ વિસ્મરણ વિના બે દેહ ભાસવાના નહિ. એ અજ્ઞાન આત્માને પોતાને નથી. જેમ દોરીનું અજ્ઞાન દોરીને નથી, પણ તેને જોનારો જે ગૃહસ્થ, કે જેને મંદ અંધકારને લીધે દોરી જાણવામાં આવી નહિ, તેને છે. સ્વસ્વરૂપ બ્રહ્મમાં ન હોવા છતાં સ્ફૂર્તિરૂપી કૌતુક થયું ! તે જો ખરું હોત તો તેને 'માયા' એમ કોઇ ન માનત. થયું જ નથી; ને થયું હોય એમ કલ્પી લીધું તે જ માયા.

સ્ફૂર્તિ એટલે 'અહં બ્રહ્મસ્ફુરણ' યાને વિના-કારણ પોતાને પોતાનું સ્મરણ જેમ વાયુની લહર આકાશને ન સ્પર્શતાં તેમાં ઊઠે છે તેમ સ્ફૂર્તિ, ચેતન સ્વરૂપને ન સ્પર્શતા ત્યાંથી જ ઊઠે છે અને જ્ઞાન તથા અજ્ઞાન પણ તેમાં જ છે. સ્ફૂર્તિમાં વૃત્તિ-જ્ઞાનને જ્ઞાન તથા સ્વરૂપના વિસ્મરણને અજ્ઞાન કહે છે. એમ જ્ઞાન અને અજ્ઞાન સ્ફુરણામાં છે. સ્વરૂપમાં વૃત્તિ જ નથી, તો સ્મરણ-વિસ્મરણ ક્યાંથી હોય ? અને સ્મરણ-વિસ્મરણ નથી માટે તે જ્ઞાન-અજ્ઞાનથી અતીત છે એમ સમજવું

સ્ફૂર્તિમાં જે જ્ઞાનપ્રકાશ છે તે ચિદ્રૂપ જેવો નથી. સૂર્યનો ઉદય થતાં પાણીમાં પ્રકાશ દેખાય છે તે કાંઈ સૂર્યના જેવો નથી; એ તો ઉપાધિને લીધે ભાસેલો ખોટો ભાસ છે. તેમ ચિદ્રૂપનું જ્ઞાન સ્ફુરણામાં ભાસે છે તે આત્માના જેવું છે એમ માનવું નહિ, પણ એ સ્ફુરણ ઉપાધિને લીધે ભાસેલો ખોટો ભાસ છે એમ સમજવું. સ્વરૂપમાં જ્ઞાન નથી, તો પછી અજ્ઞાન ક્યાંથી હોય ?

**વિદ્યા**—સ્ફુરણામાં જે જ્ઞાન છે તેને વિદ્યા કહે છે.

**અવિદ્યા**—સ્ફુરણામાં રહેલા અજ્ઞાનને અવિદ્યા કહે છે. અવિદ્યા આવરણશક્તિ અને વિદ્યા વિક્ષેપશક્તિ છે.

**આવરણશક્તિ**—દોરીને જે ઢાંકનારી તે આવરણશક્તિ છે.

**વિક્ષેપશક્તિ**—દોરીને ન સમજવા દેતાં દોરીને ઠેકાણે સર્પ દેખાડે તે શક્તિને વિક્ષેપશક્તિ કહે છે. સ્વરૂપને આવરણ કરનારી એવી જે અવિદ્યા તે આવરણશક્તિ અને સ્વસ્વરૂપને ન સમજવા દેતાં તેને ઠેકાણે જગત દેખાડનારી એવી જે વિદ્યા, તે વિક્ષેપશક્તિ.

**કર્તા**—વિદ્યામાં પ્રતિબિંબિત થયેલ ઈશ્વર, કે જેનો ચેતન જેવો ભાસ છે તે, કર્તા છે.

**ભોક્તા**—અવિદ્યામાં પ્રતિબિંબનારો અને જેનો ચેતન જેવો ભાસ છે તે સુખ-દુ:ખનો ભોક્તા જીવ.

જ્યાં સુધી બે શરીર ઉત્પન્ન થયાં ન હતાં ત્યાંસુધી જીવ ગુપ્તરૂપે અજ્ઞાન ગર્ભમાં સર્વ જગતનું ઉપાદાન-કારણ થઈ ને રહેલો. એ પ્રમાણે પ્રતિબિંબયુક્ત અવિદ્યા સર્વ જગતનું ઉપાદાનકારણ છે અને વિદ્યાસહિત ઈશ્વર જગતનું નિમિત્તકારણ છે.

**જડ**—અજ્ઞાનનું જે જડપણું તેને જડ કહે છે.

**ચંચળ**—વિદ્યારૂપ વિક્ષેપને ચંચળ કહે છે.

### જડ ચંચળની રચનાનું વિવેચન

**પ્ર**થમ જ્ઞાન-અજ્ઞાનરૂપ સ્ફુરણ; પછી તે સ્ફુરણામાં રહેલા જ્ઞાનમાંથી સત્ત્વગુણ થયો. અને અજ્ઞાનનો તમો-ગુણ થયો. સત્ત્વગુણ અને તમોગુણ મળીને રજોગુણ થયો. ચેતનઘન હોવા છતાં સ્ફુરણ થયું એ જ તે સ્થાને છિદ્ર પડ્યું ! એ છિદ્રરૂપી અવકાશને આકાશ કહે છે.

**વાયુ**—સ્ફુરણનું જે ચંચળપણું તેને વાયુ કહે છે.

**તેજ**—સ્ફુરણ ભાસ્યું તેને તેજ કહે છે.

**પાણી**—મૃદુ સ્ફુરણ તે જ પાણી.

**પૃથ્વી**—કઠણ અજ્ઞાન તે પૃથ્વી.

એ પ્રમાણે ત્રણ ગુણ અને પંચભૂત મળીને થનારી અષ્ટધા પ્રકૃતિ સૂક્ષ્મરૂપે સ્ફુરણામાં જ છે.

પછી તમોગુણમાંથી પંચભૂત સ્પષ્ટ થઈને જુદાં જુદાં દેખાવા લાગ્યાં. શબ્દને માટે આકાશ થયું અથવા અવકાશમાં શબ્દસ્ફુરણ થયું. એ જ શબ્દવિષય તન્માત્રા આકાશ. સ્પર્શને માટે વાયુ અથવા વાયુમાં સ્પર્શ ઉત્પન્ન થયો અને તે જ સ્પર્શવિષય તન્માત્રા વાયુ. રૂપને માટે તેજ થયું. રૂપ જ ભાસકપણાથી ઉત્પન્ન થયું; માટે તે રૂપવિષય તન્માત્રાને તેજ સમજવું. રસને માટે પાણી થયું અથવા પાણીમાં રસ થયો તે જ રસવિષય તન્માત્રા પાણી સમજવું. ગંધને માટે પૃથ્વી થઈ અથવા પૃથ્વીમાં ગંધ પેદા થયો તે જ ગંધવિષય તન્માત્રા પૃથ્વી સમજવી.

## પાંચ ભૂતોના ધર્મ, કર્મ અને ગુણનું કોષ્ટક

| | આકાશનો | વાયુનો | તેજનો | પાણીનો | પૃથ્વીનો |
|---|---|---|---|---|---|
| ધર્મ | અવકાશ | ચંચળપણું | દહન | દ્રવત્વ | કઠિનપણું |
| કર્મ | અછિદ્રતા | સર્વ સ્થળે વિહાર | પચન | ભીંજાવવું | ધારણ કરવું |
| ગુણ | શબ્દ | શબ્દ, સ્પર્શ. | શબ્દ, સ્પર્શ, રૂપ | શબ્દ, સ્પર્શ, રૂપ, રસ. | શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ. |

ઉપર કહ્યા પ્રમાણે તન્માત્રા સહિત પાંચ ભૂતો એ જ તમોગુણની દ્રવ્યશક્તિ ચરાચરને રહેવા માટે ત્રિભુવનાત્મક રહેઠાણ, એ દ્રવ્યશક્તિમાંથી જ ઉત્પન્ન થયું છે.

પાંચ ભૂત અને રજોગુણ તથા પાંચ ભૂત અને સત્ત્વ-ગુણમાંથી થનારાંની ઉત્પત્તિ પ્રથમ કહેલી છે અને સત્તર તત્ત્વના સૂક્ષ્મ દેહનું વર્ણન પણ પહેલાં કર્યું. એમ પંચીકરણનો પ્રકાર પ્રથમ કહેલો છે.

જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ: એ ચાર પ્રકારનાં સ્થૂલ શરીરોમાં સૂક્ષ્મ શરીરનો પ્રવેશ થતાંની સાથે જ ચલન ઉત્પન્ન થાય છે. તેનાં બે કારણ છે: એક ઉપાદાનકારણ અને બીજું નિમિત્તકારણ અવિદ્યાસહિત જીવ ઉપાદાનકારણ છે અને વિદ્યાસહિત ઈશ્વર નિમિત્તકારણ છે.

**ઉપાદાન**—તેમાંથી જ થાય, તેમાં જ રહે અને છેવટે તેમાં જ લય પામે તેને ઉપાદાન કહે છે.

**નિમિત્ત**—માત્ર દેખે અને ઇચ્છા કરે કે તુરત પદાર્થ ઉત્પન્ન થાય તેને નિમિત્ત કહે છે.

ભ્રાન્તિથી દોરીનો જ સર્પ થયો, દોરી ઉપર જ ભાસ્યો, પછી દોરીમાં જ લય પામ્યો, તેમ અજ્ઞાનથી સર્વ થયું, અજ્ઞાનમાં રહ્યું અને છેવટે અજ્ઞાનમાં જ લય પામે છે જેવી રીતે અજ્ઞાનસહિત દોરી, સર્પની ઉત્પત્તિનું ઉપાદાનકારણ છે, તેવી રીતે અજ્ઞાનસહિત અધિષ્ઠાન બ્રહ્મ, જગતની ઉત્પત્તિનું ઉપાદાનકારણ છે. ઈશ્વરની ઇચ્છાથી જગત ઉત્પન્ન થયું, માટે જગતની ઉત્પત્તિનું ઈશ્વર નિમિત્તકારણ છે.

પહેલાં જે વિદ્યા અને અવિદ્યામાં પડેલાં બે પ્રતિબિંબની વાત કહી છે તે બન્નેનો જ્યાં સુધી વિદ્યા—અવિદ્યાની ઉપાધિમાં પ્રવેશ નહોતો થયો ત્યાં સુધી જુદાં ન હતાં, પણ અધિષ્ઠાન બ્રહ્મમાં એકત્ર હતાં પ્રવેશકાળે અજ્ઞાન સહિત જ્યારે પિંડમાં પ્રવેશ કર્યો ત્યારે જીવકૃતિ ( જીવસૃષ્ટિ ) ઉત્પન્ન થઈ. તે પહેલાંની ઈક્ષણથી પ્રવેશ સુધીની ઈશ્વરસૃષ્ટિ ઈશ્વરે નિર્માણ કરી છે.

**દૃષ્ટાંત**—સમજો કે સ્થૂલ શરીર એ ઘડો છે. તેમાં સૂક્ષ્મ શરીર એ પાણી જ્યાંસુધી સૂક્ષ્મ શરીરરૂપી પાણી તે સ્થૂલ શરીરરૂપી ઘડામાં રહેલું છે ત્યાં સુધી તેમાં પ્રતિબિંબ જીવ છે. અજ્ઞાન સહિત એ જીવાભાસનો બે શરીરમાં પ્રવેશ

એ જ પિંડતાદાત્મ્ય. એમ શરીર સાથે એકતા કરીને તે બેઠેલો છે

સૌથી પહેલાં જે જ્ઞાનઅજ્ઞાનરૂપ અહં બ્રહ્મ સ્ફૂર્તિ હતી તે, જીવનો પિંડમાં પ્રવેશ થતાં તુરત શરીરમાં સ્પષ્ટ થઈ અને ત્યારે તે પોતાનું અધિષ્ઠાન ચેતન, જે નિજ રૂપ છે તેને ભૂલી ગઈ, ને સામે જે કંઇ હતું તે જોવા લાગી. તેને જ વાસનાત્મક વિક્ષેપશક્તિ કહે છે. એ વાસનાના સત્તર પ્રકારને જ સૂક્ષ્મ દેહ (લિંગદેહ) કહે છે. સ્થલ દેહ એ લિંગદેહનું રહેઠાણ છે. વાસનાવૃત્તિમાં પડેલા ચેતનના પ્રતિબિંબને જીવ કહે છે. એ જીવ નિજ રૂપને ભૂલીને બે શરીરને જોવા લાગ્યો. જેમ સર્પની ભ્રાન્તિ થતાં તુરત જ દોરીનું ન જાણવાપણું (દોરીનું અજ્ઞાન) ચિત્તમાં ઉત્પન્ન થયું, તેમ સ્થૂલ–સૂક્ષ્મ બે શરીર દેખાવાથી આત્માનું અજ્ઞાન ઉત્પન્ન થયું હોય એવું અનુમાન કરવામાં આવ્યું. તેને "કાર્યાનુમેય" કહે છે. અર્થાત્ સ્થૂલ–સૂક્ષ્મ શરીરરૂપી અજ્ઞાનનાં કાર્ય ઉપરથી અજ્ઞાન હોય એવું અનુમાન કરવામાં આવે છે; બાકી વાસ્તવિક અજ્ઞાનનું કોઈ રૂપ નથી. તેને સત્ કહેવું નહીં બની શકે; કેમકે જ્ઞાન થયા પછી અજ્ઞાન નાશ પામે છે. તેમ તેને અસત્ પણ નહિ કહેવાય; કેમકે તેનું કાર્ય બે શરીર દેખાય છે. તેથી તે અજ્ઞાન સત્ નથી અને અસત્ પણ નથી; માટે તેને અનિર્વચનીય માનવું. એ અજ્ઞાન સ્થૂલ–સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિનું સ્થાન છે; માટે તેને કારણ કહે છે અને તે અજ્ઞાન નાશ પામે છે, માટે તેને શરીર કહે છે. આ પ્રમાણે અજ્ઞાનને કારણશરીર કહે છે. ખરું જોતાં એ શરીર નથી. વાસ્તવિક શરીર તો બે જ છે. તેમાં સ્થૂલ શરીર એ રહેવાનું સ્થાન છે. તેમાં રહીને સૂક્ષ્મ શરીર વ્યવહાર કરે છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને જીવ, એ નિજ રૂપ–અધિષ્ઠાન ચેતનમાં ઉપાધિરૂપે ભાસે છે.

**શિષ્ય**—આ ઉપાધિમાં મુખ્ય નિજ રૂપ કયાં છે? અને હોય તો તે કેવી રીતે રહે છે?

### ઉપાધિમાં બ્રહ્મની વ્યાપ્તિ

**ગુરુ**—જેમ આકાશ ઘડા, કુલડ વગેરેમાં વ્યાપીને રહેલું છે, તેમ બ્રહ્મ, સ્ફુરણાથી માંડીને શરીર પર્યંત સર્વત્ર વ્યાપીને રહેલો છે. બ્રહ્મનાં **અસ્તિ, ભાતિ, પ્રિય,** એ ત્રણે લક્ષણો પ્રગટ છે. જો બ્રહ્મનું **અસ્તિ**પણું માયા નષ્ટ કરે, તો પછી તે માયા દેખાય કોના ઉપર? અને બ્રહ્મનું ભાતિપણું માયાએ નષ્ટ કર્યું હોત તો માયાનો વ્યવહાર કેવી રીતે થાત? પ્રકાશ વગર વ્યવહાર થવાનો નહિ અને દેખાવાનો પણ નહિ. તેમજ બ્રહ્મનું પ્રિયપણું (આનંદ) માયાએ આચ્છાદિત કરેલ છે એમ જો માનીએ, તો તેના વ્યવહારમાં જે પ્રીતિ પેદા થાય છે તે કોની છે? મૂળ અધિષ્ઠાન બ્રહ્મમાં પ્રિયત્વ છે, તેથી અહીં વ્યવહારમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. એ ઉપરથી એમ સમજવું કે બ્રહ્મના અસ્તિ, ભાતિ, પ્રિય એ ત્રણ લક્ષણનો માયાએ લોપ કર્યો નથી. જેમ આકાશ ઘડામાં વ્યાપી રહેલ છે તેમ બ્રહ્મ પિંડમાં વ્યાપી રહેલ છે. આ કલ્પિત જગત જેના પર રહેલું છે તે જ બ્રહ્મનું અસ્તિત્વ છે. જેના પ્રકાશથી સર્વ જગત દેખાય છે, ભાસે છે એ જ બ્રહ્મનું ભાતિત્વ (ચિદ્રૂપપણું) છે. અને જેને લીધે સર્વની અંદર પ્રિયતા છે તે જ આનંદરૂપ–પ્રિય લક્ષણયુક્ત બ્રહ્મ છે.

### આત્માનું ચિદ્રૂપ લક્ષણ સર્વમાં કેવી રીતે વ્યાપ્ત છે તે હવે કહે છે

'અહં બ્રહ્મ' સ્ફૂર્તિની વિદ્યા–અવિદ્યાત્મક શક્તિ જેના પ્રકાશથી પ્રકાશે છે તે જ પ્રકાશ (જ્ઞાન)રૂપ સાક્ષી તારો આત્મા છે

જેને વાસના કહે છે, અર્થાત્ જેને વૃત્તિનામક અંતઃકરણ કહે છે, તે અંતઃકરણ જેના પ્રકાશથી પ્રકાશે છે તે પ્રકાશ (જ્ઞાન)રૂપ સાક્ષી તારો આત્મા છે.

અંતઃકરણ પંચક, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને ત્રણ ગુણ; એ બધાં જેના પ્રકાશથી પ્રકાશે છે તે સાક્ષી જ્ઞાનરૂપ તારો આત્મા છે.

પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય તથા તેની ક્રિયા જેના પ્રકાશથી જાણવામાં આવે છે તે સાક્ષી જ્ઞાનરૂપ તારો આત્મા છે.

હાથ પગથી માંડીને મસ્તક પર્યંત અર્થાત્ નખથી શિખા પર્યંત જે કંઈ આ શરીરમાં ઉત્પન્ન થયું છે તે સર્વ જેના પ્રકાશથી ભાસે છે તે સાક્ષી જ્ઞાનરૂપ તારો આત્મા છે.

આ સર્વ સ્થાવર જંગમ જગત–સમુદાય ઉત્પન્ન થયેલો છે તે જેના પ્રકાશથી ભાસે છે તે સાક્ષી જ્ઞાન–રૂપ તારો આત્મા છે.

સર્વની ક્રિયા અને તમોગુણની દ્રવ્યશક્તિ જે પંચવિષય, એ જેના પ્રકાશથી પ્રકાશે છે તે જ સાક્ષી જ્ઞાનરૂપ તારો આત્મા છે.

સ્ફુરણાથી માંડીને વિષયો પર્યંત જે ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે તે જેના પ્રકાશથી જણાય છે તે સાક્ષી જ્ઞાનરૂપ તારો આત્મા છે. સર્વનો લય જોનારો તે જ સાક્ષી જ્ઞાનરૂપ આત્મા છે.

સામાન્ય રૂપે સર્વને પ્રકાશ આપે, જે ઉત્પત્તિ-સ્થિતિનું ભાન કરાવે અને જે સર્વનો લય જાણીને સ્થિત રહે, એવા દ્રષ્ટાની સ્થિતિનાં આ નીચે દર્શાવેલાં ત્રણ નામ છે.

**દ્રષ્ટા**—જે દૃશ્યને જાણે છે તે દ્રષ્ટા.

**સાક્ષી**—જે ચંચળ આભાસને જાણે છે તે જ સાક્ષી.

**જ્ઞપ્તિ**—લયસાક્ષીને જ્ઞપ્તિ કહે છે.

એમ ત્રણ પ્રકારનું જે જ્ઞાન છે તે એક જ છે.

આવશે. વળી આત્મા શરીરમાં નથી એમ માનીશું તો તે સાધકને પ્રાપ્ત થશે કેવી રીતે? જો પ્રાપ્ત ન થાય તો શ્રુતિ તથા અનુભવને બાધ આવે છે, માટે આત્મા સૂર્યની જેમ દૂર છે એવો સૂર્યના દૃષ્ટાન્તનો ભાવ નથી; પણ જેમ સૂર્ય નિર્વિકારપણે સામાન્ય પ્રકાશ આપે છે તેમ આત્મા નિર્વિકારપણે સર્વને દર્શાવે છે. વ્યાપકપણા વિષે સૂર્યનું દૃષ્ટાન્ત આપ્યું નથી, પણ નિર્વિકારપણા વિષે આપેલું છે. વ્યાપકપણા વિષે તો પ્રથમથી જ આકાશનું દૃષ્ટાન્ત આપેલું છે. આકાશ જેમ સર્વ ઘડાઓમાં વ્યાપી રહેલું છે તેમ આત્મા દેહાદિક સર્વ પદાર્થોમાં નિર્વિકારપણે વ્યાપીને રહેલો છે. તે પોતાના પ્રકાશથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય દર્શાવે છે, પરંતુ તેનો વિકાર લેતો નથી.

**શિષ્ય**—તો પછી વિકાર કોને થાય છે? પાપ-પુણ્યનો કર્તા કોણ છે?

**ગુરુ**—જેમ સૂર્યનું પ્રતિબિંબ વિશેષરૂપે ભાસે

આત્મા જડ છે, તેથી તે જોઈ શકતો નથી. હું મને પ્રિય છું. આત્મા પ્રાપ્ત થતો નથી માટે અપ્રિય છે, અને હું પ્રિય છું. આ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિય (સત્, ચિત્, આનંદ) જે મુખ્ય આત્મા છે, તે આત્માનાં લક્ષણો જીવે પોતાનાં માની લીધાં અને પોતાનાં અસત્ જડ, દુઃખરૂપ લક્ષણો મુખ્ય આત્માને ઓઢાડયાં! એવો અન્યોન્ય અધ્યાસ, જીવે અજ્ઞાનથી કલ્પી લીધો. તેને જડચેતનની ગ્રંથિ કહે છે. ચિદાભાસ–જીવે આત્મરૂપતા પોતે લીધી અને પોતાની અનાત્મતા આત્મા ઉપર નાખી, તેથી એ ગ્રંથિ પડી છે; પણ તેથી આત્માનું કાંઈ બદલાયું નથી. એ તો જેમનો તેમ અસ્તિ, ભાતિ, પ્રિય–રૂપ જ છે.

ચણોઠીઓનો ઢગલો જોઈને કોઈ એવી કલ્પના કરે કે તે બળે છે, તો તેની કલ્પનાથી શું ચણોઠીઓનો ઢગલો બળી જશે? તેમ મૂર્ખ જીવે મુખ્ય આત્માને અસત્ જડ, દુઃખરૂપ માન્યો તેથી શું તે તેવો થઈ જશે? કદી પણ નહિ થાય. એ તો જેમનો તેમ અસ્તિ, ભાતિ, પ્રિય જ રહેવાનો. એમને અસત્, જડ, દુઃખરૂપ જે માને છે તેને જ જન્મ–મરણની બલા વળગે છે!

## વિશ્વાભિમાન

જીવ અસત્ હોવા છતાં પોતાને સત્ માનીને અભિમાનથી સ્થૂલ–સૂક્ષ્મ બે શરીરો સાથે તદ્રૂપ થયો અને માંસમય સ્થૂલ શરીરનો સ્વભાવ જાણ્યા વિના તે 'શરીર જ હું છું' એમ માન્યું ને તેના ધર્મો પોતાને માથે લીધા! તે આ પ્રમાણે: હું જન્મ્યો, હું વધવા લાગ્યો, હું જુવાન થયો, પછી હું વૃદ્ધ થઈને મરીશ અને ફરી પાછો જન્મીશ. હું અમુક કુળમાં જન્મ્યો, હું અમુક આશ્રમમાં છું. અમુક મેળવીને હું વડીલોની સમાન સુખપૂર્વક રહેલો છું.

જીવ, ઇન્દ્રિયોના ધર્મો પોતાને માથે લ્યે છે તે આ પ્રમાણે: કાનથી સંભળાય નહિ તો 'હું બહેરો છું' એમ માને છે તેમજ આંખથી દેખાય નહિ તો 'હું આંધળો છું' એમ માને છે. વળી 'હું જીભ વિનાનો છું' અથવા હું રસજ્ઞ છું. હું નાક વિનાનો છું અથવા મારે નાક છે. હું સ્પર્શ જાણું છું અથવા મને સ્પર્શ સમજાતો નથી. હું વાચાળ છું. હું ચાલાક છું. હું દાન આપનારો છું હું કામી છુ. હું જ દરરોજ મલત્યાગ કરું છું. મારાથી શ્રેષ્ઠ બીજો કોઈ પણ નથી.

પ્રાણના ધર્મ તથા અંતઃકરણ પંચકના ધર્મ અભિમાનથી માથે લઈને જીવ કહે છે: મને ભૂખ–તરસ લાગે છે ત્યારે હું ખાઉં છું ને પીઉં છું, મેં અમુક માણસને વચન આપ્યું છે કે હું મારા સામર્થ્યથી તને બચાવીશ. હવે હું તેની પ્રાણાન્તે પણ ઉપેક્ષા નહિ કરું. મેં જે ગોખીને પાકું કર્યું હોય તે હું કદી પણ ભૂલતો નથી. મને કોઈ દિવસ આળસ ન આવે. મને કેટલી જાતના વિચાર થાય છે, તે મારા વિચાર હું જ જાણું છું. મારો નિશ્ચય કેવો મહાન! બીજાના નિશ્ચય તુચ્છ, સમજવા. હું ભારે સ્મરણશક્તિવાળો છું. હું કાંઈ ભૂલું નહીં. આ પ્રમાણે સ્થૂલ શરીરના, ઇન્દ્રિયોના, પ્રાણના અને અંતઃકરણના ધર્મો, મૂર્ખ જીવ પોતાને માથે લઈને બેઠેલો છે.

જાગૃતિમાં દેહ, પ્રાણ, ઇન્દ્રિયો તથા અંતઃકરણના ધર્મો–કર્મો વર્ણ, આશ્રમ અને લૌકિક વ્યવહાર, એ બધું ખરેખર હું જ કરું છું એમ જીવ માને છે. આ હું છું અને એ બધું મારું છે એવા અભિમાનનો બોજો લઈને બેઠો છે. તે છોડી દેતો નથી, તેથી જાગ્રત અવસ્થાના અભિમાની જીવને વિશ્વાભિમાન કહે છે.

## તૈજસ અભિમાન

સ્વપ્નમાં સ્વપ્નદશ્યની મનમાં કલ્પના કરીને તેમાં એક 'હું છું' એમ દૃઢ સંસ્કારને લીધે જીવ પોતાને જુએ છે અને તેમાંનો કલ્પિત દેહ 'તે હું જ છું' તથા બીજું કલ્પિત દશ્ય 'મારું છે,' તેમાંથી કેટલાંક તો મને દુઃખ દેનારાં છે, એમ સ્વપ્નમાં અભિમાન લેનારો તે તૈજસ અભિમાની જીવ!

## પ્રાજ્ઞ અભિમાન

સ્વપ્ન ગયા પછી ગાઢ–નિદ્રામાં પડે છે, ત્યારે પણ જીવ હુંપણું મૂકતો નથી.

સુષુપ્તિમાંથી જાગ્યા પછી તે કહે છે—બીજા

કોઈ પણ સ્મરણ વિના, સુખ–દુઃખ ભોગવ્યા વિના, કશું જાણ્યા વિના, વિષયોની ઇચ્છા કર્યા વિના, અને સ્વપ્ન દેખ્યા વિના આરામથી હું ઘણીવાર સુધી ઊંઘ્યો. ઉપર કહ્યા પ્રમાણે સુષુપ્તિમાં તેણે અજ્ઞાનનો અનુભવ લીધો. જો તે વખતે ત્યાં 'હુંપણું' હાજર ન હોત તો જાગ્યા પછી ત્યાંના અજ્ઞાનનો અનુભવ તે કહી શકત નહિ. પણ કહે છે તેથી સમજાય છે કે અભિમાન કરનારો ત્યાં હતો જ; અને તે જ અજ્ઞાનનો અનુભવ કહેનારો પ્રાજ્ઞાભિમાની જીવ!

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં 'હું છું જ' એવી જે દૃઢ પ્રતીતિ થાય છે તે ચિદાભાસ જીવને થાય છે. એ સ્વાભાવિક અવસ્થાઓ સિવાય બીજી પ્રાસંગિક અવસ્થાઓમાં પણ જીવનું 'હુંપણું' ઓછું થતું નથી. કોઈ પ્રહારથી મૂર્છા આવી ગઈ. તેમાંથી સાવધ થયા પછી યાદ કરે છે કે, હું તો જાણે મૂઢ જેવો થઈ ગયો ને બધું ભૂલી ગયો હતો. આથી સમજાય છે કે ત્યાં 'હુંપણું' હતું મરણ વખતે 'હું મરણ પામ્યો.' એમ કલ્પના કરે છે, તેથી તે વખતે પણ 'હુંપણું' ગયું નથી. સમાધિમાં સુખનો અનુભવ કરે છે, ને તેમાંથી ઉત્થાન થયા પછી કહે છે: "કાંઈ પણ વિષયચિંતન થયું ન હતું કેવળ સુખરૂપ હતો."

આ પ્રમાણે સર્વત્ર 'હુંપણાં'નું અભિમાન ધરનાર જીવ જ છે એમ સમજવું

તે જીવ, શરીરની જે જે ક્રિયા થાય છે તે મેં કરી એમ માને છે. સ્નાનસંધ્યા, સ્વધર્મ, નિત્યનૈમિત્તિક કર્મ, યજ્ઞ, હોમ, દાન, પઠનપાઠનાદિ 'પુણ્યકર્મ' કરનાર હું જ છું, શાસ્ત્રમાં નિષેધ કરેલું કર્મ કર્યું એટલે મેં પાપ કર્યું એમ માને છે. તેમજ લૌકિક રીતે શરીર જેવો જેવો વ્યવહાર કરે તે પ્રમાણે પુણ્ય કે પાપ માનીને તે પોતાને માથે લઈ લે છે. ખરું જોતાં ચિદાભાસ (જીવ) કાંઈ જ કરતો નથી. કામ કરનારાં તો બીજાં છે, પણ 'હું કર્તા છું' એવી જ્યારે તેની બુદ્ધિ છે ત્યારે તે પાપ–પુણ્ય ભોગવવાં જ જોઈએ.

**શિષ્ય**—ત્યારે ખરેખરો કર્તા કોણ છે?

**ગુરુ—શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, કર્મ અને અંતઃકરણ;** એ પાંચનું મંડળ (પંચ) ભેગું થાય છે ત્યારે કર્મ થઈ શકે છે. એ પાંચમાંનું એક જો ગેરહાજર હોય તો બાકીનાં ચાર નકામાં! તેનાથી કર્મ ન થઈ શકે. ત્યારે તેમાં વાસ્તવિક કર્તા કોને કહેવો? જ્યાં સુધી થનારું કર્મ ઉત્પન્ન થયું નથી ત્યાં સુધી બાકીનાં ચાર શું કરી શકે? દેહ જ ન હોય તો બાકીનાં ચાર શું કરે? દેહ તો કર્મનું અધિષ્ઠાન છે. તેના વિના કર્મ થાય જ શી રીતે? વળી એકલો દેહ પણ કશું કરી શકતો નથી

ઇન્દ્રિયો ન હોય તો બીજાં ચાર પણ વ્યર્થ. વળી કેવળ ઇન્દ્રિયો પણ કાંઈ કરી શકતી નથી એકલા પ્રાણથી અથવા પ્રાણ સિવાય બાકીનાં ચારથી પણ કર્મ થઈ શકતાં નથી. એકલા અંતઃકરણથી અથવા અંતઃકરણ સિવાય બાકીનાં ચારથી કશું બની ન શકે. પણ એ પંચક જ્યારે એકત્ર થાય ત્યારે જ કર્મ થઈ શકે; તે સિવાય નહિ. આ પ્રમાણે બધાં જુદાં જુદાં હોવાથી કોઈનામાં કર્તાપણું દેખાતું નથી. છતાં વિના સમજે મિથ્યા અભિમાનથી જીવ 'હું કર્તા છું' એમ મફત માની બેઠો છે. શરીર કોને કહેવાય? પ્રાણ એટલે શું? મન એટલે શું? ઇન્દ્રિયો એટલે શું? કર્મ શું છે? જીવ કોને કહેવાય? એ બધું જાણ્યા વિના અમસ્તો બધાંને 'હું' માને છે. એવા તેના હુંપણાને લીધે ઉપર દર્શાવેલા પંચકે કરેલાં કર્મ, તે મેં કર્યાં છે તેથી મારે તે ભોગવવાં પડશે; મેં પુણ્ય કર્યાં તેથી મને સુખ મળશે, પાપ કર્યાં તેથી હું દુઃખી થઈશ. આ પ્રમાણે જે જે કર્મો થયાં તેનો કર્તા પોતે છે એમ જીવે દૃઢ રીતે માન્યું અને એ સંસ્કાર, દેહ પડી જાય તો પણ અંતરમાં બેઠેલા રહે છે. મરણ વખતે પાપપુણ્યના કર્તાપણાની દૃઢ વાસના લઈને મરે છે, તેથી પ્રાણી સારી–માઠી કોઈ પણ યોનિમાં જન્મે છે.

## કર્મવિપાક

**स एव संसरेत् कर्मवशाल्लोकद्वयेसदा ।**

હુંપણું ધરનારો ચિદાભાસ જીવ જ્યારે કર્મફલની આશા સહિત તે પ્રકારનું ચિંતન કરતોકરતો મરે છે ત્યારે તે નીચેના અથવા ઉપરના લોકમાં જન્મે છે. એમ સર્વ યોનિમાં ફરતો રહે છે પુણ્ય ઘણાં થાય તો સ્વર્ગલોકમાં જાય છે અને પાપ ઘણાં થાય તો નીચ યોનિમાં જાય છે. અંતકાળે જે સ્મરણ હોય તેવો

બીજો દેહ મળે છે. એમ કર્મવશથી ફરીફરીને જીવનું જન્મ-મરણ થાય છે

**સંસૃતિ**—જન્મ-મરણને સંસૃતિ કહે છે.

પ્રાણી ગમે તે યોનિમાં હોય, પણ જન્મ-મરણ ન ચૂકતાં તે તેને ભોગવવાં જ પડે છે. ઉત્તમ દેહ પ્રાપ્ત થયા પછી અધમ દેહ આવશે કે અધમ દેહ પ્રાપ્ત થયા પછી ઉત્તમ દેહ આવશે એ કાંઈ નિયમ નથી કર્માનુસાર જ પ્રાણીનો જન્મ થાય છે. મનુષ્યથી માંડીને કીડા સુધી જંગમ અને વૃક્ષાદિ સ્થાવર પર્યંત સર્વ અધમ યોનિ. મનુષ્યથી માંડીને દેવપર્યંત ઉત્તમ યોનિ. ઉત્તમ-અધમ બન્નેનું આરંભસ્થાન મનુષ્ય શરીર છે તેથી મનુષ્ય એ મધ્યમ યોનિ છે. પુણ્ય-પાપ સમતોલ થયા વિના મનુષ્ય શરીર મળતું નથી અધમ એટલે મનુષ્યથી નીચેની યોનિ અને ઉત્તમ તે મનુષ્યથી ઉપર દેવ, ગંધર્વ, યક્ષ એ સ્વર્ગવાસી તથા તેની ઉપર સત્યલોકવાસી સ્વર્ગથી માંડીને સત્યલોક સુધી વાસ થવો એ જીવની ઉત્તમ ગતિ છે, પરંતુ તેનું જન્મ-મરણ છૂટતું નથી. મનુષ્યને સાલોક્ય, સામીપ્ય, સારુપ્ય, અને સગુણ સાયુજ્ય મુક્તિ પ્રાપ્ત થાય તો પણ જન્મ-મરણ છૂટતું નથી, તો પછી અધમ ગતિવાળાનું તો છૂટે જ ક્યાથી ?

જ્યાં સુધી અજ્ઞાન નષ્ટ થયું નથી અને સ્વસ્વરૂપનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું નથી, ત્યા સુધી જન્મ-મરણ ચૂકવાનાં નથી. પ્રાણી જન્મતાં સાકાર પ્રગટ થાય છે અને મરતાં વાસનામા ગુપ્ત રહે છે એમ બે લોકમાં આ જીવ ફરે છે પછી તે પ્રાણી દેવ, દાનવ, માનવ અથવા કીડા, ગાય, ઘોડા આદિ નીચ યોનિમાં હોય, પણ તે સર્વ સ્વપ્ન અને જાગૃતિ એ બે અવસ્થામાં ફરે છે. અર્થાત્ જન્મ-મરણમાં ફરે છે. સંસૃતિ એટલે સંસાર. બે દેહનો વ્યાપાર. ક્યારેક સ્વપ્નમાં જાય ને ક્યારેક જાગ્રતિમાં જાય. એ વ્યાપારના પાંચ પ્રકાર છે અને તે વ્યાપારમાં કામે લાગનારાં તત્ત્વો પણ પાંચ છે. પ્રથમ અપંચીકૃત તત્ત્વો ઉત્પન્ન થયેલાં તે જ પછી પંચીકૃત થયાં; અર્થાત્ એકેકમાં પાંચ-પાંચ મળ્યાં અને દેહમાં પ્રવેશ કર્યો. જ્યારે કંઈ વ્યાપાર થવા લાગે છે ત્યારે એકેકમાંથી એકેક નીકળે છે. એમ પાંચમાંથી પાંચ નીકળે એટલે એક વ્યાપાર થાય છે. એક-એક ભૂતના પાંચ-પાંચ ભાગ કરીને પાંચેને પંચીકરણને વખતે વહેંચેલા તે ભાગ તે તે ભૂતમાંથી નીકળે ત્યારે તે જેનો ભાગ હોય તે તત્ત્વનો વ્યાપાર થાય છે. જેમકે પંચીકરણને વખતે આકાશના અંતઃકરણ, વ્યાન, શ્રોત્ર, વાચા, શબ્દ, એ પાંચ ભાગ કરીને પાંચે ભૂતોને વહેંચેલાં તે જ ભાગ પ્રત્યેક ભૂતમાંથી નીકળે છે ત્યારે **આકાશતત્ત્વના બોલવું અને સાંભળવું** એ બે વ્યાપાર થાય છે. એ જ રીતે બીજાં તત્ત્વોના વ્યાપારનુ જાણવું. પ્રત્યેક ભૂતના બે વ્યાપાર. તેમા એક જ્ઞાનરૂપ અને બીજો ક્રિયારૂપ હોય છે. જ્ઞાનરૂપ વ્યાપાર જ્ઞાનેન્દ્રિયોથી અને ક્રિયારૂપ વ્યાપાર કર્મેન્દ્રિયોથી થાય છે. વ્યાપાર વખતે ચલન માટે વાયુનું કામ પડે છે. જ્ઞાન કરવા માટે અંતઃકરણ જોઈએ. અને બન્ને વ્યાપારમાં વિષય જોઈએ. એમ પાચના સહકારથી એક તત્ત્વના બે વ્યાપાર થાય છે. તેમાં કોનો કયો વ્યાપાર કયા તત્ત્વમા મળીને થાય છે તે સ્પષ્ટ જાણવા માટે આ નીચે કોષ્ટક આપવામાં આવે છે.

## પંચભૂતોના વ્યાપારનું કોષ્ટક

| | વ્યાપારના પ્રકાર | વ્યાપારમાં લાગનારાં તત્ત્વો | | | | |
|---|---|---|---|---|---|---|
| પંચ મહાભૂતો | જ્ઞાનરૂપ અને ક્રિયારૂપ વ્યાપાર | દેહ આકાશમાંથી નીકળ્યાં | જીવ અવિદ્યા વાયુમાંથી નીકળ્યાં | ઈશ વિદ્યા તેજમાંથી નીકળ્યાં | અંતઃકરણ સ્ફુર્તિ જલમાંથી નીકળ્યા | મન,બુદ્ધિ, ચિત્ત, અહંકાર પૃથ્વીમાથી નીકળ્યાં |
| આકાશનો | વ્યાપાર, સાંભળવું, બોલવું | અંતઃકરણ | વ્યાન | શ્રોત્ર | વાચા | શબ્દ |
| વાયુનો | વ્યાપાર સ્પર્શ, લેવુંદેવું | મન | સમાન | ત્વચા | પાણિ | સ્પર્શ |
| તેજનો | વ્યાપાર જોવું, ચાલવું | બુદ્ધિ | ઉદાન | ચક્ષુ | પાદ | રૂપ |
| જલનો | વ્યાપાર ખાવુ, રતિ | ચિત્ત | પ્રાણ | જિહ્વા | ઉપસ્થ | રસ |
| પૃથ્વીનો | વ્યાપાર ગંધગ્રહણ, મલવિસર્ગ | અહંકાર | અપાન | ઘ્રાણ | ગુદા | ગંધ |
| પાંચ તત્ત્વોના વ્યાપારમાં ત્રણ ગુણની ત્રણ શક્તિ અધિષ્ઠાન છે ૧ જ્ઞાન શક્તિ ૨ ક્રિયાશક્તિ ૩ દ્રવ્યશક્તિ | સત્ત્વગુણી અંતઃકરણ પંચક (જ્ઞાનશક્તિ) ભોક્તા | રજોગુણનું જ્ઞાનેન્દ્રિય પંચક, કર્મેન્દ્રિય પંચક અને પ્રાણ પંચક; એ ત્રણ પ્રકારની ક્રિયા શક્તિ, એ ત્રણે ભોગ ગ્રહણ કરવાના ભોક્તાના સાધનો છે. | | | | તમોગુણની દ્રવ્યશક્તિ પંચ વિષય એ ભોગ્ય છે |

જ્ઞાનેન્દ્રિયો સત્ત્વગુણાત્મક છે, પરંતુ તે ભોક્તાના બહારનું જ્ઞાન કરવાનાં સાધન છે, માટે જ્ઞાનેન્દ્રિયો જ્ઞાનરૂપ નથી, પણ ક્રિયારૂપ છે

જ્ઞાનેન્દ્રિયો વડે જોવું, સાંભળવું, સૂંઘવું, સ્પર્શ કરવો, ખાવું વગેરે વ્યાપાર થાય છે, અને કર્મેન્દ્રિયોથી બોલવું, લેવુંદેવું, ચાલવું, રતિભોગ અને મલવિસર્ગ; એ વ્યાપાર થાય છે માટે તેજનાં અને જલનાં તત્ત્વો વ્યાપાર કરનારાં, અંતઃકરણ પંચક જાણવામા ઉપયોગી અને વાયુપંચક ચલનનો આધાર છે. બન્ને વ્યાપારમાં વિષયપંચક ભોગ્ય અર્થાત્ વ્યાપાર વિષય પંચકમાં જ થાય છે વિષયપંચકને ગ્રહણ કરવા માટે જ વ્યાપાર થાય છે, એ સિવાય થાય નહિ.

ભોક્તા, સાધનો અને ભોગ, એ ત્રિપુટિ દ્વારા

જીવ સુખદુઃખ ગ્રહણ કરે છે.

**જાગ્રતિ**—પ્રત્યક્ષ વિષયોમાં સ્થૂલભોગ થાય તેને જાગ્રત અવસ્થા કહે છે.

**સ્વપ્નાવસ્થા**—પ્રત્યક્ષ વિષયેન્દ્રિય વિના, મનથી કલ્પિત વિષયેન્દ્રિયનું અભિમાન લઈને સુખ-દુઃખ ભોગવે તે જીવની સ્વપ્નાવસ્થા. આ બે અવસ્થામાં (લોકમાં) જીવ ફરે છે અને સુષુપ્તિમાં ગુપ્ત રહે છે. જ્યાં સુધી શરીર રહે ત્યાં સુધી બે દેહોમાં-બે અવસ્થાઓમાં જીવ ફરે છે. મર્યા પછી ઉત્તમ અથવા અધમ યોનિમાં ફરે છે. એમ અનંત કર્મફલના ભોગને લીધે જીવનું ભ્રમણ છૂટતું નથી.

જેમ પ્રવાહમાં પડેલો કીડો એક આવર્તમાંથી બીજા આવર્તમાં જઈ પડે છે, ને ક્ષણવાર પણ વિસામો મળતો નથી, તેમ જીવ એક દેહ મૂકી બીજો ધારણ કરે છે ને બીજો મૂકી ત્રીજો ધારણ કરે છે.

આ જીવ અજ્ઞાનને લીધે જ્યારથી પોતાના અધિષ્ઠાન બ્રહ્મથી અલગ થયો અને 'હું જીવ છું' એમ માની બેઠો ત્યારથી તે જન્મ-મરણના પ્રવાહમાં પડ્યો તે એક નિમિષ પણ વિસામો ન લેતાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ ભોગવતો કીડા પ્રમાણે ભ્રમણ કરે છે દૈવયોગે કીડો નદીતટ પર આવતાં જોયો, ને તેણે દયા કરીને તુરત બહાર કાઢી લીધો ત્યારે તે, જેવી રીતે વૃક્ષની છાયા નીચે જઈ વિશ્રાંતિ પામ્યો, તેમ જીવને સદ્‌ગુરુ મળશે ત્યારે તે અભિન્નપણે સ્વસ્વરૂપમાં વિશ્રાંતિ પામશે. પરંતુ પૂર્ણ હૃદય શુદ્ધિપૂર્વક શરણે આવવું જોઈએ; પછી તેનું સંકટ સદ્‌ગુરુ જ્ઞાનથી નષ્ટ કરશે. (તેને જ્ઞાનનો ઉપદેશ કરી જન્મમૃત્યુના પ્રવાહમાંથી કાઢી લેશે પછી તેને સુખ-દુઃખ પ્રાપ્ત થવાનું નહિ.) સદ્‌ગુરુના ઉપદેશથી અભિન્ન જ્ઞાન પ્રાપ્ત થાય છે. અભિન્ન જ્ઞાન વિના બીજાં કરોડો સાધનોથી પણ જીવનો આ જન્મ-મરણરૂપ પ્રવાહ નષ્ટ થતો નથી. હે રવિદત્ત! અમારું એ સત્ય વચન કદી પણ અપ્રમાણ થનાર નથી. એવી ગુરુની વાણી સાંભળીને રવિદત્તે સાષ્ટાંગ નમસ્કાર કર્યા. વારંવાર પ્રદક્ષિણા કરી આંખમાં આંસુ આવ્યાં કંઠ ભરાઈ ગયો. એક શબ્દ પણ નીકળે નહિ. આખરે ગદ્‌ગદ વાણીથી બોલ્યો: 'ઉદ્ધાર કરો, મારો ઉદ્ધાર કરો. છોડાવો, છોડાવો આ ભવપાશથી! બીજી કોઈ પ્રાર્થના હું જાણતો નથી.'

'જય જય ગુરુ! કૃપાઘન કરુણાસાગર! મુજ દીનનો સ્વીકાર કરો. ઉપેક્ષા ન કરશો. હું શરીર, વાણી અને મનથી આપને શરણે છું. ઉચિત હોય તે કરો.' એટલું કહીને ફરી સાષ્ટાંગ કરી ચરણમાં પડ્યો. શંકરે તેને તુરત ઉઠાડી ગાઢ આલિંગન આપી, કહ્યું: 'હે, રવિદત્ત! તું ડર નહિ, ડર નહિ. તારો આ ભવભય હું નષ્ટ કરીશ. તું કોણ છે તે તારું સ્વરૂપ હમણાં જ તને જ્ઞાનથી ભેટાડું છું.

'હે રવિદત્ત! જીવ પ્રવાહમાં પડ્યો એમ જે, ઉપર કહ્યું તે તને ખરું લાગ્યું, પરંતુ જો તે ખરા પ્રવાહમાં તણાતો હોય તો જ્ઞાનનો બાપ પણ તેને કાઢી ન શકત પ્રવાહમાં વહી જતા જેવો દેખાય છે તે ભ્રાન્તિથી કેવી રીતે વહી જતો જતો દેખાય છે તે હવે તને સ્પષ્ટ બતાવું છું.

## જીવનો સંસૃતિ ભ્રમ અને તે ભ્રમની નિવૃત્તિનો ઉપાય

**એ**ક મોટી ઊંડી નદી વહેતી હતી. તેને કાંઠે એક મોટુ વૃક્ષ હતું. વૃક્ષ પર એક પુરુષ સ્થિર થઈ બેઠો હતો. થોડીવાર પછી તેણે નીચે પાણીમાં જોયું. તો, 'વૃક્ષસહિત હું પાણીમાં પડ્યો છું' એમ તેને દેખાયું. પોતે વૃક્ષ પર અચળ છે તે પોતાને ભૂલી ગયો ને પાણીના પ્રવાહમાં કંપી રહેલું ચંચળ પ્રતિબિંબ તે જ હું છું એમ માની લીધું, ને 'હું પડ્યો રે, પડ્યો! કોઈ મને જલદી કાઢો. હું પ્રવાહમાં વહ્યો જાઉં છું, એ શું તમે જોતા નથી?' એમ બૂમો પાડે છે. તેવી રીતે વિકારોમાં રહેવા છતાં દેહાદિ વિકારોથી દૂર, સત્તર તત્ત્વો (સૂક્ષ્મ શરીર)રૂપી પાણીમાં પડેલા પોતાના પ્રતિબિંબને જોનારા કૂટસ્થ આત્માએ, તે પ્રતિબિંબ હું છું એવી કલ્પના કરી; અને 'આ હું જીવ, જન્મમરણના પ્રવાહમાં વહેતો જાઉં છું તે કયા સાધનથી, કેવી રીતે તેમાંથી છૂટીશ! કોઈ દયાળુ દેવ હશે તે જ કૃપા કરીને મને તારશે.' ઇત્યાદિ કામ્ય કર્મરૂપ બૂમ-બરાડાથી દેવને વિનંતિ કરે છે. હવે જો તે ખરેખર પ્રવાહમાં પડ્યો હોત તો દેવ તેને પ્રવાહમાંથી કાઢત; પણ તે ખરી રીતે પડેલો જ નથી. વૃક્ષ પર બેઠેલો

પાણીમાં પડયો નથી. અમસ્તો જ બૂમો પાડે છે એમ માનીને જેમ લોકો તેની ઉપેક્ષા કરે છે તેમ આ જીવની દેવ ઉપેક્ષા કરે છે. વૃક્ષ પર બેઠેલાના બૂમબરાડાને હસી કાઢીને તેનું મન મનાવવા માટે લોકો નદીમાં લોઢાની મીંદડી નાખીને પડેલાની શોધ કરે છે! તે પ્રમાણે જીવના ઉદ્ધાર માટે વેદવાણી પુષ્કળ સાધનો કહે છે. તે અનેક પ્રકારનાં સાધનો ઉદ્ધાર કરશે એમ માનીને કરોડો કલ્પ સુધી કર્મો કરતો રહે તોપણ જ્ઞાન વિના જીવનો મોક્ષ થવાનો નહિ. વૃક્ષ પર બેઠેલો જો ખરેખર પડયો હોત તો તેને કાઢવા માટે કંઈ પણ ઉપાય ચાલત; પણ હું પ્રવાહમાં પડયો, એમ તેણે ભ્રાન્તિ(ભૂલ)થી માની લીધું છે.

તેને છોડાવવા માટે જ્ઞાન વિના બીજું કોઈ સાધન નથી. એ જ રીતે ભ્રાન્તિથી 'હું જીવ છું' એમ માનેલું છે, તેને મુક્ત થવા માટે જ્ઞાન વિના બીજું સાધન નથી. અને એ જ્ઞાન આપવા માટે એક ગુરુ વિના બીજા દેવ-દેવી આદિ કોઈપણ સમર્થ નથી. દેવ પણ જ્યારે મનુષ્ય શરીર ધારણ કરીને ગુરુપદ સિદ્ધ કરે છે ત્યારે જ જ્ઞાન આપી શકે છે. માટે સદ્‌ગુરુ વિના બીજા દેવાદિ કોઈપણ જ્ઞાન આપી શકે તેમ નથી. આત્મજ્ઞાનનો ઉપદેશ આપનારને 'સદ્‌ગુરુ' કહે છે અને તે સિવાય બાકીનો બીજો ઉપદેશ કરનાર 'ગુરુ' કહેવાય છે. એવા ગુરુ મુક્ત તો કરી શકતા નથી, પણ ઊલટા બંધનમાં નાખે છે; માટે એવા ઉપદેષ્ટાને શરણે જવું નહિ. આત્મજ્ઞાન દ્વારા જે મુક્ત કરે તેને જ શરણે જવું જોઈએ. પછી તે સદ્‌ગુરુ જ્ઞાનનો ઉપદેશ કરીને જન્મમરણના પ્રવાહમાંથી જીવને છોડાવી લે છે; પરંતુ તે બાબતનો તેનામાં વિચાર હોવો જોઈએ. વિચાર હશે તો જ જ્ઞાનથી છૂટશે અને તે વિચાર નહિ હોય તો ગુરુ તેને અનધિકારી સમજી ઉપેક્ષા કરી દેશે.

## વિચાર

વિચાર આ જ હોવો જોઈએ કે ઘણા મોટા પરિશ્રમથી મેં આજ પર્યંત જે કર્મો કર્યાં તેનું શું ફળ પ્રાપ્ત થયું? ઝાડ પર બેઠેલાને નદીમાં શોધવા માટે લોકો ફાંફાં મારે છે તે ઝાડ પર બેઠેલો જુએ છે અને પડેલો મળ્યો નહિ તે પણ પોતે જુએ છે. તેમ મેં પુષ્કળ સાધનો કર્યાં પણ છૂટયો હોઉં એમ મને લાગતું નથી. 'નદીના પ્રવાહમાંથી મને કોઈ કાઢો રે કાઢો!' એમ ઝાડ પર બેઠેલો બૂમો પાડે છે તો પણ તેને કાઢવા માટે જેમ કોઈ દોડતું નથી, તેમ રાતદિવસ દેવનું ભજન કરવા છતાં દેવ મને મળતા નથી. ઝાડ પર બેઠેલો જો ખરેખરો પાણીમાં તણાતો હોત તો તે રડત અને બૂમો પાડત શી રીતે? તેમ જો હું અજ્ઞાન (જડ વસ્તુ) હોત તો મારો ઉદ્ધાર કરો-ઉદ્ધાર કરો એવા ઉચ્ચાર શી રીતે કરત? પડેલો પોતે પોતાને જોઈ શકે નહિ, પણ આ ઝાડ પર બેઠેલો તો પાણીમાં પડેલાને બરાબર જુએ છે તેથી તે પોતે પડયો નથી પણ ઝાડ પર જેમનો તેમ બેઠેલો છે એમ તેણે જાણવું. આને જ વિચાર કહે છે. આ વિચાર જીવે એમ કરવો જોઈએ, કે અંતઃકરણથી માંડીને શરીર સુધી સર્વને હું જાણું છું તો હું જન્મ-મૃત્યુના પ્રવાહમાં તણાયો શી રીતે? જો તણાતો હોત તો હું મને પોતાને દેખત નહિ. તેમજ હું મનાદિ પદાર્થોને જોઉં છું તેથી એ મન આદિ હું નથી એમ મને લાગે છે. પણ હું અમુક છું એમ મારું રૂપ મને દેખાતું નથી, તો તે બતાવનાર સદ્‌ગુરુ છે જ એવો નિશ્ચયપૂર્વક જેના અંતરમાં વિવેક-વિચાર હશે તેને સદ્‌ગુરુ ઉપદેશ કરશે, અન્યને નહિ.

## ઉપદેશ

વૃક્ષ ઉપર બેઠેલો વૃક્ષ ઉપર જ હોવા છતાં, જે હું પડયો એમ માને છે તેને કોઈ સાચેસાચું કહે, કે "તું પડયો નથી તારી જગા ઉપર જ બેઠેલો છે," તો તેને તે સાચું લાગતું નથી; પણ ઊલટો એમ માને છે કે હું પડેલો છું છતાં મને આ નિર્દય લોક કાઢતાં નથી. તેમ હું શરીર છું, ને હું જન્મું છું-મરું છું એવું જેને લાગે છે, તેને શાસ્ત્ર અને ગુરુ કહે છે, કે 'તું શરીર નથી. તું તો આત્મા છે.' ત્યારે તે મૂર્ખ જીવ શાસ્ત્રનું અને ગુરુનું વચન માનતો નથી, તેનો શો ઉપાય છે? એવા મૂર્ખની ગુરુ ઉપેક્ષા કરે છે; કેમકે તે યોગ્ય અધિકારી નથી. હે રવિદત્ત! તું કદાચ શંકા કરીશ કે તે સદ્‌ગુરુ જે બૂડતાને જોવા છતાં કાઢે નહિ અને સંસારરૂપી વ્યાઘ્રે જેને પકડેલો છે તેને જે છોડાવે નહિ, તે શું ઓછા નિર્દય કહેવાય? તો તે વિષે કહું છું તે શ્રવણ કર. વૃક્ષ પર બેઠેલો જો ખરેખરો પ્રવાહમાં પડયો હોય ને તેની ઉપેક્ષા જો કરે તો નિર્દય ઠરે, પણ વૃક્ષ ઉપર

બેઠેલો વૃક્ષ ઉપર જ છે, પડયો નથી; છતાં 'પડયો છું,' એમ માને છે તો તેની ઉપેક્ષા કરવામાં કાંઈ દોષ નથી. તેમ આત્મા સર્વવ્યાપક હોવાથી પરિપૂર્ણ અસંગ છે. તેને જન્મ–મરણ કદી પણ સ્પર્શ કરતાં નથી ને સુખ–દુઃખમાં તે લેપાયમાન થતો નથી. માત્ર તેણે ભ્રાન્તિથી માની લીધું કે, મને જન્મ–મરણ લાગેલાં છે તે છૂટતાં નથી. પણ સદ્‌ગુરુ તો તેની અસલ સ્થિતિ જાણે છે અને કહે છે કે વાસ્તવિક જન્મ–મરણ કોઈને છે જ નહિ. ખરો બૂડેલો હોય તો કાઢે. ખરો બંધાયેલો હોય તો તેને છોડાવે; પણ તેમ ન હોય ને અમસ્તું કોઈ માને, તો તેની ઉપેક્ષા જ થાય. કોઈને પણ બંધન નથી ને કોઈને જન્મ-મરણ પણ નથી, છતાં મૂર્ખ લોક અમસ્તા જ માની બેઠા છે. તેની ઉપેક્ષા કરવામાં કયો બાધ છે? સદ્‌ગુરુ એમની સખત ઉપેક્ષા કરે તો પણ તેનામાં નિર્દયતા સંભવતી નથી. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના જ્ઞાની મહાત્માઓ ખરા અધિકારીનો જ અંગીકાર કરે છે અને બીજાની ઉપેક્ષા કરે છે. તું કદાચ એમ કહીશ કે, તેને યોગ્ય હોય એવાં બીજાં સાધનો બતાવવાં; તો તે બાબતમાં કહું છું તે સાંભળ. વૃક્ષ પર બેઠેલો હું પડયો એમ માને છે, માટે તેને કાઢવા સારુ મૂર્ખ લોક લોખંડની મીંદડી નાખીને પાણીના પ્રવાહમાં શોધ કરે છે, પણ જે સમજદાર છે તે મીંદડી નાખીને શોધ કરવાનું કબૂલ કરતા નથી. કેમકે વ્રત, તપ, અનુષ્ઠાન, દાન, તીર્થાટન, યજ્ઞયાગ, પુરશ્ચરણ, પ્રતિમાની પૂજા અને ભજન: એવાં અનેક પ્રકારનાં સાધનો મોક્ષમાં ઉપયોગી નથી. અનેક શાસ્ત્રો, પુરાણો અને વેદ ઉપર કહેલાં સાધનો કરવાનું કહે છે, પરંતુ તે અર્થવાદ છે. એના વડે જીવ બંધનમાંથી છૂટી શકતો નથી એમ જ્ઞાની જાણે છે. તેથી તે સાધનો કરવાનું મુમુક્ષુને જ્ઞાની કદી પણ કહેતા નથી. અને જે મુમુક્ષુ ન હોય તેને જ્ઞાનનો ઉપદેશ કરતા નથી. ઉપર કહેલાં સાધનો તો સર્વ કોઈ કરે છે, તો તે કરવાનું કહેવામાં શી વિશેષતા છે? હા; જો વ્રત, તપ ઇત્યાદિ નિષ્કામ બુદ્ધિથી કરે તો ચિત્તશુદ્ધિ થાય છે. જે સર્વ કર્મોથી છૂટે છે તે અંતરશુદ્ધિ પ્રાપ્ત કરે છે. અને તે જ સદ્‌ગુરુને શરણે જઈને તેના મુખથી બ્રહ્મ અને આત્માની એકતા બતાવનારા વેદાન્તનું શ્રવણ કરે છે. અજ્ઞાનનો નાશ કરવા માટે વેદાન્તના શ્રવણ સમાન બીજું કોઈ પણ સાધન નથી.

વૃક્ષ પર બેઠેલો ગૃહસ્થ પોતાને નદીમાં પડયો એમ દેખે છે, તેને એક જ વચન કહેવાનું, કે 'તું પ્રવાહમાં પડયો નથી; વૃક્ષ ઉપર જ જેમનો તેમ સ્વસ્થ છે.' તેમ અધિકારી શિષ્યને પણ 'એક સચ્ચિદાનંદ બ્રહ્મ છે' એવા પરોક્ષ વાક્યથી જ્ઞાન થતું નથી; માટે તે પરોક્ષ વાક્ય નહિ કહેતાં 'તું પ્રત્યક્ષ બ્રહ્મ છે' એવું જે વેદાન્તનું મહાવાક્ય છે, તે જ મહાવાક્ય પર વિવેચન કરીને ગુરુ શિષ્યના અંતરમાં દૃઢ કરે છે. 'તું બ્રહ્મ છે' એવું જે અપરોક્ષ વાક્ય છે તેનાથી જ જ્ઞાન થાય છે.

પછી સહજમાં અધિકારીનું અજ્ઞાન નાશ પામવાથી તેને મોક્ષ પ્રાપ્ત થાય છે. પણ તે અપરોક્ષ વાક્ય તેને માન્ય થાય (તેના અંતરમાં કબૂલ થાય) તે માટે તેનું વિવેચન થવું જોઈએ. જો તેમ નહિ થાય તો વાક્ય વ્યર્થ જશે ને શિષ્ય પાખંડી બનશે; કેમકે તે શરીરને આત્મા માને છે. માટે એ જ્ઞાન નથી, પણ અધિક અજ્ઞાન જ વધ્યું છે એમ સમજવું; એથી તે છૂટતો નથી પણ ઊલટો દૃઢ બંધનમાં પડે છે. એવો પાખંડી શિષ્ય કરોડો કલ્પ સુધી પણ મુક્ત થતો નથી. માટે જેને ખરેખર પોતાનો ઉદ્ધાર કરવો હોય તે મુમુક્ષુએ વિચાર કરવો અને સર્વ આભાસથી જુદા ખરા આત્માને ઓળખવો.

**बोधाभासात् शुद्धबोधो विविच्येत् अतियत्नतः**

અર્થાત્ વિચાર કરીને બોધાભાસથી જુદા શુદ્ધ બોધને વિચારપૂર્વક ગ્રહણ કરો. તે શુદ્ધ બોધજ બ્રહ્માત્મા છે અને બોધાભાસ અનાત્મા છે આ વિષય પર એક વાર થયેલું વિવેચન સમજવામાં ન આવે તો વારંવાર વિવેચન થવું જોઈએ. અને તે માટે જ શ્લોકમાં અતિયત્નતઃ એ વાક્ય મૂકેલું છે. હવે તે વિવેચન કેવા પ્રકારનું છે તે કહું છું. સાવધાન મનથી હે રવિદત્ત! તું તે શ્રવણ કર.

### આત્મા કોણ અને આભાસ કોણ એ વિષે વિવેચન

વૃક્ષ પર બેઠેલો તે મુખ્ય બિંબ, જે પ્રવાહમાં

દેખાય છે તે પ્રતિબિંબ. એ બેમાં એક સત્ય, બીજું મિથ્યા. જે દેખાય તે ખોટો વૃક્ષ પર બેઠેલાને, હું પ્રવાહમાં પડયો એમ દેખાય છે તે ખોટું છે. અને વૃક્ષ પર રહેવા છતાં જે દેખાતો નથી પણ બીજાં બધાંને દેખે છે તે પ્રવાહમાં પડેલા પ્રતિબિંબથી જુદો છે. તેમ સ્ફૂર્તિથી લઈને શરીર પર્યંત જેટલાં તત્ત્વો છે તે સર્વ તેના જાણનારાને દેખાય છે, માટે તે મિથ્યા. અને જે સાધન વગર પોતાના પ્રકાશથી સર્વને જાણે છે તે, જરા પણ કોઈના જાણવામાં આવતો નથી અને તે પોતે પોતાને પણ જોતો નથી તે જ આત્માબ્રહ્મ આ સર્વથી વિલક્ષણ છે તે શરીરથી થયેલાં પુણ્ય, પાપ, અને જન્મમરણથી લેપાયમાન થતો નથી. માટે પ્રતિબિંબરૂપ જે આભાસ-જીવ, તે જ કર્તા ભોક્તા છે એ મિથ્યા દેખાતો આભાસ ત્રણ કાળમાં પણ સાચો નથી. અને તે આભાસને દેખનારો ત્રણે કાળમાં સત્ય છે. ને એ જ સત્ય આત્મા આપણે છીએ. તે સિવાય બાકીનાં દેહેન્દ્રિયાદિ આપણે નહિ એવું સમજીને દેહ હોવા છતાં બ્રહ્મરૂપ થઈને રહેવું.

**શિષ્ય**—આત્મા બ્રહ્મ શી રીતે?

**ગુરુ**—સાવધાન થઈને સાંભળ બન્નેનાં લક્ષણ હેવે કહું છું.

## આત્મા બ્રહ્મરૂપ કેવી રીતે તે વિષે વિવેચન

**સદ્રૂપ**—'છે'પણું. (અસ્તિ.) માયાને લીધે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. તેમાં અદ્વિતીયપણાથી જે રહે છે અને ત્રણે કાળમાં જેનો નાશ નથી થતો તે સદ્રૂપ.

જેમ ખરા વિના ખોટાને રહેવાની બીજી કોઈ જગ્યા નથી, તેમ સૃષ્ટિરૂપ ભ્રમને ભાસવા માટે સદ્રૂપ વિના બીજું કોઈ સ્થાન નથી. સૃષ્ટિ પહેલાં સદ્રૂપ હોય છે. સૃષ્ટિ છે ત્યારે પણ સદ્રૂપ છે જ અને સૃષ્ટિના લય પછી પણ તે જ છે. જેમ માટી ઘડાની પહેલાં હતી, ઘડો છે ત્યારે પણ માટી છે અને ઘડો ભાંગ્યા પછી માટી જ બાકી રહે છે. એ પ્રમાણે સૃષ્ટિના આદિ, અંત અને મધ્યમાં બાકી રહે તે જ અવિનાશી સદ્રૂપ બ્રહ્મ. જેમ સદ્રૂપ ત્રણે કાળમાં અવિનાશી છે તેમ જ્ઞાન (ચિદ્રૂપ) પણ ત્રણે કાળમાં અવિનાશી છે.

**ચિદ્રૂપ**—જ્ઞાનપ્રકાશ. માયા હોય ત્યારે તેને પ્રકાશ આપવો, માયા નાશ પામે ત્યારે તેને જોવી અને **'તે નથી'** એવો અનુભવ કહીને શૂન્ય સાક્ષીરૂપે જે એક બાકી રહે તે જ ચિદ્રૂપ બ્રહ્મ.

**આનંદરૂપ**—જે સુખદુઃખ વિના સદા પ્રકાશમાન છે તે આનંદરૂપ બ્રહ્મ.

સ્ફુરણામાં સુખ દુઃખ છે. જ્યાંસુધી સુખ દુઃખ હોય ત્યાં સુધી આનંદરૂપતા પ્રાપ્ત થતી નથી. સત્, ચિત્ અને આનંદ એ ત્રણ લક્ષણ જેનામાં છે તે જ સચ્ચિદાનંદ બ્રહ્મ છે. અને તે જ નિર્વિકારરૂપ ફૂટસ્થ આત્મા.

આ કૂટસ્થ આત્માનાં પણ એ જ લક્ષણો પર્યાય શબ્દોથી છે, માટે આત્મા, શ્રુતિ, યુક્તિ અને અનુભવપ્રમાણથી બ્રહ્મ છે. આત્માનાં અસ્તિ, ભાતિ, પ્રિય એ લક્ષણો છે. તે સત્, ચિત્ત, આનંદ શબ્દોનાં બીજાં પર્યાય નામ છે. અસ્તિ તે જ સદ્રૂપ. ભાતિ તે જ ચિદ્રૂપ અને પ્રિય તે જ આનંદરૂપ. આ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિય, એ ત્રણ લક્ષણનો આત્મા તે જ સચ્ચિદાનંદ પરમાત્મા-બ્રહ્મ. અહીં નામ વિના બીજો ભેદ નથી. સૂર્ય અને ભાનું એ નામમાત્ર બે છે, પણ વસ્તુ એક જ. તેમ આત્મા અને બ્રહ્મ એક જ છે વારુ, હવે અસ્તિ, ભાતિ, પ્રિયનો પિંડમાં કેવી રીતે અનુભવ થાય છે તે સદૃષ્ટાન્ત કહું છું.

## અસ્તિ, ભાતિ, પ્રિયનો પિંડમાં અનુભવ

**અસ્તિ**—હું રાતદિવસ છું જ છું. હું છું કે નહિ? એવો સંશય કોઈને કદી પણ ઉત્પન્ન થતો નથી ગમે તે કોઈ મનુષ્યને કહીએ કે તું છે કે નથી? તો તે કહેશે, કે 'હું છું', છતાં નથી એમ શી રીતે કહું? 'હું નથી' એમ કહેતાં શું મને શરમ ન થાય? અને લોક હાંસી કરીને મને પાગલ ન કહે? જરૂર કહેશે. તેથી 'હું છું.' એ જ ખરું છે આ પ્રમાણે પોતાનું અસ્તિ(છે)પણું જે સર્વમાં વ્યાપી રહેલું છે તે વિષે કોઈને પણ સંશય નથી આ અસ્તિરૂપે આત્મા. આ આત્માનું અસ્તિપણું જાગ્રતિમાં છે, તેમ સ્વપ્નના ભાસ દેહમાં પણ છે અને સુષુપ્તિમાં પણ છે.

ગાઢ નિદ્રામાં પણ 'હું નથી' એમ કોઈને લાગતું નથી; કારણ કે હું ઊંઘેલો હતો એ અનુભવ સર્વને છે. એ સુષુપ્તિમાં અસ્તિપણું

ભાતિ–કાનથી શબ્દ સાભળુ છુ ત્વચાથી સ્પર્શ ઓળખુ છુ શબ્દ અને સ્પર્શ એ બે વિષય જુદા છે, પણ બન્નેને જાણનાર (જ્ઞાન) એક જ છે જે જ્ઞાન શબ્દ–સ્પર્શ જાણે છે, તે જ જ્ઞાન રૂપ, રસ, ગધને પણ જાણે છે, કાન સાભળે છે પણ જોતો નથી આખ જુએ છે પણ સાભળતી નથી એમ ઇન્દ્રિયો એક બેકના ધર્મ ગ્રહણ કરતી નથી, પણ પાચેને જાણનાર જ્ઞાન એક જ છે તેનો કદી પણ લોપ નથી એ જ જ્ઞાને કર્મેન્દ્રિયોની ક્રિયા જાણી અને પાચ જડ વિષયોને જાણનાર પણ તે જ જ્ઞાન છે જાગ્રતિના પુષ્કળ વ્યાપાર છે, ને તે વ્યાપારના પાચ પ્રકાર છે તે સવિસ્તર જ્ઞાન જ જાણે છે જે જ્ઞાન જાગ્રતિ જાણે છે તે જ જ્ઞાન સ્વપ્ન જાણે છે સ્વપ્નનો જાણનારો કોઈ બીજો નથી જો બીજો હોત તો સ્વપ્ન ગયા પછી જાગ્રતિમા તેનુ સ્મરણ ન થાત પણ સ્મરણ થાય છે તેથી બન્ને અવસ્થામા જ્ઞાન એક જ છે સ્વપ્નમા જે વિષયો ભાસે છે તે કલ્પિત છે, પ્રત્યક્ષ નથી એ કલ્પિત વિષયો ભાસરૂપે ઉત્પન્ન થાય છે સ્વપ્નમા વિષયો પાચ જ છે પોતાનો દેહ અને લોકોના દેહ કલ્પીને જુએ છે તે જોનાર જ્ઞાન એક જ છે જે જ્ઞાનથી સ્વપ્ન અને જાગ્રતિ જાણવામા આવે છે તે જ જ્ઞાન સુષુપ્તિને જાણે છે સુષુપ્તિમા જ્ઞાન નથી એમ કદાચ કોઈ કહેશે, પરતુ નહિ, તેમા પણ જ્ઞાન છે તે વિષે આગળ પર વર્ણન કરીશ. અહી એટલુ જ કહેવાનુ કે ત્રણે અવસ્થામા જ્ઞાન એક જ છે

જીવને નિત્ય જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એમ ત્રણ અવસ્થા થાય છે તે ત્રણેને એકલુ જ્ઞાન પોતાના પ્રકાશથી જાણે છે તેમજ નૈમિત્તિક, મૂર્છા, સમાધિ વગેરે અવસ્થા છે તેને પણ તે જ જ્ઞાન જાણે છે અમુક એક વાત, જ્ઞાનના જાણ્યા વિના રહેલી કે બનેલી અમે ત્રણ લોકમા સાભળી નથી અને જોઈ પણ નથી જે જ્ઞાને સૂર્યના પ્રકાશમા દિવસને જાણ્યો તે જ જ્ઞાને સૂર્ય ન હતો ત્યારે રાત્રીને જાણી જે જ્ઞાને આજ જાણ્યુ તે જ જ્ઞાન આવતી કાલે જાણશે. કાલનુ જ્ઞાન વાસી ને આજનુ જ્ઞાન તાજુ એમ નહિ, પણ બન્ને દિવસનુ જ્ઞાન એક જ છે જે રવિવારે તે જ સોમવારે અને જે જ્ઞાન પૂર્ણિમાને દિવસે તે જ જ્ઞાન બીજને દિવસે રહે છે જે જ્ઞાન શુક્લપક્ષમા તે જ કૃષ્ણપક્ષમા મોજૂદ છે

બાર મહિના, સાઠ સવત્સર એ માત્ર કાળના અનેક નામો છે પરતુ સો વર્ષ થાય તો પણ જ્ઞાન એક જ છે જે જ્ઞાન ગર્ભના કષ્ટો જાણ્યુ છે, તે જ જ્ઞાન જન્મને જાણે છે બાલપણુ, યુવાની અને વૃદ્ધાવસ્થાને એ જ જ્ઞાન જાણે છે દેહ જન્મે છે ત્યારથી તે મરે છે ત્યા સુધી જે જ્ઞાન જાણે છે તે જ જ્ઞાન બીજો દેહ થયા પછી તેને જુએ છે એ દેહની જે મધ્ય સધિ તે સધિને પણ એ જ જ્ઞાન જાણે છે એમ અનત દેહોમા એ જ જ્ઞાને જાણ્યુ અધિક શુ કહેવુ? અનત કલ્પો ગયા પણ તેમા જ્ઞાન એક જ છે નિત્યકલ્પ, નિત્યકલ્પની સધિ તેમજ મહાકલ્પ અને મહાકલ્પનો લય, એક જ્ઞાન જ જાણે છે આ પ્રમાણે સાધન–સાહિત્ય વિના જે સદા પ્રકાશમાન ત્રિકાલાબાધિત જ્ઞાનપ્રકાશ છે તે જ એક ચિદ્રૂપ તેનો કદી પણ નાશ નથી એ અવિનાશી ચિદ્રૂપ તે જ સદ્રૂપ બન્ને લક્ષણમા જરા પણ ભેદ નથી એ રીતે સદ્રૂપ તે ચિદ્રૂપ તેના અસ્તિ ભાતિ પર્યાય નામ છે હવે ત્રીજુ આનદરૂપ પ્રિય લક્ષણ કહુ છુ સર્વને સર્વ પ્રિય લાગે છે તે પ્રીતિ કોને માટે થાય છે? એ પ્રશ્નનો વિચાર કરતા સમજાય છે કે તે પોતાને માટે છે પોતાના સિવાય બાકીના સર્વ પદાર્થ પર ખરી પ્રિયતા હોત તો વારવાર તેના પર અભાવો ન થાત પોતાને એકવાર અપ્રીતિ ઊપજે છે એટલે સર્વ ભોગ્ય પદાર્થની ઉપેક્ષા કરે છે પુરુષ સ્ત્રી પર પ્રેમ કરે છે, પણ ક્ષણમા કટાળીને તેને દૂર હટાવે છે પછી તે પ્રાર્થના કરે તો પણ કઈ સાભળતો નથી, એમ છતા તે બહુ જ આગ્રહ કરીને છળ કરવાનો આરભ કરે ત્યાર તે ત્રાસ પામે છે તેવી જ રીતે સ્ત્રીને ભોગની ઇચ્છા ન હોય છતા બળાત્કારે ભોગ કરવામા આવે તો તેના ચિત્તમા પ્રિયતા ઉત્પન્ન થતી નથી, પણ તે જ્યારે ભોગની ઇચ્છા કરે છે ત્યારે તે ભોગ તેને પ્રિય થાય છે બાલકને પ્રિય માનીને માબાપ તેને ચુબન કરે છે, પણ પુત્ર ચુબનના ત્રાસથી કટાળીને રડે છે માબાપ પોતાનુ રક્ષણ કરે છે તેથી પોતાને નિમિત્તે તે પ્રિય લાગે છે જે પોતાની ઉપેક્ષા કરે તેના પર લોકને પ્રીતિ થતી નથી ભાઈ, મિત્ર, સ્વજન, પશુ, રાજ્ય, ધન ઇત્યાદિ સર્વ ભોગ્ય પદાર્થો પોતાને માટે પ્રિય હોય છે પોતાનુ અ

બ્રાહ્મણપણું જાય ને બ્રાહ્મણપણું વધે તે માટે વેદશાસ્ત્રનો અભ્યાસ કરે છે. પોતે સુખી થાય તે માટે અતિપ્રેમથી દેવનું ભજન કરે છે. પોતાને મોક્ષ પ્રાપ્ત થાય તે માટે ગુરુનાં ચરણમાં પ્રીતિ કરી શ્રવણાદિ સાધનો કરે છે. આ પ્રમાણે જાગૃતિથી લઈને મોક્ષ પર્યંત સર્વ પ્રીતિ પોતાને માટે છે.

ભોગ્ય પદાર્થોમાં પ્રીતિ દેખાય છે તે ઉપર–ઉપરની છે; તે વાસ્તવિક પ્રીતિ જ નથી. જ્યાં સુધી પોતાને કામ હોય ત્યાં સુધી બીજા પર પ્રીતિ કરે છે. તે કામ પૂરું થયું કે પછી પ્રીતિ પણ પ્રથમ જેવી ન રહી. માટે એવી પ્રીતિને ઉપર–ઉપરની પ્રીતિ કહે છે. એ ઉપર–ઉપરની પ્રીતિ ખોટી છે. તે બદલાય છે, અને નષ્ટ થાય છે. કોઇ પણ નિમિત્ત વિના પોતાને પોતાની પ્રીતિ સહજ છે. 'હું કેટલો પ્રિય છું!' એવું સ્ફુરણ પણ થતું નથી એમ સ્મરણ વિનાની નિરિચ્છ અકૃત્રિમ જે પ્રીતિ છે તે જ ખરી પ્રીતિ. તે સિવાય બીજા પર પ્રીતિ કર્યાનો જે ભાવ પેદા થાય છે તે પ્રીતિ કૃત્રિમ છે. જે કૃત્રિમ છે તે નાશ પામે છે એમ સમજવું.

રાગ—સ્ત્રી તેમજ પુત્રપરિવાર પર જે પ્રીતિ ઉત્પન્ન થાય છે તેને રાગ કહે છે

ઇચ્છા—અપ્રાપ્ત વસ્તુ પર જે પ્રીતિ તેને ઇચ્છા કહે છે.

શ્રદ્ધા—યજ્ઞ–યાગાદિક કર્મમાં જે પ્રીતિ તેને શ્રદ્ધા કહે છે.

મેધા(ભક્તિ)—ગુરુ અથવા દેવમાં જે પ્રીતિ, તેને મેધા( ભક્તિ ) કહે છે

એમ ચાર કારણને લીધે પ્રીતિને જુદાં જુદાં એ ચાર નામ પ્રાપ્ત થયાં છે જેને કારણવશાત્ જુદાં જુદાં નામ મળે છે તે પ્રીતિ કૃત્રિમ છે એમ સમજવું. એવી પોતાની પ્રીતિ નથી તે ભાવ–અભાવમાં સરખી જ હોય છે. માટે આત્મપ્રિયતા અકૃત્રિમ છે. જે ઉત્પન્ન થાય, તે પ્રીતિ નાશ પામે છે, માટે ઉત્પન્ન થનારી પ્રીતિ ખરી નહિ. જે ઉત્પન્ન ન થતાં સ્વાભાવિક હોય તે જ નિર્હેતુક પ્રીતિ છે. અને તે પ્રીતિ આત્માથી જુદી નથી. આત્માને માટે જ, વૃત્તિથી માંડીને શરીર સુધી એ પ્રીતિ છે

શરીર ઉપર જે પ્રીતિ છે તે વ્યર્થ છે એ વાત હું પછી કહીશ. અત્યારે તો પુત્રાદિક પર જે મમત્વરૂપ પ્રીતિ છે તેનો નિષેધ કર્યો, અને અકૃત્રિમ આત્મપ્રિયતા સમજાવી એને જ આનંદ કહે છે. 'આનંદ' એ સ્વસ્વરૂપનું ત્રીજું લક્ષણ છે. તે કલ્પાંતે પણ નાશ નહિ પામતાં પૂર્ણપણે રહે છે આ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિય આત્મા, તે જ સચ્ચિદાનંદ પરમાત્મા છે. એનાથી જુદાં નામરૂપને ભ્રાન્તિ કહે છે

જે વૃક્ષ પર બેઠેલો છે તે પાણીમાં પડેલા આભાસને દેખે છે, માટે એ બેઠેલો જ સ્વાભાવિક પ્રિય છે. પાણીમાં પડેલો પડછાયો દેખાય છે પણ તે ખોટો છે. વૃક્ષ પર બેઠેલો જુવે છે તેથી પડછાયો પણ જોતો હોય એવું દેખાય છે, પણ એનું જોવું ખોટું છે. મને કહો, એવી પ્રીતિ કાંઈ આભાસને નથી થતી વૃક્ષ પર બેઠેલાનું અસ્તિત્વ છે, તેથી તેના જેવી આભાસની ક્રિયા દેખાય છે વૃક્ષ પર બેઠેલો આંખ ઉઘાડીને જુએ છે ત્યારે આભાસ આંખો ઉઘાડીને જોતો હોય એવું દેખાય છે તે પ્રમાણે સચ્ચિદાનંદ ચેતનમૂર્તિ આત્માનું પ્રતિબિંબ વૃત્તિમાં પડ્યું તે જ ચિદાભાસ જીવ મુખ્ય આત્માના અસ્તિ (છે)પણાને લીધે જીવમાં પણ તે લક્ષણ દેખાવા લાગ્યું. આત્માનું ચિદ્રૂપ લક્ષણ આભાસજીવમાં ભાસ્યું તેથી જીવ જાણતો હોય એમ મનથી માન્યું. તેમજ વિના સમજે આત્મપ્રિયતા પણ આભાસમાં આરોપિત થઈ. અર્થાત્ આત્માનું પ્રિય લક્ષણ અજ્ઞાનથી આભાસમાં માન્યું. માટે મુમુક્ષુએ આ વિષયમાં સ્વાનુભવથી વિચાર કરીને, જે મુખ્ય આત્મા છે તે જ હું છું એમ નક્કી કરીને બીજા જીવાભાસનો ત્યાગ કરવો.

આ હું, જીવ સહિત વૃત્તિના ઉદ્ભવ-લયને જાણું છું. માટે જેનો ઉદ્ભવ લય થાય તે હું નહિ વૃક્ષ પર બેઠેલાએ મનથી જાણવું કે, પાણીમાં પડેલું પ્રતિબિંબ હું નથી. કારણકે આ હું, વૃક્ષ પર બેઠેલો તો વૃક્ષ પર રહીને આંખથી પડેલાને દેખું છું. હું જો પડયો હોત તો દેખત શી રીતે ? હું દેખું છું માટે પડેલો તે હું નહિ એવો અહીં વિચાર જ થવો જોઈએ. અજ્ઞાનથી જે થયું તેને હટાવવા માટે જ્ઞાન જ જોઈએ તેથી અહીં અંતર્વૃત્તિના વિચાર વિના બીજો પ્રયત્ન ઉપયોગી નથી વૃક્ષ પર બેઠેલો પાણીમાં પડયો હોય એમ જે દેખાય છે તે પડછાયાને શોધવા માટે પાણીમાં મીંદડી નાખીને જોવું એ જેમ વ્યર્થ છે તેમ જીવને શોધવા માટે જ્ઞાન વિના બીજાં અનેક પ્રકારનાં સાધનો વ્યર્થ છે.

એક વાર વિચારથી ન સમજાય તો ફરી-ફરીને વિચાર કરવો અને જ્ઞાન દૃઢ થાય ત્યાં સુધી ગુરુમુખથી શ્રવણ-મનન કરવું. સત્ શાસ્ત્ર, સદ્ગુરુ અને સદ્ વિચાર, એ ત્રણે મળે તો પણ વારંવાર વિવેચન કરવું જોઈએ. અધિકાર ન હોય તો બળપૂર્વક લાવવો, સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવો અને સ્વાનુભવપૂર્વક ઉપદેશ આપે એવા સદ્ગુરુ શોધવા.

મુમુક્ષુ જ્યારે પૂર્ણ અધિકારી થાય છે ત્યારે પૂર્ણ જ્ઞાની ગુરુ મળે છે પૂર્ણ જ્ઞાની ગુરુ અને પૂર્ણ અધિકારી મુમુક્ષુ હોય તો તેણે આત્મા-પરમાત્માની એકતાનું પ્રતિપાદન કરનારા તેમજ અભેદ-જ્ઞાનનો નિશ્ચય કરાવનારા સતશાસ્ત્રનું શ્રવણ કરવું. સદ્ગુરુમુખથી શાસ્ત્રનું શ્રવણ કરવું અને પોતે વિચારપૂર્વક વિવેચન કરવું, તેને જ પ્રયત્ન કહે છે. વિવેચન એટલે મુખ્ય આત્મા અને આભાસ બન્નેનુ પૃથક્કરણ કરવું, અને મુખ્ય આત્મા જ હું છું, એવો સદૃઢ નિશ્ચય કરવો.

આભાસ દેખાય છે પણ તે મિથ્યા છે અને આત્મા દેખાતો નથી છતાં તે છે જ. એવા ઉપદેશથી તીવ્ર બુદ્ધિનો શિષ્ય આત્મપ્રાપ્તિ કરી લ્યે છે, પણ મંદ બુદ્ધિવાળાને અનુભવ આવતો નથી, માટે તેણે વારવાર શ્રવણ-મનન કરવુ જોઈએ.

હવે તે જીવાભાસ કયાથી કયા સુધી છે તે કહુ છુ

**यो जागृत् स्वप्नयोरेव बोधाभास विडंबना**

**અર્થ:**—સ્થૂલ સહિત જાગૃતિ, સૂક્ષ્મ દેહ સહિત સ્વપ્નભ્રાન્તિ, એ બે અવસ્થાને આભાસવિડંબન કહે છે

**આભાસ**—ખોટો ભાસ. પાણીમાં પડેલુ પ્રતિબિંબ તે આભાસ.

**જીવ**—આભાસ. જડ શરીરને જિવાડે છે, માટે તેને જીવ કહે છે

**સ્થૂળ દેહ**—જડાત્મક, પાંચ ભૌતિક, પંચીકૃત, અન્નમય, હસ્ત-પાદ-નખથી મસ્તક પર્યંત જે કોશ તે જ સ્થૂળ દેહ.

**સૂક્ષ્મ દેહ**—અપંચીકૃત સત્તર તત્ત્વો તે જ સૂક્ષ્મ દેહ.

સ્થૂળ દેહ વગર સૂક્ષ્મ દેહ ભોગ્યપદાર્થ ગ્રહણ કરી શકતો નથી અને સૂક્ષ્મ દેહ વગર જડ સ્થૂળ દેહ વ્યવહાર કરી શકતો નથી. સ્થૂળ દેહમાં રહીને સૂક્ષ્મ દેહ વિષય ગ્રહણ કરે છે. તે વ્યાપારનાં બે નામ છે. સ્વપ્ન અને જાગૃતિ.

**જાગૃતિ**—અંતઃકરણની વૃત્તિ જ્ઞાનેન્દ્રિયોના દરવાજેથી નીકળીને બહારના પદાર્થો પાસે આવે છે ત્યારે જીવ ભોક્તા બને છે અને તે અવસ્થાને જાગૃત અવસ્થા કહે છે.

**સ્વપ્નાવસ્થા**—પ્રત્યક્ષ પદાર્થો અને ઇન્દ્રિયો ન હોવાથી માત્ર સંસ્કાર દ્વારા જીવ સાથે બુદ્ધિ જ સર્વની કલ્પના કરે છે, ત્યારે ત્યાં પણ જીવ ભોક્તા બને છે ને તેને સ્વપ્નાવસ્થા કહે છે.

જાગ્રત અને સ્વપ્ન એ બે વેપાર સર્વ જીવોને થાય છે.

**ચિદાભાસ**—જીવ મિથ્યા છે પણ ભ્રાન્તિથી પોતાને સત્ય માને છે અસ્તિ, ભાતિ, પ્રિય એ જે મુખ્ય આત્માનાં લક્ષણ છે તે ચિદાભાસે પોતાનાં માન્યા જેમ બિંબના લક્ષણ પ્રતિબિંબ પોતાનાં માને તેમ! ચિદાભાસનાં લક્ષણ અસત્ જડ દુઃખ છે, તે લક્ષણો તેણે મુખ્ય આત્માને લગાડયાં અને બે શરીરમાં પ્રતિબિંબિત આભાસ-જીવ, દેહઇન્દ્રિયાદિ સર્વ સમુદાય હુ જ છું એમ માનીને મૂર્ખ બેઠો છે. એટલું જ નહિ પણ દેહેન્દ્રિય આદિ સંઘાત પર આત્માના અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણનું આરોપણ કર્યું! ને એ જ તેનું વિપરીત જ્ઞાન છે.

**વિડંબન**—મૂળ વસ્તુને વિપરીત-ઊલટી માનવી તેને વિડંબન કહે છે. આત્માનું અસ્તિ (છે) લક્ષણ દેહઇન્દ્રિયાદિ પર લગાડયું તે આ રીતે. હાથ છે. પગ છે. પેટ, કંઠ, મસ્તક છે નખ છે. વાળ છે. કાન છે. ત્વચા છે. આંખ, જીભ અને નાક છે. વાણી છે. ઉપસ્થ, ગુદા છે પ્રાણ, અપાન, વ્યાન છે. ઉદાન છે. સમાન છે. ઉપપ્રાણવાયુ છે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર હું જ છું. ગુણ છે. વૃત્તિ છે એમ સર્વને જીવ અસ્તિરૂપે જુએ છે એ જ તેનું વિપરીત જ્ઞાન છે, તેમજ આત્માનું ભાતિ (જાણવું) એ લક્ષણ દેહસંઘાત પર લગાડયું તે આ રીતે અંધારામાં હાથ જાણે છે. પગ ચાલવાનું જાણે છે. ઉદર, કંઠ અને આંગળાં પણ જાણે છે. નખથી શિખા સુધી બધાં જ જાણે છે. દૃષ્ટિ, ઉપર-નીચે, આગળ-

પાછળ બધું જાણે છે. કાન શબ્દ જાણે છે. ત્વચા સ્પર્શ જાણે છે. નેત્ર રૂપ ઓળખે છે. જીભ રસ જાણે છે. નાક સુગંધ–દુર્ગંધ જાણે છે. વાચા બોલવાનું જાણે છે. હાથ દેવાલેવાનું જાણે છે. ઉપસ્થ મૈથુન ક્રિયા અને ગુદા મલવિસર્ગ ક્રિયા જાણે છે. પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન અને સમાન જાણે છે. પાંચ ઉપપ્રાણ પણ જાણે છે. અહંકાર બધાંને જાણે છે. ચિત્ત ચિંતન કરવાનું જાણે છે. બુદ્ધિ નિશ્ચય કરવાનું જાણે છે. ગુણ જાણે છે. વૃત્તિ જાણે છે. એમ બધાંય જાણે છે તેમાં કોઈપણ જાણ્યા વિના રહેતું નથી. એમ સર્વને ભાતિરૂપે જુએ છે એ જ જીવનું વિપરીત જ્ઞાન છે. હવે દેહસંઘાતની ક્રિયામાં સુંદરતારૂપી આત્માનું 'પ્રિય,' એ લક્ષણ કેવી રીતે આરોપિત કર્યું તે વિપરીત કહાણી હવે આવે છે.

હું કેટલો સુંદર છુ ! મારા કાન બહુ સારી રીતે સાંભળે છે. ત્વચા સ્પર્શ ઉત્તમ પ્રકારે જાણે છે આખ સ્પષ્ટ જુએ છે જીભ બહુ સારો સ્વાદ લ્યે છે. નાક સારી વાસ લે છે વાચા સરળ બોલે છે. હાથ દેવા–લેવાનું કામ સારું કરે છે. પગ સીધા ચાલે છે. ગુદા–ઉપસ્થ સારાં છે, પ્રાણ સારા છે. અહંકાર ઉત્તમ છે. ચિત્ત બહુ સાવધાન રહે છે. બુદ્ધિ સારો નિશ્ચય કરે છે. મન સારું છે. ગુણ સારા અને સમ છે મારું કરવું, વર્તવું અને આચરવું બધું જ મારુ છે! એ રીતે જાગ્રતનો સારો–નરસો સર્વ વ્યાપાર સુંદર જ છે એમ જીવ માને છે તે તેનું વિપરીત જ્ઞાન છે.

સ્વપ્નમાં કલ્પિત દેહેન્દ્રિયાદિમાં આત્માનું અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણ આરોપિત કરે છે તે આ રીતેઃ સ્વપ્નમાં પ્રથમ મનથી ભાસ દેહ કલ્પે છે. પછી તે 'છે' (અસ્તિ) એમ માને છે વળી તે હર્ષ–શોકાદિ જાણે છે એમ માને છે અને તે દેહના સર્વ અવયવો સુંદર છે–સારાં છે એમ માને છે એ જ જીવનું વિપરીત જ્ઞાન છે.

જેમ વૃક્ષ પર બેઠેલો, પાણીમાં પડેલો આભાસ હું છું એમ ભૂલથી માનીને 'મને કાઢો રે, કાઢો' એમ કહે છે, તેમ જીવ, વૃત્તિથી માંડીને શરીર સુધી સર્વ હું જ છું એમ માનીને, 'મને બંધનમાંથી છોડાવો રે–છોડાવો,' એમ કહે છે તે વિપરીત જ્ઞાન નથી તો બીજું શું છ?

## સત્ય અને મિથ્યા પદાર્થનું વિવેચન

અસ્તિ, ભાતિ, પ્રિય, કે જે ત્રણેકાળમાં સમાન છે તે બ્રહ્મ–આત્મા સત્ય છે. અને જેનો અસત્‌ જડ, દુખ.રૂપ સ્વભાવ હોવા છતાં પોતાના પર અસ્તિ, ભાતિ, પ્રિયરૂપતા લગાડી, તે આભાસ–જીવ મિથ્યા છે. આ પ્રમાણે વેદાન્તમાં **સત્ય અને મિથ્યા** એ બે જ પદાર્થ પ્રમાણ છે; ત્રીજો નથી

છતાં કોઈ એમ માને કે ત્રીજો પદાર્થ છે, તો તેનો બન્નેમાં સમાવેશ થાય છે જેમકે, આત્મા, બ્રહ્મ, સચ્ચિદાનંદ, દ્રષ્ટા, સાક્ષી, અદ્વય, અભેદ, આદિ નામ અનેક પ્રકારના છે, પણ આત્મા એક જ છે. એ પ્રમાણે માયા, ગુણ, વૃત્તિ, અંતઃકરણ, પ્રાણ અને દેહાદિ મળીને મિથ્યા પદાર્થ એક!

**વિવેચન**—સત્ય અને મિથ્યાને અલગ કરવાં. સત્યનું સત્યપણું ગ્રહણ કરવું અને મિથ્યાનો ત્યાગ કરી સુખી થવુ.

શરીર નાશ પામે છે. ઇન્દ્રિયો નાશ પામે છે. પ્રાણ નાશ પામી જાય છે. મન સ્વતઃ ક્ષણ–ક્ષણમાં નાશ પામે છે. પાણી સાથે જેમ પ્રતિબિંબનો નાશ થાય છે તેમ વૃત્તિ સાથે જીવ નાશ પામે છે આ રીતે જેની ઉત્પત્તિ અને નાશ થાય તે સત્‌ રૂપ (આત્મા) શી રીતે થશે? તે સદ્રૂપ થઈ શકે નહિ, માટે મિથ્યા ઉપર જે સત્યનું અસ્તિપણું છે તે કાઢીને ઉપર કહ્યા પ્રમાણે મિથ્યાનો વિચાર કરવો અને તે મિથ્યા આભાસને મૂકીને "હું કૂટસ્થ આત્મા છુ" એવો નિશ્ચય કરવો.

વૃક્ષ પર બેઠેલા વિના જેમ પાણીમાં પડેલા આભાસનું અસ્તિત્વ નથી, તેમ આત્મા વિના જીવનું અસ્તિત્વ નથી. દેહ-ઇન્દ્રિયાદિ સંઘ 'જાણે છે' એમ અજ્ઞાની જીવને લાગે છે, પણ એ જાણવુ જેના પ્રકાશ વડે થાય છે તે આત્મા, દેહાદિ સંઘથી અલગ છે. જડ શરીર જાણતું હોત તો ગાઢ નિદ્રામાં પોતાને પડખે સ્ત્રી છે કે સર્પ છે એ જાણત. પણ તેને ખબર પડતી નથી; માટે દેહ જાણતો નથી પાંચ જ્ઞાનેન્દ્રિયો હોવા છતાં સુષુપ્તિમાં પોતાનો વેપાર કરતી નથી. તેમ કર્મેન્દ્રિયો પણ પોતાનો વેપાર કરતી નથી માટે ઇન્દ્રિયો જાણતી નથી કર્મેન્દ્રિયોમાંથી વાણી વડે કહી-કહી

સુષુપ્તિમાં બકવાદ કરે છે, પણ તેનો અર્થ કાંઈ નથી. તેમાં જ્ઞાનપૂર્વક શબ્દ નથી. તેથી વાચા પણ જાણતી નથી. પ્રાણ સુષુપ્તિમાં ચાલ્યા કરે છે, પણ શરીર ઉપરથી કોઈ વસ્ત્ર ઉતારીને લઈ જાય તો તેને ખબર પડતી નથી. માટે પ્રાણ પણ જાણતો નથી. અંતઃકરણ પંચક પણ પર-પ્રકાશિત છે. તે પોતાની મેળે કશું જાણવા સમર્થ નથી. ચશ્માંથી સ્પષ્ટ દેખાય છે, પણ જેમ આંધળાને માટે ચશ્માં વ્યર્થ છે, તેમ આત્માના પ્રકાશ વિના અંતઃકરણની વૃત્તિ વ્યર્થ છે. વૃત્તિ એક વસ્તુ પર લાગે છે ત્યારે તેની પાસે બીજી અનેક ચીજો પડેલી હોય તેને વૃત્તિ જાણી શકતી નથી. માટે તે પર-પ્રકાશિત. તેમજ વૃત્તિ વિષય તરફ ગઈ એમ સાક્ષીએ જોયું. તે પોતાના સાક્ષી તરફ પાછી ફરીને જુએ છે ત્યારે વૃત્તિ વિષયને ગ્રહણ કરતી નથી, પણ ઊછળીને જડ પદાર્થ પર પટકાઈ પડે છે અને આ અમુક પદાર્થ છે એવો નિર્ણય કરી શકતી નથી, માટે તે જડ છે એમ અનુભવ થાય છે. કાર્ય પરત્વે એક વૃત્તિના ચાર પ્રકાર થયા છે : મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

**મન**—સંકલ્પ-વિકલ્પાત્મક. છે કે નથી ? એવો સંશય કરનાર તે મન.

**બુદ્ધિ**—અમુક છે અથવા નથી એવો નિશ્ચય કરનારી તે બુદ્ધિ વૃત્તિ.

**ચિત્ત**—દેખેલા અને સાંભળેલા પદાર્થોનો છંદ લઈને ચિંતન કરે તે ચિત્ત.

**અહંકાર**—કરવા ન કરવાનું અભિમાન લેનાર તે અહંકાર.

મૂળ વૃત્તિ પરપ્રકાશ; એમ પહેલાં વર્ણન કરેલું છે. તે ઉપરથી તે વૃત્તિના ચાર પ્રકાર પણ સહેજે પર-પ્રકાશિત છે, માટે તેના ત્રણ ગુણ કે જેના કામાદિક ધર્મ છે તે પણ પરપ્રકાશ અને જડ છે.

જો સૂર્ય આકાશમાં ન હોય તો દર્પણમાં પ્રતિબિંબ પડે નહિ. તો પછી તે પ્રતિબિંબની ઝળઝળ ભીંત પર શી રીતે પડે ? તેમ આત્મા ન હોય તો વૃત્તિમાં જીવ કેવી રીતે ભાસે ? વૃત્તિમાં જીવ નહિ ભાસે તો પછી તે વિષય કેવી રીતે જણાશે? આ રીતે જાણવા વિષે જીવ સમર્થ નથી, માટે તે પર-પ્રકાશિત. એમ ન જાણનારામાં દેહથી લઈને જીવ પર્યંત સર્વ સંઘ છે. તે જાણતો હોય એમ લાગે છે એ જ વિપરીત ભાન ! વૃક્ષ પર બેઠેલાના હાથ-પગ હાલવા લાગ્યા, નેત્ર ફરકવા લાગ્યા, ગર્દન ડોલવા લાગી તે પ્રમાણે પાણીમાં પડેલા આભાસના પણ હાથ-પગ હાલવા લાગ્યા, નેત્ર ફરવા લાગ્યાં અને ગર્દન ડોલવા લાગી. એમ તેની સર્વ ક્રિયા વૃક્ષ પર બેઠેલાની ક્રિયા પ્રમાણે જ થવા લાગી તે પ્રમાણે આત્માના પ્રકાશથી પ્રકાશિત થઈને પછી જીવ, મન, બુદ્ધિ વગેરેને પ્રકાશે છે. માટે તે સંઘ અને જીવ ચિદ્રૂપ નથી અને પ્રિય પણ નથી. સ્ત્રીપુત્રાદિ સર્વનું પ્રિયપણું પોતાને માટે છે. તેથી સર્વ અપ્રિય અને પોતે (આત્મા) એક પ્રિય એમ પ્રથમ ઠરાવ્યું હવે જીવ પણ અપ્રિય ઠરશે.

**શિષ્ય**—આપણો દેહ એ જ આત્મા છે એમ માનવું; કારણ કે શાસ્ત્રમાં આભાસને આત્મા કહે છે, તેથી દેહને આત્મા માનવામાં હરકત શી છે ?

**ગુરુ** અનાત્માને આત્મા માનવો એ દેહાત્મવાદી ચાર્વાકનો મત છે. તે મત યુક્તિ અને અનુભવથી ખોટો ઠરાવવામા આવેલ છે અને તે આ રીતે : દેહ જો આત્મા હોય તો તે પ્રિય લાગવો જોઈએ. અને તે દેહના નખ તથા વાળ પણ પ્રિય લાગવા જોઇએ હવે જો તે પ્રિય હોત તો કોઇપણ નખ તથા કેશને કાપી નાખત નહિ; પણ કાપી નાખે છે તેથી તે પ્રિય નથી. એક આંગળીને કારણ જો આખો હાથ સડતો હોય તો તુરત આંગળી કાપી નાખે છે. માટે આંગળી પરની પ્રીતિ ખોટી સમજવી. આંખે દેખાતું બંધ થાય ને જો વૈદ કહે કે હાથ તોડી નાખશો તો આંખે દેખાશે. ત્યારે હાથ કાપે છે ! તેથી હાથ પરની પ્રીતિ પણ ખોટી સમજવી. એ પ્રમાણે આંખ-કાન આદિ અવયવ તેમજ પ્રાણને પણ નષ્ટ કરે છે, તેથી તેના પરની પ્રીતિ ખોટી સમજવી. કોઈ તો અપકીર્તિને કારણ ઝેર ખાઇને જીવ કાઢી નાખે છે, તેથી જીવ ઉપરની પ્રીતિ ખોટી સમજવી. અપકીર્તિ એ મનની કલ્પના છે, તેથી પ્રાણ કરતાં મન વધારે પ્રિય. તે મન ધ્યાન-સમાધિ વખતે વ્યર્થ સંકલ્પ કરે છે ત્યારે કહે છે, કે આ મન મફતનો ત્રાસ આપે છે.

એથી અંતઃકરણ ઉપરની પ્રીતિ પણ ખોટી સમજાય છે. વૃત્તિની પ્રીતિ ખોટી છે. તો તેમાં પડેલા પ્રતિબિંબ જીવની પ્રીતિ પણ ખોટી છે! કારણ કે વૃત્તિ નષ્ટ થાય છે ત્યારે પ્રતિબિંબ–જીવ પણ નાશ પામે છે.

આ પ્રમાણે આત્મા સિવાય સર્વ અપ્રિય છે. એકમાત્ર આત્મા જ પ્રિય છે.

સ્ફૂર્તિથી માંડીને તણખલા સુધી જે કંઈ ઉત્પન્ન થયું છે તે ઈશ્વરે બનાવ્યું છે તેના પર જીવ, પ્રિય, દ્વેષ્ય અને ઉપેક્ષ્ય એમ ત્રણ પ્રકારની કલ્પના કરે છે. જેમકે એક મણિ છે, તે ત્રણ જણની મતલબ પ્રમાણે ત્રણ પ્રકારની થાય છે, તે આ રીતે: જેને એ મણિ મળે છે તેને પ્રિય લાગે છે. જેને ન મળે તે દ્વેષ કરે છે અને જેને કશી ગરજ નથી એવો જે ઉદાસીન તે તેની ઉપેક્ષા કરે છે. ત્યારે એ ત્રણેમાં ખરી કલ્પના કઈ? એક કલ્પનાને વખતે બાકી રહેલી બે કલ્પના વ્યર્થ થાય છે, માટે એ વ્યભિચાર સમજવો. જેમાં વ્યભિચાર હોય તે સર્વ ખોટું સમજવાનું.

એ તો એક વસ્તુ પર ત્રણ જણની કલ્પના કહી. હવે એક વસ્તુ પર એક જણ ત્રણ પ્રકારની કલ્પના કેવી રીતે કરે છે તે કહું છું વાઘ સ્હેજે દ્વેષ્ય છે. તેને દૂરથી જતો જુવે છે ત્યારે ઉપેક્ષ્ય, અને તે જ વાઘ પાળેલો હોય તો તેને પંપાળે છે. માટે તે પ્રિય

પહેલાં પથ્થર અને ઘાસ ઉપેક્ષ્ય હોય છે. ગરજ પડે ત્યારે તે પ્રિય લાગે અને પથ્થરની ઠેસ લાગે તો તે જ દ્વેષ્ય થઈ જાય છે. પ્રથમ સ્રી-પુત્રાદિ પ્રિય હોય છે. અનુકૂળ ન હોય તો તે જ દ્વેષ્ય થાય છે અને કહ્યું માને નહિ તો ઉપેક્ષ્ય થઈ પડે છે. એ જ ન્યાય સ્થૂળ દેહથી માંડીને વૃત્તિ પર્યંત સર્વને લાગુ પાડી જુઓ. ઉપર કહ્યા પ્રમાણે જેમાં વ્યભિચાર હોય તે અપ્રિય છે એમ સમજવું. આત્મામાં વ્યભિચાર નથી માટે તે પ્રિય છે. આત્મામાં પ્રિયપણાની વૃત્તિ જ ઊઠતી નથી, તો પછી તે દ્વેષ્ય-ઉપેક્ષ્ય શી રીતે લાગે? વૃત્તિ ઉત્પન્ન થવાને લીધે જ ઉપર કહેલા ત્રણ પ્રકારની કલ્પના થાય છે. આત્મામાં તો વૃત્તિ રહિત–નિર્વૃત્તિક સુખ છે. તેને બિચારી વૃત્તિ શી રીતે ગ્રહણ કરે? વૃત્તિ ગ્રહણ કરી શકતી નથી માટે અવિનાશી પ્રિયતમ કેવળ એક આત્મા જ છે.

હે રવિદત્ત! તું કદાચ એવું અનુમાન કરીશ કે આત્મા લોકોના જાણવામાં આવતો નથી તેથી તે ઉપેક્ષ્ય અને વિષ ખાઈને પ્રાણ દે છે, તેથી તે દ્વેષ્ય કહેવાય તો તેના ઉત્તરમાં જે કહું છું તે શ્રવણ કર. લોકો આત્માની ઉપેક્ષા કરે છે પણ પોતાને સુખ થાય એવું જે લાગે છે તેનું મૂળ આત્મા જ છે. વૃક્ષ પર બેઠેલો જ પાણીમાં પડેલો દેખાય છે, માટે તે બેઠેલો સલામત રહેવો જોઈએ પાણીમાં પડેલો આભાસ મરો કે જીવો તેની કાંઈ ગરજ નથી.

સર્વ દેહાદિ સંઘ હું છું એમ લાગે છે, તેથી જ મારા વિના બીજો કોઈ આત્મા નથી એમ માને છે, અર્થાત્ દેહાદિ સંઘની પ્રીતિને લીધે આત્માની ઉપેક્ષા કરે છે, પણ આત્મા કોઈ એક મારાથી જુદો છે ને મને તેની ગરજ નથી એમ માનતો નથી. જો એમ માનશે તો આત્મપ્રિયતા કોને થશે? વિષ ખાઈને પ્રાણ દે છે અને મને ધિક્કાર હો એમ કહે છે. પણ લોકોમાં અપકીર્તિ ન થાય એવું જે લાગે છે તે અકૃત્રિમ પ્રિયતા કોની છે? 'તમે બહુ સારા છો. હું તો હીન છું તુચ્છ છું' એમ જે બોલે છે તે બોલવું ઉપર–ઉપરનું છે. અંતરમાં પોતાને હીન અને તુચ્છ નથી માનતો; પણ પોતે પોતાને સારો જ માને છે. આ વાતનો મુમુક્ષુએ પૂરો વિચાર કરવો અને આત્મા પ્રિય, દ્વેષ્ય કે ઉપેક્ષ્ય નથી પણ પ્રિયતમ છે એમ સમજવું. આવું ન્યાયપૂર્વક નિરૂપણ કરવા છતાં પણ જો મૂર્ખજન મમજે નહિ તો તેમાં ગુરુ–શાસ્ત્ર શું કરે? મુખ્ય આત્મા જ અસ્તિ, ભાતિ. પ્રિય છે દેહ–ઇન્દ્રિયાદિ અસ્તિ, ભાતિ, પ્રિય નથી. છતાં અજ્ઞાનીને, શરીરાદિ 'છે,' એ જ જાણે છે અને એ જ પ્રિય છે એવું જે લાગે છે તે તેની વિપરીત સમજ છે.

### દેહાદિ સંઘાનમાં અસ્તિ, ભાતિ, પ્રિયત્વ નથી, એ વિષે ન્યાય

**જાગૃતિમાં** સ્થૂલ દેહ અસ્તિ, ભાતિ પ્રિય હોય એમ લાગે છે. પણ તે દેહ સ્વપ્નમાં ક્યાં હોય છે!

સ્વપ્નમાં તો બીજો દેહ કલ્પીને, 'એ જ દેહ હું છું' એમ માને છે ને કલ્પિત વિષયોને લીધે સુખદુ:ખ ભોગવે છે. સ્થૂલ દેહ બિછાનામાં પડયો છે તે મર્યો કે જીવતો છે, એ વાતનું સ્મરણ નથી. હવે સ્થૂળ દેહનું અસ્તિ, ભાતિ, પ્રિયપણું સ્વપ્નના ભાસ-દેહ પાસે ગયું તેથી તે દેહ સ્વપ્નપદાર્થોને જોવા લાગ્યો. સ્થૂલ દેહ નિસ્તત્ત્વ થઈ પડયો છે. તેની ત્વચાને કઠિન કે મુલાયમ કાંઈ જ સમજાતું નથી. એ વખતે શરીર પર સર્પ વિંટાઈ જાય તો ભય લાગતો નથી; પણ સ્વપ્નના ભાસદેહને વાઘે પકડયો હોય તો મોટી બૂમ પાડીને રડે છે. જો સ્થૂલ દેહનું પ્રિયત્વ ખરું હોત તો સર્પે વીંટી લીધો ત્યારે તેની ઉપેક્ષા ન થાત અને તે દેહ જાણતો હોત તો, પોતાને સર્પ વિંટાયો છે એમ પોતાના પ્રકાશથી જાણત. વળી તેનું અસ્તિપણું ખરું હોય, તો તે અસ્તિપણું સ્વપ્નદેહમાં શા માટે આવે ? જ્યારે સ્થૂળ દેહનું અસ્તિ, ભાતિ, પ્રિયપણું સૂક્ષ્મ દેહમાં ગયું ત્યારે સ્થૂળ દેહ અસત્, જડ, અપ્રિય (દુ:ખરૂપ) કોઈ પરોક્ષ જેવો થઈ પડયો. જો એ જ આત્મા હોત તો તેનો પરોક્ષ સમાન ત્યાગ કરવામાં ન આવત પણ ત્યાગ કરાય છે માટે આ સ્થૂળ દેહ અનાત્મા છે, ને હું નિર્વિકારી આત્મા છું.

હવે સ્વપ્નના કલ્પિત દેહમાં અસ્તિ, ભાતિ, પ્રિયત્વ આવ્યું, ત્યારે તે સૂક્ષ્મ દેહ હું છું, અને મેં કલ્પિત પદાર્થો જોયા, તેમજ એ સૂક્ષ્મ દેહ જ પ્રિય છે એમ માન્યું. આ સૂક્ષ્મ દેહ પણ સ્થૂળ દેહ પ્રમાણે જ અસત્, જડ, દુ:ખરૂપ છે એમ હવે ઠરાવવામાં આવે છે.

જેમ સ્થૂળ દેહ સ્વપ્નમાં નથી તેમ સૂક્ષ્મ દેહ સુષુપ્તિમાં નથી. ત્યાં કેવળ અજ્ઞાન રહે છે અને શુદ્ધ જ્ઞાન, તે અજ્ઞાનને પોતાના પ્રકાશથી દર્શાવે છે. 'सुप्तौतु तलये बोधः शुद्धो जाड्यं प्रकाशते ॥' જે અજ્ઞાનમાંથી બે દેહ ઉત્પન્ન થયા તે અજ્ઞાનમાં જ તે લય પામે છે. શ્યેન પક્ષી ભક્ષણ માટે જેમ દશે દિશામાં ભટકીને વિશ્રાન્તિ માટે પોતાના ઘોંસલામાં પાંખ સંકોચીને પ્રવેશ કરે છે, તેમ સૂક્ષ્મ દેહ સાથે જીવ જાગૃત, સ્વપ્નમાં ક્રીડા કરીને સુખ–દુ:ખથી થાકેલો, વિશ્રાન્તિ માટે અજ્ઞાન તરફ આવીને, જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિને મન-બુદ્ધિમાં આકર્ષીને, વિષયોનો ત્યાગ કરી અજ્ઞાનમાં લીન થાય છે. ઇન્દ્રિયો મનમાં આવવાથી વિષયો શૂન્યવત્ થાય છે. અને શરીર પણ મૃતકની જેમ ચેષ્ટારહિત થઈને પડે છે. પરંતુ પ્રાણ હાલતો રહે છે; તેથી તે મરેલ નથી પણ ઊંઘી ગયો છે એમ કહે છે. પરંતુ હું ઊંઘી ગયો છું એમ ઊંઘેલાને ખબર પડતી નથી; તેમજ પ્રાણ હાલે છે કે નહિ તેની પણ તેને ખબર નથી.

મન–બુદ્ધિ એકત્ર થયા પછી કંઈક કલ્પના ઊઠે છે ત્યારે તેને સ્વપ્નભાસ કહે છે. તે સ્વપ્નભાસ ગાઢ નિદ્રામાં નષ્ટ થાય છે. જાગૃતિ જતાં જ સ્વપ્ન આવે છે અથવા ગાઢ સુષુપ્તિ થાય છે; અને તે વખતે બુદ્ધિ કલ્પિત વિષયોને છોડી, સુખ–દુ:ખ ન સ્મરતાં અજ્ઞાનમાં મળે છે. આ પ્રમાણે ગાઢ સુષુપ્તિમાં બે દેહ, તેના વ્યાપાર, અને તેના વ્યાપારનાં સાધનો પણ નહિવત્ થઈ જાય છે.

અર્થાત્ મનાદિક વૃત્તિ, જ્ઞાનેન્દ્રિયો, પ્રાણ, દેહ, કર્મેન્દ્રિયો, તેમજ પ્રત્યક્ષ કે ભાસ વિષયો; એ તમામ નહિ જેવાં થઈ જાય છે માત્ર એક આત્મા જ બાકી રહે છે; પરંતુ એ વખતે અજ્ઞાન હોય છે, તેથી તે સ્થિતિને સુષુપ્તિ કહે છે. પ્રથમ પોતાના સ્વરૂપનું અજ્ઞાન બે દેહની ઉત્પત્તિનું કારણ થયું. એ બે દેહની ઉપાધિ સુષુપ્તિમાં જાય છે પણ અજ્ઞાન જતું નથી. જેમ ઘાસ ઉપર–ઉપરથી તો નષ્ટ થઈ ગયું, પણ તેનું બીજ ભૂમિમાં રહેવાને લીધે વર્ષાઋતુમાં તે પાછું પ્રથમની જેમ ઊગી નીકળે છે.

વૃક્ષ પર બેઠેલો જ્યારે આંખ બંધ કરે છે ત્યારે પાણીમાં પડેલો આભાસ તેને દેખાતો નથી; પણ તે વખતે એ, પડવું ખોટું છે એમ ન જાણવાથી, આંખ ઉઘાડયા પછી તે માને છે કે હું પડયો ! તેમ નિ:સંકલ્પ અજ્ઞાન બીજરૂપે રહેલું છે; માટે જાગ્યા પછી પ્રથમની પેઠે વિપરીત ભાવ લઈને ઊઠે છે. અર્થાત્ વૃત્તિને નિજાત્માનું અજ્ઞાન છે તે નષ્ટ થતું નથી. જે વિસ્મરણ-રૂપ વિશેષ વૃત્તિ જાગૃત-સ્વપ્નના વ્યાપારમાં પ્રવૃત્ત હતી, તે જ અવિદ્યાવૃત્તિ સુષુપ્તિમાં સામાન્યરૂપે રહે છે; પણ તે અમુક જ પ્રકારની છે એમ તેનું અસ્તિત્વ કહી શકાતું નથી. માત્ર અનુમાનથી જાણવામાં આવે છે કે કાર્યની ઉત્પત્તિ થાય છે, તેથી તે અવિદ્યા છે. વારુ, હવે એ મૂઢ વૃત્તિરૂપ સુષુપ્તિના કારણ-

દેહમાં અસ્તિ, ભાતિ, પ્રિયરૂપતા આવી! એ કેવી રીતે આવી તે કહું છું.

અજ્ઞાન છે, ભાસ છે અને પ્રયત્ન પણ તેમ જ છે; તેથી સુષુપ્તિમાં સ્થૂળ–સૂક્ષ્મ બન્ને દેહ નિસ્તત્ત્વ થાય છે. નિસ્તત્ત્વ એટલે 'નહિ'પણું. એ 'નહિપણું' બે દેહમાં આવ્યું. જે નથી તે કદી પણ નથી જ પછી એ વંધ્યાપુત્ર સમાન બે દેહની પ્રીતિ કોને થવાની છે? મંદ અંધકારમાં જેમ સર્પ દેખાયો અને ગાઢ અંધકારમાં નહિવત્ થયો, તેમ ભ્રાન્તિથી બે દેહ છે એમ લાગ્યું તે ગાઢ નિદ્રામાં બન્ને દેહ નષ્ટપ્રાય: થયા. પ્રથમ સ્થૂળ દેહ જાગૃતિ સહિત સ્વપ્નમાં નષ્ટ થયો ને પછી સૂક્ષ્મ દેહ સ્વપ્ન સહિત સુષુપ્તિમાં નષ્ટ થયો, ત્યારે બન્ને દેહની અસત્ જડ, દુ:ખરૂપતા તેમજ અપ્રિયતા સ્વાભાવિક રીતે જ દેખાઈ આવી! જો બે દેહ અસ્તિ, ભાતિ, પ્રિય (આત્મા) હોય તો તેનો નાશ કેમ થાય? પરંતુ નાશ થાય છે તેથી તેને નાશવાન સમજવા. એમ બે દેહ અસત્ સાબિત થયા પછી સુષુપ્તિમાં જે જ્ઞાન કોઈના સમજવામાં આવતું નથી તેનું વિવેચન કરી સમજાવું છું.

બોધઃ શુદ્ધો જાડ્યં પ્રકાશતે ।

અજ્ઞાન રહિત, શુદ્ધ જ્ઞાનઘન, જે સામાન્ય ચેતન, તે અજ્ઞાનને પ્રકાશિત કરે છે. તે આત્માનું શુદ્ધ જ્ઞાન હું પછી કહીશ. અત્યારે તો સુષુપ્તિમાંનું જ્ઞાન કહું છું. સુષુપ્તિમાં વૃત્તિનો લય આત્માએ પોતાના પ્રકાશથી જાણેલો છે.

જો સુષુપ્તિમાં તે લયનો વખત જાણ્યો ન હોત તો જાગ્યા પછી તેની સ્મૃતિ ન થાત, પરંતુ 'અમુક વખત વૃત્તિનો લય થયો હતો' એવી સ્મૃતિ થાય છે તેથી તેણે અનુભવ લીધેલ છે. માટે જ જાગ્યા પછી યાદ કરે છે. તે વખતે વિશેષ વૃત્તિ ન હતી, પણ સામાન્ય વૃત્તિથી અજ્ઞાનને જાણે છે, ને એ જાણેલા અજ્ઞાનનો જાગૃતિમાં વિશેષ વૃત્તિ દ્વારા અનુભવ કહે છે. જેવી રીતે કોઈ માણસ પોતાના વિચારમાં નિમગ્ન હોય ને તેની પાસે થઈને કોઈ જાય ત્યારે તે વિશેષરૂપે જોતો નથી, તેથી તે અમુક જ વ્યક્તિ છે એમ તેના સમજવામાં આવતું નથી, પણ આંખો ઉઘાડી હોવાને લીધે તેણે સામાન્યરૂપે જોયું હતું, તેથી તેને કોઇ પૂછે, કે 'અહીં થઈને અમુક જણ ગયો ભલા?' ત્યારે તે કહે છે કે કોઈ ગયું ખરું, પણ કોણ ગયું તે ખબર નથી. હવે તેણે 'કોઈ ગયું' એમ જે કહ્યું, તે સામાન્યરૂપે જોયા વિના નથી કહ્યું સામાન્યરૂપે જોયું છે તેથી જ યાદ કરીને 'કોઇ ગયું' એમ કહે છે. જે અનુભવેલી વાત હોય તે જ કહી શકાય છે. ન અનુભવેલી વાત કહેવાય નહિ; એ અનુમાન છે. પણ તે ખરું છે. નદીમાં પૂર આવે છે ત્યારે, ઉપરવાસ વરસાદ પડયો છે એ અનુમાન જેમ સિદ્ધ થાય છે, તેમ અજ્ઞાનનો અનુભવ સુષુપ્તિમાં લીધો છે તેથી તે વખતનું સ્મરણ કરે છે. સામાન્યરૂપે જે લય જોયો હતો તે જાગ્યા પછી યાદ આવ્યો. માટે અજ્ઞાનનો અનુભવ શુદ્ધ સાક્ષીએ લીધો છે એ વાત સિદ્ધ થઈ.

શિષ્ય–સર્વના લય સાથે સાક્ષીનો લય પણ થાય!

ગુરુ–સાક્ષીનો લય જોનારો બીજો કયો સાક્ષી છે?

શિષ્ય–લય થયો તેનો સાક્ષી જ નથી!

ગુરુ–એમ કહેવું નહિ! સર્વનો લય શુદ્ધ સાક્ષી ચેતન જુએ છે, પણ સાક્ષીનો લય કોણે જોયો તે તું મને કહે

શિષ્ય–જેમ સર્વના લયનું અનુમાન કર્યું, તેમ સાક્ષીના લયનું પણ અનુમાન કરવું!

ગુરુ–તો જેવો સામાન્ય સાક્ષી સર્વનો લય જોવા રહ્યો, તેવો તે સાક્ષીનો લય જોવા બીજો કોણ રહ્યો તે બતાવ! દીવો અને નેત્ર હોય ત્યારે સર્વ પદાર્થો જોઈ શકાય છે અને દીવો ઠરી જાય ત્યારે નેત્ર અંધકારને જુએ છે નેત્રે અંધારું જોયું ત્યારે જ 'ખરેખર દીવાનો લોપ થયો' એમ કહી શકાય છે. તેમ નેત્રનો લોપ થયો કોણે જોયો તે કહે જોઈએ? સાક્ષીના લયનું અનુમાન કરો તો સાક્ષીના જે સાક્ષીનું અનુમાન કર્યું તે આ સાક્ષી કે બીજો? નેત્રનો લોપ તે જ નેત્ર જુએ છે કે કોઈ બીજું નેત્ર જુએ છે? તેમ સાક્ષીનો લય સાક્ષી પોતે જુએ છે કે બીજો કોઈ ચિદ્રૂપ જુએ છે? જો સાક્ષીનો લય

સાક્ષીએ પોતે જોયો હોય તો 'પોતાના દેખતાં પોતે મર્યા!' એવો ન્યાય થશે.

આંખે પોતે જ પોતાનો નાશ જોયો, એમ કહેવું બની શકે નહિ. કદાચ તું કહેશે કે બીજા જ્ઞાન વડે આ જ્ઞાનનો નાશ થયો. તો તે જ્ઞાન કયું? આંખનો લોપ બીજી આંખે જોયો, તો તે આંખ કઈ? હે રવિદત્ત! એવું બીજું જ્ઞાન જ નથી, કે જે જ્ઞાનનો લય દેખે. અને એવાં બીજાં નેત્ર જ નથી, કે જે નેત્રનો લોપ જુએ. આ ઉપર દર્શાવેલા વિરોધને લીધે સાક્ષીનો લય માનવામાં આવતો નથી. માટે સુષુપ્તિમાં સર્વનો લય જોનાર જ્ઞાન જ સાક્ષી છે.

શિષ્ય—સાક્ષીનો લય નથી, તો તેના અસ્તિત્વનો અનુભવ કેમ નથી થતો?

ગુરુ—જેણે સુષુપ્તિમાં અજ્ઞાનનો અનુભવ લીધો તે જ તું સાક્ષી! સુષુપ્તિમાં વૃત્તિ ન હોવા છતાં પોતાના અજ્ઞાનનો અનુભવ કરીને કહે છે, તે અનુભવનારો સાક્ષી તું જ છે. એવો લય-સાક્ષી જે તું તે તને અજ્ઞાન શાનું? તું તો અજ્ઞાનનો પ્રકાશક છે! જે જ્ઞાનરૂપી પ્રકાશનો સુષુપ્તિમાં લોપ નથી, તેનો જાગૃત-સ્વપ્નમાં તો લોપ નથી જ નથી. એ પ્રમાણે ત્રણે કાળમાં જેનો નાશ નથી તે જ પ્રકાશરૂપી જ્ઞાન સ્વતઃ સદ્રૂપ છે અને તે જ ચિદ્રૂપ પણ છે, અને આનંદરૂપ પણ તે જ છે એ વાત હવે કહું છું.

પહેલાં મિથ્યાત્માનો નિષેધ કરીને મુખ્યાત્મા જ પ્રિય છે એમ કહ્યું. તે જ આત્મા સુષુપ્તિમાં કેવો સુખી છે તે કહું છું. જાગૃતિમાં જે સુખ-દુઃખ થાય છે, તે કેવળ સંકલ્પને લીધે જ થાય છે. તેમજ સ્વપ્નમાં પણ સંકલ્પને લીધે સુખ-દુઃખ થાય છે. સુષુપ્તિમાં સંકલ્પ નથી હોતો, તેથી ત્યાં સુખ-દુઃખ પણ નથી; કેવળ નિજ સુખ છે.

નિજ સુખ—જે સુખ ઉત્પન્ન થાય નહિ અને નાશ પામે નહીં તેને નિજ સુખ કહે છે.

વૃત્તિમાં જે સુખ ઉત્પન્ન થાય છે તેનો નાશ છે એમ શ્રુતિ કહે છે. નિજ સુખને વૃત્તિ ગ્રહણ કરી શકતી નથી, તેથી તેનો અનુભવ આવતો નથી; પરંતુ તે અનુભાવ્યરૂપ સુખ તો જેમનું તેમ જ છે. તેનું જે સદ્રૂપ તે જ ચિદ્રૂપ જ્ઞાન અને તે જ આનંદરૂપ આત્મા. એ રીતે આત્માનાં અસ્તિ, ભાંતિ, પ્રિય એ ત્રણે લક્ષણો એક જ અધિષ્ઠાનમાં જુદાં નથી.

શિષ્ય—જડ પદાર્થોને સુખ-દુઃખ નહિ હોય. તેનું અસ્તિપણું પણ તેમાં રહે છે, તેથી જડમાં નિજ સુખ છે. લાકડાં, પથ્થર, માટી વગેરેમાં આનંદ પણ છે.

ગુરુ—જડને સુખદુઃખ નથી એમ બોલવું જ અસ્થાને છે. જે જે વિકારી નામ-રૂપ પેદા થયાં છે તે સારાં હો કે ખરાબ, તેને સુખ-દુઃખ નથી એમ લાગે છે; પણ તે સુખ-દુઃખરૂપ જ છે. તે જડને કોઈ ફોડે છે, તોડે છે, ફેંકે છે અથવા તેની પૂજા કરે છે. એ જ તેને સુખ-દુઃખ છે.

શિષ્ય—પણ તેને સુખ-દુઃખનો અનુભવ નથી થતો.

ગુરુ—જો તે જડને સુખ-દુઃખનો અનુભવ ન હોય તો નિજ સુખનો અનુભવ તો હોય જ કયાંથી? અને તેમાં નિજ સુખ છે એમ તેં શી રીતે જાણ્યું? તેમાં હર્ષ કે ગ્લાનિ કાંઈ જોયું?

શિષ્ય—તો પછી ઊંઘી ગયેલો મનુષ્ય સુખી છે એમ કયા ચિહ્ન પરથી અનુમાન કરવું?

ગુરુ—તેનું સુખ હર્ષ-ખેદ વિના પ્રફુલ્લિત દેખાય છે. તેથી સુષુપ્તિમાં વૃત્તિ રહિત નિજ સુખ છે. જડમાં હર્ષ-ખેદ નથી અને નિજ સુખમાં પણ નથી. અગર જો જડમાં નિજ સુખ હોય તો તે કોણ પ્રાપ્ત કરશે? જીવ સુખમાં મળે ત્યારે સુખી થાય. સર્વ કોઈ સુખમાં વિશ્રાન્તિ પામે છે. એ બધાંનો અનુભવ છે. કેમકે જાગ્યા પછી કહે છે કે હું કેવો સુખી હતો! તેને કોઈ બળપૂર્વક ઉઠાડે છે તો તે ઉઠાડનારો તેને વેરી જેવો લાગે છે અને હું સુખમાં હતો તે મારું સુખ ગયું એમ કહી વ્યાકુળ થાય છે. ઊઠયા પછી ક્ષણભર એ સુખની લહેર આવે છે, ને પછી જાગ્રત થાય છે. જ્યાં અસ્તિપણું છે ત્યાં સુખ છે એમ તું માને છે, પણ જડ-ચેતન સર્વમાં સુખ-દુઃખ ઉત્પન્ન થાય ત્યારે તેમાંથી નિજ સુખનો લોપ થાય છે. સુષુપ્તિમાં સુખ-દુઃખ ન હોવાથી કેવળ નિજ સુખ રહે છે. ઊંઘ આવવા માટે શય્યા આદિ સુખ દેનારાં સાધનો છે એમ તું માનતો હશે, પણ તે પ્રથમ વૃત્તિને, 'હું સુખી' એમ ગ્રહણ કરવા માટે-માનવા માટે ઉપયોગી થાય છે. એ સાધનનો બીજો કોઈ ઉપયોગ નથી. કેમકે ગાઢ નિદ્રામાં

વૃત્તિ તેને ભૂલી જાય છે અને નિજ સુખમાં તે મળી જાય છે. તે વખતે શય્યાદિ સુખ શા હિસાબમાં? ગાઢ નિદ્રામાં કઠિન કે મૃદુ બિસ્તરાની દરકાર નહીં કરતાં વિશ્રાન્તિ માટે મનુષ્ય મરજી પડે ત્યાં ઊંઘે છે. માટે સાધન વિના પણ સુષુપ્તિમાં સુખ છે. જેવી રીતે પતિવ્રતા સ્ત્રી, પતિ સાથે સુખ ભોગવે છે તે વખતે તે અંદર-બહારના વ્યાપાર જાણતી નથી. તેમ વૃત્તિ, જાગૃત અને સ્વપ્નના વ્યાપાર છોડીને એક આત્મ-સુખમાં સમરસ થાય છે. સુષુપ્તિમાં અજ્ઞાન છે તેથી, 'વૃત્તિ સુષુપ્તિમાં સુખ લે છે' એમ કહેવામાં આવે છે. પણ જાતે અજ્ઞાન ન હોત તો એમ બોલવામાં આવત જ નહીં.

જાગૃત અને સ્વપ્નનાં અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણો સુષુપ્તિમા આવ્યાં. જાગૃત-સ્વપ્ન બન્ને અવસ્થા સુષુપ્તિમાં ન રહી એટલે તેનાં અસ્તિ,, ભાતિ, પ્રિય લક્ષણો પણ ગયાં! જેનાં લક્ષણ નષ્ટ થાય તે અવસ્થા ખરી શી રીતે મનાય? અને જો બન્ને અવસ્થા ખરી નથી, તો ભ્રાન્તિથી માનેલાં તેનાં અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણો પણ ખરાં શેનાં? વૃક્ષ પર બેઠેલાએ પોતાને પાણીમાં પડેલો જોયો, પણ શું તે ખરેખર પડયો છે? તેણે આંખો બંધ કરી એટલે પાણીમાં પડેલો દેખાતો નથી, ને પોતે અસલ જેમનો તેમ બેઠેલો છે. પણ જોવા લાગ્યો કે તુરત પોતે પડેલો દેખાય છે. પણ તેથી શું તે ખરેખરો પડયો છે? નહીં જ. તે રીતે જાગૃત અને સ્વપ્નનો વ્યાપાર સુષુપ્તિમાં હોતો નથી; તો પછી તે અવસ્થા હોય ત્યારે તેનો વ્યાપાર ખરો શી રીતે મનાય? એ હિસાબે સ્વપ્ન-જાગૃત અવસ્થા ખરી રીતે થઇ નથી અને ભાવિમાં થનાર પણ નથી; તો પછી સુષુપ્તિ પણ ખરી શી રીતે થશે? વિચારને અંતે જ્યારે કાર્ય જ ખોટું ઠરે છે, તો તેનું કારણ ખરું કયાથી હોય? જાગ્રત અને સ્વપ્ન, એ બે સુષુપ્તિનાં કાર્ય છે. તે કાર્ય ખોટાં ઠર્યાં તો તેનું કારણ (સુષુપ્તિ) ખરું કયાંથી હોય? સ્થૂળ અને સૂક્ષ્મ એ બે દેહરૂપી કાર્યને લીધે તેનું કારણ શરીર (અજ્ઞાન) છે એવી કલ્પના કરેલી; પણ વિચાર કરતાં તે કાર્ય જ ખોટું ઠરે છે તો તેનું કારણ અજ્ઞાન, કે જે અનુમાનથી માનેલું છે તે ખરું શી રીતે થવાનું? જ્યારથી "શરીર હું છું" એમ માન્યું ત્યારથી પોતાના આત્મસ્વરૂપનું વિસ્મરણ થયું છે એમ સમજવું. હવે જેના અભિમાનથી આત્માનું વિસ્મરણ થયું છે તે બે, સ્થૂળ-સૂક્ષ્મ શરીરનું અભિમાન મૂકી દીધું, કે પછી અજ્ઞાન રહેવાનું નહીં. વૃક્ષ પર બેઠેલાને પોતે પાણીમાં પડયો છે એવી જો ભ્રાન્તિ જ થતી નથી, તો પછી તેનામાં પોતાની અસલ સ્થિતિનું અજ્ઞાન રહેશે શી રીતે? તેમ બે દેહ અને તેની બે અવસ્થા ખોટી ઠર્યા પછી અજ્ઞાન રહેવાનું નહીં જ; અને વૃત્તિ, અપરોક્ષ સમજી જાય છે કે, આપણે અજ્ઞાનથી અલગ છીએ. પછી બે દેહ રહેશે તોપણ તે મિથ્યા લાગશે ગુરુ-શાસ્ત્રના વચનમાં વિશ્વાસ રાખીને 'બે દેહ મિથ્યા છે' એમ માન્યું, ને તે મિથ્યા છે જ; તોપણ પોતાના અનુભવ વિના મિથ્યા થતા નથી. તેથી તેના મિથ્યાપણાનો સ્વાનુભવ, જાગૃતિમાં આવવો જોઈએ; તેમજ પોતે આત્મા જ છે એવો અનુભવ પણ આવવો જોઈએ. એ અનુભવ આવશે ત્યારે જ દેહનું 'હુંપણું' મૂળમાંથી જશે.

ત્રણે કાળમાં જે એકસમાન રહે છે તે જ સત્ય આત્મા છે અને ક્યારેક હોય ને ક્યારેક ન હોય તે મિથ્યા અનાત્મા છે. એક અવસ્થાને વખતે બીજી બે અવસ્થા રહેતી નથી, માટે અવસ્થા ખોટી છે. આત્મા ત્રણે કાળમાં, અવસ્થાથી અલગ અદ્વિતીય-રૂપે રહે છે તેથી તે સત્ય છે. અસત્, જડ, દુઃખ-રૂપ વૃત્તિથી માંડીને શરીર પર્યંત ભાસી રહેલો જે જીવાત્મા, તે પણ અનાત્મા છે અને મુખ્ય કેવળ એક બ્રહ્મ-આત્મા જ છે આ પ્રમાણે સત્ય અને મિથ્યા એ બે પદાર્થનું નિરૂપણ કરી પૃથક્ બતાવી આપ્યા, તે પર મુમુક્ષુએ પ્રીતિપૂર્વક વારંવાર વિચાર કરવો.

શિષ્ય-સત્ય અને મિથ્યા, એમ બે પદાર્થ અલગ કર્યા તેમાં અજ્ઞાન કોને થયું? વૃક્ષ પર બેસનારો અને પાણીમાં ભાસનારો, એ બે જ છે. તેમાં વૃક્ષ પર બેઠેલાને વિસ્મરણ થયું; જે પાણીમાં પડયો છે તે પડછાયો તો ખરો છે જ નહીં, તેથી તેને સ્મરણ કે વિસ્મરણ-બન્ને નથી. એથી સમજાય છે કે વૃક્ષ પર બેઠેલો છે તેજ પોતે

પોતાને ભૂલી ગયો! વળી સ્થૂળ શરીર જડ છે તેમા ચંચળ પાણી જેવો સૂક્ષ્મ દેહ છે ને તેમા પડેલુ પ્રતિબિંબ–જીવ પણ મિથ્યા હોવાથી તેનુ જાણવું ખરુ નથી એટલે તેને વિસ્મરણ થયુ નથી પણ એ અજ્ઞાન, નિર્વિકાર કૂટસ્થ આત્માને જ થયુ! આત્મા પોતે પોતાને ભૂલ્યો, ને જીવ તરફ જોઈ કહ્યુ કે 'હુ જીવ છુ!' એ રીતે આત્માને અજ્ઞાન થયુ! (પોતાની સમજણ પ્રમાણે શિષ્યે ઉપર મુજબ શંકા કરી ત્યારે) ગુરુ—વૃક્ષ પર બેઠેલાને વિસ્મૃતિ થઈ ખરી, પરંતુ પ્રથમ પોતે જેવો છે તેવો, આખ ઉઘાડતા અને મીચતા અંધારામા પોતાને દેખતો નથી તોપણ નખથી શિખા પર્યંત 'આ હુ' એમ પોતાને જાણે છે એવા સામાન્ય દ્રષ્ટાને વિશેષ દ્રષ્ટા કહેવો વ્યર્થ છે નખથી શિખા પર્યંત પોતાને જાણવુ, એ જોવુ સામાન્ય, અને આંખો ઉઘાડીને જે જોવુ, તે જોવુ વિશેષ. એવા એકદેશી દેખનારાને વિસ્મરણ થયુ છે આત્મામા સ્મરણ–વિસ્મરણ બન્ને મિથ્યા છે વૃક્ષ પર બેઠેલો છે તે એ બાજુ જુએ છે તો પણ તે બેઠેલાને પોતાનુ વિસ્મરણ નથી થયુ જો પોતે પોતાને ભૂલી ગયો હોય તો કીડી ચટકો ભરે છે તેની કોને ખબર પડે છે?

"હુ પડયો! મને કાઢો" એમ કહે છે તે પોતાને ભૂલ્યો હોત તો "કાઢો" એમ બોલત નહી અને બોલે છે, તેથી તેનો લોપ નથી અને વિકાર પણ નથી તેમ જ પાણીમા પડવા આભાનને સ્મરણ નથી અને વિસ્મરણ પણ નથી પરંતુ વચમા ત્રીજુ ઉત્પન્ન થયુ! અને તે પડનારનુ કારણ છે જેનામા વૃત્તિનુ સ્ફુરણ નથી, ને જે વૃત્તિના અભાવને જાણે છે, તેમા જ્ઞાન અને અજ્ઞાન છે એમ કોણ કહી શકે? એ આત્મામા ન હોવા છતા સ્ફુરણ થયુ એ જ માયા એ સ્ફુરણ, દોરીમા સર્પ દેખાય તે પ્રમાણે ખોટુ ઉત્પન્ન થયુ! જેવડુ સ્વરૂપ છે તેવડુ સ્ફુરણ થયુ હોત તો તેને સ્વરૂપ જ માનવામા આવત, પણ આ તો સમુદ્રમા જેવી લહરી, તેવી સ્વરૂપમા માયા! ને તે પણ વંધ્યાપુત્રની મા જેવી મિથ્યા! જે થઈ નથી ને ભાવિમા થનાર પણ નથી તે જ માયા!

એક–એકથી દસગણા એવા સાત બ્રહ્માંડ તે માયા બીજનુ ઝાડ! એવડી જ પૃથ્વી પાણીના એક ભાગમા છે એવી પૃથ્વીથી દસગણી બ્રહ્માંડરચના છે તેમા સ્વર્ગ, મૃત્યુ, પાતાળ આદિ સર્વ વસેલા છે બધા મળીને આ ભૂગોળના સાત દ્વીપ છે તે સાત દ્વીપમા એક જંબુદ્વીપ છે તેમા નાના–નાના નવખંડ છે તેમાના એક ભરત ખંડમા નાના–નાના શહેર અને ગામ છે તે ગામોમાના એક ગામમા એક ઘર, તે ઘર જેવડુ શરીર નથી એવા શરીરમા સ્ફૂર્તિરૂપ વૃત્તિનો પ્રકાશ ઉત્પન્ન થયો મનુષ્યના દેહ કરતા કીડીનો દેહ નાનો છે તેમા પણ તેટલી જ વૃત્તિ પેદા થઈ! એ પ્રમાણે સ્ફૂર્તિ બ્રહ્મથી માંડીને કીડી સુધી વિભાગ પામેલી છે તે વૃત્તિ, તેટલા જ દેહને 'હું' માનીને બેઠી! ને તે વૃત્તિમા જ જ્ઞાન–અજ્ઞાન ઉત્પન્ન થયા સ્ફૂર્તિનુ પરિચ્છિન્નપણુ સ્વરૂપના એક ભાગમા જ છે

બ્રહ્માત્માનુ સ્વરૂપ એટલુ મોટુ છે કે, આકાશ પણ તેમા 'સમુદ્રમા રાઈ' સમાન છે સ્વરૂપનો અંત જ લાગતો નથી તોપણ આકાશના દૃષ્ટાન્તથી સમજાવ્યુ છે આકાશ પ્રમાણે તે વ્યાપ્ત છે જેમ આકાશ વિનાની કોઈ ખાલી જગ્યા નથી, તેમ બ્રહ્મ પરિપૂર્ણ ભરેલા છે આત્મા જ્ઞાનઘન છે આકાશ શબ્દગુણી અજ્ઞાન છે માટે આત્મા અને આકાશમા ફરક છે આકાશ પોકળ આત્મા ઘનદાર આકાશ અવકાશરૂપ ભાસ છે બ્રહ્મ નિરાભાસ જે પદાર્થ આપણને દેખાય છે તે ઘન લાગે છે, માટે આપણે આકાશને પોકળ કહીએ છીએ અહીંતહીં પદાર્થ પડયા હોય ને વચમા કાંઈ ન હોય–અમસ્તુ પોકળ-પણ દેખાય તેથી તેને પોકળ માન્યુ, પરંતુ આકાશ પોકળ નથી અવકાશ જો કયાય ન હોય તો જ તેને પોકળ માનવામા આવે જે સર્વવ્યાપક છે, તેમા અવકાશ કયાથી? અવકાશ નથી માટે આકાશ પૂર્ણ વ્યાપક છે તેવો જ બ્રહ્માત્મા સઘન છે આકાશ અને આત્મા, એ બન્નેનો અંત જોવામા આવતો નથી આકાશમા પર્વતની કલ્પના કરી તે પર્વતમા આકાશ છે અને તેની બહાર કેટલુ આકાશ છે તેનો અંત જ લાગતો નથી તે પ્રમાણે બ્રહ્મમા એક બ્રહ્માંડ ઉત્પન્ન થયુ તેમા આત્મા ભરેલો છે, અને બહાર અમર્યાદ વ્યાપેલો છે આકાશમા મઠ ઉપાધિને લીધે આકાશ અંદર-બહાર છે એમ બોલવામા આવે છે આકાશમા મઠ અને

મઠમાં આકાશ. એ રીતે બ્રહ્મમાં બ્રહ્માંડ અને બ્રહ્માંડમાં બ્રહ્મ મઠમાં જેમ જુદા જુદા ઘડા અને તે ઘડાની અંદર–બહાર આકાશ, ને તે મઠમાં પણ આકાશ ભરેલું છે, તેમ બ્રહ્માંડમાં અનેક પિંડ અને તે પિંડની અંદર–બહાર આત્મા છે. દેહમાં આત્મા ને આત્મામાં દેહ જેવું પિંડમાં તેવું બ્રહ્માંડમાં. જેમ ઘટમાં અને મઠમાં આકાશ એક છે, ને તે વિના એક રાઈના દાણા જેટલી જગા પણ ખાલી નથી. એવડા મોટા આત્મામા સાકાર દેહ ને તે દેહમાં સ્ફૂર્તિ. અર્થાત્ સ્ફૂર્તિ એટલી નાની હોવા છતાં સર્વ જગતની કલ્પના કરતી થઈ ને તેથી સર્વની ઉત્પત્તિનું એ જ કારણ બની તેને જ માયા કહે છે તે એટલી નાની છે છતાં આખા બ્રહ્માંડને આવરણ કરે છે. આત્મા કેટલો ને કેવડો છે તે માયા જાણતી નથી, પણ આત્મા તે માયને જાણે છે તેમજ તેની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પણ આત્મા જાણે છે જ્યારે તે ઉત્પન્ન નહોતી થઈ ત્યારે જ્ઞાન અને અજ્ઞાન ન હતાં. સ્વયંપ્રકાશ એકમાત્ર આત્મા જ હતો. હવે જ્ઞાન–અજ્ઞાન કોને લગાડવુ ? માયા–સ્ફૂર્તિને જ લગાડવુ એ જ્ઞાન–અજ્ઞાનનુ સ્ફુરણ થતાંની સાથે તેમાં આત્મા વ્યાપીને આવેલ તે જ આત્મા જાણે છે; ચંચળ સ્ફૂર્તિ જાણતી નથી સ્ફુરણ ઊઠે છે કે તુરત એ સર્વદ્રષ્ટા આત્મા જાણે છે પરંતુ તે વિશિષ્ટ જ્ઞાનનો તથા સ્ફૂર્તિના ચંચળપણાનો ઉત્પત્તિ તેમજ નાશ થાય છે, માટે તેને સબલ બ્રહ્મ (માયાવિશિષ્ટ બ્રહ્મ) માનો. તેને જ પ્રકૃતિ–પુરુષ કહે છે ચંચળપણું તે પ્રકૃતિ અને જાણવાપણું તે પુરુષ તેને જ અર્ધનારી નટેશ્વર અને શિવશક્તિ પણ કહે છે

પ્રકૃતિપુરૂષ બન્નેનો પરસ્પર સંતોષ છે અને તે એકબીજાનાં સહાયક પણ છે. એમ બે પ્રકારની એક સ્ફૂર્તિમાં જ્ઞાન–અજ્ઞાન આવ્યું. સ્ફુરણને જાણનારું જ્ઞાન તે સ્ફુરણા જેટલું જ ઉત્પન્ન થયું, ને તે કહેવાયું જ્ઞાન, અને બાકીનું જે જાણ્યા વિનાનું રહ્યું, તે ન જાણવાને કહ્યું અજ્ઞાન. જ્યાં સુધી પ્રકૃતિપુરુષ બન્ને નહોતાં થયાં ત્યાં સુધી જાણનાર–ન જાણનાર કોઈ ન હતું. સ્ફુરણાનું જ્ઞાન ઉત્પન્ન થયું તે સાથે સ્વરૂપનું અજ્ઞાન પણ ઉત્પન્ન થયું ! એ રીતે એક સ્ફૂર્તિમાં બે વિકાર પેદા થયા. સ્ફુરણા (સંકલ્પ)થી જે જે ઉત્પન્ન થયું તે બધું જડ, ચંચળ અને મિથ્યા છે. અને સ્ફુરણ જેના પર ભાસ્યું તે અધિષ્ઠાન, અધિકારી આત્મા સત્ય છે. શુદ્ધ આત્મામાં જ્ઞાન–અજ્ઞાન બન્ને નથી. સ્ફૂર્તિમાં જ છે ને તે જગતની ઉત્પત્તિનું કારણ છે. જ્ઞાન–અજ્ઞાન એ વૃત્તિનો વિકાર છે. આત્મામાં જ્ઞાનનો વિકાર નથી તો અજ્ઞાનનો વિકાર ક્યાંથી હોય ? માટે શુદ્ધ આત્મા નથી જ્ઞાની કે નથી અજ્ઞાની; પણ એ બન્નેથી વિલક્ષણ છે. જ્ઞાતતા–અજ્ઞાતતા એ એક વૃત્તિના બે વિકાર છે. સ્ફૂર્તિમાં જે જ્ઞાન તે જ વિદ્યા. તેને વિક્ષેપ–શક્તિ કહે છે શુદ્ધ આત્માનું તેમાં પ્રતિબિંબ પડ્યું તેનું નામ ઈશ્વર. તે સર્વનો નિયંતા (નિયમમાં રાખનાર) છે. સ્વરૂપને ન જાણવારૂપી જે અજ્ઞાન સ્ફૂર્તિમાં છે તેને અવિદ્યા કહે છે. તે જ આવરણશક્તિ છે. શુદ્ધ આત્માનું તેમાં પ્રતિબિંબ પડ્યું તેને જીવ કહે છે. તે જ સુખ–દુઃખ ભોગવે છે, જન્મે છે અને મરે છે. ઉપર કહેલી મૂળ સ્ફૂર્તિ જ પોતાના અધિષ્ઠાન આત્માને ભૂલી ગઈ છે.

શિષ્ય—મૂળ અહંબ્રહ્મસ્ફૂર્તિ જ સ્વરૂપને ભૂલી ગઈ છે તો તેમાં પ્રતિબિંબરૂપે રહેલો ઈશ્વર સર્વજ્ઞ શી રીતે હોઈ શકે ?

ગુરુ—વિદ્યા ઉપાધિને લીધે ઈશ્વર બ્રહ્માથી માંડીને કીડી સુધી સર્વ કલ્પિત પદાર્થોને જાણે છે, માટે તે સર્વજ્ઞ એક બ્રહ્મ સિવાય બાકી જે કંઈ ઉત્પન્ન થાય છે તે ઈશ્વર જાણે છે.

શિષ્ય—બ્રહ્મ પૂર્ણ છે. તેને ઈશ્વર નથી જાણતો, તો જીવ શી રીતે જાણશે ?

ગુરુ—સ્ફુરણામાંથી ત્રણ ગુણ થયા એ ત્રણ ગુણના અંશરૂપે ઈશ્વરે સાકાર દેહ ધારણ કર્યા પછી જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ—એ ચાર તથા પાંચમી માનસિક યોનિ થઈ. બ્રહ્મદેવથી માંડીને કીડી સુધીની આ સાકાર સૃષ્ટિ ઉત્પન્ન થઈ. એ બધા આકારોમાં ઈશ્વરે જીવરૂપે પ્રવેશ કર્યો ત્યારે વિશેષ જ્ઞાન અને અજ્ઞાન બન્ને પ્રગટ થયાં. વિષ્ણુ તથા શંકરને સ્વ-સ્વરૂપની એકતાનું જ્ઞાન પોતાની મેળે થયું. તેઓ ઉત્પન્ન થયા તે સાથે જ, ગુરુ કે શાસ્ત્રના ઉપદેશ વિના "હું બ્રહ્મ છું" એમ પોતાના નિર્વિકાર સ્વરૂપનો નિશ્ચય થયો; એથી તેઓ જ્ઞાનવાન છે. એમનામાંથી

અજ્ઞાન સમૂળગું નીકળી ગયું. ત્યાર પછી તેઓ સૃષ્ટિનાં ઉત્પત્તિ, પાલન અને સંહાર આદિ કાર્ય કરવા લાગ્યા. તેથી તેઓ નિત્યમુક્ત કહેવાય છે પછી ગુરુમુખથી નિશ્ચયપૂર્વક જ્ઞાનનો અનુભવ થયો તેને જીવન્મુક્તિ કહે છે. તે માટે જે વિચારવાન સાધક ગુરુમુખથી જ્ઞાન પ્રાપ્ત કરી લે છે તેનું સર્વ અજ્ઞાન નષ્ટ થઈ જાય છે અને અધિષ્ઠાનબ્રહ્મમાં તેની એકતા થઈ જાય છે જે વૃત્તિમાં અજ્ઞાન આવ્યું તે જ વૃત્તિને જ્ઞાન થયું! તે જ્ઞાનનું સ્ફુરણ પણ બાધ થાય ત્યારે કેવળ એકલા આત્મારામ બાકી રહે છે

કોઈપણ પદાર્થ જોઈએ છીએ ત્યારે પ્રથમ તેનું અજ્ઞાન હોય છે, પણ 'તે અમુક પદાર્થ છે' એમ વૃત્તિએ જાણ્યું કે તુરત અજ્ઞાન ગયું! અર્થાત્ અજ્ઞાન નાશ પામ્યું ને પદાર્થનું જ્ઞાન થયું. પછી તે વૃત્તિજ્ઞાન પણ હટી જાય છે ને પદાર્થ માત્ર બાકી રહી જાય છે વૃત્તિનો એ સ્વભાવ છે તે રીતે વૃત્તિની બહિર્મુખતા હટીને જ્યારે અંતર્મુખતા થાય છે ત્યારે સ્વરૂપાકાર થયેલી એ વૃત્તિમાથી નિજ રૂપનું અજ્ઞાન જતુ રહે છે ને વૃત્તિને જ્ઞાન થાય છે તે વિશેષ જ્ઞાન પણ હટી જાય છે ત્યારે કેવળ બ્રહ્માત્મા બાકી રહે છે એ જ અભિન્નતા, ને એને જ જીવન્મુક્તિ કહે છે માટે જીવ અપરોક્ષ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે તેમા સંદેહ નથી આ નિરૂપણ એક વખત સાંભળવાથી સમન્વય નહીં તો વારવાર શ્રવણ કરવું. તેમજ મનન અને નિદિધ્યાસન વારંવાર કરવું. મુમુક્ષુએ રાત-દિવસ પ્રયત્નપૂર્વક એ રીતે અભ્યાસ કરવો

એ પ્રમાણે ગુરુમુખથી વચન સાંભળી રવિદત્તે દંડવત્ પ્રણામ કર્યા અને પ્રેમપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યો.

**રવિદત્ત**—અહો, હું ધન્ય છુ કે બધુ છોડીને આપને શરણે આવ્યો હવે હુ કૃતકૃત્ય થયો છું, એ કહેવું કોઈ રીતે અપ્રમાણ નથી કામધેનુના વાછરુ કદી ભૂખ્યાં રહેતાં નથી તેમ મારા સદ્‌ગુરુ પ્રસન્ન છે તો હવે મને સંકટ શાનું? મારી બુદ્ધિ મંદ હશે તો વારંવાર શ્રવણ તેમજ અભ્યાસ દ્વારા, ગુરુકૃપાથી મને ઐક્ય-જ્ઞાન થશે મારે ચિન્તા શી છે? શું પૂછવું ને શું ન પૂછવું એની મને કાંઈ ખબર નથી, તોપણ ગુરુરૂપ માતા, શિષ્યરૂપ પુત્રને મહાવાક્યરૂપ અલંકારથી શણગારે છે. બાળક હઠ કરીને ભળતેભળતો અલંકાર ભળતે જ સ્થાને પહેરવાનો આગ્રહ કરે છે ત્યારે અલંકાર પહેરવાનું તે સ્થાન ન હોવા છતાં જેમ માતા બાળકનો મનોભાવ પૂર્ણ કરે છે, તેમ આપ પણ મારા પ્રશ્નોનો ઉત્તર આપી મારો મનોરથ પૂર્ણ કરો જાગ્રત અવસ્થા સ્વપ્નમાં નથી રહેતી ને સ્વપ્નાવસ્થા સુષુપ્તિમાં નથી રહેતી અરે, સુષુપ્તિમાં તો જાગ્રત-સ્વપ્ન બન્ને નથી તેથી અવસ્થા મિથ્યા. અસ્તિ, ભાતિ, પ્રિય આત્મા ત્રણે અવસ્થામાં મહિમાવાન છે, તેથી તે જ સત્ય છે નામરૂપમા વાસ્તવપણું નથી. જાગ્રતિમાં અને સ્વપ્નમાં સામાન્ય પ્રકાશ આત્મા છે પણ વિશેષરૂપે પ્રકાશનારી જે બીજી વૃત્તિ છે, તે સામાન્ય પ્રકાશને ઢાંકે છે. સુષુપ્તિમાં વિશેષ પ્રકાશ નહીં રહેતાં સામાન્ય પ્રકાશ રહે છે, પરંતુ વૃત્તિને તેનો અનુભવ નથી જ્યા સુધી વૃત્તિને અનુભવ ન થાય ત્યાં સુધી અજ્ઞાન શી રીતે જાય? ભ્રાન્તિ ફીટે નહીં ત્યા સુધી વિપરીત ભાન પણ હટે નહિ એ રીતે જાગ્રત અને સ્વપ્ન, એ બન્ને અવસ્થામા વિશેષ પ્રકાશન લીધે વૃત્તિ આત્માને જાણી શકતી નથી સુષુપ્તિમાં સ્વાનુભવના નેત્ર હોવા છતા તેનો કાંઈ ઉપયોગ નથી એમ ત્રણે અવસ્થામા વૃત્તિને આત્માનો અનુભવ થતો નથી, તો તે અનુભવ થશે ક્યારે? (એવી રવિદત્તની વાણી સાભળીને સ્વામી શંકરાચાર્યના મનમાં ઘણો હર્ષ થયો અને બોલ્યા)

**ગુરુ**—તેં બહુ સારો પ્રશ્ન કર્યો છે, ભલા! હવે સાવધાન થઈને એકાગ્રતાથી આ નિરૂપણ શ્રવણ કર જાગૃતિમા જ સચ્ચિદ્ઘન તને બતાવું છું. **जाग्रेऽपि धियस्तूष्णीं भावः शुद्धेन भास्यते।** જાગ્રત અવસ્થામાં સ્થિરતા હોય અને ગુણોનો કોઈપણ વિકાર ન હોય ત્યારે સામાન્ય આત્મસ્વરૂપ શુદ્ધભાવે ભાસે છે જેને ઉદાસવૃત્તિ કહે છે તે ગુણોનો વિકાર ન હોય ત્યારે સાધી શકાય છે. માટે પ્રથમ ગુણોના વિકાર કહું છુ સત્ત્વ, રજ, અને તમોગુણ અંતઃકરણમાં આવે ત્યારે એક વૃત્તિના જુદા-જુદા ત્રણ ભાવ થાય છે. એક ગુણ આવે છે ત્યારે બીજા બે જાય છે (બે ઓછા થાય છે) એ ત્રણ ગુણોના ત્રણ લક્ષણવાળી વૃત્તિઓ પણ ત્રણ છે. રજોગુણની ઘોરવૃત્તિ, સત્ત્વગુણની શાન્ત વૃત્તિ અને તમોગુણની મૂઢ વૃત્તિ જે વૃત્તિને લીધે જીવનું જન્મ-મરણ છૂટતું નથી, તે ઘોરવૃત્તિનો પ્રકાર કહું છુ.

**કામ**—અમુક પદાર્થ મને જોઈએ જ. જે મળ્યું નથી તે મને મળે. જોયેલું અને સાંભળેલું હોય તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો, એવી ઇચ્છાને કામ કહે છે.

**ક્રોધ**—તે ઇચ્છામાં કોઈએ પ્રતિબંધ કર્યો, તો તે નાનો હોય કે મોટો હોય પણ તેને વેરી સમજીને તેને 'મારું' એવો જે ભાવ ઉત્પન્ન થાય છે તેને ક્રોધ કહે છે.

**લોભ**—પ્રારબ્ધયોગે જે કંઈ પ્રાપ્ત થયું છે તેનો કદી પણ નાશ ન થાય, એમ માનીને બહુ પ્રેમથી સંગ્રહ કરે છે તેને લોભ કહે છે એ કામ, ક્રોધ અને લોભ ત્રણે જીવને બળપૂર્વક જન્મ-મરણમાં ઘસડીને કલ્પના અંત સુધી બંધનમા નાખે છે

**મોહ**—કાંઈ પણ સૂઝવા ન દે તે મોહ.

**સંદેહ**—ઘણા સંશયને સંદેહ કહે છે.

**દુરાગ્રહ**—યથાર્થ વચન માને નહીં તેને દુરાગ્રહ કહે છે

**મદ**—પોતાને જ સારા અને સુંદર માને તે મદ

**પ્રીતિ**—સ્વજનમાં આસક્તિ તે પ્રીતિ

નિગ્રહ, દંભ, મત્સર, દ્વેષ, ક્રીડા, વિહાર, વિષયાસક્તિ, નટનાટયમાં પ્રેમ, કામના, અસૂયા, તિરસ્કાર, ફલેચ્છા, પ્રપંચમાં તત્પરતા, ભય, લજ્જા, નિંદા, પ્રયત્ન, શોક, સાક્ષેપતા, કૃતઘ્નપણું, આર્જવ, મૈત્રી બહુ ભાષણ, દાન, કર્મ, ધર્મ ઇત્યાદિ સારાં યા નરસા પ્રપંચનાં લક્ષણો, એ રજોગુણની ઘોરવૃત્તિ.

તમોગુણની મૂઢ વૃત્તિ તો નિરર્થક છે. તે નથી પ્રપંચ, નથી પરમાર્થ કે નથી લૌકિક વૃથા આયુષ્યની ઘાતક છે. તેનો વિકાર, સદા આળસ, પ્રમાદ અને નિદ્રામાં સમય બગાડવો.

**સત્ત્વગુણની શાન્ત વૃત્તિ ને તેના વિકાર**: ક્ષમા, તિતિક્ષા, દયા, શાન્તિ, વિરક્તિ, શ્રદ્ધા, શમ, દમ, શ્રવણ, મનન, વિવેક, મુમુક્ષુતા, પરમાર્થ, સર્વ-સંસારત્યાગ, સત્સંગમાં પ્રીતિ, સતશાસ્ત્રમાં શ્રદ્ધા અને સર્વભૂતોમાં આત્મભાવ.

સત્ત્વગુણની એ શાન્ત વૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે સુખ આપે છે, અને તે નાશ પામે ત્યારે દુઃખ થાય છે. તેથી એ વૃત્તિ કેવળ સુખ નથી પણ એ વિકાર જ છે. શાંત વૃત્તિ રજોગુણ-તમોગુણને નષ્ટ કરે છે અને પરમાર્થ-જ્ઞાન વધારે છે. તે ઉત્પન્ન થઈને જુદી રહે છે, ને લય કાળે સુખમાં મળે છે. સત્ત્વગુણની એ શાન્ત વૃત્તિમાં કેવળ નિર્વિકાર સુખ નથી.

એ પ્રમાણે ત્રણ ગુણોના ત્રણ પ્રકાર. જ્યાં સુધી ત્રણ ગુણની વૃત્તિ છે ત્યાં સુધી તે સુખદુઃખ દે છે, અને તે છે ત્યાં સુધી આત્મસુખ પ્રાપ્ત થતું નથી. ઉપર કહેલી ત્રણ વૃત્તિ સિવાય ચોથી ઉદાસવૃત્તિ છે. તેમાં સહજ સમાન વૃત્તિની સ્થિતિ છે. જેમાં ત્રણ ગુણ ઉત્પન્ન થાય નહીં, એવી સહજપણે રહેનારી તે જ ઉદાસવૃત્તિ

**ઉદાસવૃત્તિનાં લક્ષણો**—ઇન્દ્રિયોના વિષયોનું વિસ્મરણ, વિવેકાદિને પણ મન સ્પર્શ ન કરે, આળસ ન થતાં સાવધાન રહેવું. જડ નહીં એવી સ્તબ્ધતા. વિક્ષેપ ન થતાં સ્થિર રહેવું. ઉદાસપણું પણ ન સાંભરે. એ ઉપર કહેલી ઉદાસ વૃત્તિમાં (સામાન્ય વૃત્તિમાં) નિજાત્મસુખ સહેજે પ્રગટે છે. તે વખતે અનુભવ કરનાર બીજી વૃત્તિ નથી હોતી પણ તદાકાર વૃત્તિગોચર જે સુખાકારતા, તે તે ઉદાસવૃત્તિ અનુભવે છે. ત્યાં 'એ જ સુખ' એવો ઉદ્ગાર નીકળ્યો કે તુરત તે સુખ હટી જાય છે.

ત્યાં તો સુખરૂપ જ થઈને રહેવાનું છે. તે સુખનું સ્મરણ થવા લાગે કે તુરત વૃત્તિ, એ સુખથી જુદી પડી જાય છે. માટે તે સુખ, સામાન્ય વૃત્તિ દ્વારા મૌનપણે જ અંતરમાં અનુભવવાનું છે.

વૃત્તિ ઉત્પન્ન થઈ કે તુરત મનન થવા લાગે છે. તે આ રીતે 'હું કેવો સુખી હતો!' એમ તે સુખમાંથી ઉછળતી વૃત્તિ ઊઠે છે. પાણી ઉપર થઈને વાયુ જાય ત્યારે તેની શીતળતા કંઈક દૂર સુધી પહોંચે છે. તે પ્રમાણે સુખરૂપ અધિષ્ઠાનમાંથી વૃત્તિ નીકળે છે તે સુખાકારે નીકળે છે. વૃત્તિ બીજો પદાર્થ પકડે છે ત્યારે નિજ સુખનો લોપ થાય છે. જેમ વાયુ બહુ દૂર જાય તેમ શીતળતા જતી રહે છે, તેમ જો વૃત્તિ ઊઠીને પાછી તે જ સુખમાં લીન થાય, ને બીજા પદાર્થનું અવલંબન ન કરે તો નિજ સુખનો લોપ ન થાય. જો વાયુ પાણી ઉપર જ ફરે તો તેની શીતળતા નષ્ટ નથી થતી, તેમ વૃત્તિ, વારંવાર સુખમાંથી ઊઠે ને

પાછી તેમાં લીન થાય તો તે સુખ ઓછું થાય નહીં; પણ એનો અભ્યાસ કરવો જોઈએ અને તો જ સાધકને અનુભવ આવશે. એ અભ્યાસ હું પછી કહીશ. હાલ તો કહેવાનું એ કે જાગૃતમાં જ્યારે બુદ્ધિવૃત્તિમાં ખરેખર ઉદાસપણું આવે છે ત્યારે આત્મસુખનો અનુભવ થાય છે. વૃત્તિ ગુણાકાર થઈ તે સુખ વિસારે પડે છે. આ પ્રમાણે ગુણનો વિકાર ધરીને જીવ સુખ-દુ:ખથી ઝૂરે છે તેથી તેની સમાન વૃત્તિ ન રહેતાં ગુણાકાર જ થાય છે.

**શિષ્ય**—પહેલાં આપે સત્ત્વગુણની શાન્ત વૃત્તિ નાશ પામે છે ત્યારે તેનું સુખ પણ જાય છે, માટે તે વૃત્તિ વિકારી છે એમ ઠરાવ્યું; હવે ઉદાસવૃત્તિમાં સ્વાત્મસુખ હોય છે પણ તે વૃત્તિનો યે નાશ થાય છે; તો સત્ત્વગુણની શાન્ત વૃત્તિમાં અને ઉદાસ વૃત્તિમાં ફરક શો છે?

**ગુરુ**—એ બેમાં મોટો ફરક છે. શાન્ત વૃત્તિમાં ગ્રહણ થતું સુખ, અને તે સુખનો અનુભવ કરનારી વૃત્તિ; એ બે જુદાં રહે છે, એકતા પામતાં નથી કેમકે વૃત્તિ, 'હું સુખી છું' એમ વિચારથી જાણે છે, માટે તે સુખ અનુભાવ્યરૂપ નથી; પરંતુ વૃત્તિના અનુભવ પૂરતું જ તે સુખ માનવામાં આવે છે. ને તેથી તે સુખ પણ ક્ષણીક અને વિકારી સમજવું કેમકે માનેલું સુખ ગયા પછી વૃત્તિ પાછી દુ:ખ પામે છે તેથી જ શાન્ત વૃત્તિમાં સુખ છે એમ જ્ઞાની માનતા નથી. શાન્ત વૃત્તિ જેવી ઉદાસ વૃત્તિ નથી. તે સુખને છોડીને વેગળી ન રહેતાં સુખમાં મળી જાય છે. 'હું સુખી છું' એવું પણ તે દર્શાવતી નથી, અને હું તે સુખાકાર થઈ છું એવો અનુભવ પણ બતાવતી નથી, પણ તે સ્થિર રહી સુખમાં એકરૂપ થાય છે. બાદ ઉત્થાન થયા પછી તે ડોલાયમાન થાય છે, પણ ગુણોનો વિકાર ન લેતાં ફરી તે જ સુખમાં મળે છે. એ રીતે ઉદાસવૃત્તિ પોતે જુદાપણાથી સુખનો અનુભવ કરતી નથી. માટે તે વૃત્તિને નિર્વિકારી સમજવી. એવી એ ઉદાસવૃત્તિ પુન: તદાકાર થતાં જ એકતા પ્રાપ્ત કરે છે. પણ કોઈ-કોઈ વાર તે વિકાર પામે છે ત્યારે સુખનો નાશ નથી થતો પણ વૃત્તિનો જ નાશ થાય છે. ઉદાસવૃત્તિમાં નિજ સુખ અખંડ ભરેલું છે. તે તો જેમનું તેમ જ છે. માત્ર વૃત્તિ, એકતા છોડીને સુખ-દુ:ખમાં લાગે છે ત્યારે તે સુખાકાર અથવા દુ:ખાકાર થાય છે. તે વૃત્તિ નિજ સુખને છોડે નહીં તો, સહેજે ત્રણ ગુણોના વિકારરૂપી બાધા તેને નડવાની નહીં. માટે જે નિજ સુખ સુષુપ્તિમાં અખંડ ભરેલું છે, તે જાગૃતિમાં ઉદાસવૃત્તિમાં અખંડ ભરેલું હોવાથી વૃત્તિની એકતા થતાં જ પ્રાપ્ત થાય છે.

ઉદાસવૃત્તિ, એ જાગ્રત અને સુષુપ્તિનું મધ્યસ્થાન છે. જ્યાં ગાઢ નિદ્રા પણ નહીં ને જાગૃતિ પણ નહીં, ત્યાં વાસનામાં (ઉદાસવૃત્તિમાં) નિજાત્મસુખ પ્રાપ્ત થાય છે, માટે તેને વાસનાનંદ કહે છે. ગાઢ સુષુપ્તિમાં બ્રહ્માનંદ છે. જે વખતે જાગૃતિ અને ગાઢ નિદ્રા ન હોય તે વખતે જે વાસનાનંદ હોય છે તે જ ગાઢ સુષુપ્તિમાં બ્રહ્માનંદ બને છે. માટે વાસનાનંદનું પરિણામ બ્રહ્માનંદ છે જાગૃતકાળમાં ઉદાસવૃત્તિ લાંબા વખત સુધી સ્થિરતા પામે તો જે લીનપણાથી સુષુપ્તિમાં સુખ પ્રાપ્ત થાય છે તે જ સુખ જાગૃતિમાં પણ પ્રાપ્ત થાય છે. માટે ઉદાસવૃત્તિનું પરિણામ બ્રહ્માનંદ છે.

**શિષ્ય**—જેમ ઉદાસવૃત્તિનું પરિણામ બ્રહ્માનંદ છે, તેમ સત્ત્વગુણની શાન્તવૃત્તિનું પરિણામ બ્રહ્માનંદ કેમ નહીં?

**ગુરુ**—શાન્તવૃત્તિનું પ્રત્યક્ષ પરિણામ બ્રહ્માનંદ નથી, પણ પરંપરાથી છે અર્થાત્ શાન્તવૃત્તિ જ્યારે ઉદાસવૃત્તિ બને છે ત્યાર પછી તેનું પરિણામ બ્રહ્માનંદ થાય છે. એમ તો પરંપરાથી ઘોરવૃત્તિનું પરિણામ પણ બ્રહ્માનંદ છે; તો પછી શાન્તવૃત્તિનું પરિણામ બ્રહ્માનંદ હોય તેમાં આશ્ચર્ય શું? શાન્તવૃત્તિમાં તો વિચાર છે તેને લીધે સહજમાં તે ઉદાસવૃત્તિ થઈ જવાથી બ્રહ્માનંદ પ્રાપ્ત થશે. તેમ રજોગુણની ઘોરવૃત્તિમાં સ્થિરતારૂપ ઉદાસવૃત્તિનું લક્ષણ આવશે ત્યારે તે ઉદાસવૃત્તિમાં પછી બ્રહ્માનંદ પ્રગટ થશે. રજોગુણની ઘોરવૃત્તિમાં અપ્રાપ્ત વસ્તુની ઇચ્છારૂપી જે કામના છે તે કામના, પદાર્થની પ્રાપ્તિ થયા પછી શાન્ત થાય છે અને વૃત્તિમાં સુખરૂપતા ઉત્પન્ન થાય છે ત્યારે 'મને આ કેવો મોટો લાભ થયો! નહીં થવાનું તે મને પ્રાપ્ત થયું!' એવો હર્ષોદ્‌ગાર, વૃત્તિએ

ગ્રહણ કર્યો. એ હર્ષોદ્‌ગાર જ્યારે વધારે વખત રહીને પછી બંધ પડે છે ત્યારે પદાર્થ સામે હોવા છતાં પણ વૃત્તિમાં સ્થિરતા (ઉદાસીનતા) આવે છે. ઉદાસીનતા આવી કે તેમાં બ્રહ્માનંદ પ્રગટ થઈ શકે છે, પણ એવા પ્રકારનું પરિણામ થવું કેવળ અઘટિત છે. કારણ કે ઘણીવાર સુધીના હર્ષોદ્‌ગાર સ્થિર થવાને લીધે વૃત્તિમાં જ્યારે ઉદાસીનતા આવી, ત્યારે તે વાસનામા (ઉદાસવૃત્તિમાં) ઉદ્‌ગાર વિના જ સુખાકારતા લાગે છે; અને તે સુખાકારતા લાગવાથી જે આનંદ થાય છે તે બ્રહ્માનંદ નથી અને વાસનાનંદ પણ નથી; તેને તો વિષયાનંદ કહે છે. આ વિષયાનંદ જાગૃત-સ્વપ્ન બન્ને અવસ્થામાં પ્રાપ્ત થાય છે ઉદાસવૃત્તિમાં વાસનાનંદ પ્રગટ થાય છે અને સુષુપ્તિમાં બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે એ ત્રણ પ્રકારના આનંદનો જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં અનુભવ થાય છે.

પુષ્કળ સુખો હોવાને લીધે આનંદનાં પણ પુષ્કળ નામ છે. પરંતુ એ સર્વનો સમાવેશ વિષયાનંદ, વાસનાનંદ અને બ્રહ્માનંદ એ ત્રણમાં જ થઈ જાય છે ચોથો આનંદ ત્રિલોકીમાં પેદા જ નથી થયો.

અદ્વૈતાનંદ, આત્માનંદ, નિજાનંદ અને પરમાનંદ; એ સર્વનો સમાવેશ એક બ્રહ્માનંદમાં થઈ જાય છે.

સહજાનંદ તે જ વાસનાનંદ વિદ્યાનંદ, રાજ્યાનંદ આદિનો વિષયાનંદમાં સમાવેશ થાય છે શાન્તવૃત્તિના વિદ્યાનંદને વિષયાનંદ કહે છે કારણ કે શાન્તવૃત્તિ સુખ ગ્રહણ કરે છે પણ તે વૃત્તિ, વિષય (પદાર્થ) સમજીને (આત્માનંદ) ગ્રહણ કરે છે, માટે તેને વિષયાનંદ કહે છે. હવે આ ત્રણ પ્રકારના આનંદ ત્રણ દૃષ્ટાન્તથી સમજાવવામાં આવે છે

૧. શ્રોત્રિય ૨ બાલાનંદ ૩. રાજ્યાનંદ. શ્રોત્રિય એટલે જ્ઞાની તેનું જ્ઞાન અને બ્રહ્માત્મા એકસમાન છે જેમ આત્માના સુખનો લોપ નથી તેમ જ્ઞાનીના સુખનો પણ લોપ નથી. સુષુપ્તિમાં જ્ઞાનીનું તેમજ આત્માનું સુખ ત્રિપુટી રહિત છે. તેથી આત્મારૂપે જ થઈને રહેલા જ્ઞાનીનું સુખ અને બ્રહ્માનંદ એક-સમાન જ છે. જ્ઞાનીના સુખને બ્રહ્માનંદની અને બ્રહ્માનંદને જ્ઞાનીના સુખની જે ઉપમા આપી છે તે કેવળ સમજાવવા માટે છે. બાકી દૃષ્ટાન્ત-સિદ્ધાન્ત એક જ છે.

બાળક પેટપૂર્ણ સ્તનપાન કરી-તૃપ્ત થઈને કોમળ બિછાના પર સૂવે છે ત્યારે તે સહજ હસે છે. ખરું જોતાં તેને હસવાનું કાંઈ કારણ નથી. વિધિ-નિષેધ નથી. હર્ષ-શોક નથી તેમજ વૃત્તિજન્ય ભૂખ-તરસ પણ નથી; છતાં કેવળ સહજ સ્વાનંદથી અને આશ્ચર્યથી હસે છે બાળકનો સહજાનંદ અને જાગૃતનો તૂષ્ણીભાવ (મૌનાનંદ) બન્ને એકસમાન છે.

ચક્રવર્તી મહારાજા સર્વ પૃથ્વી પર રાજ્ય કરે છે, તેથી તેને બીજું કાંઈ કરવાનું રહ્યું નહીં, ને જે મેળવવાનું હતું તે મળી ગયું; તે આનંદને વિષયાનંદ કહે છે, ને રાજ્યાનંદ પણ તે જ છે વિષયાનંદ અને વાસનાનંદ, પરિણામે બ્રહ્માનંદમાં મળી જાય છે, માટે તે બન્ને વ્યર્થ છે મિથ્યા છે. અને ત્રીજો બ્રહ્માનંદ સત્ય છે. રાજ્યાનંદનું સુખ જોઈએ છીએ તો કોઈ શત્રુ જ્યારે રાજાને પીડે છે ત્યારે રાજ્ય-સુખ નષ્ટ થાય છે અથવા સ્વર્ગના દેવતાનું સુખ જોતાં પૃથ્વીના રાજાનું સુખ તુચ્છ લાગે છે તે રીતે વાસનાનંદ યાને સહજાનંદ પણ બાળક મોટો થાય ને જ્યારે મનથી સુખ-દુ:ખને જાણે છે ત્યારે વ્યર્થ થાય છે, પરંતુ જ્ઞાનીનો બ્રહ્માનંદ તો અનુકૂળ-પ્રતિકૂળ સ્થિતિમાં પણ કાયમ આનંદરૂપ જ રહે છે. તે આનંદનો નાશ થતો નથી. કારણકે જ્ઞાનીને એક વખત અભિન્ન જ્ઞાન દૃઢ થયા પછી ગમે તે વ્યાપાર કરે છતાં ત્રણ કાળમાં પણ તેના આનંદનો નાશ થતો નથી. કેમકે તે આનંદરૂપ છે, એ નિરૂપણ હવે કરું છું

જ્ઞાની શ્રીમંત હોય કે ભિખારી હોય, એકલો હોય કે ઘણા લોકોની સાથે હોય, તૃપ્ત હોય કે ઉપવાસી હોય તોપણ તે આનંદરૂપ! વસ્ત્રાલંકારથી ભૂષિત હોય કે ઉઘાડો હોય, પલંગ પર સૂતો હોય કે ઉકરડા પર પડયો હોય, શહેરમાં હોય કે જંગલમાં હોય તોપણ એ તો આનંદરૂપ! ગમે તે વર્ણ-આશ્રમ, ધર્મ, કર્મ, અવસ્થા, ઉત્પત્તિ, સ્થિતિ અને નાશમાં પણ જ્ઞાનીનો આનંદ ઓછો નથી થતો. તે આનંદરૂપ જ રહે છે

વાસનાનંદ અને વિષયાનંદ પરોક્ષ છે અને તે નાશ પામે છે પરંતુ વિચાર અને અભ્યાસથી એ પણ બ્રહ્માનંદમાં છે. મળે વિવેક વૈરાગ્યનાં સાધનથી વિષયોનો જ્યારે ત્યાગ કરવામાં આવે અને વિચારથી

પદાર્થ સમજવામાં આવતા નથી; માટે મનબુદ્ધ્યાત્મક કલ્પનારૂપ જે વૃત્તિ, તે એ પ્રકારે એક જ કલ્પના કરે છે. અર્થાત્ તે અન્યથા નામ-રૂપ કલ્પે છે. પરંતુ તે વૃત્તિ પ્રકાશ રહિત જડ છે. તે કોઈ ને પણ પ્રકાશી શકતી નથી જેવી રીતે બહુ શીતળ પાણી કોઈ ને દઝાડતું નથી; તેમ વૃત્તિ પોતે ચંચળ છતાં પ્રકાશહીન છે. તે જ્યારે જ્ઞાનસંપન્ન થાય છે ત્યારે સર્વ પદાર્થને જાણે છે.

પાણી જાતે ઠંડું છે પણ જ્યારે તે દઝાડે છે ત્યારે તે અગ્નિના સંગથી ગરમ થયું છે એમ સમજાય છે. તેમ જડ સ્વભાવની બુદ્ધિ અનેક પદાર્થ બતાવે છે, તેથી તે ચેતન દ્વારા પ્રકાશિત થયેલી છે એમ સમજવું ચેતનનો પ્રકાશ લઈ ને પછી તે બુદ્ધિ, આભાસયુક્ત થઈ જુદી–જુદી કલ્પના કરે છે બુદ્ધિમાં ચેતન જેવું ભાસતું જે જ્ઞાન ઉત્પન્ન થયું, તેનું કલ્પિત બોધાભાસ 'જીવ' એવું નામ છે તાપરૂપ અગ્નિ પાણીને તપાવે છે ત્યારે તે ઉષ્ણતાને ઉષ્ણાભાસ કહે છે તેમ કલ્પિત જીવ, કલ્પનાને લીધે 'બોધાભાસ' જીવ કહેવાય છે. જેમ ગરમ થયેલું પાણી શરીરને દઝાડે છે ને ફોલ્લા ઊઠે છે તથા અવયવમા જલન થાય છે, તેમ આભાસયુક્ત બુદ્ધિ નામ–રૂપ ફોલ્લાની કલ્પના કરે છે. અગ્નિને ઠેકાણે આત્મા સમજો, પાણીને ઠેકાણે બુદ્ધિ, ને તેમાં ઉષ્ણાભાસતુલ્ય જીવાભાસ. ચેતનપ્રભા સ્વયંપ્રકાશ છે. બુદ્ધિ પર-પ્રકાશ છે, ને તેમાં પડેલો આભાસ (જીવ) ખોટો છે.

શિષ્ય—જીવમાં જેવી ઊલટું બતાવવાની શક્તિ છે તેવી ગરમ પાણીમાં ક્યાં છે?

ગુરુ—સૂર્યનાં કિરણોએ પાણી તપાવ્યું. અને પાણીમાં પ્રતિબિંબ પડ્યું, તેનો ભીંત પર ચકચકિત પડછાયો પડ્યો, તેથી ભીંત વિશેષ પ્રકાશવા લાગી આત્મારૂપી સૂર્યના પ્રકાશમાં સ્થૂળ શરીરરૂપી ઘડો રાખેલો છે. તે ઘડામાં બુદ્ધિરૂપી પાણી ભરેલું છે. પાણીમાં પડેલું પ્રતિબિંબ તે જીવાભાસ છે. તે પ્રતિબિંબરૂપ જીવાભાસે એ ખોટાં અનેક નામ–રૂપ બતાવ્યાં; જેમ પાણીમાં પડેલા પ્રતિબિંબે ભીંતને ચકચકિત કરી બતાવી તેમ! જેવી રીતે સૂર્ય, તેવી રીતે આત્મા પ્રકાશક છે. તે સામાન્ય રીતે સર્વને પ્રકાશિત કરે છે. જળપ્રભા સમાન આભાસયુક્ત બુદ્ધિ, અનેક નામ–રૂપ બતાવે છે. તેમાં એક આત્મા–બ્રહ્મ સત્ય છે અને બુદ્ધિ તથા જીવાભાસ બન્ને મિથ્યા છે. ત્રણેનું સ્પષ્ટ રીતે જુદાં જુદાં દૃષ્ટાન્ત સહિત નિરૂપણ કર્યું; તેમાં બુદ્ધિએ કઈ કઈ કલ્પના કરીને અનેકપણું બતાવ્યું તથા તે કલ્પનામાં દ્રષ્ટા–આત્મા કેવી રીતે રહેલો છે તે હવે કહી બતાવું છું

રૂપ–રસ આદિ સર્વ ઈશ્વરરચિત પદાર્થો પર બુદ્ધિ ગુણદોષનું આરોપણ (કલ્પના) કરે છે. એ બુદ્ધિનો વિકાર છે, પરંતુ તેની ક્રિયાને તેમજ સર્વ પદાર્થોને પણ જ્ઞાનરૂપ આત્મા પ્રકાશ આપે છે. તમામ વ્યવહાર બુદ્ધિનો છે, પણ તે આભાસરૂપ જીવના પ્રકાશ વિના થતો નથી રૂપ–રસ વગેરે સર્વ પદાર્થ પ્રથમ ઈશ્વરરચિત હોય છે. તેને શ્રુતિ ઈક્ષણથી પ્રવેશ પર્યંત કહે છે ઈક્ષણ એટલે જોવું. એ માયાવી ઈશ્વરે નજર કરી કે તુરત તેની ઇચ્છા પ્રમાણે સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઈ!

**અષ્ટધા પ્રકૃતિ**—પાંચ ભૂત અને ત્રણ ગુણ મળીને આઠ પ્રકારની પ્રકૃતિ થઈ.

સ્થૂળ–સૂક્ષ્મ શરીરરૂપે એ અષ્ટધા પ્રકૃતિરૂપી અવિદ્યા જ આવેલી છે. પૃથ્વી, પાણી આદિ પાંચ ભૂતોમાંથી નામ–રૂપ થયાં. જે ભૂતોમાંથી થાય તેને ભૌતિક કહે છે

'તે ભૌતિકમાં ભોગ્ય અને ભોક્તાના સંબંધથી ચંચળ અને જડ એમ બે અલગ પદાર્થ છે જડરૂપે જરાયુજ, અંડજ, સ્વદેજ અને ઉદ્‌ભિજ—એ ચાર ખાણી, કે જે જુદા–જુદા આકારોમાં બ્રહ્મથી માંડીને તણખલા સુધી નાનાં–મોટાં પેદા થયા તે જ જગત. ભૂતોમાંથી જે થયું તે પ્રથમ-શરૂઆતમાં બધું કહેલું છે. તે સ્થૂળ પંચીકૃતમાં સૂક્ષ્મ અપંચીકૃત મળ્યું ત્યારે તે જોઈને ઈશ્વરે વિચાર્યું કે આ બધાં જડ છે. મારા વિના તેઓનું હલન–ચલન થાય તેમ નથી; માટે મારે તેમાં પ્રવેશ કરવો. એવું મનમાં લાવીને ઈશ્વરે પોતાનું મૂળ સ્વરૂપ છુપાવીને જીવરૂપે ચાર ખાણી (યોનિ)-માં પ્રવેશ કર્યો ત્યારે સર્વનો વ્યાપાર થવા લાગ્યો. એ બધો વ્યાપાર જીવનો સમજવો. તે પહેલાંનું બધું ઈશ્વરે બનાવેલું છે.

આકાશમાંથી શબ્દ-વિષય, વાયુથી સ્પર્શ-વિષય,

તેજથી રૂપ, પાણીથી રસ અને પૃથ્વીથી ગંધ, એમ પંચવિષયાત્મક પંચભૂતમાં, ભૌતિકરૂપ ચાર ખાણીમાં અને બ્રહ્મથી માંડીને તણખલા સુધી સર્વ પદાર્થમાં એ પાંચ જ વિષય છે. સર્વ સાકારરૂપ નેત્રનું દૃશ્ય થયું. તેથી લોકમાં "રૂપાદિ" એમ કહેલું છે. કારણકે જ્યાં રૂપ હોય ત્યાં બીજા ચાર વિષય હોય જ.

રૂપને ઓળખવા માટે જીવે નામની કલ્પના કરીને આ અમુક એમ ખાલી અમથાં નામ ઠરાવ્યાં. જ્યાં રૂપ છે ત્યાં શબ્દ, સ્પર્શ રસ અને ગંધ પણ છે. બધાંએ ત્યાં વસવાટ કર્યો તેથી તેને ભૌતિક કહે છે. શરીરમાં શ્રોત્રને માટે શબ્દ, ત્વચાને માટે સ્પર્શ, ચક્ષુને માટે રૂપ, જીભને માટે રસ અને ઘ્રાણને માટે ગંધ. એ પાંચ પ્રકારના ભાવ જીવે કલ્પેલા છે. ઈશ્વરરચિત પદાર્થોમાં એ પાંચ વિષય મોજૂદ છે. સ્વર્ગ, મૃત્યુ, પતાળ તેમજ ઉપર–નીચે જેટલાં બ્રહ્માંડ છે તે સર્વમાં પાંચ ભૂતો વિનાનું એક અણુ-પરમાણું પણ બાકી નથી. અને પાંચ ભૂતો સિવાય છઠ્ઠો પદાર્થ બ્રહ્માંડમાં છે જ નહિ. પાંચ ભૂતો અને તેમાંથી થયેલા ભૌતક પદાર્થો પણ બ્રહ્માડમાં જ રહેલ છે. એ બધું રૂપાદિ વિષયાત્મક દૃશ્ય ઇશ્વરે બનાવ્યું છે. અને તે અબાધિત તેમજ બંધમોક્ષથી અતીત છે. તે ઈશ્વરરચિત જગત કોઈને બાધતું નથી અને છોડાવતું પણ નથી. પરંતુ તેના પર બંધનરૂપ કલ્પના જીવ કરે છે. રૂપ–રસાદ સહજ નિર્માણ થયેલાં છે. તેના પર જીવ દોષ અને ગુણ દેખે છે, તેથી જીવ બંધનમાં પડે છે.

**गुणदोषादि विकल्पबुद्धिगा क्रिया.**

જીવકૃત એટલે બુદ્ધિએ કરેલા વ્યાપાર આદિ નામ-ભેદ કલ્પેલા છે. તે કેવા પ્રકારના છે એ જાણીને મુમુક્ષુએ તેનો ત્યાગ કરવો જોઈએ. તે માટે અહીં તેનું વર્ણન કરું છું. અમુક સારું છે ને અમુક ખરાબ છે, એમ ગુણ–દોષાત્મક કલ્પના જીવે કરેલી છે.

**જીવકૃત ગુણદોષ કલ્પના**–આ વસ્તુ પ્રિય, આ અપ્રિય; આ સુખકર ને આ દુઃખકર; આ ઉપયોગી, તે અનુપયોગી; આ પુણ્યાત્મક, તે પાપાત્મક; આ ગ્રાહ્ય, આ અગ્રાહ્ય; આ વંદનીય, આ નિંદનીય; આ ઊંચ આ નીચ; આ સફળ, આ નિષ્ફળ; આ મોટું આ નાનું; આ સુંદર, આ કુરૂપ; આ શ્રીમંત, આ ગરીબ; આ સજાતીય આ વિજાતીય; આ ચંચળ, આ જડ; આ સ્ત્રી, આ પુરુષ, આ નપુંસક. આ પોતાનું, આ પરાયું; આ સગાં મારાં ને બીજાં પાર-કાનાં; આ હું, આ તું, આ તે આ સ્વામી, આ સેવક; આ રાજા ને આ બીજો રંક; આ ધર્મી છે; આ અધર્મી છે; આ કીડા ખરાબ, અધમ, પતંગાદિ મધ્યમ, આ પાનકીડા કેટલા ઉત્તમ છે! કાગડા અધમ; ચિડિયા મધ્યમ, પોપટ ઉત્તમ. કૂતરો અને ડુક્કર અધમ, ઘોડા–ખચ્ચર મધ્યમ; ગાય,હરિણ ઉત્તમ. આ ભંગી અધમ, શુદ્ર ગોપાલ આદિ મધ્યમ, બ્રાહ્મણ ઉત્તમ. આ દૈત્ય અધમ, આ પિતર–ગંધર્વાદિ મધ્યમ; આ યક્ષાદિ અધમ, ઇન્દ્રાદિ દેવ મધ્યમ, આ વિષ્ણુ આદિ દેવ ઉત્તમ એવી આ ઉત્તમ, મધ્યમ અને અધમ એ ત્રણ પ્રકારની જીવ–કલ્પના છે.

શિષ્ય—જે જેવું ઉત્પન્ન થયું તેની તેવી કલ્પના કરી તેમાં દોષ શાનો ?

ગુરુ તે પદાર્થ તેવો થયો છે ખરો, પણ તેના પર ઉત્તમ, મધ્યમ, અધમ કલ્પના કરવી એ ગુણ-દોષ છે. ઈશ્વરરચિત પાણી એક જ હોવા છતાં તલાવનું પાણી અધમ, નદીનું પાણી મધ્યમ અને ભાગીરથી ગંગાનું પાણી ઉત્તમ; એ જ ગુણદોષ. પ્રેતાગ્નિ અધમ, સહજ અગ્નિ મધ્યમ, અને હોમાગ્નિ ઉત્તમ; એ જ ગુણદોષ. કર્કશ વાયુ અધમ, સમાન વાયુ મધ્યમ, મંદ–શીતળ વાયુ ઉત્તમ; એ ગુણદોષકલ્પના. વાદળાંથી છવાયેલું આકાશ અધમ, થોડાં વાદળાં છૂટે તે આકાશ મધ્યમ, સ્વચ્છ આકાશ ઉત્તમ; એ ગુણદોષ. ઉખર ભૂમિ અધમ, આધારણ ભૂમિ મધ્યમ, પવિત્ર ભૂમિ ઉત્તમ; એ જ ગુણદોષ કુગ્રામ અધમ, ગ્રામ મધ્યમ, ક્ષેત્ર ઉત્તમ; એ ગુણદોષ. આ સારું તે ઉત્તમ; આ મધ્યમ તે મધ્યમ. આ ખરાબ તે ખરાબ સુદિન ઉત્તમ, દુર્દિન મધ્યમ, કુદિન અધમ. કુમુહૂર્ત અધમ, મુહૂર્ત મધ્યમ, સુમહૂર્ત ઉત્તમ; એ ગુણદોષકલ્પના. અરે! કેટલું કહેવું ? આખી ધરણી લખું તોય પૂરું થાય તેમ નથી આ ગુણદોષ તો મેં માત્ર ટૂંકામાં જ સમજાવેલ છે. સારું અને ખરાબ; એ ગુણદોષકલ્પના, મનુષ્યાદિ

સર્વ પ્રાણી પર, દૈત્ય, રાક્ષસ, દેવ, પિતર, ગંધર્વ અને યક્ષ પર તૃણ–પાષાણ આદિ સર્વ વસ્તુ પર, કર્મ–ધર્મ–આશ્રમ ગુણ વિદ્યા અને અવિદ્યા પર જીવ કરે છે.

**શિષ્ય**–વેદમાં જ ગુણદોષ વર્ણવેલ છે, તો તેમ કહેવામા જીવને શો વાંધો છે?

**ગુરુ**–વેદનું વચન હોવા છતાં પોતાને ન રુચે તેનો જીવ ત્યાગ કરે છે ને પોતાને ગમતું હોય તે ગ્રહણ કરે છે તો પછી વેદવચનનો આધાર બતાવવાનો શો ઉપયોગ? ગુણદોષ જોવા તે દોષ, ન જોવા તે ગુણ. આમ છે, તો ગુણ લઈને જીવ નિર્દોષ કેમ નથી થતો? તે નિર્દોષ થતો નથી, માટે જીવમાં દોષ છે જ કેમકે વેદ કહે છે કે ગુણદોષ જોવા નહી, ને તે વચન જીવ ગ્રહણ કરતો નથી.

**શિષ્ય**–વેદમાં નિષેધનાં વચન થોડા છે, અને સ્વીકારના વચન પુષ્કળ છે, તેથી તેમ કરવામાં દોષ નથી

**ગુરુ**–'પોતાના ગોત્રનો માણસ મરે તો સૂતક આવે' એમ કોઈ એકાદ ઠેકાણે વાક્ય હોવાથી તે રાત–દિવસ સર્વના ધ્યાનમા ને મનમાં રહે છે. પણ 'જીવ બ્રહ્મ છે' એ બાબત સેંકડો વાકયો હોવા છતા કોઈ માનતું નથી. એથી સિદ્ધ થયું કે મનુષ્ય પોતાને ગમતું શાસ્ત્ર ગ્રહણ કરે છે. તેવાઓનુ શાસ્ત્રાનુસાર વર્તન કેવી રીતે થશે? જો શાસ્ત્રાનુસાર નહીં વર્તે તો દોષ લાગશે જ. ગુણદોષકલ્પના એ તો જાણે એક જીવકૃત, પણ બીજુ, તે ગુણદોષથી હર્ષશોક માને છે, એ જ બુદ્ધિની વિશેષ કલ્પના, અને તેનું નિર્માણ કરનાર પણ જીવ જ છે.

પ્રથમ ઈશ્વરનિર્મિત જેટલી ભોગ્ય વસ્તુઓ છે તેના પર જીવ કલ્પના કરે છે. જેમકે બાપે કન્યા ઉત્પન્ન કરી, તે પતિની ભોગ્ય બની. તેમ ઈશ્વરે સર્વ સૃષ્ટિ કરી, તે જીવના ભોગ માટે ઉપયોગી થઈ. ઈશ્વરે એક સ્ત્રી ઉત્પન્ન કરી તેના પર કેટલી કલ્પના થઈ તે જો, અને તેમાં ખરી કોની માનવી? ભાઈ કહે મારી બહેન, દીકરો કહે મારી મા, પતિ કહે મારી સ્ત્રી, દિયર કહે મારી ભાભી, માબાપ કહે મારી દીકરી, જમાઈ કહે મારી સાસુ, વેવાઈ કહે મારી વેવાણ; એમ એક સ્ત્રી પર અનેક પ્રકારના નાતાની કલ્પના થઈ, તો પણ તે જુદી–જુદી ન થઈ. એકની એક રહી, પણ નાતેદાર તેને 'મારી' માનીને બેઠા, તેથી તેને પ્રેમનું દૃઢ બંધન પડયું પછી તે સ્ત્રી મર્યા પછી તેઓ રડે છે અને પોતે પણ સુખ-દુ:ખથી ક્ષીણ થઈને મરે છે. અજ્ઞાનથી વાસનાની બેડી પડી તે છૂટતી નથી. તેને લીધે મર્યા પછી તેને ઊંચ–નીચ યોનિમાં જન્મ લેવો પડે છે.

**શિષ્ય**–જીવે તો ભ્રમથી કલ્પના જ કરી છે, પણ ઈશનિર્મિત વસ્તુ પર બીજી વસ્તુ તો પેદા નથી કરીને? અને તો પછી તે કલ્પનામાત્રથી સુખ–દુ:ખમાં કેવી રીતે પડશે?

**ઉત્તર**—(જીવકૃત) ઈશ્વરે માંસમયી સ્ત્રી ઉત્પન્ન કરી તે સર્વ ઈન્દ્રિયગોચર હોવાથી જીવે વાસનાથી અંતરમાં બીજી મનોમયી સ્ત્રી કલ્પી લીધી તેનું સ્મરણ થતાં જ તે મનની કલ્પનામાં ખડી થાય છે. તે વખતે માંસમયી સ્ત્રી પાસે હોય કે ન હોય અથવા મરી જાય તેનુ તે સમયે સ્મરણ કરવાની જરૂર જણાતી નથી માંસમયી સ્ત્રી આંખથી જોવી અને મનોમયી સ્ત્રી મનથી સભારવી; તે યાદ કરેલી સ્ત્રી મનમા ભાસ્યા પછી તે કયારે મળશે એવી તાલાવેલી થવી, એ અંતઃકરણનો સ્વાભાવિક ધર્મ છે. એમાંથી નથી સ્ત્રીસુખ પ્રાપ્ત થતું કે નથી પરમાર્થ સુધરતો. માત્ર એટલું જ નહીં, પણ તેનું સ્મરણ કરત મરે છે તો ફરી-ફરી જન્મ–મરણ પ્રાપ્ત થાય છે. માંસમયીએ તો અહીં જ બાંધેલો પણ મનોમયીને લીધે તો પરલોકમાં પણ બંધન પડયું! માટે ઈશ્વરનિર્મિત સૃષ્ટિથી જુદી, મનોમયી જે જીવનિર્મિત સૃષ્ટિ છે તે બહુ જ બંધન કરનારી છે જેવી કલ્પિત જીવસૃષ્ટિ કહી તેવી જ પ્રત્યક્ષ જીવસૃષ્ટિ પણ છે તે એ, કે ઘાસ–પથ્થરનાં મકાનો, માટીનાં કે ધાતુના વાસણો, મોટા કારીગરો દ્વારા તૈયાર કરાવેલાં તેમજ કલ્પનાથી અનેક પદાર્થો તૈયાર કરેલા તેમાં જેટલા ઈશ્વરનિર્મિત છે તેટલા નિર્બાધક છે, પરંતુ મનોમયી સૃષ્ટિની પ્રીતિ, જીવને બંધનરૂપ કેવી રીતે છે તે દૃષ્ટાન્ત સહિત કહું છું

કોઈ એક ગૃહસ્થનો પુત્ર પરદેશમા હતો. તે ત્યાં સુખરૂપ હતો. છતાં કોઈ લુચ્ચા માણસે આવીને કહ્યું,

કે 'તમારો પુત્ર અમુક સ્થાને હતો તે મરણ પામ્યો છે.' અથવા પુત્ર ખરેખર મરી ગયો હોય ને તેના મરણની ખબર ન મળી હોય ત્યાંસુધી ઘરમાં બધાં સુખચેન કરે છે. એ ઉપરથી સમજાય છે કે પુત્રનું મૃત્યુ દુઃખકારક નથી, ને તેનું જીવવું સુખકારક નથી; પણ સુખદુઃખ દેનારી મનની કલ્પના જ છે. મનથી કંઈ કલ્પના કરીએ ત્યારે સુખદુઃખ થાય છે, ને કલ્પના ન કરી તો પદાર્થ હોવા છતાં કંઈ સુખદુઃખ થતું નથી. જો, સુષુપ્તિમાં કોઈ માણસની આગળ-પાછળ અથવા બન્ને પડખે પ્રસંગોપાત્ સ્ત્રી કે સર્પ— એમાંથી કોઈપણ નજીકમાં હોય, પરંતુ એક કલ્પના ન હોવાને લીધે સ્ત્રીથી સુખ અને સર્પથી દુઃખ પણ થતું નથી. માટે મનોમયી જીવસૃષ્ટિ બંધન-કારક છે અને ઈશ્વર-સૃષ્ટિ નિર્બાધક છે. એ માટે સાધક, જીવદ્વૈત હટાવીને સુખી થાય છે. જીવન્મુક્તિની પરાકાષ્ઠા એ જ છે કે જીવદ્વૈતની પૂરેપૂરી હાનિ થવી જોઈએ; ઈશ્વર-સૃષ્ટિની હાનિ કરવી નહીં, પણ તેમાં મિથ્યા દૃષ્ટિ કરવી જોઈએ સાચું માનો તો બાધક, અને મિથ્યા જુઓ તો નિર્બાધક. ઈશ્વરની મિથ્યા સૃષ્ટિમા ગુરુ અને શાસ્ત્ર તથા સાધક પણ આવી જાય છે. પરંતુ ગુરુ અને શાસ્ત્ર વિના સાધકને તરવાનો બીજો કોઈ ઉપાય નથી, માટે જ્ઞાનપ્રાપ્તિ સારુ તેનો ઉપયોગ કરવાનો છે, અને અપરોક્ષ જ્ઞાન દૃઢ થયા પછી તે પણ આપો-આપ નિવૃત્ત થઈ જશે.

જીવસૃષ્ટિ બે પ્રકારની છે: એક શાસ્ત્રીય, બીજી અશાસ્ત્રીય. અહં બ્રહ્માસ્મિનો અનુભવ અને શ્રવણાદિ સંપત્તિ એ શાસ્ત્રીય એવા પ્રકારની જીવસૃષ્ટિથી જીવને મુક્તિ મળે છે. માટે એ સૃષ્ટિ કામની છે, પરંતુ અશાસ્ત્રીય સૃષ્ટિ બાધક છે, માટે તેનો ત્યાગ કરવો. અશાસ્ત્રીય સૃષ્ટિના પણ બે પ્રકાર છે: એક મંદ અને બીજી તીવ્ર. કામ-ક્રોધાદિક દ્વંદ્વ તે તીવ્ર અને મનોરાજ્યાદિક તે મંદ

ઊંચ-નીચ ભાવનારૂપ કલ્પના તે મનોરાજ્ય. એ મનોરાજ્યરૂપી કલ્પના, જીવને કામના-ઇચ્છા દ્વારા પીડા આપે છે, માટે એ તીવ્ર સૃષ્ટિ સાધકે છોડી દેવી જોઈએ. ઊંચનીચ-ભાવનારૂપ જે કલ્પના, તે વિવિધ પ્રકારનાં જાગૃતિનાં વિષયસુખ અને અહં બ્રહ્માસ્મિનો અનુભવ, એ મોક્ષ દેનાર સુખ છે. એ પ્રમાણે જાગૃતિથી મોક્ષ પર્યંત જીવસૃષ્ટિની રચના કહી, અને તેમાં કઈ સૃષ્ટિ ગ્રહણ કરવા યોગ્ય તથા કઈ તજવા યોગ્ય છે તે પણ કહ્યું. તેમજ ઈશ્વરસૃષ્ટિ, ઈક્ષણથી પ્રવેશ પર્યંત જે રૂપરસાદિ વડે પ્રખ્યાત છે તે પણ સ્પષ્ટ કહી બતાવી.

ताः मते· क्रिया विषयै· सार्धं चितिः भासयंति ॥

જીવ રૂપરસાદિ પદાર્થ પર, યાને દૃશ્ય પર અનેક પ્રકારની ભ્રાન્તિરૂપે અને પ્રિય, દ્વેષ્ય, ઉપેક્ષ્યરૂપે મનો-રાજ્યાત્મક કલ્પના કરે છે તે જીવસૃષ્ટિ અને રૂપ-રસાદિ તે ઈશ્વરસૃષ્ટિ. આ બધાંને શુદ્ધ ચેતન આત્મા પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે. જેમ સૂર્ય પોતાના પ્રકાશથી પદાર્થમાત્રને તેમજ અનેક ત્રિકોણ અને ચોરસ આકારના મઠને, તે મઠની ભીંતોને, અને મઠમાં રાખેલા પાણી ભરેલા ઘડાઓને, તે ઘડામાં પડેલા પ્રતિબિંબને તથા તેની સૂર્ય જેવી જ ભીંત પર પડેલી ઝળઝળી (પ્રતિછાયા) ને, બધાંને એક સાથે પ્રકાશિત કરે છે, તેમ સ્વયંપ્રકાશ ચેતન-આત્મા, આ સ્થાવર-જંગમ બ્રહ્માંડરૂપી મઠને, તેની રૂપ-રસાદિ ભીંતોને, અને બ્રહ્માંડરૂપી મઠમાં રાખેલા ચાર ખાણીરૂપી ઘડાઓને તથા તે સ્થૂળ શરીરમાં ભરેલા લિંગદેહરૂપી પાણીને, તથા તેમાં પડેલા આત્માના પ્રતિબિંબરૂપ જીવને તેમજ રૂપરસાદિ વિષયોરૂપી ભીંત પર પડેલી ઝળઝળી(પ્રતિછાયા) ને ચેતન-આત્મા એકીસાથે પ્રકાશિત કરે છે.

અથવા માંસમય સ્થૂળ દેહ તે મઠ. તેમાં અવિદ્યા—માયા તે ઘડો તે ઘડામાં બુદ્ધિવૃત્તિનું સત્તર પ્રકારરૂપી પાણી ભરેલું છે તેમાં આત્મારૂપી સૂર્યનું પ્રતિબિંબ પડયું તેને ચિદાભાસ જીવ કહે છે. એ જ જીવનું સ્વરૂપ છે તે ચિદાભાસ રૂપ જીવની રૂપરસાદિ પર ઝળઝળી ( પ્રતિછાયા) પડે છે, તેથી તે ઊંચ-નીચ ભાવના કરે છે.

ઈશ્વરે પ્રથમ રૂપ-રસાદિ ઉત્પન્ન કર્યાં. તેના પર જીવે વિપરીત કલ્પના કરી તેને, તથા બુદ્ધિ અને જીવને આત્મા પ્રકાશિત કરે છે. જેવી રીતે સૂર્ય ભીંત, મઠ, ઘટ, પાણી, તેમાં પડેલ પ્રતિબિંબ તથા તેની ભીંત પર પડેલ ઝળઝળી (છાયા)ને એક

સાથે પ્રકાશે છે તેમ સ્થૂળ દેહ, તેમાંની અવિદ્યા, બુદ્ધિ, તેમાં દેખાતો ચિદાભાસ તથા રૂપરમાદિ પર જીવે કરેલી કલ્પનાઓ સહિત જેટલું ઉત્પન્ન થયેલું કાર્ય, તેનું કારણ અજ્ઞાન તથા વિપરીત જ્ઞાન; એ સર્વને સામાન્ય ચેતન–આત્મા પ્રકાશિત કરે છે.

મૂળ માયાથી માંડીને તણખલા સુધીના પદાર્થ, ત્રણ ગુણ, પાંચ ભૂત, ઈશ્વર અને ઈશ્વરે કરેલું બધું આત્માના પ્રકાશથી જ ભાસે છે; તેમજ બુદ્ધિથી માડીને વિષયો સુધીની કલ્પના અને વિવિધ પ્રકારના મનોમય વ્યાપાર આદિ જીવજનિત પદાર્થોને તથા જીવને, એક માત્ર આત્મા જ પ્રકાશિત કરે છે. એ પ્રમાણે અજ્ઞાનથી ખાલી ભાસેલા આભાસને આત્મા પોતાના પ્રકાશથી પ્રકાશે છે

આ શ્લોકના નિરૂપણમાં સત્ય અને મિથ્યાને અલગ કરેલ છે. તેમજ ઈશ્વરે તથા જીવે કરેલી સૃષ્ટિ સ્પષ્ટ કરી બતાવી. વળી સામાન્ય ચેતન તથા આભાસને અલગ કરીને, અજ્ઞાનકાળમાં પણ ચેતન–આત્માનો લોપ નથી થતો એમ સાફ કહી બતાવ્યું.

**શિષ્ય**—વેદ અને શાસ્ત્ર ઈશ્વરે ઉત્પન્ન કર્યાં કે જીવે કર્યાં? એ મને સમજાવો. (ત્યારે 'બહુ સારુ' કહી કૃપાળુ શ્રીગુરૂ યથાર્થ વચન બોલવા લાગ્યા)

**ગુરુ**—જીવ સાકાર નથી તો પછી ઈશ્વર સાકાર શી રીતે હોય? જીવ અને ઈશ્વરનું ખરું સ્વરૂપ ન સમજીને તેને સાકાર માને છે. સાકારમાં પુરુષત્વ આવ્યું, તેમાંથી શ્વાસ ઉત્પન્ન થયો અને તે શ્વાસમાંથી વેદ ઉત્પન્ન થયા; એ જગતનું બોલવું વિરોધી છે. જીવ પુરમાં રહેલો છે તેથી તેને પુરુષ કહે છે. પરંતુ તે શ્વાસથી રહિત છે, અને લોક તો વેદની ઉત્પત્તિ શ્વાસમાંથી થઈ એમ માને છે પરંતુ એથી તો 'વેદ અપૌરુષેય છે' એ વચનને બાધ આવે છે માટે શ્વાસથી વેદની ઉત્પત્તિ થઈ એ અજ્ઞાનીઓની કલ્પનાને માનીશ તો તને અનુભવ આવવાનો નહીં અને શ્રુતિને બાધ આવે છે, માટે લોકોનુ માનવું મૂકી દેવું અને અનુભવમાં આવે તે ગ્રહણ કરવું, તે સારું. સ્વાનુભવ પ્રમાણે અહીં વર્ણન કરુ છું તેમાં પ્રથમ જીવ કોને કહેવો? ઈશ્વર કોને કહેવો? અને વેદ કોને કહેવાય તે કહું છું. પ્રથમ તને જીવ અને ઈશ્વરનું રૂપ કહેલું છે પરંતુ તે સારી રીતે તારા સમજવામાં આવ્યું નથી માટે ફરીથી તેનું રૂપ કહું છું

## જીવ અને ઈશ્વરનું રૂપ

**વૃત્તિરૂપ** માયા ઉત્પન્ન થઈ તે બે પ્રકારે વિભાગ પામી. એક વિદ્યા જ્ઞાનરૂપ, બીજી અવિદ્યા અજ્ઞાનરૂપ અવિદ્યામાં ચેતનનું પ્રતિબિંબ પડ્યું તે જીવ, અને વિદ્યામાં ચેતનનું પ્રતિબિંબ પડ્યું તે ઈશ્વર. અવિદ્યા–ઉપાધિને લીધે જીવમાં વિપરીત ભાવ આવ્યો. પછી બુદ્ધિવૃત્તિના વિકાર જે સત્તર પ્રકાર, તેનો સૂક્ષ્મ દેહ થયો.

બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત થયેલો તે બુદ્ધિ જેવો છે એમ માનવામાં આવતું નથી તો પછી જીવ, સત્તર પ્રકારનો થયો એ કેવી રીતે માનવામાં આવશે? જો જીવ સત્તર પ્રકારનો છે એમ માનવામાં આવતું નથી તો પછી તે સત્તરની ક્રિયા જીવની છે એમ શી રીતે માનવામાં આવશે?

બુદ્ધિના સત્તર વિકાર છે. તેમાં પાંચ પ્રાણ જડ રૂપે વહન કરે છે, ત્યારે તે પ્રાણને શ્વાસ ઉત્પન્ન થાય છે. તે શ્વાસ જીવનો શી રીતે થઈ શકે? જીવે અજ્ઞાનને લીધે દેહ સહિત સર્વમાં તાદાત્મ્ય કરેલું છે. તે ત્રણ અભિમાનીઓનું વર્ણન હું પછી કરીશ. અત્યારે તો જાગૃતિથી મોક્ષ પર્યંત જીવે કરેલી કલ્પનારૂપ સૃષ્ટિનું વર્ણન કર્યું વારુ, જીવનું રૂપ ચેતનના જેવું છે પરંતુ તે ચેતન નથી માત્ર ચેતનનું પ્રતિબિંબ છે, અને તે બુદ્ધિવૃત્તિથી પણ જુદો છે એમ સાધકે સમજવું જોઈએ. હવે વિદ્યામાં ચેતનનું પ્રતિબિંબ પડ્યું તે ઈશ્વર; તે ઈશ્વર કાંઈ વિદ્યા જેવો નથી વિદ્યાવૃત્તિના વિકાર સાથે ઈશ્વર વિકાર પામતો નથી. માત્ર એટલું જ કે વિદ્યાઉપાધિને જગતની ઉત્પત્તિનુ કારણ બનાવીને રહેવું સત્તર પ્રકારના હિરણ્યગર્ભમાં ઈશ્વરનો નિવાસ છે તો પણ તે સર્વનો વિકાર તેને લાગતો નથી. એવા ઈશ્વરને શ્વાસ કે સંકલ્પ છે એમ તેના પર આરોપ નાખી શકાય નહીં; અને તો પછી તે વેદ શી રીતે ઉત્પન્ન કરશે? શ્વાસ એ પ્રાણનો ધર્મ છે અને કલ્પના એ જીવનું રૂપ છે. ઈશ્વરનું રૂપ તો કેવળ સ્ફૂર્તિરૂપ છે, તે સ્ફૂર્તિ વડે પાંચ ભૂત અને ત્રણ

શુદ્ધ થયા. તેમાંથી જડ અને ચંચળ બન્ને થયા, કે જે જીવ અને ઈશ્વરથી જુદા છે પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા, તેને સ્વયંભૂવ કહે છે; પણ તેનો આકાર જેણે ઉત્પન્ન કર્યો તે સ્વયંભૂ છે, અને જે અજ્ઞાનીઓની શરીર પર દૃષ્ટિ છે તે સાકાર બ્રહ્મદેવને સ્વયંભૂ કહે છે, પરંતુ તે સ્વયંભૂ નથી. અહંબ્રહ્મસ્ફૂર્તિ માયાની છે. તે માયાના ચંચળપણામાં જ્ઞાન–ચેતનની વસ્તિ છે, તેમાં જ 'હું બહુરૂપે થાઉં' એવી બહુપણાની ઇચ્છા ઊઠે છે. તે નિર્હેતુક ઇચ્છા હોવાને લીધે ત્યાં મનનો સંકલ્પ નથી; પણ એકલી નિર્વિકલ્પ વૃત્તિ છે. તે ઇચ્છા વડે સર્વ થયું. માયાસ્ફૂર્તિ સહિત જ્ઞાન–ચેતન અને ઇચ્છાબીજ સહિત જે સ્ફુરણ, તેને વિશેષ સ્વયંભૂવ આદિનારાયણ કહે છે. તે નારાયણની ઇચ્છા થતાંની સાથે જ ભૂતો અને ગુણ ઉત્પન્ન થયાં. પછી ચંચળ અને જડ ઉત્પન્ન થવાને લીધે બ્રહ્મદેવનો સ્થૂળદેહ ઉત્પન્ન થયો. તે સ્થૂળદેહમાં ઈશ્વરે જીવરૂપે પ્રવેશ કર્યો, ત્યારે ચંચળ–જડ ક્રિયાવાન થયાં. દેહનો ચાલક પ્રાણ છે. અને પદાર્થનું પૃથક્કરણ કરવા માટે મન છે. તે મનના સંકલ્પમાં આભાસરૂપ જીવ છે. તેમજ બુદ્ધિમાં નિર્વિકલ્પ હેતુરૂપ ઈશ્વર છે. તે સર્વને પ્રેરણા કરે છે. એ પ્રમાણે માયા સહિત ઈશ્વર અને સંકલ્પ સહિત જીવ, એ બન્નેએ સાકાર, પ્રમાણ દેહમાં નિવાસ કર્યો. એટલો સમુદાય મળ્યો અને દેહમાં પ્રાણ પ્રગટ થયા ત્યારે નાદ સહિત વર્ણરૂપે શબ્દ-ધ્વનિ ઉત્પન્ન થયો. શબ્દગુણ આકાશનો છે, પણ તેને ચલન પામવા માટે વાયુ જોઈએ. તેના પર તેજની મદદ જોઈએ. અને તેના પર પાણીનું દ્રવત્વ જોઈએ. તેમજ ચલનનો આધાર પૃથ્વી પણ જોઈએ. એટલાં મળે છે ત્યારે જ અવાજ સાથે વર્ણાત્મક શબ્દ ઊઠે છે. પ્રથમ નાદરૂપથી સામાન્ય ધ્વનિ થયો. તે જ અકાર. તે અકારમાંથી પચાસ માત્રા ઉત્પન્ન થઈ. અકાર, ઉકાર મળે ત્યારે ઓકાર ઉત્પન્ન થાય છે. તેમાં મકાર મળે ત્યારે ૐકાર થાય. પહેલી અહંબ્રહ્મરૂપ જે નિર્વિ-કલ્પ સ્ફૂર્તિ તે જ પ્રાણ. અને તેમાં મનનો સંકલ્પ મળતાં તે જડરૂપમાં આવી. પ્રાણ ઊઠતાંની સાથે જ સોઽહં અક્ષરો ઊઠયા, તેમાં તે 'અહંબ્રહ્મ' રૂપ નિર્વિકલ્પ હેતુ મળ્યો, ને તેને લીધે સોઽહં શબ્દ ઉત્પન્ન થયો. એ જ પ્રણવ. સકાર શક્તિબીજમાં અકાર ઉકાર મકાર મળ્યા. એટલે દેહઉપાધિને લીધે ચંચળપણાનો પ્રકાર થવા માંડયો. એના ધ્વનિમાં જે ચંચળ વિશેષ જ્ઞાન, તેને અર્ધમાત્રા કહે છે. તે અર્ધમાત્રાનો ઉચ્ચાર ન થતાં કેવળ નાદરૂપ હોય છે. અર્ધમાત્રાની જેમ બીજી ત્રણ માત્રામાં નાદ તો હોય છે, પણ તે માત્રાનો ધ્વનિ જુદો દેખાય છે. ધ્વનિમાં કેવળ જ્ઞાન છે, તે બિન્દુ પ્રમાણે છે, એવી કલ્પના કરવી. આ પ્રમાણે અર્ધમાત્રા, બિન્દુ એ હકાર અને પહેલી ત્રણ માત્રાનો સકાર.

અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા અને બિન્દુ મળી-ને પ્રણવનાં પાંચ અંગ છે. પરંતુ તેના સોઽહં એવા બે જ અક્ષર છે. એ જ પ્રણવપંચાંગ. પ્રણવપંચાંગ એ જ સ્વયંભૂ વેદ. તેને એકાક્ષર બ્રહ્મ કહે છે. આ વેદ મોક્ષ દેનારા છે. જાણવું તેને વેદ કહે છે. જ્ઞાન વેદમાં છે. તે સિવાય બીજા અક્ષરોને 'વેદ' એમ કહેવું વ્યર્થ છે. તોપણ શબ્દ વિના જીવને અર્થ જાણવામાં આવતો નથી તેથી શબ્દોચ્ચાર થવા માટે પચાસ માત્રા ઉત્પન્ન કરી

અ થી અઃ સુધી સોળ સ્વર. ક થી મ સુધી પચ્ચીસ સ્પર્શ–વ્યંજન, કેમકે તે સ્પર્શ કરીને ઊઠે છે ય થી સ સુધી સાત ઉષ્માક્ષર. અને ળ તથા ક્ષ એ મૂળથી જ ઉત્પન્ન થયેલા છે. એમ જુદા જુદા પચાસ અક્ષર થયા. તે બધામાં અન્વયથી પ્રણ-વની વ્યાપ્તિ છે, અને તે કેવી રીતે છે તે હવે કહું છું. અક્ષરનો ઉચ્ચાર, અકાર વગર થતો નથી. અક્ષરનું દેખાવું ઉકારના ભાસકપણા વિના થતું નથી. તેમજ મકાર વિના દૃશ્યભાસ થાય નહીં; તેથી સર્વ અક્ષ-રોમાં ત્રિમાત્રક ૐકારની વ્યાપ્તિ છે. પ્રણવની વ્યાપ્તિ સર્વ પચાસ અક્ષરોમાં છે, તેથી તેને પણ વેદ માનો. એ વેદ સાકાર બ્રહ્માજીના અંતરશ્વાસમાંથી ઉત્પન્ન થયા.

પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી; એ ચાર વાચા, વેદોનાં ચાર સ્થાનમાં છે. તે ચારે સ્થાનમાંથી એકીસાથ ઉચ્ચાર થયો. તે અક્ષરની આગળપાછળ લગાવવાથી અનંત શબ્દો થાય છે. માટે વેદને 'અનંતા વેદા' એમ કહે છે આ વેદ સાકાર બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યા નથી, પણ તે તેના પ્રાણનું પરિણામ

છે. ખરું જોતાં પ્રાણ પણ વેદને ઉત્પન્ન કરવા સમર્થ નથી. સંકલ્પવાળા જીવમાં કર્તાપણું નથી, તેથી તે પણ વેદ ઉત્પન્ન કરી શકતો નથી; માટે આ વેદ સ્વયં ઈશ્વરે જ ઉત્પન્ન કર્યા છે

જે એકનું એક બતાવે છે તે માયાવી ઈશ્વરને શિવશક્તિનારાયણ કહે છે. તેણે જ વેદ ઉત્પન્ન કર્યા. ખરું જોતાં અજ્ઞાનને લઈને એ ઉત્પન્ન કરવું માયાનું જ છે, પરંતુ તે જડ હોવાને લીધે એ કર્તાનો આરોપ આભાસરૂપ ઈશ્વર પર કરે છે. જેમકે બુદ્ધિએ જે જે સંકલ્પો કર્યા તે બધા જીવે કર્યા એવો આરોપ કરવામાં આવે છે તે પ્રમાણે નાનું કે મોટું જે કંઈ માયાએ કરેલું તે ઈશ્વરે કર્યું એમ માને છે. એ રીતે શબ્દ બ્રહ્મસહિત સૃષ્ટિના ઉત્પન્નકર્તા બ્રહ્મા ઉત્પન્ન થયા. તે બ્રહ્માએ જ્યારે જીવરૂપે કલ્પના કરી ત્યારે અનંત પ્રજા ઉત્પન્ન થઈ.

પશુ, પક્ષી, કૂતરાં, કીડા વગેરે સ્થાવર જંગમાત્મક જેટલાં યુગલ, તે બધાં અજબ રીતે કલ્પનાથી આપોઆપ ઉત્પન્ન થયાં પછી મૈથુન-સૃષ્ટિ ઉત્પન્ન થઈ, એટલે પ્રત્યેક યુગલમાથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ; પરંતુ તે પહેલાં એકમાથી જ થઈ અર્થાત્ તે સંકલ્પમાંથી થઈ, માટે તેને માનસિક સૃષ્ટિ કહે છે.

શિષ્ય—કોઈ લોક કહે છે કે એકથી એક જ થાય માનસિક સંકલ્પ એકલા બ્રહ્માજી કરે છે માટે તેને ઈશ્વર માનવા વળી તે સર્વના કર્તા થયા છે જો તેને સાકાર જીવ રૂપે કર્તા માનીએ તો મોટો વિરોધ આવે છે, કેમકે અન્નથી માંડીને તૃણ સુધી જે ઉત્પન્ન થયું છે તે બધું ઈશ્વરનું કરેલું છે, એમ આપ પ્રથમ કહી ચૂક્યા ને હવે જીવે કરેલું છે, એમ કહો છો તે શી રીતે સમજવું?

ગુરુ—માનસિક સૃષ્ટિ ઈશ્વરે કરી, પણ મૈથુન સૃષ્ટિ જીવની છે તોપણ સ્ત્રીપુરુષના સંયોગથી ઉત્પત્તિ થાય એ જીવની પોતાની સત્તાની વાત નથી. જો તેની સત્તા પ્રમાણે થતું હોત તો સંતતિ ન થાય ત્યારે તરફડે શા માટે? મૈથુન રાતદિવસ કરવાથી તો ઘણી સંતતિ થવી જોઈએ, પણ જીવની સત્તાથી કશું જ થતું નથી સ્ત્રીપુરુષનું મૈથુન થાય છે પણ સૃષ્ટિ પેદા કરવાનું કામ જીવનું નથી, પરંતુ ઉત્પન્ન થનારના પ્રારબ્ધનો જ્યારે ઉદય થાય છે ત્યારે ઈશ્વરની સત્તાથી મૈથુન-સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

ખરી રીતે જોઈએ તો રક્ત-રેત એટલે શું? તેમાંથી સાકાર દેહ ઉત્પન્ન થાય છે તે શું? અને તે દેહમાં પ્રાણ તથા જીવ શી રીતે ઉત્પન્ન થાય છે, એ ભારે અજાયબીની વાત છે અને એ ઉત્પન્ન કરવાનું જીવના બાપથી પણ બની શકે તેમ નથી. હા, જીવસંકલ્પ બ્રહ્માનો છે પણ તે પ્રમાણે કરવાનું તેના હાથમાં નથી. જો તે સ્વાભાવિક હોત તો 'શું કરવું?' એમ કહીને ગભરાત શા માટે? એકવાર દુષ્ટ પ્રજા પેદા થઈ તે બ્રહ્માની સાથે જ મૈથુન કરવા તૈયાર થઈ ત્યારે બ્રહ્માને ભાગતાં ભોંય ભારે પડી! આખરે તે દૂષિત દેહનો ત્યાગ કર્યો ત્યારે તેમાંથી સ્ત્રી અને પુરુષ, એમ બે આકારો પેદા થયા તે જ સ્વાયંભુવ મનુ અને તેની સ્ત્રી શતરૂપા.

બ્રહ્માએ સંકલ્પ કર્યો ત્યારે સર્વ પ્રજા ઉત્પન્ન થઈ, પરંતુ એ સત્તા બ્રહ્માની નહીં પણ એ સામર્થ્ય ઈશ્વરનું જ છે બ્રહ્મદેવ પોતાની સત્તાથી પ્રજાની ઉત્પત્તિ કરી શકતા હોય તો એ તેને દુઃખરૂપ કેમ લાગે? પ્રથમ જે વખતે દુષ્ટ પ્રજા ઉત્પન્ન થઈ ત્યારે બ્રહ્માને એમ લાગ્યું કે પ્રજા ન થઈ હોત તો સારું હતું, ને તેથી તેમને ઘણો ખેદ થયો હતો પછી મનુ વગેરે સૃષ્ટિની વૃદ્ધિ કરનાર ઉત્પન્ન થયા ત્યારે બ્રહ્માને સંતોષ થયો આ ઉપરથી બ્રહ્માનું પરાધીનપણું સિદ્ધ થાય છે 'અમુક થાઓ' એવો બ્રહ્માએ જ્યારે સંકલ્પ કર્યો ત્યારે ઈશ્વરે તે ઉત્પન્ન કર્યું. જેમ નાનું બાળક કોઈ વસ્તુ માટે હઠ કરે છે ત્યારે માતા તે પૂર્ણ કરે છે. જે જે થનાર હતું તેની બ્રહ્માએ કલ્પના કરી ત્યારે ઈશ્વરની સત્તાથી તે તે ઉત્પન્ન થયું, પણ જે ન થનાર હોય તેનો સંકલ્પ કરે, તો બ્રહ્મા ગમે તેટલા દાંત પીસે તો પણ ન થાય જો બાળક, દેવા યોગ્ય વસ્તુ માટે હઠ કરે તો માતા તે પૂર્ણ કરે, પણ જો તે ન દેવા લાયક વસ્તુ માટે હઠ કરે, તો તે પૂર્ણ કરતી નથી પણ ઊલટી બાળકના મુખ પર તમાચો મારે છે.

શિષ્ય—કોઈ લોક કહે છે કે શું બ્રહ્માને ઉત્પન્ન કરતાં આવડતું નથી? તે સર્વ કંઈ ઉત્પન્ન કરી શકે છે.

ગુરુ—જે પેદા થવા યોગ્ય હતું તે થયું; ન થવા યોગ્ય તે ન થયું. જો બધું થવાનું તેના હાથમાં હોત તો માનસિક પ્રજા એકવાર પેદા થયા પછી બંધ થઈ ગઈ? તેના સંકલ્પ પ્રમાણે જ થયા કરત. પણ થતું નથી, તેથી સર્વના ઉત્પાદકર્તા બ્રહ્મા નથી. મૈથુનિક અને માનસિક, જેટલી સૃષ્ટિ ઈશ્વરે ઉત્પન્ન કરી તેના પર જે ભલીભૂરી ભાવના, કલ્પના તે જીવસૃષ્ટિ અને તૃણ-પાષાણ આદિ જે પ્રત્યક્ષ છે તે ઈશ્વરકૃત છે.

પ્રત્યક્ષ સૃષ્ટિ, માયાવી ઈશ્વરે માયા દ્વારા કરી. અને કલ્પિત સૃષ્ટિ જીવે કરી 'પુષ્કળ પ્રજા થાય' એવી બ્રહ્માએ જ્યારે કલ્પના કરી ત્યારે ઈશ્વરે સર્વ પ્રજા ઉત્પન્ન કરી. પછી તે પ્રજા બ્રહ્મા સમક્ષ ઊભી રહી. હે શિવદત્ત! પહેલાં જે પ્રણવરૂપ વેદ કહ્યા તેનું જ આ પરિણામ છે. સર્વ માનસિક અથવા મૈથુનિક ઊંચ-નીચ, નાની-મોટી સૃષ્ટિ એક પ્રણવરૂપ દ્રવ્યની બનેલી છે અને તેમાં પ્રણવ કેવી રીતે વ્યાપક છે તે હવે કહું છું.

## સર્વમાં પ્રણવની વ્યાપ્તિ

સર્વનો સ્થૂળ દેહ જે દેખાય છે તે અકારમાત્રા. સર્વનો સૂક્ષ્મ દેહ જે ચલન પામે છે તે જ ભાસરૂપ ઉકારમાત્રા. સર્વ પોતાને જાણતા નથી ને તે અજ્ઞાનને લીધે સ્થૂલ સૂક્ષ્મ બે દેહ ઉત્પન્ન થયા તે જ અજ્ઞાન ભ્રાન્તિરૂપ મકારમાત્રા. બે દેહ ઉત્પન્ન થયા પછી જેણે પ્રવૃત્તિ જોઈ તે જ વિપરીત જ્ઞાન. જ્ઞાનના સામાન્ય અને વિશેષ એવા બે પ્રકાર છે. એ બે પ્રકાર બ્રહ્માથી માંડીને કીડી સુધી સર્વમા છે. તેમાં વિશેષ પ્રકારને અર્ધમાત્રા કહે છે. અને સામાન્ય જ્ઞાનને બિન્દુ માને છે. એમ સર્વ સૃષ્ટિમાં પંચાંગી પ્રણવની વ્યાપ્તિ છે. માટે સર્વ વેદરૂપ જ છે. પહેલાં કહેલા સોઽહં એ બે અક્ષરોનો પ્રણવરૂપી વેદ, કીડીથી લઈને બ્રહ્મા સુધી જ્યાં પ્રાણવાયુ ચલન પામે છે ત્યાં સોઽહં શબ્દ ઊઠે છે. દેવ, ઋષિ, માનવ આદિ જે જે સાકાર દેહ થયા તેમાં માત્રાસહિત શબ્દ બ્રહ્મ ઉત્પન્ન થયા; અર્થાત્ તેમાં વૈખરી વાણી ઉત્પન્ન થઈ. મનુષ્યદેહ સિવાયના બીજા પ્રાણીઓના દેહમાં પરા, પશ્યંતિ અને મધ્યમા વાચારૂપ પ્રણવ ઉત્પન્ન થયા. આગળ-પાછળ માત્રા જોડવાથી અનંત શબ્દો થાય છે, અને એ અનંતરૂપ વેદ મનુષ્ય-દેહમાં રહે છે.

## વેદોનું સ્વરૂપ

વેદ બે પ્રકારના: એક પ્રણવરૂપ અને બીજો શબ્દરૂપ. પ્રણવરૂપ વેદ જે એક શબ્દરૂપે છે તે મનુષ્ય સિવાયનાં ઈતર શરીરોમાં છે. તેને લીધે પ્રવૃત્તિ-નિવૃત્તિ સ્પષ્ટ નથી થતી. પશુ-શરીરનાં પરાધીનપણે ફક્ત આહાર, નિદ્રા અને મૈથુન, એ ત્રણ વ્યાપાર થાય છે.

મનુષ્ય શરીરમાં માત્રા ઉત્પન્ન થયા પછી તે વૈખરી વાણીની સ્પષ્ટ થયા બાદ તેના શબ્દ તૈયાર થયા. એમ પ્રવૃત્તિનિવૃત્તિ-દર્શક શબ્દરૂપ વેદ મનુષ્ય શરીરમાં પ્રગટ્યા; માટે મનુષ્યદેહ ઉત્તમ અને તે સિવાયના ઈતર દેહ પરાધીન હોવાથી તે નિરુપયોગી અને નિકૃષ્ટ. મનુષ્યદેહ એ કેવળ પ્રવૃત્તિ-નિવૃત્તિનું ઘર જ છે. એ મનુષ્યદેહ જાગૃતથી મોક્ષપર્યંત જે કરવા ઈચ્છશે તે કરી શકશે.

પ્રણવરૂપ વેદ જ સર્વના પ્રેરક ઈશ્વર છે. અને એ જ ઈશ્વરમાંથી શબ્દરૂપ વેદ થયેલા છે. હે શિવદત્ત! તેં પ્રશ્ન કર્યો હતો કે જેની પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ રચના છે તે માર્ગપ્રદર્શક વેદની રચના કોણે કરી? જીવ કરી એમ માનીએ, તો તે સામર્થ્ય-હીન છે. અને ઈશ્વર કરી એમ માનીએ તો તેને કાંઈ પ્રયોજન નથી, ત્યારે આ રચનાના વાસ્તવિક બન્ને કર્તા થયા તે કેવી રીતે? તે હવે કહું છું. જેટલી માનસિક પ્રજા પેદા થઈ તેમાંથી પશુ આદિ પોત-પોતાના વ્યાપારમાં લાગ્યા અને મનુષ્યાકૃતિઓ જે રહી, તે બ્રહ્માજી સામે ઊભી થઈ ને પ્રાર્થના કરવા લાગી કે: હે દેવ! આપ જ અમારા માતા-પિતા, ધાતા, સ્વામી છો. માટે અમારે શું કરવું, શું ન કરવું, ક્યાં રહેવું, શું ખાવું, શું ગાવું અને મનમાં શેનું ધ્યાન ધરવું તે કહો. તમે જ કહેશો તે કરીશું. આ પ્રમાણે બ્રહ્મદેવે સર્વેનું બોલવું સાંભળીને વિચાર કર્યો કે: શું કરવું, શું ન કરવું એમાંનું કશું આ બધા જાણતા નથી. તેઓને મારે શું કહેવું? આ બધું કરવાની સામર્થ્યશક્તિ કોની

છે, એ ન જાણતાં મને જ એ તો કર્તા માને છે. હવે જો તેને પ્રવૃત્તિ જ કરવાનું કહું તો નિવૃત્તિ શી રીતે સમજશે? અને જો નિવૃત્તિ જ કહું તો પછી ઉત્પત્તિ શી રીતે થશે? એવી બ્રહ્માજીને રજોગુણને લીધે ભ્રાન્તિ પડી, ત્યારે તે મૂંઝવણથી એમ જ સ્થિર થઈ બેસી ગયા. તેમને કશી સૂઝ ન પડી. તે વખતે અંતરમાંથી જ્ઞાનમય શબ્દોનો બોધ પ્રગટ થયો! એ બ્રહ્માની પ્રેરણા ન હતી. કેમ કે જીવની કલ્પના તો ખૂટી ગઈ, તેથી એ અંતરમાં રહેલા માયાવી ઈશ્વરની પ્રેરણા સમજવી જોઈએ. મન-બુદ્ધિ ન હોવા છતાં ઈશ્વરમાંથી વેદ ઉત્પન્ન થયા. સંકલ્પ-વિકલ્પરૂપ મન ન હોવાને લીધે જીવપણું બંધ થયું. ત્યાં કોઈ યોજના તેને સૂઝી નહીં. જેમ ઊંઘતો મનુષ્ય ઊંઘમાં ઝંખે (બડબડાટ કરે) પણ તેના શબ્દનો અર્થ સમજવામાં ન આવે, તેમ બ્રહ્મદેવ સંકલ્પસહિત મૂર્ચ્છિતની જેમ બ્રાન્તિવશ થયા ત્યારે તેના શરીરમાંથી-જેમ સમુદ્રમાં ભરતી આવે તેમ-અનંત શબ્દો બહાર પડ્યા! જે વખતે અંતરમાંથી શબ્દો બહાર પડવા લાગ્યા તે વખતે તેને એક મુખમાંથી બહાર આવવાનો રસ્તો ન મળ્યો ત્યારે શરીર ફૂટે છે કે શું? એમ થવા લાગ્યું! પછી ચાર મુખમાંથી શબ્દો બહાર પડ્યા! તે શબ્દો ઊભેલી માનવ પ્રજાએ મનમાં ધારણ કર્યા, પરંતુ તેનો અર્થ તેને સમજાયો નહીં. પછી બધાંએ તે શબ્દો ધ્યાનમાં લઈને યોજના કરી. અમુક શબ્દોનો અર્થ અમુક છે. અમુક પદાર્થને અમુક માનવો, એમ પોત-પોતાને ફાવતા અર્થ પ્રમાણે તેઓએ યોજના કરી. કોઈએ જાતિભેદ કર્યા, કોઈએ વ્યુત્પત્તિ વધારી. કોઈએ તર્કથી વિભક્તિ ઠરાવી એ રીતે ન્યાય, વ્યાકરણાદિક છંદ, નિરુક્ત, જ્યોતિષાદિક અંગઉપાંગ સહિત બુદ્ધિના નિશ્ચયથી સ્થાપિત કર્યાં પછી વ્યાસ આદિ અનેક આચાર્ય થયા, તેઓએ સૂત્રાદિકથી વેદ-વિસ્તારની રચના કરી; તે એવી કે:-આ ઋગ્વેદ, આ યજુર્વેદ, આ અથર્વવેદ, આ સામવેદ, આ ઉદાત્ત, આ અનુદાત્ત; એમ શબ્દોની રચનાથી ચાર વેદ તૈયાર થયા. એ વેદ-રચના જીવે કરેલી છે, માટે પ્રવૃત્તિ-નિવૃત્તિ-પ્રદર્શક વેદના કર્તા બે: એક ઈશ્વર, બીજો જીવ. તેમાં જીવોમાંના કેટલાક કર્મનું જ પ્રતિપાદન કરીને તેનો નિશ્ચય કરી બેઠા! કેટલાક ઉપાસનાને શ્રેષ્ઠ માનીને બેઠા! પરંતુ તે વિષયમાં તેઓનો નિશ્ચય થયો નહીં. કેટલાક પ્રણવ-વેદ અથવા માત્રાત્મક શબ્દને વેદ ન માનતાં તેઓ વેદાક્ષરને ખરા માને છે

વેદમાં અનેક પ્રકારના વર્ણાશ્રમનો અનુક્રમે વિસ્તાર કરેલો છે. તેમજ ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એમ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ વેદના અધિકારી છે એવું વર્ણન કરેલું છે. સ્ત્રીશૂદ્રાદિક વેદના અધિકારી નથી તો અંત્યજાદિકને તો અધિકાર હોય જ શાનો? આ રીતે કલ્પના કરીને, તેની સ્થાપના કરી અભિમાનથી બંધનમાં પડયા.

એ પ્રમાણે વેદમાં બાધક-અબાધક પુષ્કળ કહેલું છે પરંતુ તેમાં જીવ કલ્પિત બાધક છે એમ મુમુક્ષુએ સમજવાનું છે.

શિષ્ય—સર્વ ઈશ્વરે નિર્માણ કર્યું છે એમ કહ્યું, તો તેમાં ઈશ્વર-નિર્મિત સૃષ્ટિ કરનાર તે કયો ઈશ્વર? બ્રહ્માના અંતરમાં-ઈશ્વર દ્વારા શબ્દોની પ્રેરણા થઈ એમ કહ્યું તે ઉપરથી બ્રહ્મદેવ પરાધીન છે એમ ઠર્યું, અને તે બ્રહ્મા ઈશ્વર પણ નથી એમ ઠર્યું. હવે સ્વતંત્રપણે કર્યું, જો સૃષ્ટિ ઉત્પન્ન કરી તે ઈશ્વર પ્રગટ છે કે અપ્રગટ? લોકોનો તર્ક છે, તે પ્રમાણે શાસ્ત્રકાર સ્થાપિત કરે છે કે, કોઈ એક ઈશ્વર છે, ને તે જ આ સર્વનો ચાલક છે. પરંતુ તે ઈશ્વર કયાં રહે છે અને સર્વ સૂત્રો કેવી રીતે હલાવે છે એ કોઈના પણ જાણવામા આવતું નથી. સર્વ પ્રાણી ઈશ્વર વિષે વ્યર્થ કલ્પના કરે છે તે કહે છે કે બ્રહ્મા ઉત્પત્તિ કરે છે વિષ્ણુ જગતનું પાલન કરે છે. અંતે તે જ જગતનો શંકર સંહાર કરે છે તેમાં બ્રહ્માનું પરાધીનપણું સમજાયું, પરંતુ વિષ્ણુ અને શંકર સ્વતંત્ર છે, કે એ પણ પરાધીન છે. (રવિદત્તનો એવો પ્રશ્ન સાંભળીને)

ગુરુ—જે આકારમાં આવે તેને સ્વતંત્રપણું શાનું? જીવ સાકાર નથી, તો ઈશ્વર સાકાર શી રીતે હોય? વિષ્ણુ આદિ કેટલાક સ્વયં પ્રકટ થયા, તો પણ તે દૃશ્યમાં આવવાને લીધે ભ્રમમય જ છે. જે

સ્વયં પ્રગટે છે તે અયોનિ સંભવ છે એમ કહે છે; પરંતુ એ મિથ્યા ગૌરવ સમજવું. સ્ફુરણાથી માંડીને પૃથ્વી પર્યંત સર્વ દૃશ્યની ઉત્પત્તિ કારણ દ્વારા થાય છે. કારણમાંથી કાર્યની ઉત્પત્તિ હોય, તો કારણને યોનિ માનો. પછી વિષ્ણુ-શંકરાદિ અયોનિજ શી રીતે? જો તેને અયોનિજ માનીએ તો વૃક્ષાદિક પણ અયોનિજ ઠરશે. માટે તે અયોનિ સંભવ નથી.

વિષ્ણુ અને શંકર એ માયાના ગુણનો સ્વભાવ છે. સર્વ જગતનું પાલન અને સંહાર કરે છે, પણ પરતંત્રતાથી કરે છે. વિષ્ણુ જો સ્વતંત્રતાથી પાલન કરતા હોત, તો તે ભાવિને આધીન ન થાત. વિષ્ણુએ ઋષિયજ્ઞમાં "હું ભોક્તા" એમ પોતાને ભોક્તા માન્યો, અને પછી તેને એમ લાગ્યું કે આ તો મને અભિમાન થયું! તેથી તુરત સુદર્શન ચક્ર વડે પોતાને હાથે જ પોતાનું મસ્તક છેદી નાખ્યું! પછી બધાંએ તેને ઘોડાનું મસ્તક લગાડયું! તે જ હયગ્રીવ અવતાર થયો! વિષ્ણુ જો પોતાના શિરની રક્ષા ન કરે, તો અન્ય જનોની રક્ષા શું કરશે? જે રીતે તેનાથી પોતાના હાથ વડે પોતાના શિરની રક્ષા થઈ નહીં, તે રીતે તેને બ્રહ્માની માફક પરતંત્ર સમજવા.

શિષ્ય-કોઈ કહે છે કે વિષ્ણુને અભિમાન આવ્યું તે દેવોથી સહન ન થયું તેથી જ તેણે પોતાનું શિર કાપી નાખ્યું!

ગુરુ-'શિર કાપવું' એવી કલ્પના કોના મનમાં ઉત્પન્ન થઈ? કયા કારણથી હાનિ થઈ? જેની સત્તા છે તે ઈશ્વર છે અને બાકીની સર્વ કલ્પનારૂપ ભૂલ જીવની છે સંહાર કરવો શંકરના હાથમાં છે. એ ઉપરથી વિષ્ણુનું પરાધીનપણું સ્પષ્ટ થયું. શંકર સ્વયં સંહાર કરવા સમર્થ છે, તો ત્રિપુરાસુરના વધ વખતે તેને સંકટ કેમ પડયું? જે રીતે સંકટ પડયું તે રીતે તે સ્વતંત્ર નહીં એમ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પરાધીન ઠર્યા, તો દેવોના પરાધીનપણા વિષે તો શંકા જ ન રહી.

શિષ્ય-આપે સર્વ દેવોને પરાધીન ઠરાવ્યા, ત્યારે સ્વતંત્ર કોણ રહ્યું? ઉત્પત્તિ, પાલન અને સંહાર કોણ કરે છે?

ગુરુ-માયાના ત્રણ ગુણ ઈશ્વરને આધીન છે. તે દ્વારા ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે. એ ક્રિયા કરનારા ગુણ બ્રહ્માથી માંડીને કીડી સુધી સર્વમાં અખંડ છે. તેમાં એક ગુણનો ઉદય થાય છે ત્યારે બીજા બે ઢંકાઈ જાય છે. જાણવું (જ્ઞાન કરવું) એ જ સત્ત્વગુણ. સર્વ જાણીને બચાવે છે, તેથી સત્ત્વગુણ દ્વારા પાલન થાય છે. તે જ વિષ્ણુ છે જે ન જાણવું (અજ્ઞાન) તે જ તમોગુણ. અજ્ઞાનથી પ્રાણી મરે છે. એ રીતે તમોગુણ દ્વારા સંહાર થાય છે. એ જ શંકર. અજ્ઞાન અને જ્ઞાનનું સમાન હોવું તે રજોગુણ. રજોગુણ સત્ત્વ અને તમ બન્ને સમાન છે, માટે રજોગુણ દ્વારા ઉત્પત્તિ થાય છે. એ જ બ્રહ્માજી. રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ; એ ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનાર છે; ને તેનો પ્રવર્તક એક ઈશ્વર જ છે.

## ઈશ્વરનું વસતિ-સ્થાન

ગુરુ-જો ઈશ્વર અવયવવાળો હોત, તો તે શરીર બહાર છે એમ માનવામા આવત; પરંતુ એ તો બુદ્ધિમાં જેમ જીવ રહે છે, તેમ પોતે સ્ફુર્તિવૃત્તિમાં રહે છે. અને તે સ્ફુર્તિ શરીરમાં છે. અવિદ્યાવૃત્તિમાં પડેલા પ્રતિબિંબને જીવ કહે છે અને વિદ્યા (સ્ફુર્તિ) વૃત્તિમાં પડેલું પ્રતિબિંબ તે જ ઈશ્વર. જીવનું ધારેલું કાંઈ થતું નથી, તેથી તે સ્વતંત્ર નથી. જીવ પરતંત્ર છે, તેથી પ્રારબ્ધ-કર્મોના ઉદય પ્રમાણે ઈશ્વર પ્રેરણા કરે છે. પ્રારબ્ધ-ભોગ જીવને છે. તે પ્રારબ્ધ-ભોગનાં સુખદુઃખ, ઈશ્વરને નથી. માટે તે જીવ નહીં પણ ઈશ્વર જ છે. તે સ્વતંત્રતાથી માત્ર પ્રેરણા કરે છે. જીવના સ્વાધીન હોવાની તો વાત જ નથી. એ તો જે જે થાય તે પરતંત્રતાથી ભોગવે છે. માટે બુદ્ધિનો ચાલક-પ્રેરક એક ઈશ્વર છે જેમ બુદ્ધિમા જીવ રહે છે. તેમ ઈશ્વર, ગુણસહિત સ્ફુર્તિમાં રહે છે. તે ઈશ્વર, બ્રહ્માથી લઈ ને કીડી સુધી સર્વના હૃદયમાં અંતર્યામિરૂપે અલિપ્તપણે, પોતાના સામર્થ્યથી નિયંતા થઈને રહેલો છે.

જેના ભયથી સૂર્ય-ચંદ્ર ચાલે છે, જેના ભયથી પ્રાણવાયુ વહે છે, જેના ભયથી અગ્નિ પ્રકાશરૂપ છે, જેના ભયથી મૃત્યુ દોડે છે, જેના ભયથી પૃથ્વી ધારણ કરે છે, જેના ભયથી પાણીમાં દ્રવત્વ છે, જેના

ભયથી કાળ ક્ષણ–ઘડીથી યુગ પર્યંત ગણત્રી કરે છે, જેના પ્રતાપથી બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પ્રતાપવાન છે, તે ઈશ્વર, પ્રાણીઓના હૃદયમાં કેવળ નિયામકરૂપે સર્વ નિયમ્યનું નિયમન કરે છે, જેનું જે જે થવાનું હોય તેના પ્રેરક એ ઈશ્વર જ છે. તેની સત્તા વિના એક તણખલું પણ હાલતું નથી.

સ્ફૂર્તિ, વિદ્યા, અવિદ્યા, જ્ઞાન, અજ્ઞાન, મન-બુદ્ધિ, ઇન્દ્રિયો, અને પ્રાણ આદિ જેમ બ્રહ્માથી લઈ ને કીડી સુધી સર્વ શરીરોમાં સમાન છે, તેમ જડને જિવાડનાર જીવ અને વૃત્તિમાં ભાસકરૂપે રહેનાર ઈશ્વર પણ સર્વ શરીરોમાં છે. ઈશન એટલે પ્રેરણા કરવી. જે બનવાનું હોય તે અનુસાર બુદ્ધિને યોજવી અને પરાધીન જીવને સુખ–દુઃખનો ભોગ આપવો. ઈશ્વર સ્વતંત્ર રીતે પ્રેરણા કરે છે, પણ કર્તાપણાનું અભિમાન કરતો નથી. અને તેથી અલિપ્ત નિરહંકારી ઈશ્વર બંધન પામતો નથી.

જીવ સ્વયં કશું જ કરતો નથી, છતાં જે કંઈ થાય તેનો 'કર્તા હું જ છું' એમ મૂર્ખતાથી કર્તાપણું માથે લે છે, તેથી તે અભિમાનને લીધે બંધનમાં પડે છે.

### ઈશ્વર અને જીવના કર્તાપણાની વિરુદ્ધતા

**વિદ્યા–ઉપાધિથી** ઈશ્વર સર્વજ્ઞ છે. અવિદ્યાથી જીવ અલ્પજ્ઞ છે. ઈશ્વર, ગુણોને પ્રવર્તાવે છે. જીવ, ગુણોને આધીન રહે છે. ઈશ્વર, સર્વમાં રહેલી આવરણ અને વિક્ષેપશક્તિને સ્વાધીન રાખીને પ્રવૃત્તિ કરાવે છે અને જીવ ભ્રાન્તિવશ થઈ ને આવરણ તથા વિક્ષેપમાં ગૂંચવાય છે. જીવ ત્રણે અવસ્થામાં, તે તે અવસ્થા સાથે તાદાત્મ્ય કરીને ભટકે છે, અને ઈશ્વર, તે અવસ્થાનો ભાવ છોડીને અવસ્થાતીત રહે છે. જીવ, બુદ્ધિથી માંડીને વિષયો સુધી સર્વ ગ્રહણ કરીને અભિમાનથી ક્રિયા કરે છે. અને ઈશ્વર, કેવળ નિર્વિકલ્પ સ્ફૂર્તિવૃત્તિમાં સંચાર વિના શાન્ત થઈ રહે છે. ઈશ્વરે પ્રેરણા કરવી અને જીવે તે માથે ચડાવવી, એ પ્રમાણે આ બન્નેથી સૃષ્ટિ વ્યવસ્થ થઈ રહી છે.

જીવ અને ઈશ્વર; બન્ને એક જ બ્રહ્મનાં પ્રતિબિંબ છે. તેથી તે એકરૂપ જ છે; પરંતુ એક ભોક્તા અને એક નિયંતા, એમ તેનાં કર્મો જુદાં જુદાં છે. તેથી એક જીવ, અને એક ઈશ્વર એવો ભેદ થયો. એ જીવ અને ઈશ્વર, બ્રહ્માથી માંડીને કીડી સુધી સર્વનાં શરીરમાં છે. તેમાં જીવ અભિમાનથી બંધાય છે અને ઈશ્વર નિરાભિમાનથી મુક્ત રહે છે.

શિષ્ય–જીવ અને ઈશ્વર પ્રત્યેક શરીરમાં છે, એમ આપ કહો છો, પણ નિરહંકારી ઈશ્વર તો શરીરથી અલગ રહે છે ને ?

ગુરુ–સ્ફૂર્તિ શરીરથી અલગ હોતી નથી અને સ્ફૂર્તિમાં પડનારું પ્રતિબિંબ સ્ફૂર્તિ વિના હોતું નથી; માટે દેહથી અલગ ઈશ્વર હોય એ માનવું સંભવિત નથી.

શિષ્ય–ઈશ્વરનું પ્રતિબિંબ વૃત્તિમાં પડે છે, તેથી જ્યાં વૃત્તિ ન હોય, ત્યાં તે સ્થાન ખાલી પડે છે અને ઈશ્વર તો સર્વવ્યાપી છે એમ શાસ્ત્ર કહે છે; તેથી આ વાતમાં વિરોધ આવે છે.

ગુરુ–ઈશ્વરની સત્તા સર્વ ઠેકાણે છે, પણ પોતે ખુદ વૃત્તિમાં રહે છે, જેમ ચક્રવર્તી રાજા પોતાની રાજધાનીમાં રહીને સર્વ ઠેકાણે પોતાની સત્તા ચલાવે છે.

શિષ્ય–એક સ્થળે રહે, ને અન્ય સ્થળે સત્તા ચાલે; એમ જો હોય તો સાકાર વિષ્ણુની એક જ રાજધાની કેમ નહીં માનવી ? કીડા આદિ પ્રાણીના શરીરમાં જીવ રહે છે, પણ ત્યાં ઈશ્વર નથી રહેતો અને વિષ્ણુના શરીરમાં ઈશ્વર છે પણ ત્યાં જીવનો અભાવ છે.

ગુરુ–કીડાના શરીરમાં વૃત્તિ ન હોય તો તે ઠેકાણે ઈશ્વર નથી એમ માનવામાં આવ્યું હોત, પરંતુ સર્વ પ્રાણીના શરીરમાં સ્ફૂર્તિની વૃત્તિ છે, માટે કીડાના શરીરમાં પણ ઈશ્વર છે. જેમ સર્વના શરીરમાં સ્ફૂર્તિ છે. તેમ બુદ્ધિ પણ છે. માટે વિષ્ણુના શરીરમાં જીવ છે. કારણકે જીવપણું બુદ્ધિ વિના ભાસતું નથી; અને જીવ હોવાથી ભાસ્યા વિના રહેતો નથી. તે માટે જ્યાં બુદ્ધિ છે ત્યાં જીવ છે. જો વિષ્ણુના શરીરમાં બુદ્ધિ જ ન હોત તો તેના શરીરનો વ્યાપાર શી રીતે થાત ? શરીરનો વ્યાપાર થાય છે માટે બુદ્ધિ વિષ્ણુના શરીરમાં છે. તેમજ કીડાના દેહમાં વૃત્તિ છે. જો વૃત્તિ ન હોત તો જીવરૂપ પ્રતિબિંબ તેમાં કેવી રીતે આવત ? પ્રતિબિંબ છે તેથી કીડાના શરીરમાં વૃત્તિ છે. જડમાં બુદ્ધિ અને સ્ફૂર્તિવૃત્તિ નથી, માટે ત્યાં જીવ-ઈશ્વર નથી.

જડ વિના જેટલા સપ્રાણ, સાકાર, ઉત્તમ, મધ્યમ, અધમ છે તેમાં બુદ્ધિ અને સ્ફૂર્તિવૃત્તિ એ બન્ને છે. જ્યાં બુદ્ધિ અને વૃત્તિ છે, એવા શંકરના અને કીડાના શરીરમાં જીવ-ઈશ્વર છે. જેમ સૂર્યની નીચે પાણી ભરીને રાખેલો ઘડો, તે ઘડો નાનો, મધ્યમ અને મોટો હોય તોપણ તેમાં પ્રતિબિંબ પડશે જ; તેમ બ્રહ્માથી માંડીને કીડીના શરીર સુધી બુદ્ધિ અને વૃત્તિ છે ત્યાં જીવ અને ઈશ્વર ભાસવાના જ.

શિષ્ય—જલથી ભરેલા ઘડામાં સૂર્યનું એક જ પ્રતિબિંબ પડે છે, અને તમે પિંડમાં બે પ્રતિબિંબ કહો છો, એ કેવી રીતે અને શું છે તે કહો.

ગુરુ—છીછરાં પાણીમાં પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે. ઊંડાં પાણીમાં પ્રતિબિંબ અંદર ને અંદર ઝગમગે છે, તે સ્પષ્ટ દેખાતું નથી પણ તે જ, જ્યારે સૂક્ષ્મ દૃષ્ટિ લગાવીને જોઈએ છીએ ત્યારે દેખાય છે. તેવી રીતે બુદ્ધિનું રૂપ છીછરું છે, માટે તેમાં જીવ સ્પષ્ટ દેખાય છે. સ્ફૂર્તિવૃત્તિનું રૂપ સૂક્ષ્મ છે માટે તેમાંનું પ્રતિબિંબ દેખાતું નથી, પણ સૂક્ષ્મ દૃષ્ટિ લગાવીએ તો તે પણ દેખાય છે. તે આવી રીતે જીવ પ્રેર્ય છે અને તેના પ્રેરક ઈશ્વર છે. જ્યારે પ્રેર્ય જીવ વ્યવહાર કરતો દેખાય છે ત્યારે પ્રેરક ઈશ્વર સહજ છે જ. સ્ફૂર્તિને બુદ્ધિ વિના જાણવી જોઈએ. તેમાં ઈશ્વર ભાસમાન હોય છે. બુદ્ધિને લીધે સ્ફૂર્તિવૃત્તિ દેખાતી નથી; તો પછી ઈશ્વર શી રીતે સમજાય? સામર્થ્ય ઉપરથી ઓળખી લેવું કે જીવનો પ્રેરક ઈશ્વર છે.

શિષ્ય—સામર્થ્ય ઉપરથી ઈશ્વરને ઓળખવો એમ કહેવાથી વિષ્ણુ સામર્થ્યવાન દેખાય છે, માટે ત્યાં ઈશ્વર છે એવો અનુભવ આવે છે. વિષ્ણુના જેવું સામર્થ્ય કીડામાં નથી, માટે ત્યાં ઈશ્વર નથી જ એમ સમજવું જોઈએ. તો પછી તમે કીડાના શરીરમાં ઈશ્વર છે એમ શાથી કહો છો?

ગુરુ—વિષ્ણુનું જે સામર્થ્ય દેખાય છે તે જીવનું જ છે! ત્યાં પ્રેરણાત્મક ઈશસામર્થ્ય દેખાતું નથી. સિંહ હાથીને મારે છે, બિલાડી ઉંદરને મારે છે, એ ક્રિયા નાનીમોટી દેહઉપાધિને લીધે થાય છે, તેથી હાથીના કરતાં સિંહ સામર્થ્યવાન અને ઉંદરના કરતાં બિલાડી સામર્થ્યવાન છે એમ દેખાય છે; પરંતુ એ જીવધર્મ છે. તેવી રીતે વિષ્ણુના શરીરમાં ઘણું સામર્થ્ય છે. કીડાના શરીરમાં તેટલું સામર્થ્ય નથી. તેને તો એક તણખલું ઉઠાવતાં પણ મોટો શ્રમ પડે છે. તે બન્ને ઠેકાણે જીવનું જ કર્મ સમજવું.

ઈશ્વરને કર્મ જ નથી. તે કેવળ જીવને પ્રેરણા જ કરે છે. માટે ઈશ્વર સ્થૂળ દૃષ્ટિથી દેખાતો નથી. જીવ દેખાય છે. બ્રહ્માથી લઈને કીડા સુધી સર્વના દેહમાં જીવ અને ઈશ્વર છે. તેમાં જીવ સ્પષ્ટ છે તેથી દેખાય છે. ઈશ્વર અસ્પષ્ટ છે માટે તે દેખાતો નથી. ઈશ્વર સર્વના શરીરમાં છે એમ કહેવું ખોટું લાગે છે પણ શ્રીકૃષ્ણે જ ગીતામાં અર્જુનને કહેલું છે કે ઈશ્વર સર્વના હૃદયમાં રહીને યંત્રારૂઢ થઈ પોતાની માયા વડે સર્વ ભૂતોને પ્રેરણા કરે છે; તેમજ સ્ફૂર્તિવૃત્તિમાં ઈશ્વર છે એ વિષયમાં શ્રુતિ પ્રમાણ છે. તે ઈશ્વર પોતાના અભાવને વખતે માયા અને અવિદ્યા ઉત્પન્ન કરે છે. જે વિદ્યાત્મક સ્ફૂર્તિવૃત્તિ, તે જ માયા અને અજ્ઞાનવૃત્તિ તે જ અવિદ્યા. માયા અને અવિદ્યા, એ બન્ને પણ જ્યાંસુધી બુદ્ધિ ઉત્પન્ન થતી નથી ત્યાંસુધી એકરૂપ હોય છે. બુદ્ધિ ઉત્પન્ન થઈ એટલે બુદ્ધિમાં જીવ પ્રવૃત્તિ તરફ વળે છે, માટે જીવ સ્પષ્ટ દેખાવા લાગે છે, તેવી રીતે ઈશ્વર સ્પષ્ટ દેખાતો નથી. વિદ્યાસ્ફૂર્તિ સહિત ઈશ્વર, એ બુદ્ધિને વિક્ષેપ કરનારો છે. તે નિમિત્તમાત્ર હોવાને લીધે બુદ્ધિમાં આવતો નથી. અવિદ્યાત્મક ઈશ્વર નિમિત્તકારણ છે. જેમ ઘટ-કાર્યમાં કુંભાર અને માટી એ નિમિત્ત અને ઉપાદાન કારણ છે. તે પ્રમાણે જીવ અને ઈશ્વર ઉપાદાન અને નિમિત્ત કારણ છે. જેમ ઘડામાં માટી આવે છે તેમ ઉપાદાનરૂપે જીવ બુદ્ધિમાં આવે છે. કુંભાર ઘડાથી અલગ હોય છે તેમ ઈશ્વર દેહથી અસંગ અને અલિપ્ત હોય છે.

બુદ્ધિમાં વિદ્યા પ્રવેશ કરે તો પણ જીવમાં ઈશ્વરત્વ આવતું નથી અને વિદ્યા સહિત ઈશ્વર બુદ્ધિમાં પ્રકાશે તો તે વિકાર છે. જ્યાં સુધી પ્રેરણા કરવાની છે ત્યાં સુધી ઈશ્વરને નામ-રૂપ છે તે કાર્ય પૂરું થયું એટલે પછી ઈશ્વરને નામ શાનું? ગાઢ સુષુપ્તિમાં જેમ જીવ અજ્ઞાનના ગર્ભમાં રહે છે તેમ ઈશ્વરપ્રેરણા કાર્ય સહિત નામ છોડીને આનંદમય કોષમાં રહે છે, જીવને

વિજ્ઞાન આત્મા કહે છે અને ઈશ્વરને અજ્ઞાન આત્મા કહે છે જીવ અને ઈશ્વર એ બન્ને પણ કારણાત્મા છે. બન્ને અભેદરૂપે મળીને તેમાં જ રહે છે. જ્યારે પ્રવૃત્તિનો ઉભારો થાય ત્યારે બન્ને ઉત્પન્ન થાય છે. જીવના પ્રારબ્ધકર્મનો ઉભારો આવે ત્યારે જીવ, બુદ્ધિને લીધે જાગૃતિમાં આવે છે, અને તેના એટલા વિક્ષેપકાળમાં ઈશ્વર પ્રેરક બને છે. ઈશ્વરની પ્રેરણાથી બુદ્ધિના અનેક તરંગ ઉઠે છે, અને તે જીવના જ વિકાર છે એમ સમજવું

શિષ્ય–જીવનો પ્રેરક અંતર્યામી ઈશ્વર ઓળખાતો નથી

ગુરુ–કેમકે તે બહુ સૂક્ષ્મ ઠેકાણે છે, માટે તે એકદમ સ્થૂળ દૃષ્ટિથી જોવા જઈએ તો દેખાતો નથી. વસ્ત્રમાં તંતુ જોવા જઈએ તો અનુભવમાં આવે છે, પરંતુ તંતુથી કાપુસ (રૂઈ) જોવા જઈએ તો સ્થૂળ દૃષ્ટિથી દેખતું નથી, તેમ બુદ્ધિમાં પ્રકાશનારો જીવ જાણવામાં આવે છે, પણ વિદ્યામાં પ્રતિબિંબિત ઈશ્વર જાણવામાં આવતો નથી. સૂક્ષ્મ દૃષ્ટિથી જણાય છે. બુદ્ધિ વિના કેવળ અવિદ્યાત્મક, છે. તેનો બહિર્મુખતાથી અનુભવ આવતો નથી. જો બુદ્ધિ વગર જીવ સમજાતો નથી, તો ઈશ્વર કેવી રીતે સમજાય? જાણવામાં આવતા નથી માટે જીવ ઈશ્વર છે જ નહીં એવી કલ્પના કરવી નહીં. ખરી રીતે બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. પણ વિદ્યાઅવિદ્યાત્મક સ્ફૂર્તિવૃત્તિ નાશ પામતી નથી. તે જ્યાં સુધી છે ત્યા સુધી વિદ્યા અને અવિદ્યામાં જીવ-ઈશ્વર પણ છે જ. તે જીવ-ઈશ્વર જોવાની જેને ઇચ્છા હોય તેણે અંતર્મુખ થવું. બુદ્ધિના વિક્ષેપ તરંગ જ્યારે ઉઠે નહિ ત્યારે સ્ફૂર્તિવૃત્તિનો અનુભવ લેવો. તે વૃત્તિમાં જ્ઞાન અને અજ્ઞાન પણ સમાન છે અને આવરણ તથા વિક્ષેપરૂપ વિદ્યા–અવિદ્યા પણ છે.

સ્ફૂર્તિવૃત્તિ, જે અધિષ્ઠાનમાં ઉત્પન્ન થઈ, તેને ભૂલીને કાર્યરૂપ પદાર્થોને જાણવા લાગી. સ્ફૂર્તિમાં જાણવું (અજ્ઞાન) તે અવિદ્યા. સૂક્ષ્મદૃષ્ટિથી જોઈએ તો એ બન્ને પુરાતન છે. તેમાં ચેતનના જેવા મિથ્યા આભાસ દેખાય છે તે જ જીવ અને ઈશ્વર. એ જીવ-ઈશ્વરનું સ્વરૂપ અભ્યાસથી સમજાશે.

જીવ અને ઈશ્વર જેનાં પ્રતિબિંબ છે તે જ્ઞાનઘન આત્મા, તે બન્નેનો કારણાત્મા છે. અને તેનાથી તે બન્ને જુદા છે.

જ્ઞાનઘન બ્રહ્મ, એ પ્રત્યગાત્મા બ્રહ્મથી લઈને તણખલા સુધી સર્વમાં રહીને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે, અને તેઓના લયને પણ જાણે છે. બુદ્ધિ, નિર્વિકલ્પવૃત્તિ, જીવ, શિવ, વિદ્યા–અવિદ્યા આદિ જેટલું ઉત્પન્ન થયું છે તે સર્વને આ આત્મા પ્રકાશિત કરે છે તેવી રીતે જીવ–ઈશ્વર પ્રકાશ કરતા નથી જેમ સૂર્ય ભીંત, આંગણું, ઘર, ઘટ, જલ અને જલમાં પડેલાં પ્રતિબિંબ આદિ સર્વને એક સાથે પ્રકાશિત કરે છે, તેમ આત્મા સર્વને પ્રકાશિત કરે છે, ઘડાનાં પાણીમાં સૂર્યનું જે પ્રતિબિંબ દેખાય છે તે સૂર્યથી જુદું છે, તેમ વૃત્તિમાં પડેલો ચેતનનો આભાસ; તે ચેતન–આત્માથી જુદો છે, અને તે આભાસ અનાત્મા હોવાથી મિથ્યા છે. પરંતુ વ્યાપક બિંબ–પ્રત્યગાત્મા સત્ય છે. મિથ્યા આભાસને મિથ્યા સમજી, તેનો ત્યાગ કરવો અને પોતે સ્વત: સત્ય આત્મા થઈ રહેવું.

ઘડામાં પાણી ભર્યું એટલે તે પાણીમાં આકાશના જેવું આકાશ ભાસે છે, પણ જે ઘડામાં પાણી નથી ભર્યું તેમાં આકાશ દેખાતું નથી, પરંતુ તેમાં શુદ્ધ આકાશ વ્યાપીને રહેલું છે. એ શુદ્ધ–વ્યાપક આકાશ, પાણીના આદિ-અંતમાં જેમનું તેમ રહે છે. તેમ સ્ફૂર્તિમાં વ્યાપી રહેલ આત્મા, વૃત્તિના અભાવમાં પણ સત્ય છે. જલમાં પડેલો આભાસ તો જલ હોય ત્યાં સુધી ભાસે છે. જલ ન હોય ત્યારે ભાસકતા નષ્ટ થાય છે તેમ વૃત્તિમાં પડેલું પ્રતિબિંબ, વૃત્તિ છે તો ભાસે છે અને વૃત્તિ નષ્ટ થાય ત્યારે તેનો પણ નાશ થાય છે.

સર્વ દૃશ્યભાનથી અલગ, સ્વયંપ્રકાશ આત્મા, સર્વમાં રહેવા છતાં નિર્વિકારરૂપે સર્વથી અસંગ છે. જેમ આકાશ ઘડાના પાણીમાં રહેવા છતાં વ્યાપકરૂપે તે સર્વથી અલગ રહે છે, ને અનેક પ્રકારના જલના વિકાર તેને સ્પર્શતા નથી તેમ જીવ—ઈશ્વર આદિ સર્વ જગતમાં ચેતન–પ્રકાશ વ્યાપીને રહેવા છતાં સર્વથી તે અલગ છે, એ નિરૂપણ આ હવે પછીના શ્લોકમાં કરવામાં આવે છે. તેનાં પ્રથમ જે નિરૂપણ થઈ ગયું છે, ને તે નિરૂપણમાં સર્વ

પદાર્થ અલગ કરેલા છે, તેનું પુનઃ વિવેચન અહીં કરવામાં આવે છે. તે વિસ્તૃત વિવેચન, અતિ સાવધાન થઈ શ્રવણ કરો. આ તમામ અનાત્મ જાતને હટાવીને આત્માને આત્મારૂપે ભેટો. रूपाद्य गुणदोषाभ्यां विविक्ता केवलाचितिः ।

सैवानुवर्तते रूप: रसादिनां विकल्पने ॥ ८ ॥

**અર્થ**—રૂપથી, ગુણદોષથી, સર્વ આભાસથી ચેતન-પ્રકાશ અલગ છે. અને તે જ રૂપ-રસાદિ વિકલ્પો સહિત સર્વમાં વ્યાપ્ત છે. 'રૂપથી' એ ઉપલક્ષણ રૂપે કહેલ છે. એ ઉપરથી ઈશ્વરકૃત અને જીવકૃત ગુણ—દોષાદિથી વિકાર ન પામતાં તેમની એ ચેતનપ્રભા અસંગપણે સર્વમાં વ્યાપી રહેલ છે. તેનાથી કોઈ પણ પદાર્થ જુદો નથી. જેમ આકાશ ઘડામાં આવે છે અને જળમાં વ્યાપ્ત છે તેમ ચેતનપ્રભા રૂપ-રસાદિ વિકલ્પોમાં વ્યાપ્ત છે, એ જ હવે અન્વય-વ્યતિરેકની યુક્તિથી સ્પષ્ટ રીતે કહું છું

રૂપ એટલે સર્વ પંચવિષયાત્મક જગત, અર્થાત્ જડ ચંચળ આદિ સર્વ ઈશ્વર નિર્મિત નામરૂપ; તેમાં વ્યાપીને ચેતનપ્રભા સર્વથી જુદી રહેલ છે. માયાથી લઈને તૃણ સુધી સર્વ સહજ થયું. તેના બે પ્રકાર કલ્પેલા છે ૧. સ્વાભાવિક. ૨ ઈશ્વરના ઈક્ષણથી થયેલ. પ્રથમ માયાસ્ફુરણ સહજ થયું તેમાં સ્મરણ-અસ્મરણ ઉત્પન્ન થયાં. સ્મરણ એટલે જાણવું, જ્ઞાન. વિસ્મરણ એટલે ન જાણવું, અજ્ઞાન એમ સ્મરણ-અસ્મરણરૂપી વિદ્યા-અવિદ્યા સહજ ઉત્પન્ન થયાં. તેમાં સહજ આપોઆપ પ્રતિબિંબ પડ્યાં, તેનાં જીવ અને ઈશ્વર એવાં નામ છે. તે પણ સહજ ઉત્પન્ન થયાં. તેને સ્વાભાવિક પણ કહે છે. તે સ્વાભાવિકમાંથી આગળ બીજાં સહજ થયાં; પરંતુ તેને ઈશ્વરે કરેલાં છે એમ માનવું.

ઈશ્વરના ઈક્ષણથી પુષ્કળ પ્રકાર થયા તેમાં પ્રથમ ગુણ અને શક્તિ ઉત્પન્ન થયાં સત્ત્વગુણની જ્ઞાનશક્તિ રજોગુણની ક્રિયાશક્તિ અને તમોગુણની દ્રવ્યશક્તિ. તમોગુણમાંથી પાંચ ભૂતો થયાં અને તે પાંચ ભૂતોમાંથી પાંચ વિષય થયા. પાંચ વિષય સાથે પાંચ ભૂત અને પહેલાં કહેલ ભૌતિક; એ સર્વ મળીને ચાર ખાણી તથા પાંચમી માનસિક યોનિ થઈ. સંકલ્પથી જે થયેલ તે માનસિક અને બાકીની જરાયુજ, અંડજ, સ્વદેજ અને ઉદ્‌ભિજ એ ચાર ખાણી. તેમાં સ્થાવર પદાર્થ ચાલતા નથી અને તેનાં મૂળ જમીનમાં રોપેલાં હોય છે. તેમાં જરા પણ પ્રાણનો સંચાર નથી, માટે તે જડ છે. આ સ્થાવર સિવાય બીજા પદાર્થો રહ્યા તે પણ જડ જ છે. પરંતુ તે પ્રાણને લીધે ખાય છે અને ચાલે છે માટે તેને જંગમ કહે છે. આ પ્રમાણે જડના સ્થાવર અને જંગમ એવા બે પ્રકાર છે.

ઉપર કહ્યા પ્રમાણે સર્વે સ્થાવર-જંગમાત્મક દૃશ્ય બ્રહ્માંડ, તે બ્રહ્માંડમાં, નાનામોટા અનેક પ્રકારના પિંડ; એ સર્વ નામરૂપાત્મક ઝાડનું મૂળ માયા છે. આ ઝાડનો આધાર બ્રહ્મ છે સર્વમાં અસ્તિ-ભાતિ-પ્રિયરૂપે રહેલા એ અધિષ્ઠાન પર સર્વ નામરૂપ ભાસે છે જેમ એક અચળ આકાશ તેમાં નાનામોટા ઘડા, મટકી, દોણકી, પરાત આદિ અનેક પ્રકારનાં વાસણ, તેમ પરબ્રહ્મમાં બ્રહ્માંડરૂપી મઠ, તે મઠમાં અનેક પ્રકારના પિંડરૂપી ઘડા રાખેલા છે. તેમાં કેટલાક પાણીથી ભરેલા ઘડા છે, તેમ અહીં જંગમાત્મક પિંડ છે. ત્યાં કેટલાક ખાલી ઘડા છે. તેમ અહીં સૂક્ષ્મદેહ સિવાય સ્થાવર છે ખાલી ઘડામાં જલાકાશ દેખાતું નથી, પણ વ્યાપકપણાથી આકાશ હોય છે; તેમ સૂક્ષ્મદેહ વિના જીવ-ઈશ્વર સ્થાવરમાં રહેતા નથી પણ વ્યાપકપણાથી બ્રહ્મ હોય છે.

પદાર્થ છે, ભાસે છે અને પ્રિય લાગે છે તે પદાર્થમાં બ્રહ્મનાં અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણો છે. બ્રહ્મ, રૂપ-આકારમાં આવ્યા, તે રૂપોને ઓળખવા માટે નાના પ્રકારનાં નામ કલ્પેલાં છે. સજલ ઘડા પ્રમાણે જે જંગમ છે તેમાં અસ્તિ, ભાતિ, પ્રિય અને સૂક્ષ્મ દેહ સાથે જીવ-ઈશ્વર છે. જેમ સુવર્ણ આદિ ધાતુના ઘડા, તેમ દેવોના ઉત્તમોત્તમ પિંડ. જેમ ઠીકરાના ઘડા, તેમ મનુષ્યના પિંડ, અને જેમ છાણ-(ગોબર)ના ઘડા, તેમ કીડાના પિંડ આ પ્રમાણે પિંડરૂપી ઘટ ચેતનઆકાશમાં મૂકેલા છે. તેમાં સત્ત્વ-રજાત્મક જ્ઞાન અને ક્રિયાશક્તિ . છે. જેટલા સાકાર દેહ છે તે બધા તમોગુણ દ્રવ્યશક્તિના છે; જેમાં ઉપર કહેલા જીવ-ઈશ્વર સહિત સર્વ સંઘ રહે છે.

દરેક પિંડમાં શું શું છે એ જુદું જુદું જોવાની જરૂર હતી, એક પિંડમાં શું છે તે સમજાયું એટલે સર્વ પિંડનો અનુભવ આવશે. આ અનુભવ પોતાના દેહમાં જોઈને પછી બીજા પિંડનો વિચાર કરવો. આકાશમાં અનેક ઘડા હોય તે એક-એક કરીને બધા જોવાની જરૂર નથી. એક ઘડાનો વિચાર કર્યો એટલે બધા ઘડા કેવી રીતે થયા તે સમજાશે. એ રીતે પિંડનો વિચાર કરવો. જેમ ઘડામાં પાણીની ચળવળ છે તેમ પિંડમાં સૂક્ષ્મદેહની ચળવળ છે. સૂક્ષ્મદેહ સત્તર તત્ત્વનો છે. તે સત્તર તત્ત્વ મળીને ત્રણ કોશ થાય છે ચચળ પ્રાણના ચલનથી કર્મેન્દ્રિયોની પાંચ ક્રિયા થાય છે, અને તે એ, કે વાણીથી બોલવુ, હાથથી દેવુ-લેવું, પગથી ચાલવું, ઉપસ્થથી રતિભોગ અને ગુદાથી મળ-મૂત્રનો ત્યાગ કરવો પ્રાણપંચક અને કર્મેન્દ્રિય પંચક મળીને પ્રાણમય કોશના દશ પ્રકાર થાય છે. પ્રાણમય કોશમાં ક્રિયાશક્તિ છે.

મનોમય કોશમાં જ્ઞાનશક્તિ છે. તેના છ પ્રકાર છે. ચંચળપણાથી ચાલીને પદાર્થ ઓળખવો, પણ નિશ્ચય ન થવાથી સંશયમાં પડવું એ મનનું લક્ષણ છે. એ મન પાંચ દરવાજામાંથી બહાર નીકળીને બહારના પદાર્થ પાસે જાય છે, તેનાં જવાનાં દ્વારને જ્ઞાનેન્દ્રિયો કહે છે. જ્ઞાનેન્દ્રિયોની ક્રિયાને ઓળખીને સંશયમાં પડનારું જે મન, તે મન તથા જ્ઞાનેન્દ્રિયો મળીને છ પ્રકારનો મનોમય કોશ થાય છે. આ મનોમય કોશ, પ્રાણમય કોશની અંદર છે. માટે પ્રાણમય કરતાં મનોમય કોશ સૂક્ષ્મ છે. મનની જેવી જ્ઞાનશક્તિ તેવી બુદ્ધિની જ્ઞાન-સ્ફૂર્તિ, મનમાં જેમ સંશયવૃત્તિ, તેમ બુદ્ધિમાં નિશ્ચયાત્મક વૃત્તિ છે. બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયો દ્વારા શબ્દાદિ વ્યાપાર કરે છે, માટે જ્ઞાનેન્દ્રિયો બુદ્ધિની સહાયક છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોશના છ પ્રકાર છે પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એમ ત્રણ કોશ મળીને સત્તર તત્ત્વનું સૂક્ષ્મ શરીર (લિંગદેહ) બન્યું છે.

પાંચ પ્રાણ, પંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને મન-બુદ્ધિ મળીને સત્તર તત્ત્વો; તથા તેમાં જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ મળી બનેલો જે સૂક્ષ્મ દેહ તે ઘડામાં જેમ પાણી રહે છે તેમ સ્થૂળ દેહમાં રહે છે. પાણી જેમ ચંચળ અને ભીનું, તેમ પ્રાણનો વિહાર સમજવો. જેમ પાણી ચળકે છે તેમ મનોમય કોશ, વિજ્ઞાનમય કોશમાં ચળકે છે, અને તેમાં જ્ઞાનશક્તિ છે. મંદ અંધકાર પ્રમાણે સંશયરૂપી મન અને કેવળ ઝગઝગી (પ્રતિભાસ) પ્રમાણે નિશ્ચયાત્મક બુદ્ધિ છે. એ મનબુદ્ધિમાં જેનાં ઘોર, મૂઢ અને શાંત લક્ષણ છે એવા ત્રણ ગુણ રહે છે. સ્થૂળ દેહથી ગુણ પર્યંત, સજલ ઘટની પેઠે સ્વાભાવિક પરંતુ ઈશ્વર નિર્મિત સૂક્ષ્મદેહ છે. આ પ્રમાણે બે દેહ લક્ષણ સહિત કહ્યા.

જીવ-ઈશ્વર ઉત્પન્ન થયા પહેલાં સ્ફૂર્તિરૂપ તત્ત્વ થયાં, તે સામાન્ય વૃત્તિમાં સૂક્ષ્મદૃષ્ટિથી જોયાં. મુખ્ય 'અહંબ્રહ્મ'સ્ફુરણ જેને મૂળ માયા કહે છે, તેની પિંડમાં સહજ સ્મૃતિ થાય છે. તે જ નિર્વિકલ્પ સ્મૃતિ આપોઆપ સર્વકાળ થાય છે, પણ તે સંકલ્પ હોય ત્યારે જલદી સમજવામાં આવતી નથી. કેમકે વૃત્તિ વિષય સમક્ષ જાય છે. જ્ઞાન એ વિદ્યાનો અને અજ્ઞાન એ અવિદ્યાનો સ્વભાવછે. તેને આવરણ-વિક્ષેપ કહે છે. મુખ્ય વૃત્તિ સંકલ્પ વિના સ્વાભાવિક સ્ફુરે છે. તેમાં જીવ-ઈશ્વર, એમ બે જ્ઞાનાભાસ ઉત્પન્ન થાય છે. વિદ્યામાં પ્રતિબિંબ ઈશ્વર અસ્પષ્ટ છે. તેમ જ અવિદ્યામાં પ્રતિબિંબિત જીવ પણ અસ્પષ્ટ છે. જ્યારે સંકલ્પ સાથે મનબુદ્ધિરૂપી વિકાર ઉત્પન્ન પામે છે ત્યારે જીવ સ્પષ્ટ દેખાય છે, એ સિવાય તે અસ્પષ્ટ છે. સ્ફૂર્તિરૂપી મૂળ માયાની વિદ્યા-અવિદ્યારૂપી બે કન્યા છે તેમાં જીવ-ઈશ્વરરૂપી બે જમાઈ પ્રતિબિંબિત થાય છે.

ઝરણામાંથી ઊછળતા પાણી જેવી, ચંચળ, મૂળ માયાની સ્ફૂર્તિ હોય છે નિર્મળ પાણી જેવી સ્ફૂર્તિની જ્ઞાનાત્મક વિદ્યાવૃત્તિ છે. પાણીના મેલૂપણાને ઢાંકીને જેમ કાળાપણું ઉપર રહે છે તેમ વિદ્યાને ઢાંકીને અવિદ્યા (અજ્ઞાન) ઉત્પન્ન થયેલ છે.

પાણીના મુખ્ય ઝરણામાં જેમ આકાશ જલદી પ્રતિભાસિત થતું નથી, અથવા પાણીના મેલૂપણામાં તેમજ કાળાપણામાં જલાકાશ સ્પષ્ટ ભાસતું નથી તેમ મૂળ સ્ફૂર્તિમાં જીવ-ઈશ્વર છે, પરંતુ તે સ્પષ્ટ ન હોવાથી જોનારના અનુભવમાં આવતા નથી. પણ જ્યાં પાણી હોય ત્યાં પ્રતિબિંબ પડવું જ જોઈએ.

તેમ વિદ્યા-અવિદ્યામાં જીવ-ઈશ્વર હોવા જ જોઈએ. એવું અનુમાન કરવામાં આવે છે. પાણી જ્યારે સ્થિર રહે છે ત્યારે આકાશ અલગ રૂપે સ્પષ્ટ દેખાય છે, તેમ સંકલ્પ સ્થિર રહે છે કે તુરત જીવનું રૂપ દેખાવા લાગે છે. મૂળ સ્ફૂર્તિ ચંચળ હોવાથી જાણવામાં આવતી નથી, તો તેમાં પડેલું પ્રતિબિંબ શી રીતે જણાય ? મૂળ સ્ફૂર્તિમાં તે પ્રકૃતિ અને તેમાં પડેલો આભાસ તે પુરુષ છે. એમ ચંચળના અને આભાસને અલગ કરીને પ્રકૃતિ-પુરુષ બન્નેને ઓળખવાં. ચંચળપણું તે વિદ્યા અને જ્ઞાન તે ઈશ્વર. મૂળ સ્ફૂર્તિમાં જડપણું અસ્પષ્ટ હતું તે પ્રાણમાં સ્પષ્ટ થયું. તેમ જીવ-ઈશ્વરની પ્રકાશતા બુદ્ધિમાં સ્પષ્ટ થઈ. પ્રાણ જડ હોવા છતાં વહન કરે છે તેથી તે ચંચળ દેખાય છે પરંતુ તે કશું જ જાણતો નથી, માટે તે જડ જ છે. તેમ મન-બુદ્ધિ ચંચળ દેખાય છે તેથી તેમાં જ્ઞાન હોય એમ લાગે છે પણ તે જ્ઞાન જીવનના પ્રકાશને લીધે છે. અર્થાત્ જીવના પ્રકાશથી મન-બુદ્ધિ જાણે છે, જીવ ન હોય તો તે સ્વતંત્રપણે જાણવા સમર્થ નથી જેમ પાણી ચકચકિત દેખાય છે તે આકાશના પ્રતિબિંબને લીધે દેખાય છે, તેમ મન-બુદ્ધિ પણ પર પ્રકાશિત છે. વાસ્તવિક તે પણ જડ જ છે

જેમ ઘડામાં પાણી, તેમ સ્થૂલ દેહમાં સૂક્ષ્મ દેહ છે. તે સૂક્ષ્મ દેહમાં જલાકાશ પ્રમાણે જીવ-ઈશ્વરનાં પ્રતિબિંબ પડે છે.

જેમ મઠ, તેમ બ્રહ્માંડ છે. મઠમાં જેમ ઘડા તેમ બ્રહ્માંડમાં પિંડ. પાણી ભરેલા ઘડા જેવો સ્થૂળ દેહ. તેમાં પાણીરૂપ સત્તર તત્ત્વનો સૂક્ષ્મ દેહ પાણી જેમ ચંચળ, ભીનું અને પાતળું, તેમ પ્રતિબિંબ સહિત પ્રાણમય કોશ જેમ પાણીની ચમક, તેમ સવિકલ્પ જીવ પાણીના સ્વચ્છપણા જેવી વિદ્યા છે. અને પાણીના કાળાભાસ જેવી અવિદ્યા છે. પાણીના ઝરણા જેવી મૂળ માયા છે. ઝરણામાં, સ્વચ્છપણામાં અને કાળાપણામાં જલાકાશ જેમ દેખાતું નથી, તેમ માયામાં અને વિદ્યા-અવિદ્યામાં જીવ-ઈશ્વર સ્પષ્ટ દેખાતા નથી. બુદ્ધિમાં ચિદાભાસ, જીવરૂપે સ્પષ્ટ થયો. જેમ પાણીમાં નક્ષત્ર સહિત આકાશ પ્રતિબિંબિત સ્પષ્ટ દેખાય છે, તેમ સૂક્ષ્મ દેહમાં બુદ્ધિ સહિત ચિદાભાસ સ્પષ્ટ ભાસે છે જેમ ઘડાનાં છિદ્રોમાંથી નીકળતા પ્રકાશદ્વારા મઠની ભીંત ઝળકે છે, તેમ તે ઇન્દ્રિયો દ્વારા વિષયોનો વ્યાપાર ભાસે છે. એવી રીતે સ્ફુરણાથી લઈને દેહ પર્યંત સર્વ મિથ્યાભૂત જડ-ચંચળનું નિરૂપણ કર્યું. તેમાં જે ચિદાભાસ ઉત્પન્ન થયો તેનું પણ દૃષ્ટાન્ત સહિત વર્ણન કર્યું. એ સર્વ મિથ્યા છે. તેનાથી જુદો જે સત્ય આત્મા, તે શરીરમાં કેવી રીતે રહે છે તે હવે કહું છું. જેમ મુખ્ય આકાશ મઠની અંદર-બહાર વ્યાપીને અલિપ્ત રહેલ છે, તેમ જ તે મઠમાંના ઘડા, ઘડામાં રહેલ પાણી તથા પાણીમાં રહેલ જલાકાશમાં પણ વ્યાપી રહેલ છે, તેમ આત્મા, માયાથી લઈને તૃણ પર્યંત સર્વ બ્રહ્માંડ, બ્રહ્માંડમાં રહેલ ઉત્તમ, મધ્યમ અને અધમ પિંડ એ સર્વમાં નિર્વિકારરૂપે અંદર-બહાર વ્યાપીને રહેલ છે.

જેમ આકાશ સર્વ ઘડામાં વ્યાપેલ છે, તેમ આત્મા, સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ, વિદ્યા અને વિદ્યાત્મક સ્ફૂર્તિ, તેમાં પડેલા પ્રતિબિંબ—જીવ અને ઈશ્વર ઈત્યાદિ ધર્મધર્મી સહિત સર્વમાં વ્યાપક છે, તે પછીથી કહીશ. અત્યારે તો સ્થૂળ-સૂક્ષ્મ નામરૂપોમાં બ્રહ્માત્મા વ્યાપ્ત થઈને તે, જેમ આકાશ ઘટાદિકમાં અંદર-બહાર વ્યાપીને અલિપ્ત રહેલ છે તેવી રીતે અસંગ અને વિલક્ષણપણે રહેલ છે.

અન્નમાંથી જેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે એવા સ્થૂળ શરીરથી, સત્તર તત્ત્વના સૂક્ષ્મ શરીરથી અને જીવ-ઈશ્વર સહિત કારણ શરીરથી આત્મા અલગ છે. જેમ આકાશ ઘટ, જલ, અને જલાકાશમાં વ્યાપીને તેનાથી વિલક્ષણ રહેલ છે, તેમ આત્મા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને જીવ-ઈશ્વરમાં વ્યાપીને તેનાથી વિલક્ષણરૂપે રહેલ છે. જે જે ધર્મ-ધર્મી સહિત નિર્માણ થયેલું છે તેમાં આત્મા વ્યાપક છે અને તેનાથી અલગ છે. તેના જેવો નથી મિથ્યાના જે જે અનેક ધર્મો છે તેનું પ્રથમ નિરૂપણ કરું છું. પછી સર્વથી વિલક્ષણ વ્યાપક આત્મા કેવી રીતે રહેલ છે તે આપોઆપ સમજવામાં આવશે.

### મિથ્યા પદાર્થના ધર્મ

મુખ્ય પરબ્રહ્મ કેવડો અને કેટલો છે તેનો અંત લાગતો નથી, એવો તે અનંત છે તે અનંત પરબ્રહ્મના એકદેશમાં રજ્જુસર્પવત્ સ્ફૂર્તિનું કૌતુક થયું સ્ફૂર્તિ ચંચળ સ્વભાવની છે. તે મૃગજલ પ્રમાણે ઉત્પન્ન થાય

છે અને નષ્ટ થાય છે, પરંતુ સર્વની ઉત્પત્તિનું કારણ તે એક જ છે. જો પાણી થોડું હોય તો તેમાં આકાશનો પ્રતિભાસ દેખાય છે તેમ વૃત્તિ નિર્વિકારપણે સ્ફુરેલી હોવાથી તેમાં સત્યનું પ્રતિબિંબ પડે છે. સ્ફૂર્તિના ચંચળપણામાં વિદ્યા—અવિદ્યા ઉત્પન્ન થાય છે. તેમાં અવિદ્યાનું આવરણ કરવું એ ધર્મ છે.

પાણી જો કાળું હોય તો તેમાં પ્રતિબિંબ પડે છે અને તે દેખાય છે. તેમ અવિદ્યામાં પ્રતિબિંબ પડે છે. 'જાણવું' તેને વિદ્યા કહે છે. તે વિદ્યાવૃત્તિમાં પ્રતિબિંબ પડયું તેને ઈશ્વર કહે છે. સર્વજ્ઞ સર્વશક્તિમાન અને નિયંતાપણું એ તેનો ધર્મ છે.

**શિષ્ય**—જીવનો પ્રેરક ઈશ્વર છે. તેથી જે જે થવાનું તે કલ્પાંતે પણ ચૂકવાનું નહી. માટે જીવને કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કરવાની જરૂર નથી. કેમકે તેનો બધો પ્રયત્ન વ્યર્થ છે.

ગુરુ—જે ભાવિમાં થવાનું છે તે અણુ માત્ર પણ ચૂકવાનુ નથી, એમ હોવાથી મનુષ્યો જે પ્રયત્ન કરે છે તે દુઃખના જ ભોગ બને છે.

શિષ્ય—પછી પુરુષ-પ્રયત્ન શો રહ્યો ?

ગુરુ—પ્રવૃત્તિરૂપ જે જીવને ભોગ થાય છે તે વિષે પ્રયત્ન કરવાની જરૂર નથી કારણ કે નિયમ એવો છે કે જે થવાનું છે તેનો પ્રયત્ન કરો અથવા ન કરો તો પણ મટવાનું નથી, અને નહી થનાર તે કદી બનવાનું નથી માટે પ્રવૃત્તિ વિષે પ્રયત્ન કરવો નહીં. તેમાં જે બનવાકાળ છે તે તો બનશે જ. પરંતુ નિવૃત્તિરૂપ જે મોક્ષ, તે પ્રયત્ન વિના થતો નથી. મોક્ષ પ્રારબ્ધને આધીન નથી. અભોક્તા આત્માને વિચારથી જાણવો જોઈએ. પછી સુખ—દુઃખ સર્વ નષ્ટ થશે. સુખ—દુઃખ પ્રારબ્ધથી થાય છે. કર્મની હાનિ પ્રારબ્ધ દ્વારા થતી નથી. તે માટે શ્રવણાદિ પ્રયત્ન જોઈએ.

જીવ પ્રથમ અજ્ઞાનને પ્રકાશે છે. બાદ બુદ્ધિ ઉત્પન્ન થઈ એટલે પછી તેને પ્રકાશે છે, તેથી બુદ્ધિ વિષય ગ્રહણ કરે છે જેમ પાણી ઉપર લહરી ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મમાં નિર્વિકારી સ્ફૂર્તિવૃત્તિ સહજ ઉત્પન્ન થાય છે. તેના વિદ્યા, અવિદ્યા, જીવ અને ઈશ્વર, એવા ચાર પ્રકાર થયા. તે વૃત્તિનું પરિણામ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર છે. સંકલ્પ વિકલ્પ કરે તે મન સંશય ન થતાં વારંવાર લગની લગાવી સ્મરણ કરે તે ચિત્ત. કોઈ પ્રસંગે તે મનથી જુદું છે એમ લાગે છે, પરંતુ તે મનનું જ અંગ છે એમ સમજવું. છે અથવા નથી એવો નિશ્ચય કરનારી તે બુદ્ધિ. તે બુદ્ધિને કરવું- ન કરવું એ અભિમાન છે, તેને અહંકાર કહે છે. તે બુદ્ધિનું જ અંગ હોવાથી બુદ્ધિથી અહંકાર જુદો નથી. અંતઃકરણ ચતુષ્ટય કહેવાય છે પરંતુ તેમાં મન અને બુદ્ધિ જ મુખ્ય છે.

**કોશ**—પ્રથમનું રૂપ હોય તે ઢાંકીને તે ઠેકાણે બીજું અલ્પ રૂપ દેખાડે તેને કોશ કહે છે. અને તેને જ જગતની ઉત્પત્તિના કારણરૂપ વિક્ષેપ કહે છે.

અંતઃકરણની વૃત્તિ, ઇન્દ્રિયો દ્વારા વિષય ગ્રહણ કરવા માટે જાય છે, તે પાંચ દ્વારોને જ્ઞાનેન્દ્રિયો કહે છે.

### લિંગદેહમાંના ધર્મી અને ધર્મ કયા તે કહે છે

ધર્મી: ધર્મ:

શ્રોત્ર—સારા—માઠા શબ્દ સાંભળવા.

ત્વચા—મૃદુ, કઠિન ઓળખવું.

ચક્ષુ—સારાં, ખરાબ રૂપ જોવાં.

જિહ્વા—તીખા, તુરા, આદિ સર્વ રસ લેવા

ઘ્રાણ—સુગંધ, દુર્ગંધ લેવી.

પાંચ પ્રાણ—કશું ન જાણતાં અમસ્તું શરીરમાં વિહરવું, અન્નરસ પચાવીને શરીરને પુષ્ટિ આપવી, જેના વિહારથી ભૂખ—તરસ લાગવી, જેમાં મન અને ઇન્દ્રિયો રહે છે. જેને લીધે દેહ જીવે છે અને જેને લીધે ઇન્દ્રિયો પોત-પોતાની ક્રિયા કરે છે.

વાચા—(વૈખરી) મુખથી વર્ણોચ્ચાર કરવો, જે દ્વારા પ્રવૃત્તિ-નિવૃત્તિ ચાલે એવા શબ્દ બોલવા.

હાથ—લેવાદેવાની ક્રિયા કરનારા.

પગ - સ્થૂલ દેહને લઈ ને ગમન કરવું.

ઉપસ્થેન્દ્રિય—પ્રજોત્પાદન અને મૈથુનાનંદ.

ગુદા—મલ ત્યાગ કરવો.

દેહ—કેવળ જડરૂપ હોવું, દરપરૂપે સારું અથવા ખરાબ દેખાવું, વિકાર વધે, મરે, ઉત્પન્ન થાય, દૃશ્ય, પરાધીન અને જડ.

સ્ફૂર્તિ—ચંચળપણું ઉત્પન્ન થવું, નાશ થવો, અને જગતની ઉત્પત્તિનું કારણ.

વિદ્યા—વિક્ષેપ.

અવિદ્યા—આવરણ કરવું.

ઈશ્વર—સર્વજ્ઞ, સર્વશક્તિમાન, નિયંતાપણું.

જીવ—અજ્ઞાનને સ્ફુરિત કરવું. બુદ્ધિને પ્રકાશિત કરવી, અલ્પજ્ઞપણું.

મન—સંકલ્પવિકલ્પ કરવો, લગની લગાવી ચિંતન કરવું.

બુદ્ધિ—નિશ્ચય કરવો, અભિમાન ધરવું.

એ પ્રમાણે સ્ફુરણાથી માંડીને કર્મેન્દ્રિયો સુધી જેટલાં ચંચળ તત્ત્વો છે તે બધાં પાણીની જેમ ચંચળ છે, એમ કહ્યું. તેમ ઘડાની પેઠે સ્થૂલ દેહમાં ઉત્પત્તિ, નાશ, જડપણું, પરાધીનપણું અને દૃશ્યપણું છે. જેમ ઘડામાં પાણી, પાણીમાં પ્રતિબિંબ, તેમ સ્થૂલ દેહરૂપી ઘડામાં રહેલા સૂક્ષ્મ દેહરૂપી પાણીમાં ચિદાભાસ-જીવ એક પિંડમાં જેટલાં તત્ત્વો છે તેટલાં બ્રહ્માથી માંડીને કીડી સુધી સર્વ પિંડમાં સરખાં જ છે, ઓછાં-વત્તાં નથી પછી તે પિંડ ભલે નાના હોય કે મોટા હોય જેમ ધાતુ, ઠીકરાં અને છાણના નાના-મોટા ઘડા હોય તો પણ તેમાં જલ અને પ્રતિબિંબ સરખાં જ પડે છે, તેમ દેવ, મનુષ્ય અને કીડા આદિ નાનાં-મોટાં શરીરોમાં સર્વ તત્ત્વો સરખાં જ છે. એ પ્રમાણે સર્વ જંગમના આકાર અને સર્વ સ્થાવરના આકાર જે બ્રહ્માંડમાં છે તે પંચમહાભૂતો જડ છે. જેમ સર્વ ઘટ સહિત મઠમાં આકાશ વ્યાપી રહેલ છે, તેમ સર્વ પિંડ સહિત બ્રહ્માંડમાં અને તેમાં રહેલ તત્ત્વોમાં આત્મા વ્યાપીને રહેલ છે. તેમ જ માયાથી તૃણ પર્યંત સર્વમાં બ્રહ્મ વ્યાપક હોવા છતાં તે નામરૂપથી અલગ છે જે જે રૂપ-રસ તથા નામરૂપાદિ દૃશ્ય ઉત્પન્ન થયું છે તેના ધર્મોથી સચ્ચિદાનંદ આત્મા અલગ છે, એ નિરૂપણ હવે કરવામાં આવે છે.

સર્વ ધર્મ-ધર્મીને જાણ્યા વિના તેનાથી વિલક્ષણ સ્વસ્વરૂપ શી રીતે સમજાય! તે માટે જેવું જે જે રૂપ છે તેનું દૃષ્ટાન્ત સહિત નિરૂપણ કર્યું. હે, રવિદત્ત! તે સ્વ-સ્વરૂપ કોના જેવું છે એ વિષે અલ્પ વિવેચન કરું છું. સાવધાન થઈ શ્રવણ કર, અને સ્વ-સ્વરૂપનો નિર્ણય કરી લે.

શું આકાશને મઠ જેવું માનવું, કે ઘડા જેવું માનવું, કે ઘડામાં ભરેલા પાણી જેવું માનવું, કે પાણીમાં પડેલા પ્રતિબિંબ જેવું માનવું? એ જેમ માનવામાં આવે નહીં, તેમ વ્યાપક બ્રહ્મને શું બ્રહ્માંડ જેવો માનવો, કે સ્થાવર જેવો માનવો, કે જંગમ જેવો માનવો? પિંડ જેવો માનવો, કે પિંડમાં રહેલ સૂક્ષ્મ દેહ જેવો માનવો, કે જીવ-ઈશ્વર જેવો માનવો? એ બધામાં આત્મા-બ્રહ્મને કોના જેવો માનવો? તેનો વિચાર કરી પિંડ-બ્રહ્માંડમાં જોઈ લે. પ્રથમ પિંડમાં શોધ કરવી, અને પછી એ રીતે બ્રહ્માંડમાં શોધ કરીને જાણી લેવું કે આ સર્વમાં બ્રહ્મની બરોબરી (સામ્યતા) કરે એવું કોઈ છે કે નહીં? સ્થૂળ-સૂક્ષ્મ કારણ શરીર, જે જડ-ચંચળ અને અજ્ઞાન છે તેમાં તથા તે માંહેલાં પ્રતિબિંબ જીવ અને ઈશ્વરમાં કોઈપણ બ્રહ્માત્માની બરોબરી કરે એવું છે જ નહીં? મૂળ માયા જ પાણી ઉપરની લહરી જેવી મિથ્યાભૂત છે, તો પછી તેમાથી થયેલાં બધાં તત્ત્વો બ્રહ્મની બરોબરી કેવી રીતે કરી શકે? બ્રહ્મ સચ્ચિદાનંદ ઘન છે, અને તે સિવાય જે અનાત્મા, તે અસત જડ, દુ:ખરૂપ, અને અસ્થિર છે. તેથી એ બન્ને એક સ્થાનમા કેવી રીતે રહે? અનાત્માથી આત્મા અલગ છે એમ વર્ણન કરેલું છે તેનુ તાત્પર્ય એ છે, કે જો સ્વરૂપનું એક લક્ષણ પણ અનાત્મામાં મળતું નથી, તો તેનાં સર્વ લક્ષણો અનાત્મામાં મળવાનાં નહીં જ એમ સમજવું. જેમ ઘડાથી આકાશ જુદું છે તેમ મિથ્યા નામરૂપથી ચેતન-પ્રકાશ અલગ છે એ જ વિવેચન હવે કરું છું.

૧ જડ, છ વિકારવાળા, દૃશ્ય અને સર્વ દુઃખના ઘર જેવા સ્થૂળ શરીરના રૂપથી ચેતન-જ્યોતિ અલગ છે.

૨. જેને લીધે મલવિસર્ગ થાય છે તે ગુદા-ઇન્દ્રિયથી ચેતન જ્યોતિ અલગ છે.

૩. સ્ત્રી-પુરુષના મૈથુન-ભોગરૂપ ઉપસ્થ ઇન્દ્રિયથી ચેતન-જ્યોતિ અલગ છે

૪. જેના વડે સ્થૂળ શરીરનું જવું-આવવું થાય છે તે પગના રૂપથી ચેતન-જ્યોતિ અલગ છે.

૫ જેનાથી દેવાં-લેવાની ક્રિયા થાય છે તે હાથના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૬. જેનાથી અનેક અક્ષરોની માળા ઉત્પન્ન થાય છે તે વાણીના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૭ શરીરમાં જડપણાથી નીચે વહન કરનાર અપાન વાયુથી ચેતનજ્યોતિ અલગ છે

૮ હૃદયમાં ઉપર વિહરનારા અને જેનાથી શ્વાસોચ્છ્વાસ ચાલે છે, તે પ્રાણના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૯. સ્થૂળ શરીરના કંઠમાં રહીને ભૂખ-તરસ ઉત્પન્ન કરનારા ઉદાન વાયુના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૧૦. નાભી પાસે અપાન અને પ્રાણની સંધિમાં રહીને સંધિને હલાવનારા સમાન વાયુના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૧૧ નાડીદ્વારા અન્નરસ સર્વ શરીરમાં પહોંચાડીને પુષ્ટિ દેનારા વ્યાનવાયુના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૧૨ સુગંધ-દુર્ગંધ લેનાર ઘ્રાણના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૧૩ કડવું તીખું વગેરે રસની રુચી જાણનારી જીભથી ચેતનજ્યોતિ અલગ છે

૧૪. સર્વ સાકાર દૃશ્ય જોનારાં ચક્ષુના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૧૫ દેહાકાર રહીને સ્પર્શ લેનારી ત્વચાના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૧૬ વેદમંત્રોના ધ્વનિને જાણનારી શ્રોત્ર-ઇન્દ્રિયના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૧૭ સંકલ્પ-વિકલ્પ કરનારા તથા છે કે નથી? એવો સંશય કરનારા મનના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૧૮. લગનપૂર્વક રાત-દિવસ સ્મરણ કરનાર અને સદા ચિંતનમાં પ્રવૃત્ત રહેનાર ચિત્તના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે

૧૯ 'આ અમુક છે' એમ નિશ્ચય કરી, ખરૂં સ્થાપનારી બુદ્ધિના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૨૦. જે 'હુંપણા'નું અભિમાન લઈને બેઠો છે, તે અહંકારના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૨૧. ત્રણે અવસ્થામાં વૃત્તિને સ્ફુરિત કરનારા જીવના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૨૨. જીવને આવરણ કરનારી જીવની મા, જે અવિદ્યા, તે અવિદ્યાના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૨૩. વિક્ષેપથી જે નેત્રને બીજું રૂપ દેખાડે છે અને જેની આ સર્વ કરણી છે, તે વિદ્યાના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

૨૪. જે વિદ્યામાં પ્રતિબિંબિત થઈને અલિપ્તપણાથી જીવને પ્રેરણા કરે છે તે ઈશ્વરના રૂપથી ચેતનપ્રભા અલગ છે

૨૫ જેનું કાર્ય મૃગજલવત્ છે અને જે પ્રકૃતિ-પુરુષરૂપે નિસ્તત્ત્વપણાથી રહેનારી, તે મૂળ માયાના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે.

કારણરૂપ જે માયા, કે જેની વિદ્યા-અવિદ્યા શક્તિ છે તે મૂળ માયા જ્યાં થઈજ નથી ત્યાં તેનું કાર્ય શી રીતે ઉત્પન્ન થશે? અજ્ઞાનને જો રૂપ નથી તો દોરી ઉપર ભાસેલો સર્પ કોના જેવો હશે? સર્પને રૂપ નથી, માટે દોરી અને તે પર ભાસેલો સર્પ, બન્ને જુદાં નથી.

મૂળ માયા વંધ્યાપુત્રની મા છે! તેને વિદ્યા-અવિદ્યા નામની બે કન્યા અને જીવ-ઈશ્વર નામના બે જમાઈ છે! એ નિજ રૂપમાં આનંદમય કોશ છે તે આનંદમય કોશથી ચેતનજ્યોતિ અલગ છે. આનંદમય કોશને ઢાંકનારો વિજ્ઞાનમય કોશ, એ બુદ્ધિનું પરિણામ છે. તેમાં બુદ્ધિ પોતે અલગ થઈને બેઠી છે. એ બુદ્ધિ, પાંચ જ્ઞાનેન્દ્રિયોના દ્વારેથી વિષયાકાર થાય છે માટે તે છ પ્રકારનો વિજ્ઞાનમય કોશ કહે છે. એ વિજ્ઞાનમય કોશથી ચેતનજ્યોતિ અલગ છે. વિજ્ઞાનમય કોશને ઢાંકીને પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા સંશય કરનાર જે મન, તે છ પ્રકારના મનોમય કોશથી ચેતનજ્યોતિ અલગ છે.

મનોમય કોશને જેણે ઢાંકેલો છે અને જેની અંદર પંચ પ્રકારના પ્રાણ તથા બહાર પાંચ પ્રકારની કર્મેન્દ્રિયો મળીને થયેલા દસ પ્રકારના પ્રાણમય કોશથી ચેતનજ્યોતિ અલગ છે. જે નિર્વિકારી છે તે વિકારથી વિકારી શી રીતે થશે? પાણીમાં આકાશ છે, તે પાણી જેવું વિકારી કેવી રીતે થશે? અને તે

પાણીમાં મિશ્રિત શી રીતે થશે? તેમ અન્નમય કોશ આત્મા જેવો કેવી રીતે થશે? પ્રાણમય કોશ પર સાકારરૂપે સ્પષ્ટ ભાસનારા સ્થૂળદેહને અન્નમય કોશ કહે છે. એ અન્નમય કોશથી ચેતનજ્યોતિ અલગ છે. ગગનમાં જેમ ઘડો તેમ સ્વરૂપમાં અન્નમય કોશ.

વાસ્તવિક મૂળ માયા જ સ્વરૂપ જેવી નથી તો પછી પાંચ કોશ સ્વરૂપ જેવા ન હોય તેમાં તો કહેવું જ શું? જેમ આકાશ અનેક ઘડાઓથી અલગ છે, તેમ બ્રહ્માથી માંડીને કીડી સુધી દેખાતા જેટલા દેહ, તેનાથી સ્વ-સ્વરૂપ ભિન્ન છે. ભૌતિકથી ચેતનજ્યોતિ અલગ છે એટલું જ નહીં પણ પંચભૂતોથી પણ ચેતનજ્યોતિ અલગ છે. પૃથ્વી અને સર્વ ભૌતિક પાંચ પ્રકારનાં છે, અને તે જ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ પદાર્થ છે. પરંતુ ચેતનજ્યોતિ અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અરસ અને અગંધ છે. માટે તે સર્વ પદાર્થથી અલગ છે સ્વ-સ્વરૂપ પાંચ વિષયોથી અલગ છે એમ ઉપર વર્ણન કરેલ છે, અને તે પાંચ વિષય પૃથ્વીના ગુણ છે, માટે પૃથ્વીથી સ્વ-સ્વરૂપ અલગ છે. જેવી રીતે પૃથ્વીને ગુણ હોવાને લીધે તે સ્વ-સ્વરૂપ જેવી નથી તેમજ પાણી, તેજ, વાયુ અને આકાશને પણ ગુણ છે; માટે પાણી, તેજ, વાયુ અને આકાશથી ચેતનજ્યોતિ અલગ છે

### પાંચ પ્રાકૃત વિકાર

**પહેલો** વિકાર (જેને દ્રવ્યશક્તિ કહે છે) પંચમહાભૂતો અને આકાશથી તૃણ પર્યંત સાકાર, જરાયુજ, અંડજ આદિ ચાર યોની અને પાંચમી માનસિક યોનીને ભૌતિક કહે છે. પાંચ ભૂત અને પાંચ ભૌતિક યોની મળી દસ પ્રકારના આ પહેલા જડ વિકારથી ચેતનજ્યોતિ અલગ છે.

**બીજો** વિકાર ચંચળ છતાં જડ. (જેને ક્રિયાશક્તિ કહે છે) ચંચળપણાથી વિહાર કરનારા પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો મળીને બનેલા દસ પ્રકારના આ બીજા ચંચળ વિકારથી ચેતનજ્યોતિ અલગ છે.

**ત્રીજો** વિકાર પર-પ્રકાશથી જાણનારો (જેને જ્ઞાનશક્તિ કહે છે) મન-બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને બનેલા સાત પ્રકારના ત્રીજા વિકારથી ચેતન-જ્યોતિ અલગ છે.

**ચોથો** વિકાર મૂળસ્ફૂર્તિ. (જેને આદિ-શક્તિ, ઇચ્છાશક્તિ અથવા આવરણશક્તિ કહે છે) માયા, વિદ્યા, અવિદ્યા મળીને થયેલા ત્રણ પ્રકારના ચોથા પદાર્થથી ચેતનજ્યોતિ અલગ છે

**પાંચમો** વિકાર પ્રતિબિંબો; (જેને ચિદાભાસ કહે છે) જીવ અને ઈશ્વર એવા બે પ્રકારના પાંચમા વિકારથી ચેતનજ્યોતિ અલગ છે.

અન્નમય કોશરૂપી સ્થૂળદેહથી ચેતનજ્યોતિ અલગ છે. પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશરૂપી સૂક્ષ્મદેહથી ચેતનજ્યોતિ અલગ છે. આનંદમય કોશ-રૂપી કારણદેહથી ચેતનજ્યોતિ અલગ છે.

ઉપર કહેલા પાંચ વિકારો મળીને બત્રીસ તત્ત્વો થાય છે. તે નામ રૂપાત્મક બત્રીસ તત્ત્વોથી ચેતન-જ્યોતિ અલગ છે. જેમ પાણીથી ભરેલા નાનામોટા ઘડા, તેમ બ્રહ્માથી લઈને કીડી સુધીના સાકાર દેહ, મઠ તુલ્ય પાંચ ભૂત અને પાણી તુલ્ય સૂક્ષ્મદેહ, આ સર્વ સમષ્ટિનું 'હિરણ્યગર્ભ' એવું નામ છે. પણી, જેમ ચંચળ, દ્રવ અને ચમકદાર, તેમ સૂક્ષ્મદેહના પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કોશ છે. તેની જ્ઞાન અને ક્રિયા એવી બે શક્તિ છે. ઘડામાં જેમ પાણી તેમ સ્થૂળદેહમાં સૂક્ષ્મદેહ છે. પાણીના ઝરણા જેવી મૂળ સ્ફૂર્તિ જલાકાશ તુલ્ય જીવ અને ઈશ્વર. પાણીથી જેમ આકાશ અલગ છે, તેમ આત્મા સૂક્ષ્મદેહથી અલગ છે. પિંડ-બ્રહ્માંડ, સ્થાવર-જંગમ, સર્વથી આત્મજ્યોતિ અલગ અને વિલક્ષણ છે. પાણીના ઝરણા જેવી મૂળ માયાસ્ફૂર્તિથી આત્મા અલગ છે. જલાકાશ જેવા પ્રતિબિંબરૂપ જીવ-ઈશ્વરથી આત્મજ્યોતિ અલગ છે. જેમ જલાકાશથી શુદ્ધ આકાશ અલગ, તેમ જીવ-ઈશ્વરથી શુદ્ધ આત્મા અલગ છે. મૂળ સ્ફૂર્તિ, વિદ્યા, અવિદ્યા, જીવ અને ઈશ્વર; એ પાંચ ગણીને આનંદમય કોશ થયો છે, તે આનંદમય કોશથી આત્મજ્યોતિ અલગ છે.

એક સત્ય અને એક મિથ્યા, એમ બે પદાર્થો વેદાન્તશાસ્ત્રમાં માનેલા છે. મિથ્યા પદાર્થ તે ઉપર

કહેલાં બત્રીસ તત્ત્વો અને સત્ય તે એક ચેતનપ્રકાશ-આત્મા છે. નદીમાં પડેલો પડછાયો દેખાય છે પરંતુ પેલો વૃક્ષ પર બેઠેલો તો વૃક્ષ ઉપર જ છે. તેવી રીતે નિર્વિકારી આત્મા, મૂળ સ્ફુર્તિમાંથી થયેલાં બત્રીસ તત્ત્વોના પ્રવાહમાં પડેલા પ્રતિબિંબ પ્રમાણે દેખાય છે, પણ ખરું જોતાં તે જેમનો તેમ જ છે. પડયો નથી. જે દેખાય છે તે મિથ્યા છે. સત્ય આત્મા સમુદ્ર પ્રમાણે છે. મિથ્યા બત્રીસ તત્ત્વો તરંગ પ્રમાણે છે. સત્ય આત્મા સ્થિર આકાશ પ્રમાણે છે. મિથ્યા બત્રીસ તત્ત્વો વાદળ પ્રમાણે છે. સત્ય આત્મા દોરી પ્રમાણે છે મિથ્યા બત્રીસ તત્ત્વો સર્પ પ્રમાણે છે. સત્ય આત્મા ઠુંઠા પ્રમાણે છે, મિથ્યા બત્રીસ તત્ત્વો ચોર પ્રમાણે છે સત્ય આત્મા છીપ પ્રમાણે છે, મિથ્યા બત્રીસ તત્ત્વો રૂપા પ્રમાણે છે. સત્ય આત્મા સૂર્ય પ્રમાણે છે, મિથ્યા બત્રીસ તત્ત્વો મૃગજળ પ્રમાણે છે. એ રીતે સત્ય-મિથ્યાની સમજણ પાડવા માટે ઘણાં દૃષ્ટાંતો આપ્યાં. તેમાં જે સત્ય છે તે ગ્રહણ કરો, અને મિથ્યાને મિથ્યા સમજી તેનો ત્યાગ કરો. ઈશ્વરથી માંડીને તણખલા સુધી-બત્રીસ તત્ત્વોમાં રહેવા છતાં આત્મા તેઓથી અલગ છે બત્રીસ તત્ત્વો પોતાની મેળે વિકાર પામે છે અને નાશ પામે છે, પરંતુ આત્મા વિકાર પામતો નથી અને તેઓની સાથે આત્માનો નાશ પણ થતો નથી તેમજ આત્મા પોતે બત્રીસ તત્ત્વોની સાથે રહે છે છતાં તેને કોઈ વિકાર કરી શકતું નથી આત્મા બત્રીસ તત્ત્વોના રૂપથી અલગ છે, તો તે તેના વ્યાપારમાં લેપાયમાન શી રીતે થશે?

કોઈ કોઈ તત્ત્વો મળે છે ત્યારે કર્મ પ્રમાણે વ્યાપાર થાય છે તે વ્યાપારમાં થનારા ગુણ-દોષ આત્માને શી રીતે લાગે? આત્માને ગુણ-દોષ લાગતા નથી એ ખરું છું, તોપણ ગુણ-દોષ આત્માને લાગે છે એમ અજ્ઞાની લોક માને છે, પણ તેથી કાંઈ ગુણદોષ આત્માને સ્પર્શ કરતા નથી. જે મૂર્ખ સ્પર્શ કરે છે, એમ માને છે તે જન્મ-મરણના પ્રવાહમાં જઈ પડે છે.

જે ગુણ-દોષ કહ્યા, તે જીવે કલ્પેલા છે. 'હું-પણાનો' ત્યાગ થાય તે માટે ફરીથી તેનું વર્ણન કરું છું

गुणदोषाभ्यां वैपरचितिः विविक्ता ।

ગુણ-દોષથી વિલક્ષણ કેવલ ચેતન-જ્યોતિ અલગ છે. હે, રવિદત્ત! હવે અહીં સાર રૂપે ગુણ-દોષથી અલગ આત્મસ્વરૂપનું વિવેચન કરવામાં આવે છે તે સાવધાનીથી શ્રવણ કર.

ગુણ-દોષ એટલે વ્યર્થ કલ્પના. જીવ અજ્ઞાનથી હુંપણું માથે લે છે દેહના વિવિધ વ્યાપાર સહજ થયા કરે છે, છતાં; તે 'મેં કર્યું.' એમ જીવ માને છે. જો તે હુંપણું માને નહીં તોપણ વ્યાપાર તો થવાના જ; વિના સમજે માત્ર હુંપણું ધારણ કરવાથી જીવ બંધનમાં પડે છે અને તે વિકારોનું સહેજ પણ અભિમાન કરે નહિ તો મુક્ત રહે છે.

## સહજ ગુણ-દોષ કેવી રીતે થાય છે અને તેમાં આત્મા અલિપ્ત શી રીતે છે તે કહે છે

રેતા-રેત એકત્ર મળે ત્યારે ગર્ભ ધારણ થાય છે, અને તે ગર્ભ વધવા લાગે છે, ત્યારથી ગુણ દોષનો આરંભ થાય છે. તે ગુણ-દોષનું વર્ણન અહીં કરવામાં આવે છે.

૧. ગર્ભની યથાર્થ સ્થિતિ તે ગુણ અને છોડ થઈ જાય તે દોષ!

૨. ઠીક રીતે જન્મ થાય તો ગુણ અને જન્મ વખતે આડું આવે તે દોષ.

૩. સર્વ અંગ સુંદર હોય તે ગુણ - અને કદરૂપું યા કુબડું હોય તે દોષ.

૪. શરીર કુદરતી રીતે વધવા લાગે તે ગુણ અને વિપરીત રીતે વધે તે દોષ.

૫. બુઢાપામાં શરીર ક્ષીણ ન થાય તે ગુણ અને ક્ષીણ થાય તે દોષ.

૬. મૃત્યુ સમયે જલદી મરી જવું એ ગુણ, અને દુઃખમાં પડ્યા રહી ઘણા દિવસે મરવું એ દોષ.

આ પ્રમાણે જન્મથી લઈને મરણ પર્યંત દેહ સહજ વિકારી છે. તેના ગુણ-દોષનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. દેહ સ્થાવરનો હોય કે જંગમનો હોય, પણ તેમાં ગુણ-દોષ રહેવાનાજ. કોઈ ગુણ, દોષ જેવા હોય છે અને કોઈ દોષ, ગુણ જેવા હોય છે; પરંતુ જે જે આકાર છે તે બધા ગુણદોષાત્મક જ છે. પ્રાણમાં પણ ગુણ-દોષ છે પ્રાણથી પિંડ પોષણ થાય તે ગુણ અને પોષણ ન થાય તો તે દોષ.

દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, માયાસ્ફૂર્તિ, વિદ્યા-અવિદ્યા, જીવ, અને ઇશ્વર; એ બધાં મિથ્યા રૂપે ઉત્પન્ન થયેલમાં ગુણ-દોષ છે જ.

પહેલાં ધર્મધર્મી કહ્યાં. જ્યાં ધર્મ-ધર્મી છે, ત્યાં ગુણદોષ પણ છે જ. સર્પ અથવા ચોર દેખાય ત્યારે ભય ઉત્પન્ન થાય છે. તેમજ રૂપું દૃષ્ટિએ પડે છે ત્યારે હર્ષ થાય છે. એ રીતે ઇશ્વરથી લઈને તૃણ-પર્યંત બત્રીસ ગુણદોષાત્મક છે. તેનો વ્યાપાર નથી થતો ત્યારે પણ ગુણદોષાત્મક છે તો પછી વ્યાપાર થવા લાગે ત્યારે ગુણ-દોષનો ખૂબ જ ઉત્કર્ષ થાય તેમાં તો કહેવું જ શું? વ્યાપારમાં પુષ્કળ તત્ત્વો મળે છે ત્યારે જાગ્રદાદિ (અવસ્થા) થાય છે તે વખતે તો બહુ જ ગુણ-દોષ વધે છે. તત્ત્વોનો વ્યાપાર થાય ત્યારે પાંચ તત્ત્વો ઉપરાંત સાકાર દેહનું કામ પડે છે. તેમજ જીવ પણ જોઈએ, વિદ્યા-અવિદ્યાત્મક સ્ફૂર્તિ જોઈએ, અંતઃકરણ-પંચક જોઈએ, ઇશ્વર જોઈએ અને ગુણ પણ જોઈએ.

### વ્યાપારમાં ગુણ-દોષ

**બોલનાર** રજોગુણી હોય તો સાંભળનારમાં કામક્રોધ ઊઠે છે! બોલનાર સત્ત્વગુણી હોય તો સાંભળનાર શાન્ત ગુણવાળો થાય છે અને બોલનાર તમોગુણી હોય તો સાંભળનાર તમોગુણવાળો થાય છે ને તેથી દુઃખ ઊપજે છે. સત્ત્વગુણથી સુખ થાય છે

૧. સાંભળવાથી અને બોલવાથી પ્રીતિ ઉત્પન્ન થાય તે ગુણ અને સાંભળવા તથા બોલવાથી દુઃખ અથવા મરણ થાય એ દોષ

૨. સ્ત્રીનો સ્પર્શ થાય ત્યારે સુખ લાગે અથવા સારી વસ્તુનું દેવું-લેવું થાય ત્યારે સુખ લાગે એ ગુણ, અને સર્પનો સ્પર્શ થતાં ભય ઉત્પન્ન થાય અથવા ખરાબ વસ્તુની લેવડદેવ થતાં દુઃખ થાય તે દોષ.

૩. જોવું અને ચાલવું એ વ્યાપારમાં જ્યારે સુંદર રૂપ જુએ છે ત્યારે હર્ષ ઊપજે એ ગુણ, અને ખરાબ રૂપ જોતાં દુઃખ લાગે છે તે દોષ.

૪. ખાવું અને રતિભોગ, એ વ્યાપારમાં સારું ખાવાનું મળે તો શરીર પુષ્ટ થાય એ ગુણ, તેમજ રતિસુખ ભોગવતાં પ્રજાની ઉત્પત્તિ થવાથી સુખ લાગે તે ગુણ અને ખરાબ ખાવાથી તેમજ રતિસુખ ભોગવતાં મરણ આવવાથી દુઃખ થાય એ દોષ.

૫ ગંધ ગ્રહણ કરવાનો વ્યાપાર થાય ત્યારે સુગંધ આવવાથી સુખ થાય એ ગુણ, અને દુર્ગંધ આવવાથી દુઃખ થાય એ દોષ મલવિસર્જનનો વ્યાપાર થાય ત્યારે સરલ રીતે મલત્યાગ થાય ત્યારે સુખ લાગે એ ગુણ, અને એ જ મલત્યાગ સારી રીતે નહિ થવાથી બેચેની લાગે તે દોષ

જાગૃતિના પાંચ વ્યાપાર થાય છે તેથી ગુણ-દોષ ઉત્પન્ન થાય છે. તેમજ સ્વપ્નમા પણ એ પાંચ વ્યાપાર થાય છે ને ત્યાં પણ ગુણ-દોષ ઉત્પન્ન થાય છે.

### સ્વપ્નવ્યાપારનાં તત્ત્વો

**કલ્પિત દેહ**, કલ્પિત વિષય, ગોલક વિનાની દસ ઇન્દ્રિયો, પાચ પ્રાણ, ચાર અંતઃકરણવૃત્તિ, વિદ્યા-અવિદ્યાત્મક સ્ફૂર્તિ, જીવ-ઇશ્વર અને ત્રણ ગુણ

ઉપર કહેલા તત્ત્વોને લીધે જાગૃતિ પ્રમાણે વ્યાપાર થાય છે ત્યારે હર્ષ-ખેદ ઉત્પન્ન થાય છે એ જ ગુણ-દોષ સુષુપ્તિમાં મન-બુદ્ધિનો અભાવ, ઇન્દ્રિયો અને પ્રાણને રહેવાની જગ્યા નહિ, પરંતુ વિદ્યાઅવિદ્યાત્મક એક સ્ફૂર્તિ માત્ર છે ત્યાં અજ્ઞાનમાં જીવ અને ઇશ્વર એ બે પ્રતિબિંબ છે તેને જ પાંચમો આનંદમય કોશ કહે છે આનંદમય સિવાય બીજા ચાર કોશનો સુષુપ્તિમાં નાશ થાય છે પરંતુ તેમાં અજ્ઞાન રૂપથી પ્રાજ્ઞ અભિમાન રહે છે, તેને લીધે તેમાંથી થનારાં કાર્ય જાણવામાં આવે છે સુષુપ્તિમાં સુખાકારતા હોય છે એ ગુણ અને કાંઈજ સમજવામાં આવતું નથી એ દોષ

એક પિંડમાં અને ત્રણ અવસ્થામાં જેમ ગુણ-દોષ છે તેમ જ બ્રહ્માથી લઈને કીડી સુધી સર્વ પ્રાણીના પિંડમાં ત્રણ અવસ્થા મધ્યે ગુણદોષ વ્યાપીને રહેલ છે. એ ભાતિકની વાત રહેવા દો, પણ પાંચ મહાભૂતોમાંય ગુણ-દોષ છે.

### પાંચ મહાભૂતોમાં રહેલા ગુણદોષ

**પૃથ્વી** અન્નરસથી તારે છે એ ગુણ, અને તે જ પૃથ્વી વિષરૂપથી મરણ લાવે છે એ દોષ. પાણી પીવાથી તરસ શાન્ત થાય એ ગુણ અને એ જ પાણી બુડાવીને મારે એ દોષ. અગ્નિ ઠંડીને દૂર કરે છે એ

ગુણ અને એ જ અગ્નિ દઝાડે એ દોષ. મંદ વાયુ આવે ત્યારે સુખ થાય છે એ ગુણ અને એ જ વાયુ જોરથી વાય ને ઉડાવી દે એ દોષ સ્વચ્છ આકાશ એ ગુણ અને શૂન્યપણારૂપ ગાઢ અંધકાર એ દોષ

. આકાશ, દેહ તથા તૃણ એ જડ અને સ્ફૂર્તિથી પ્રાણ પર્યંત ચંચળ મળીને થનારાં બત્રીસ તત્ત્વો ગુણ-દોષથી ભરેલાં છે.

જેમ સજલ સાભાસ ઘડામાં ગુણદોષ છે, તેમ વૃક્ષ પર બેઠેલાના પાણીમાં ભાસતા પ્રતિબિંબમાં ગુણદોષ કાંઈ ઓછા નથી તરંગ, મેઘ, સર્પ, ચોર, રૂપુ, મૃગજલ ઇત્યાદિ વિકારમાં જેમ હર્ષ અને ભય છે તેમ જ બત્રીસ તત્ત્વોમાં ગુણદોષ છે

૧. જે આકાશ ઘડામાં, જલમાં અને પ્રતિબિંબમાં વ્યાપીને પણ અલિપ્ત રહે છે તે, તેના ગુણદોષમાં મિશ્રિત અથવા લિપ્ત શી રીતે થશે ?

૨ વૃક્ષ પર બેઠેલો નદીમાં પડેલો દેખાયો તે, દેખાનારથી જુદો છે. તે પડેલાના ગુણદોષથી કેવી રીતે મરે ?

૩. પાણી તરંગોના વિકારથી વિકારવાળું થતું નથી તો પછી તે તરંગોના ઉત્પત્તિ–નાશરૂપી ગુણ–દોષથી ઉત્પન્ન થશે ને મરશે શી રીતે ?

૪. મેઘથી આકાશ ગળતું નથી તો પછી તે, તેના પાણી સાથે પ્રવાહયુક્ત શી રીતે થશે ?

૫. સર્પથી રજ્જુ ઢાંકી જતી નથી, તો પછી તે સર્પ સાથે ચાલશે કેવી રીતે ?

૬. ઠુંઠું ચોર જેવું નથી, તો પછી તે યાત્રીઓને શી રીતે લૂંટશે ?

૭. છીપ રૂપા જેવી નથી, તો પછી તેમાંથી હર્ષ–શોક કેવી રીતે થશે ?

૮. સૂર્ય મૃગજલમાં બૂડતો નથી, તો પછી તે મૃગજલનાં માછલાંથી ખાધો જશે શી રીતે ? તેવી રીતે બત્રીસ તત્ત્વોના રૂપથી ચેતનજ્યોતિ જુદી છે. તે બત્રીસના ગુણ–દોષથી લેપાયમાન શી રીતે થશે ?

(૧) જે માયાથી જુદો છે તે માયાના વિકારોથી ચલિત શી રીતે થશે ? માત્ર માયા જ તેમાં ઉત્પન્ન થઈને નાશ પામે છે, પણ તે તો જેમનો તેમજ છે. (૨) તે બ્રહ્મને અવિદ્યા ઢાંકી શકતી નથી. (૩) વિદ્યા જાણતી નથી. (૪) તે સર્વજ્ઞ નથી માટે ઈશ્વરની પ્રેરણામાં પણ મળતો નથી. બ્રહ્મ ઇશ્વિર જેવો નથી, તો પછી તે ઇશ્વિરના સર્વજ્ઞાદિ ધર્મ અને પ્રેરણાદિ કર્મ કેવી રીતે ગ્રહણ કરી શકે ?

## બત્રીસના વ્યાપારથી અને ગુણદોષથી ચેતનજ્યોતિ અલગ

(૫) બ્રહ્મ જીવના રૂપ જેવો નથી. તેથી તેના અલ્પજ્ઞત્વ સ્ફુરણ અને અભિમાન આદિ ધર્મોથી જુદો છે એમ કહેવાની જરૂર જ નથી રહેતી.

(૬) બુદ્ધિના ધર્મ ભય, લજ્જા, ધારણા, ધૃતિ ઇત્યાદિ તથા ચિત્તના ધર્મ આશા, ચિન્તા આદિ સર્વથી ચેતનજ્યોતિ અલગ છે.

(૭) મનના સંકલ્પ–વિકલ્પ, શોક, મોહ અને કામથી ચેતનજ્યોતિ અલગ છે. અહંકારની અહંતાથી પણ આત્મા અલગ છે. પાંચ પ્રાણના વિહરણથી, અને ભૂખતરસ આદિ તેના ધર્મોથી, પાંચ જ્ઞાનેન્દ્રિયોના ધર્મોથી ચેતનજ્યોતિ અલગ છે. દેહના જન્મ–મરણ આદિ છ વિકારોથી, કુરૂપ, સુરૂપ, તથા સુંદરતાથી, વર્ણાશ્રમથી, સ્ત્રી, પુરુષ અને નપુંસકથી તેમજ રાજા અને રંકથી ચેતનજ્યોતિ અલગ છે. જાગૃતિની પાંચ વૃત્તિથી, અને વ્યવહાર અવ્યવહારથી ચેતનજ્યોતિ અલગ છે સ્વપ્નની પાંચ વૃત્તિથી અને સુષુપ્તિના અજ્ઞાનથી ચેતનજ્યોતિ અલગ છે સર્વ પ્રપંચથી તેમજ સર્વ પરમાર્થથી પણ ચેતનપ્રભા અલગ છે બદ્ધ, મુમુક્ષુ. સાધક અને સિદ્ધના દેહથી ચેતનજ્યોતિ અલગ છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી તેમજ સમાધિસુખથી ચેતનજ્યોતિ અલગ છે. જેમ એક પિંડના તાદાત્મ્યથી અલગ છે, તેમ બ્રહ્માથી કીડી સુધીના સર્વ પિંડ-તાદાત્મ્યથી ચેતનજ્યોતિ અલગ છે પૃથ્વીના ધારણા આદિ ધર્મથી, પાણીના દ્રવત્વથી, તેજના દહનત્વથી અને વાયુના વિહરણ આદિ ધર્મથી ચેતનજ્યોતિ અલગ છે આકાશના શૂન્યત્વથી અને અવકાશાદિ ધર્મથી ચેતનજ્યોતિ અલગ છે. જેમ ઘડાથી, જલથી અને જલાભાસથી આકાશ જુદું છે, અથવા સર્પથી જેમ દોરી જુદી છે, તેજ પ્રમાણે પિંડ, બ્રહ્માંડ, માયાસ્ફૂર્તિ, ઇત્યાદિ

સર્વથી આત્મા ભિન્ન છે. પહેલાં ઈન્દ્રિયોથી માંડીને તૂર્ણ પર્યંત સર્વ રૂપાદિ વિકાર જાતથી આત્મા જુદો છે એમ કહ્યું અને અત્યારે તે જ વિકાર જાતના ગુણ-દોષાદિ ધર્મથી આત્મા અલગ છે એમ સમજાવ્યું ચેતન-જ્યોતિ સર્વ ધર્મ-ધર્મીઓથી અલગ છે એમ કહ્યું તેથી તે અત્યારે નવેસરથી અલગ થઈ નથી પણ પ્રથમથી જ અલગ છે ચેતનજ્યોતિ અલગ છે એમ કહેવાથી આત્મા અલગ છે એમ સમજવું જોઈએ. કારણ કે ચેતન-જ્યોતિ એ આત્માનું એક લક્ષણ છે, ને તે સર્વથી અલગ છે, તેથી આત્મા સર્વથી અલગ છે એમ કહેવાની જરૂર રહેતી જ નથી

## 'હુંપણા'નું પુન: વર્ણન

સ્ફૂર્તિથી માંડીને દેહ પર્યંત સર્વ ન હોવા છતાં બન્યું હોય તે પ્રમાણે છે. તેમાં અવિદ્યા-ઉપાધિએ દેહ-ઉપાધિને જોઈ, અને એ દેહ હું છું એમ અભિમાનથી સાચું માની લીધું. એવા દેહ અનેક થાય છે. એક મૂકીને બીજો ધારણ કરે છે, પણ હુંપણું છૂટતું નથી. મનુષ્ય સિવાયની બીજી યોનિમાં જ્ઞાન ન હોવાને લીધે તે સર્વ મૂર્ખ છે એમ સમજવું જોઈએ અને તેથી તે હુંપણું ન મૂકે તેમાં કાંઈ નવાઈ જેવું નથી. પરંતુ દેવ, મનુષ્ય, ઋષિ, દૈત્ય એ સર્વ અદ્વૈત જ્ઞાનના અધિકારી હોવા છતા હુંપણું છોડતા નથી અને બ્રહ્મ તથા આત્માની એકતા જાણતા નથી; પરંતુ આગ્રહપૂર્વક હું જન્મેલો છું, હું સુંદર છું, હું સ્ત્રી છું, હું પુરુષ છું, હું નપુંસક છું, હું કુરૂપ છુ, હું જ વધુ છું, હુ તરુણ છું, હું વૃદ્ધ છું, અને હું જ મરું છું એમ માને છે. શરીરમાં ઘણો સમુદાય છે. તે સમુદાયનો વ્યાપાર કેવી રીતે થાય છે, એ તે જાણતો નથી જડ માંસમય દેહને તે ચેતન-આત્મા જેવો માને છે અને હું ચાલું છું, હું બોલું છું, હું જોઉં છું, હુ આપું છું, હું લેનાર છું, હું સૂંઘું છું, હું ખાઉં છું, હું સ્પર્શ કરું છું, પૂર્વજન્મનાં સુકર્મથી હાલ હું સુખી છું, હું જ પાપ-પુણ્યાત્મક કર્મ કરું છું; અને તેથી હું ઉત્તમ, મધ્યમ, અધમ યોનિમાં જઈશ એમ માને છ ને એ કારણથી તે જન્મ-મરણના પ્રવાહમાં પડે છે. આ તો જાગૃતિનું હુંપણું કહ્યુ. તે પ્રમાણે સ્વપ્નમાં પણ હુંપણું ચાલુ છે. સુષુપ્તિમાં અજ્ઞાનનું હુંપણું લે છે. એ હું પણાને સાથે લઈને સત્યલોક સુધી જાય તો પણ બંધન તૂટતું નથી જ્યારે ખરું બ્રહ્માત્મજ્ઞાન થશે ત્યારે જ દેહબુદ્ધિ નષ્ટ થવાની. અને મૂળમાંથી દેહબુદ્ધિનો નાશ થાય છે ત્યારે જ બ્રહ્માત્માનું જ્ઞાન થાય છે. જ્યારે સર્પભ્રાન્તિ નષ્ટ થાય, ત્યારે જ રજ્જુ રજ્જુરૂપે મળે છે. અને સર્પભ્રમ ત્યારે જ નાશ પામે છે, કે જ્યારે રજ્જુનું યથાર્થ જ્ઞાન થાય. આ પ્રમાણે તે એકમેકને સહાયભૂત છે. એક જાય ત્યારે બીજું ખરું થાય. બ્રહ્મબુદ્ધિથી દેહબુદ્ધિ ગળે છે દેહભાવ જાય ત્યારે આત્મા સમજાય એ માટે મુમુક્ષુએ પોતાનું બ્રહ્મપણું દૃઢ રીતે ધારણ કરવું અને વિચારથી બળપૂર્વક દેહબુદ્ધિનો ત્યાગ કરી દેવો

શિષ્ય—અજ્ઞાની જીવને બ્રહ્માત્મપણું શી રીતે?

ગુરુ—કોઈ એક રાજા પલંગ પર પોઢેલો છે. તે સ્વપ્નમા ભંગી થયો! અને ઘેરઘેર ભટકતો થઈ, બીજાને રાજા માનવા લાગ્યો! તેમ બ્રહ્માત્મા પોતે માયાથી દેહ ઉત્પન્ન કરીને તેમાં આભાસરૂપે પ્રવેશ કરી, બીજા સાકારને દેવ માનવા લાગ્યો. સ્વપ્નમા રાજાનું ભંગીપણું ખરું હોત તો સ્વપ્ન ગયા પછી તે રાજા થયો ન હોત, પણ ભંગી જ રહેત પરંતુ જાગ્યા પછી ભંગી રહ્યો નહિ માટે તે સ્વપ્નનુ ભંગીપણું ખોટું. પોતે રાજા હોવાથી સ્વપ્નમાં તેનું રાજપણું મટી ગયું ન હતું પણ અવિદ્યા-નિદ્રાથી વિપરીત ભાવ થયો હતો. એ પ્રમાણે અજ્ઞાનકાળમાં જીવપણું જરા પણ સાચું નથી. અજ્ઞાનથી માનેલું જીવપણું ગયું કે પછી પોતે દ્રષ્ટા-સાક્ષી બને છે. તો પછી જીવ, બ્રહ્મ કેમ નહિ બને?

વૃક્ષ પર બેઠેલો વૃક્ષ પર છે તેથી જ પાણીમાં પડેલું પ્રતિબિંબ દેખાય છે, એ વિચાર થયો ત્યારે જે પડેલો દેખાય છે તે જ વૃક્ષ પર બેઠેલો છે, અને તે પ્રથમથી પડ્યો જ નથી એમ સમજાય છે અજ્ઞાનથી આ જીવ થયો છે. તેમ તેનું ચેતન જેવું પ્રતિબિંબ દેખાયું. અજ્ઞાન જતાં જ તે પ્રતિબિંબ નષ્ટ થયું ને ચેતનઆત્મામાં તેની એકતા થઈ; માટે જીવ બ્રહ્મ છે. ઘડાના પાણીમાં

આકાશનો પડછાયો પડ્યો, તે શું આકાશથી જુદો છે? ના, આકાશથી એ આભાસ જુદો નથી. તેમ બુદ્ધિને લીધે આત્મામાં જીવપણું આવ્યું છે, તે શું પોતાનું આત્મત્વ મૂકી દેશે? કોઈએ દોરીને ન ઓળખીને તેને સર્પ માન્યો, તેથી શું દોરીનું દોરીપણું જતું રહેશે? નહિ. દોરીમાં કશો જ ફેરફાર થવાનો નહિ.

તેમ અહંકારને લીધે બ્રહ્મમાં જીવપણાનો આરોપ થયો; તેથી બ્રહ્મનું બ્રહ્મપણું શી રીતે જશે? છીપ રૂપું છે એમ અમસ્તુ કોઈ માને તેથી છીપનું છીપ-પણુ ઓછું નથી થતું, તેમ બ્રહ્મ પર જીવપણાનો આરોપ કરવાથી બ્રહ્મનું બ્રહ્મપણું જરા પણ કમ થતું નથી. તરંગોનુ નિજ રૂપ પાણી છે. મેઘ છે જ નહિ. આકાશ જ આકાશમાં છે તેમ જીવ છે જ નહિ! આત્મા જ આત્મામાં છે. ચિત્રનું અધિષ્ઠાન ભીંત છે ઘડાનુ નિજ રૂપ માટી જ છે. તેમ ચિદાભાસનું નિજ રૂપ ચેતન–આત્મા જ છે. ભૂષણનું નિજ રૂપ સુવર્ણ છે. ચોરના દેખાવમાં ઠુંઠું પોતે જ છે, તેમ જીવ પરમાત્મા છે, એ બાબતમા શંકા છે જ નહિ. પુષ્કળ દૃષ્ટાન્તથી સામ્યતા બતાવી, તેને યુક્તિ કહે છે. એ યુક્તિથી જીવ બ્રહ્મ છે એમ અમે બતાવ્યુ. કદાચ કોઈ એમ કહેશે કે એકલી યુક્તિ અપ્રમાણ છે, તો એકલી યુક્તિ જ જીવ બ્રહ્મ છે એમ નથી કહેતી. શ્રુતિ પણ કહે છે કે જીવ બ્રહ્મ જ છે.

**મહાવાક્ય**–જીવનું અને બ્રહ્મનું એક લક્ષણ બતાવનાર જે વાક્ય, તે જ મહાવાક્ય. ચાર વેદોમાં ચાર મહાવાક્યો છે. તેમાથી કોઈ તો ભાગત્યાગથી ઐક્ય ગ્રહણ કરે છે, અને કોઈ મુખ્યપણે ઐક્ય સ્વીકારે છે. (૧) તત્ત્વમસિ મહાવાકયમાં વાચ્ય ભાગનો ત્યાગ કરીને લક્ષ્ય અર્થ ગ્રહણ કરવામાં આવે છે. તેમજ (૨) અહંબ્રહ્માસ્મિ મહાવાકયના અહં ત્યાગથી ઐક્ય થાય છે. અહં ત્યાગ કરવાનું કહ્યું, તો તે સર્વઅંશમાં ત્યાગ થતો નથી, પણ વિશેષ અહં ત્યાગથી સામાન્ય અહંપણારૂપ બ્રહ્મ પોતે જ રહે છે. (૩) 'અયમાત્મા.' આ મહાવાકયમાં ભાગત્યાગ વિના પ્રત્યગાત્મા અને પૂર્ણ બ્રહ્મનું મુખ્ય રૂપે સહજ ઐક્ય છે. જેમ જલાકાશ મૂકીને આકાશ ગ્રહણ કરવું તેમ જીવપણું મૂકીને બ્રહ્મપણું લેવું. તેને ઐક્યપણાનું ભાગત્યાગ-લક્ષણ કહે છે. ઘડાની અંદર અને બહારનું આકાશ એક જ છે; તેમ પ્રત્યગાત્મા અને બ્રહ્મનું ઐક્ય ભાગત્યાગ વિના મુખ્ય રૂપે જ છે. આ પ્રમાણે શ્રુતિ ઐક્ય બતાવે છે અને યુક્તિથી પણ ઐક્ય છે એમ પહેલાં ઠરાવેલ છે. હવે એ જ ઐક્ય અનુભવ-સિદ્ધ છે એમ બતાવું છું.

બ્રહ્મને જાણનાર બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થઈને ઉપ-રામ પામ્યા છે. એ પ્રમાણે પૂર્વે બ્રહ્મવેત્તા થયા, ભવિષ્યમાં થશે અને વર્તમાનમાં એવા જ બ્રહ્મવેત્તા છે. ગુરુના જ્ઞાનોપદેશથી સાધકનું અજ્ઞાન નષ્ટ થાય છે, અને પોતાનું બ્રહ્મત્વ જેમનું તેમ પ્રાપ્ત થાય છે; એવો બ્રહ્મવેત્તાઓનો અનુભવ છે. અને સાધકને પણ એ જ અનુભવ આવે છે; માટે અનુભવથી પણ જીવ અને બ્રહ્મનું ઐક્ય છે. મુખ્ય આત્મા તે જ હું છું અને હું તે જ આત્માબ્રહ્મ; એમ પ્રત્યગાત્મા તે જ બ્રહ્મ છે; એ બાબતમાં જેને સંશય આવ્યો તે માયા-મૃગજલમાં ડૂબ્યો એમ સમજવું. ગુણદોષ અને રૂપાદિથી જે આત્મા અલગ છે, તે જ કૂટસ્થ આત્માનું બ્રહ્મ સાથે ઐક્ય છે. તે સિવાય જે બત્રીસ પ્રકાર, તે અનાત્મ જાત છે અને તે શ્રુતિ, યુક્તિ તથા અનુભવ-સિદ્ધ નથી માટે તેનું બ્રહ્મમાં ઐક્ય નથી.

**શિષ્ય**–આપનું માનવું એમ છે કે જે શ્રાત, યુક્તિ અને અનુભવસિદ્ધ હોય તેને જ આત્મા માનવો ને બીજાને અનાત્મા માનવા, તો અન્નમય આદિ પાંચ કોશ શ્રુતિ, યુક્તિ અને અનુભવસિદ્ધ આત્મા હોવા છતાં 'પાંચ કોશ અનાત્મા છે' એમ આપે કેમ કહ્યું?

**શ્રુતિ** પાંચ કોશને અન્નબ્રહ્મ, પ્રાણબ્રહ્મ, મનઃ-બ્રહ્મ, વિજ્ઞાનબ્રહ્મ આનંદબ્રહ્મ એમ કહે છે. એ શ્રુતિ પ્રમાણ છે.

**યુક્તિ** : સર્વ ભૂતો અન્નમાંથી થયાં. અન્નથી જ જીવે છે અને તેનો લય પણ અન્નમાં જ થાય છે. તેમ જ પ્રાણમાંથી સર્વ થયાં, પ્રાણથી જીવે છે, અને પછી મરે છે. એ રીતે મનથી ઉત્પત્તિ થઈ. મનને લીધે સ્થિતિ પ્રાપ્ત થઈ અને છેવટે લય પણ મનમાં જ

થયો. તેમ જ વિજ્ઞાન અને આનંદથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, એ યુક્તિનું પ્રમાણ થયું.

બધાંને હું શરીર છું એમ લાગે છે. ક્ષુધાતૃષાયુક્ત હું જ છું. સંકલ્પ–વિકલ્પાત્મક હું જ છું. હું જ નિશ્ચય કરું છું. સુખરૂપ હું જ છું. એવો અનુભવ સર્વને છે. માટે એ અનુભવપ્રમાણ થયું.

ગુરુ–શ્રુતિ અન્નમય આદિ પાંચ કોશને બ્રહ્મ કહે છે. તેનું કારણ શું છે તે મૂર્ખ લોકના સમજવામાં આવતું નથી. શાણા લોક જાણે છે. શ્રુતિએ એક સામાન્ય નિયમ બાંધેલો છે કે આ સર્વ જેમાંથી થયું છે, ઉત્પન્ન થઈને જેના પર રહેલું છે, અને આખર જેનામાં લય પામે છે તે જ બ્રહ્મ છે. તે સિવાય સર્વ ભૂત જાત મિથ્યા છે. ભૂત એટલે પેદા થયેલાં. ઈશ્વરથી લઈને તણખલા સુધી પેદા થયેલાં છે. માટે સર્વ ભૂત જ છે. ભૂત સિવાયનો એક માત્ર પરબ્રહ્મ છે તે બ્રહ્મ સાધકના સમજવામાં આવે તે માટે શ્રુતિએ ઉપર કહેલો નિયમ અખત્યાર કર્યો. તેને લીધે ભૂતોથી પર જે પરબ્રહ્મ તે સ્વાનુભવથી સાધકના જાણવામાં આવે. એ જાણવાનું સ્થાન શ્રુતિએ બતાવ્યું પરંતુ જીવ આ એક વચનથી બ્રહ્મને જાણતો નથી, તેથી શ્રુતિએ પુન: ઉપરોક્ત નિયમ કહીને તે દ્વારા બ્રહ્મ કયો છે, તેનો વિચાર કર એમ કહ્યુ છે. ત્યારે જીવે વિચાર કર્યો પણ તેને બ્રહ્મ કયો તે સમજાયું નહિ, તેથી શ્રુતિએ અન્નમયાદિ કોશ બ્રહ્મ છે એમ કહ્યું એવું કહેવાની મતલબ એ હતી કે જો જીવ વિચારવાન હશે તો જાણીને મુક્ત થશે અને નહિ જાણે તો એમજ ગૂંચવાઈ રહેશે વળી તેમાં અધિકારી–અનધિકારીની પણ ખબર પડી આવે છે. શ્રુતિએ પોતાનો યથાર્થ હેતુ પ્રગટ ન કરતાં ઉપર કહેલો નિયમ, અન્નમયાદિ કોશ પર બેસાડયો. તે એવી રીતે કે, અન્નમય કોશથી આનંદમય કોશ સુધી પાંચ કોશમાંથી ભૂતો ઉત્પન્ન થયાં. તેનાથી જીવે છે અને તેમાં જ લય પામે છે તેથી એ પાંચ કોશ બ્રહ્મ છે; પણ તેમાં ખરો બ્રહ્મ કયો છે તેનો વિચાર કરી લે.

શ્રુતિના કહેવા ઉપરથી પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કોઈએ અન્નમય કોશને, કોઈએ પ્રાણમયને, કોઈએ મનોમયને, એમ પાંચે કોશને લોકો બ્રહ્મ માનવા લાગ્યા. અન્નમય કોશથી લઈને આનંદમય કોશ પર્યંત; કોઈપણ કોશને બ્રહ્મ માને તો પણ તે મુક્ત નહિ થતાં ઊલટો બદ્ધ થાય છે. પૂર્વે બ્રહ્માજીએ શ્રુતિના આધારથી ઇન્દ્ર તથા વિરોચનને પાંચ કોશ બ્રહ્મ છે એવો ઉપદેશ કર્યો હતો. તેમાં પ્રથમ અન્નમય કોશ બ્રહ્મ છે, એમ બન્નેને કહ્યું; ત્યારે વિરોચને અન્નમય કોશ બ્રહ્મ છે એવો નિશ્ચય કરીને દેહને આત્મા માની લીધો. અને દેહનો નાશ થાય ત્યારે મોક્ષ થયો એમ સમજવા લાગ્યો; પરંતુ દેહ પડયા પછી મોક્ષ થાય છે એવું જે માને છે તે મુક્ત થયા એમ સમજવું નહિ. અન્નમય કોશ બ્રહ્મ છે એમ સાંભળ્યા પછી તે બ્રહ્મ શી રીતે છે તેનો ઇન્દ્રે વિચાર કર્યો ત્યારે તેને અન્નમય કોશ બ્રહ્મ નથી એમ લાગવાથી તે ફરી પાછો બ્રહ્માજી પાસે ગયો અને પૂછયું. ત્યારે બ્રહ્માજીએ પ્રાણમયકોશ બ્રહ્મ છે એમ કહ્યું. ઇન્દ્રે તેનો પણ વિચાર કર્યો. એ રીતે પાંચ કોશનો વિચાર કરીને ખરો બ્રહ્મ કોણ છે તે સમજી લીધું અને મુક્ત થયો. એ જ પ્રમાણે ભૃગુએ વરુણને પાંચ વખત પૂછીને ખરો બ્રહ્મ કોણ છે તેનો નિશ્ચય કર્યો અને તે જીવન્મુક્ત થયો.

જીવનો અલ્પ અધિકાર છે એમ જાણીને જ શ્રુતિએ પાંચ કોશનું બ્રહ્મપણું વર્ણવેલ છે. જો તેનો એવો હેતુ ન હોત તો તે પાંચને બ્રહ્મ કેમ કહે! પાંચને બ્રહ્મ કહેવામાં તેનું મહત્ત્વ શું રહે? કારણ કે એક વખત એ જ શ્રુતિ, બ્રહ્મ એક અદ્વિતીય છે એમ કહે છે અને પુન: તે જ શ્રતિ, પાંચ કોશમાં બ્રહ્મપણું સ્થાપે, તો શું તે દારૂ પીને આવી છે કે, એવાં વિરોધી વચન બોલે છે? એમ તો નથી; તો પછી તે એવું કેમ બોલી હશે તેનો વિચાર કરવો જોઈએ. મૂર્ખ લોક, શ્રુતિનો ખરો અભિપ્રાય શું છે તે ન જાણતાં તેને જ દોષ દે છે મૂર્ખ લોક ભલે દોષ દે, પરંતુ સાધકે શ્રુતિને દોષ દેવો નહિ. શ્રુતિ, પાંચ કોશમાં બ્રહ્મત્વ છે એમ માનતી નથી, છતાં મૂર્ખ લોકો અનાત્મામાં બ્રહ્મત્વ સ્થાપે છે, તે એમનું સ્થાપવું શ્રુતિના વિરોધને લીધે સપ્રમાણ નથી અને

યુક્તિથી પણ સપ્રમાણ નથી, તે હવે બતાવું છું.

સર્વ અન્નમાંથી થયું; અન્ન પૃથ્વીને કહે છે. તો પછી દેહને બ્રહ્મ શા ઉપરથી માનવો? જો સર્વ શરીરમાંથી થયું છે એમ માનીએ તો તે એક જ શરીરમાંથી થયાં નથી અને એક જ શરીરથી જીવતાં નથી, તેમજ એક જ શરીરમાં બધાંનો લય થતો નથી. હવે જો સર્વ પૃથ્વીમાંથી થયાં છે એમ માનીએ તો તેમાં પણ પુષ્કળ વિરોધ આવે છે, અને તે એ રીતે કે, જે ઉત્પન્ન થયાં હોય તેને ભૌતિક કહે છે. સર્વ પૃથ્વીમાંથી થયાં એમ માનવાથી ઈશ્વર પણ પૃથ્વીમાંથી થવો જોઈએ! વારુ, સર્વ પૃથ્વીમાંથી થયાં એમ માનીશું તો પૃથ્વી બ્રહ્મ થશે; પણ તે પૃથ્વી, પાણીમાંથી પેદા થઈ છે એવો શ્રુતિનો આધાર છે; તો પછી પૃથ્વી બ્રહ્મ કેવી રીતે થશે? જો પૃથ્વી બ્રહ્મ થઈ શકતી નથી તો અન્નમય કોશ પણ બ્રહ્મ થતો નથી અને પ્રાણમય કોશ પણ બ્રહ્મ થતો નથી.

એકના પ્રાણમાંથી સર્વ પેદા થઈને એકના પ્રાણથી જીવતાં નથી અને સર્વનો લય પણ એકના પ્રાણમાં થતો નથી માટે પ્રાણમય કોશ બ્રહ્મ નથી. હવે કોઈ પ્રાણને જલમય કહે છે માટે જલમાંથી સર્વની ઉત્પત્તિ, સ્થિતિ, લય છે એમ માનશે, પણ સર્વની ઉત્પત્તિ જલમાંથી થતી નથી, માત્ર ખાણી ઉત્પન્ન થાય છે. વારુ, ખાણી થઈ તોપણ સર્વની સ્થિતિ અને લય જલથી થાય તેમ નથી; માટે પ્રાણમય કોશ બ્રહ્મ નથી હવે સર્વ મનમાંથી થયાં એમ માનીએ, તો મનને ભૂતોની રચના કરતાં આવડતી નથી. પહેલાં રૂપો જોઈને પછી મનને કલ્પના કરતાં આવડે છે માટે સર્વ મનોમય કોશમાંથી થયું એમ માન્યામાં આવતું નથી. તેમજ તે મનથી સર્વની સ્થિતિ અને લય થઈ શકતાં નથી. એ જ પ્રમાણે બુદ્ધિથી સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થતાં નથી, માટે મનોમય કોશ અને વિજ્ઞાનમય કોશ બ્રહ્મ થઈ શકે નહિ હવે આનંદમય કોશ સર્વનું કારણ છે, પરંતુ એકના આનંદમય કોશમાંથી સર્વની ઉત્પત્તિ થતી નથી. તેમજ એકના સુખે સર્વ સુખી થતા નથી, અને અંતકાળે એકના સુખમાં લય થતાં નથી. બ્રહ્માથી માંડીને કીડી સુધીમાં કોઈ એકનું સુખ જોવા જઈએ તો તે પ્રવેશ પછી છે; માટે તે આનંદમય કોશમાંથી સર્વનો વિસ્તાર થતો નથી. પ્રવેશ પહેલાં આનંદમય કોશનું સમષ્ટિ રૂપ હતું તેજ પ્રવેશ પછી વ્યષ્ટિરૂપે થાય છે. જ્યારે આનંદમય કોશ સમષ્ટિરૂપે હોય છે, ત્યારે તેમાંથી સર્વ ભૂતો પેદા થાય છે.

શિષ્ય—ઈશ્વરાદિ સર્વ આનંદમય કોશની વસતિ શરીરની અંદર હોય છે; તે બહાર રહેતી નથી, એમ પહેલાંનું આપનું કથન છે અને અત્યારે તમે પ્રવેશ થાય છે એમ કહ્યું; ત્યારે તો દેહ સિવાયનો કોઈ આનંદમય કોશ હોવો જોઈએ ને?

ગુરુ—દેહની બહાર સ્ફૂર્તિ વગેરે કોઈ નથી હોતું. પરંતુ જ્યાં સુધી ખાણી ઉત્પન્ન થઈ ન હતી અને તેમાં પ્રવેશ થયો ન હતો ત્યાં સુધી ભૂતો પંચિકૃત અને અપંચિકૃત થઈને પ્રથમથી રહ્યાં હતાં. પહેલાં ભૂતસૃષ્ટિ થઈ, તેનું કારણ માયાસ્ફૂર્તિ છે. તે જ માયાસ્ફૂર્તિ વિદ્યા–અવિદ્યા અને જીવ ઈશ્વર સહિત આનંદમય કોશ છે. શરીર પહેલાં તે કેમ હોય? એવી શંકા જ કરવી નહિ. કારણકે માયાદેવીનો એવો સ્વભાવ છે કે ન ઘટતું હોય તે પણ ઘટાવી દે!

સમષ્ટિરૂપ આનંદમય કોશમાંથી આ સર્વ ભૂતકાર્ય થયાં, તેમાં અવિદ્યા ઉપાદાન કારણ અને વિદ્યા નિમિત્ત કારણ, એ રીતે આનંદમય કોશને જોકે કારણત્વ છે, તો પણ તેને શ્રુતિ બ્રહ્મ માનતી નથી. તેનું રહસ્ય શું છે? એ વાતનો વિચાર કરી જુઓ. માયા, વિદ્યા, અવિદ્યા, જીવ, અને ઈશ્વર; એ પાંચ નામરૂપો, 'પેદા થયેલાં ભૂતોમાં' આવ્યાં. જે ઠેકાણે તે ઉત્પન્ન થયાં તે અધિષ્ઠાન બ્રહ્મ છે. સર્વનું કારણ જો કે ઈશ્વર છે પણ તે અભિન્ન કારણ નથી! પણ ઉપાદાન વિના નિમિત્ત કારણ છે અને અવિદ્યા સર્વનું નિમિત્ત વિના ઉપાદાન કારણ છે આ પ્રમાણે ઉપાદાન અને નિમિત્ત કારણ જે માયા અને ઈશ્વર, તેનું અભિન્ન કારણ એક બ્રહ્મ છે. માટે જ શ્રુતિ કહે છે કે જેમાંથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે અને જેને તે ઉત્પત્તિ, સ્થિતિ, લયનો ધર્મ સ્પર્શ કરતો નથી, તે જ એક બ્રહ્મ છે. બ્રહ્મ સિવાયનાં જે રૂપાદિ બત્રીસ અનાત્મ જાત અને તેના ગુણદોષાત્મક ધર્મ, તેનાથી

ચેતન-જ્યોતિ અલગ છે. તે જ બ્રહ્મ. તે જ આત્મા. બ્રહ્મ અને આત્માનું અકય જાણે તે જ સાધક છે અને તે જ મુક્ત થશે પંચ કોશમાં બ્રહ્મપણા વિષે જે પ્રમાણુ માનેલાં હતાં તેનું ખંડન થયું. હવે અનુભવથી પણ પાંચ કોશ બ્રહ્મ નથી એ બતાવું છું.

મૂળમાં નિજ રૂપના અજ્ઞાનને લીધે અનાત્માને આત્મા માનેલ; તે પ્રથમ અમે કહેલું છે. તેથી તે સત્ય શી રીતે થશે? જેમ મદીરા પીને બેભાન બનેલાનું બોલવું અપ્રમાણુ, તેમ દેહબુદ્ધિ લઈને બેઠેલાનો અનુભવ અપ્રમાણુ છે. જો તે ખરો હોય તો તે દેહાત્મવાદીને પૂછવું કે, તું શરીરને આત્મા કહે છે, તો પછી પ્રાણુ, મન અને વિજ્ઞાનને આત્મા કેમ માને છે? તું એક આત્મા છે કે ચાર-પાંચ છે? કોઈ મદીરા પીને ભૂલ્યો હોય અથવા સ્વપ્નમાં અનેક પદાર્થો દેખતો હોય તે પણુ પોતે પોતાને એક જ માને છે અનેક માનતો નથી. જો ઉન્મત્ત કાળમાં અથવા સ્વપ્નમાં ભ્રાન્ત પુરુષ પણ પોતાને બીજો માનતો નથી, તો સુજ્ઞ પુરુષ, પોતે અનેક છે એમ શી રીતે માને?

હવે દેહાત્મવાદી કહેશે કે હુ દેહ સિવાય પ્રાણાદિકને આત્મા કયાં માનું છું? ભલા, જો તું દેહથી જુદા પ્રાણાદિને આત્મા માનતો નથી તો દેહના કરતાં પ્રાણુ પ્રિય, પ્રાણુના કરતા મન-બુદ્ધિ પ્રિય, એ પ્રિયતાનું તારતમ્ય લક્ષણુ પ્રથમ કહેલું છે, અને તે તારતમ્ય લક્ષણ સર્વાંશે સમાન છે છતાં પ્રીતિ કેમ કરે છે? જો દેહથી જુદા પ્રાણુ પર પ્રીતિ કરે છે તો પ્રાણુને આત્મા સમજવો જોઈએ. પ્રાણુને આત્મા માન્યો એટલે દેહ સહેજે અનાત્મા ઠર્યો. કેમ કે પ્રાણુ પર પ્રીતિ બેસવાથી દેહની ઉપેક્ષા થઈ. જેની ઉપેક્ષા થાય તે આત્મા શી રીતે હોય? તેમ દેહ, આત્મા શી રીતે થશે?

દેહના કરતાં પ્રાણુ પર અધિક પ્રીતિ છે તો દેહનું આત્મત્વ બળાત્કાળથી માનેલું સમજવું બળથી માનેલું આત્મત્વ આપોઆપ ઊડી જાય છે દેહને આત્મા માનીને જો પ્રાણુ પર પ્રીતિ થાય તો પ્રાણુનું આત્મત્વ ઊડે છે. તેમ જ પ્રાણુને આત્મા માનીને મન પર પ્રીતિ થાય તો પ્રાણુનું આત્મત્વ ઊડે. તે જ પ્રમાણે મનને આત્મા માનીને વિજ્ઞાન પર પ્રીતિ થાય તો મનનું આત્મત્વ ઊડી જાય છે. સુષુપ્તિને વખતે બુદ્ધિના કરતાં આનંદ પ્રિય હોય છે તેથી માની લીધેલું બુદ્ધિનું આત્મત્વ પણુ ઊડી જાય છે. એમ છતાં દેહાત્મવાદી દેહને આત્મા કેવી રીતે માને છે? તે માને તો ભલે માને, પણુ મુમુક્ષુએ સમજવું કે એ ભ્રાન્તિથી માનેલું છે. જેમ પુત્રમાં આત્મત્વ કલ્પેલું છે, સ્ત્રીને અર્ધાંગ માનેલું છે તેમ દેહને આત્મત્વ માનેલું છે. પુત્રાદિને ગૌણુ આત્મા કહે છે. દેહાદિકને મિથ્યાત્મા કહે છે. એમ એ બધું અજ્ઞાનનું કૃત્ય છે એમ મુમુક્ષુએ સમજવું જોઈએ.

મુખ્ય આત્માને, એટલે કે પોતાને ન જાણવું તે જ અજ્ઞાન. એ અજ્ઞાનને લીધે દેહને હું માનીને જન્મે છે અને મરે છે. આ પ્રમાણે મિથ્યાત્માનો પ્રકાર છે. એ, જેમ ઘોડો હોવા છતાં તેને સિંહ માને, તેમ વિજાતિ હોવા છતાં તેને હું એમ માનવું. તે જ પ્રમાણે પુત્રાદિ ગૌણાત્માને આત્મારૂપે માને છે એ માનવું જોકે ખોટું છે તો પણુ તે માન્યતાને લોકો મૂકતા નથી, તો પછી દેહનું આત્મત્વ મૂકીને અલગ કેવી રીતે થશે? પરંતુ મુમુક્ષુએ તો આત્મા બ્રહ્મ છે અને તે સિવાય બીજા અનાત્મા છે એમ સમજવું. શ્રુતિ, યુક્તિ અને લોકોના અનુભવથી પાંચ કોશમાં જે બ્રહ્મત્વ સ્થાપેલું તે વિચારને અંતે તુચ્છ થયું. વિચાર કરવાથી શ્રુતિનો અર્થ સમજાય છે. અર્થ સમજાયો એટલે કુતર્ક નષ્ટ થાય છે, અને લોકોનો અનુભવ સમજવામાં આવે છે. આ પ્રમાણે વિચારથી ત્રણે પ્રતીતિદ્વારા મુખ્ય આત્માનો નિશ્ચય કરવો, અને તે આત્મા સિવાય પાંચ કોશાદિ બત્રીસ અનાત્મજાત છે એમ સમજવું. મુખ્ય આત્મામાં જેમ શ્રુતિ, યુક્તિ અને અનુભવ પ્રમાણુ છે તેમ અનાત્મામાં નથી. આત્મા બ્રહ્મ છે અને પાંચ કોશ અનાત્મા છે એ નિર્ણય થયો. પરંતુ શ્રુતિનો સારાંશ ફરીથી કહું છું. તે સારાંશ એવો કહું કે જેના નિરૂપણથી સાધકને મુખ્યાત્માનો નિશ્ચય થશે અને આત્મા સિવાય જે બત્રીસનો સંઘ તે અનાત્મા છે એમ સમજવામાં આવશે.

### પાંચ કોશરૂપી પક્ષીઓનું વિવેચન

**પાંચ** કોશને શ્રુતિએ બ્રહ્મ વર્ણવેલ છે, તેનો સારાંશ સમજવામાં આવે તે માટે પાંચ કોશનું વિવેચન કરું છું **અન્નમય** કોશ જે માંસમય દેહ છે, તેને અજ્ઞાની લોક આત્મા માનીને તે અન્નમય કોશ જ બ્રહ્મ છે, એમ સમજી બેઠા. પરંતુ તેનું તાત્પર્ય જુદું છે. શ્રુતિએ પાંચ કોશની પક્ષીરૂપે કલ્પના કરીને તેનાં પાંચ-પાંચ અંગો બતાવેલાં છે તેનો વિચાર કરશો એટલે તેનું અનાત્મપણું કેવું છે તે સમજાશે **અન્નમય કોશનું** (પક્ષીનું) એ જ શિર, એ જ જમણી પાંખ, એ જ ડાબી પાખ, આ આત્મા, એ પુચ્છ, એમ શ્રુતિએ કહેલું છે, તેનો વિચાર કર. બ્રહ્મ સચ્ચિત્ ઘન, નિર્વિકાર છે, અને અદૃશ્ય છે. તેને શ્રુતિઓથી પણ નિર્દેશવચન વડે બતાવી શકાતું નથી અને સ્થૂળ દેહ તો સાકાર, દૃશ્ય છે. બ્રહ્મ નિરાકાર, અદૃશ્ય છે. સ્થૂળદેહને એ, આ, એમ નિર્દેશવચન લાગે છે. બ્રહ્મને વાણી-મન, નિર્દેશ કરી શકતાં નથી જે દેખાય તે નાશ પામે, જેને એ, આ કહેવામાં આવે છે તે દૃશ્ય છે, જે દૃશ્ય છે તે અદૃશ્ય, અગ્રાહ્ય બ્રહ્મ શી રીતે થશે? બ્રહ્મ સત્ છે. દેહ ક્ષણે ક્ષણે નાશ પામે છે, માટે તે અસત્ છે. બ્રહ્મ ચિદ્રૂપ છે. દેહ જડ છે તે પ્રાણને લીધે ચલિત દેખાય છે એ રીતે દેહ આત્મા ઠરતો નથી, માટે તેનાથી જુદો પ્રાણમય કોશ આત્મા છે એમ શ્રુતિ કહે છે. કારણકે પ્રાણને લીધે દેહનું પોષણ થાય છે.

શ્રુતિ, પ્રથમ તો સાધકની બુદ્ધિ શુદ્ધ છે કે નહિ તે જુએ છે. અને તે માટે જ 'એ બ્રહ્મ છે કે નહિ તેનો વિચાર કર' એમ કહે છે જો સાધકની બુદ્ધિ શુદ્ધ હશે તો તે વિચાર કરીને કહેશે કે દેહ આત્મા નથી. ત્યારે તેને 'પ્રાણ આત્મા છે' એમ શ્રુતિ કહે છે. જો શ્રુતિનો જ નિશ્ચય 'દેહ આત્મા છે' એવો હોત તો "વિચાર કર" એમ શા માટે કહે? તેનો હેતુ એવો છે કે સાધક પોતે પોતાની અક્કલથી જ ખરો બ્રહ્મ કોણ છે એ જાણી લે. જો સાધક, દેહ જ બ્રહ્મ છે એમ માનીને બેસે, તો તેને અનધિકારી સમજીને શ્રુતિ ત્રાસે છે. અને જો સાધક દેહ, પ્રાણ, મન વગેરે બ્રહ્મ નથી, એમ વિચારપૂર્વક નક્કી કરે છે તો તેને શ્રુતિ ઉત્સાહથી વિજ્ઞાન, આનંદ ઇત્યાદિ બ્રહ્મ છે એમ કહે છે હવે પ્રાણમય કોશ બ્રહ્મ કેવી રીતે તે જુઓ

પહેલાં જે નિયમ કહ્યો તે જ પાંચ કોશને લગાવીને પાંચ કોશ બ્રહ્મ છે એમ ઠરાવેલું. તે આધારથી પ્રાણમય કોશ બ્રહ્મ છે. પ્રાણથી સર્વ પેદા થાય, સ્થિતિ કરે અને લય પામે તે પ્રાણમશ કોશનું પ્રાણ એ મસ્તક, વ્યાન-વાયુ ડાબી પાંખ, સમાનવાયુ જમણી પાંખ છે, આકાશ આત્મા છે અને પૃથ્વી પુચ્છ છે. આ પ્રમાણે પ્રાણમય પક્ષીનાં પાંચ અંગ કહીને '**તેનો વિચાર કર**' એમ શ્રુતિ ફરમાવે છે. તો હવે તેનો વિચાર કરીએ દેહને લીધે વાયુ ઉત્પન્ન થયો. જેમ યંત્રને કળ ચડાવે (ચાવી ચડાવે) તેમ શિર દ્વારા વાયુ ઊપજે છે. શિરની ખેંચાણશક્તિ ઢીલી પડે છે ત્યારે વાયુ નષ્ટ થાય છે. વ્યાન અને સમાન એ બે પાંખો અને પ્રાણ, એ શિર મળીને વ્યાપારભેદથી પ્રાણવાયુના ત્રણ પ્રકાર થયા પરંતુ તે વાયુનો પોલાણ વિના સંચાર થતો નથી અને કઠિનતાને ભેદી શકાતી નથી, માટે પ્રાણમય પક્ષીનો આત્મા આકાશ છે એમ કહ્યું. બ્રહ્મ નિર્વિકાર છે પ્રાણ વિકારથી ફુત્કાર નાખે છે. બ્રહ્મ નિરાધાર છતાં સર્વનો આધાર છે. પ્રાણ, શરીર છે ત્યાં સુધી જ ભાસે છે. બ્રહ્મ સર્વ પદાર્થમાં વ્યાપ્ત છે પ્રાણ પોલાણમા વ્યાપેલ છે. બ્રહ્મ સર્વત્ર સમ છે પ્રાણ દશ અંગુલ ગતિ કરે છે બ્રહ્મ સદ્રૂપ છે પ્રાણ નાશ પામે છે માટે તે અસત્ છે. બ્રહ્મ ચિદ્રૂપ છે પ્રાણ જડ છે, પ્રાણ સુખદુઃખદાયક છે. બ્રહ્મ આનંદરૂપ છે, માટે પ્રાણ બ્રહ્મ નથી. પ્રાણ અવિદ્યાનું કાર્ય છે માટે તે અનાત્મા. કર્મેન્દ્રિયો પ્રાણની સહાયક છે તેની જડરૂપે ક્રિયા થાય છે. જો પ્રાણ જ અનાત્મા છે તો કર્મેન્દ્રિયો સહેજે અનાત્મા આ પ્રમાણે પ્રાણમાં બ્રહ્મનાં લક્ષણો નથી માટે તે અનાત્મા છે, એવો નિશ્ચય કરીને જે પૂછે તેને શ્રુતિ આનંદથી કહે છે કે મનોમય કોશ બ્રહ્મ છે. કારણ કે મન વડે પ્રાણ વ્યાપ્ત છે. મનથી સર્વ ભૂતો થાય છે, રહે છે અને લય પામે છે. માટે મનનાં બ્રહ્મનું લક્ષણ છે. આ બાબત-

નો સાધકે વિચાર કરવો. મનોમય પક્ષીને પાંચ અંગ છે. તેનું મસ્તક યજુર્વેદ છે, ઋગ્વેદ ડાબી પાંખ છે, સામવેદ જમણી પાંખ છે, અને આ મનનો આત્મા છે ઉપદેશ; તથા તેનું અથર્વઆંગિરસ પુચ્છ છે. એ પ્રમાણે પાંચ અંગો કેમ, અને શી શી રીતે, તેનો વિચાર કરો. મનનું રૂપ સંકલ્પ-વિકલ્પાત્મક છે. તે સંશયરૂપ તર્ક કરે છે. પરંતુ તેને 'છે' અથવા 'નથી' એ નિશ્ચય કરતાં આવડતું નથી મન જે સંશય કરે છે, તેનું ચિંતન ચિત્ત કરે છે; માટે ચિત્ત, મનના પેટમાં છે. તે મનની અંતર્વૃત્તિનું નિર્ગમન પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા થાય છે આકાશમાં જેવી રીતે વાયુ ઉત્પન્ન થાય છે તેવી રીતે આત્મામાં સંકલ્પ ઊઠે છે. પછી શ્રોત્રાદિ દ્વારા સંશયાત્મક ચિંતન પ્રગટે છે. ચિંતન અને સંશય એવાં બે લક્ષણવાળું મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને છ પ્રકારનો મનોમય કોશ થાય છે. આ મનોમય કોશમાં વિદ્યા-અવિદ્યા રહે છે. માટે તેને લીધે બંધ-મોક્ષ પ્રાપ્ત કરનારી પ્રવૃત્તિ-નિવૃત્તિ ઉત્પન્ન થાય છે. કામાદિ વિષયાસક્તિને લીધે જીવને દઢ બંધન પ્રાપ્ત થાય છે. ધર્મ, અર્થ, કામની પ્રવૃત્તિમાં, કામના અભાવથી મોક્ષ થાય છે ધર્મ, અર્થ અથવા કામ એ મનનો મનોધર્મ છે, પરંતુ તે મનને કર્મ શું? અકર્મ શું? એ સમજાતું નથી, માટે વેદની આજ્ઞા જોઈએ તે વેદની આજ્ઞાથી ચારે પુરુષાર્થ થાય છે. પરંતુ જ્યાં સુધી વિષયાસક્તિ છે, ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત થતો નથી વળી વિદ્યા-અવિદ્યાને લીધે પ્રવૃત્તિ-નિવૃત્તિ થાય છે પરંતુ વેદની આજ્ઞા વિના કશું જ સમજાય નહિ માટે મનનાં અંગ વેદ છે મનનું શિર અને ડાબી-જમણી પાંખ, એવા જે યજુર્વેદ, ઋગ્વેદ અને સામવેદ છે તે પ્રવૃત્તિરૂપ છે તેને લીધે ધર્મ, અર્થ, અને કામ સિદ્ધ થાય છે, અને અવિદ્યાત્મક વિષયાસક્તિ વધવા લાગે છે. વળી અધિક અભિમાન વધવાથી બંધન થાય છે, ને તેથી જીવ જન્મ-મરણ પામે છે પ્રવૃત્તિનો અથવા નિવૃત્તિનો ઉપદેશ મનોમય કોશમાં હોય છે, તેથી મનોમય કોશનો આત્મા, ઉપદેશ છે તેમાં વિદ્યા-અવિદ્યા રહે છે. જ્યારે પ્રવૃત્તિનો ઉપદેશ થાય છે, ત્યારે ધર્મ, અર્થ, કામ સિદ્ધ થાય છે અને જ્યારે નિવૃત્તિનો બોધ થાય છે, અર્થાત્ આત્મા બ્રહ્મ એવો વિદ્યાત્મક ઉપદેશ થાય છે ત્યારે મોક્ષલાભ થાય છે. પછી જીવન્મુક્તિનું સુખ પ્રાપ્ત થાય તે માટે અથર્વાંગિરસ પુચ્છરૂપે બતાવેલ છે. મોક્ષ-જીવન્મુક્તિનો ઉપદેશ મનમાં થાય છે, પણ તેનો નિશ્ચય બુદ્ધિ વિના થતો નથી માટે મનોમય કોશથી જુદો આત્મા વિજ્ઞાનમય કોશ છે.

વિજ્ઞાન આત્મા છે તો મન આત્મા નથી. મન વિકારી છે. આત્મા-બ્રહ્મ નિર્વિકારી છે. મન સંકલ્પ-વિકલ્પ કરે છે. આત્મા નિર્વિકલ્પ છે. મન ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે, માટે તે અસત્ રૂપ, બ્રહ્મ સદ્રૂપ છે. મન જડ છે. તે જીવના પ્રકાશથી વ્યાપાર કરે છે. બ્રહ્મ પોતાના પ્રકાશથી સુષુપ્તિમાં પણ જાણે છે. મન સુખદુઃખથી ક્ષીણ થાય છે, બ્રહ્મઆનંદરૂપ છે. મન જો બ્રહ્મ હોય તો તેને લીધે જીવને બંધન કેમ થાય છે? તે જ મન નિર્વિષયી થાય છે ત્યારે મુક્ત કરે છે, એવો તે મનમાં વિકાર કેમ હોય? મનને બ્રહ્મ માનવાથી અનેક પ્રકારના વિરોધ આવે છે. મન પ્રવૃત્તિ-નિવૃત્તિનુ સાધન છે. બ્રહ્મ અદ્વૈત હોવાથી સાધ્યરૂપ છે આ પ્રમાણે મન અનાત્મા છે એમ જેને સમન્વય, તેને શ્રુતિ, વિજ્ઞાનમય કોશ બીજો બ્રહ્મ છે એમ કહે છે.

વિજ્ઞાનથી સર્વ થાય છે, રહે છે અને મરે છે, માટે વિજ્ઞાન બ્રહ્મ છે **તેનો વિચાર કરો.** પ્રથમ કહેલો બ્રહ્મનો નિયમ છે તે જ નિયમ બુદ્ધિને લાગે છે પરંતુ બુદ્ધિ સુષુપ્તિમાં રહેતી નથી અને પુનઃ ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થતાંની સાથે જ મનને સંકલ્પ-વિકલ્પમા સહાયતા કરે છે અને વિશ્વાસથી મિથ્યા દૃશ્યમાં સત્યનો નિશ્ચય કરે છે હું દેહ છું એમ દઢ નિશ્ચયથી અભિમાન ધારણ કરે છે, માટે અહંતા એ બુદ્ધિનો ધર્મ છે એ બુદ્ધિ, પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા વિષયોમાં વર્તે છે અને મનને 'એ શું હશે?' એવો જે સંશય થાય છે તે પદાર્થનો નિશ્ચય કરે છે મનને કામાદિકની ઇચ્છા થાય ત્યારે તે વેદની તેવી જ આજ્ઞાનું પાલન કરે છે મન જે વચનનું પાલન કરે, તે જ વચનનું પાલન કરીને

બુદ્ધિ પ્રવૃત્તિ તરફ જાય છે. તેમજ મનને મોક્ષની ઈચ્છા થાય ત્યારે તે, તે પ્રમાણે વેદની આજ્ઞા પાળે છે, અને બુદ્ધિ પણ તે જ નિશ્ચય કરે છે. માટે વિજ્ઞાનનું શ્રદ્ધા, એ શિર છે, બુદ્ધિ જ્યારે પ્રવૃત્તિને ચાહે છે ત્યારે સ્વર્ગાદિકમાં સત્યતા સ્થાપે છે. તેમજ જ્યારે બુદ્ધિ નિવૃત્તિમાં પ્રીતિવાળી થાય છે ત્યારે તે બ્રહ્મમાં સત્યતા સ્થાપે છે. એવો બુદ્ધિનો સ્વભાવ જોઈને શ્રુતિએ વિજ્ઞાનપક્ષીની ઋત એ ડાબી પાંખ અને સત્ય એ જમણી પાંખ એમ દર્શાવ્યું. બુદ્ધિએ જેને સત્ય માન્યું, ત્યાં જ તે દૃઢ અનુસંધાન કરે છે, એ જાણીને વિજ્ઞાનનો આત્મા યોગ છે, એમ શ્રુતિએ કહ્યું.

યોગ એટલે અખંડ ઉદ્યોગ. તે ઉદ્યોગથી અને ધ્યાનથી સત્ય વસ્તુનો સંયોગ થાય છે. કદી પણ વિયોગ થવા દેતી નથી. એ સંયોગથી જે અપ્રાપ્ત છે તેને બુદ્ધિ પ્રાપ્ત કરી લે છે, અને અભિમાનથી પોતાને કૃતકૃત્ય માને છે; માટે વિજ્ઞાનનું મહાપુચ્છ એ જ પુચ્છ છે. અમુક વસ્તુ મેં પ્રાપ્ત કરી લીધી, એ મેં ખોટું કામ કર્યું, એમ બુદ્ધિએ મહત્ત્વ સ્વીકારીને પોતાને ધન્ય માનેલી; માટે તેનું મહાપુચ્છ ખરું છે. આ પ્રમાણે વિજ્ઞાન-પક્ષીનાં પાંચ અંગ છે, તેનો સાધકે વિચાર કરવો વિજ્ઞાનમય કોશ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ મળીને છ પ્રકારનો છે. એ આનંદમય કોશને ઢાંકે છે. બુદ્ધિ-માંથી સર્વ થાય છે, રહે છે અને લય પામે છે પણ બુદ્ધિનો નાશ થાય છે માટે વિજ્ઞાનમય કોશ બ્રહ્મ નથી. વિષયોના ગ્રહણ માટે જેમ મન સહાયક છે તેમ બુદ્ધિ પણ સહાયક છે, માટે વિજ્ઞાન આત્મા નથી, પણ એ વિજ્ઞાનમય કોશ અનાત્મા છે વિજ્ઞાનનું જે શ્રદ્ધા શિર છે, તેનો આલોક-પરલોકની દૃષ્ટિથી વિચાર કરીને ત્યાગ કરવો અને વેદાન્તમાં પ્રસિદ્ધ જે એક બ્રહ્મ, તેને જ ગુરુમુખે ગ્રહણ કરવો, અને તેમાં જ બુદ્ધિની શ્રદ્ધા લગાડવી. બાકી અનાત્મજાતનો ત્યાગ કરવો સત્ય અને ઋત એ શબ્દમાત્ર બે છે પરંતુ બન્નેનો અર્થ એક જ છે. બ્રહ્મ સત્ય અને અનાત્મ જાત મિથ્યા એમ માનવું. એ સત્ય-મિથ્યા સમજાય એટલે મિથ્યા ઉપરથી શ્રદ્ધા ઊઠી જાય છે અને સત્યને સત્યરૂપે ગ્રહણ કરવામાં આવે છે. પછી સત્યબ્રહ્મની જ બુદ્ધિ થાય છે અને મિથ્યા દેહબુદ્ધિ હટી જાય છે. બાદ અહર્નિશ ધ્યાનને લીધે બ્રહ્માત્મામાં અખંડ મિલન થાય છે. એવા દૃઢ અભ્યાસથી ધીરેધીરે દેહબુદ્ધિ છૂટે છે અને પોતાના પુચ્છરૂપે સ્થાપેલા મહત્ત્વને યાદ કરે છે. સાધક, "અહંબ્રહ્માસ્મિ" સ્મરે ત્યારે ત્રિપુટી રહે છે. એ જ મહત્ત્વ બુદ્ધિદ્વારા નિશ્ચયરૂપે ઠરાવવું. બુદ્ધિ સ્વાભાવિક બંધનકારક છે. પણ તે જ બુદ્ધિ વિવેક-વિચારથી મોક્ષ દેનારી થાય છે માટે મુમુક્ષુએ બુદ્ધિને શરણે જવું; એટલે પછી તે દેહબુદ્ધિનો ત્યાગ કરે છે, આત્માનું પ્રતિપાદન કરે છે અને મન સંશય રહિત થાય છે. આ પ્રમાણે બુદ્ધિ પરમાર્થમાં ઉપયોગી છે માટે બ્રહ્મ સાધ-વામાં વિજ્ઞાનમય કોશ સાધન છે, તેથી વિજ્ઞાનમય કોશ આત્મા નથી. બ્રહ્મ સત, બુદ્ધિ અસત્ છે. બ્રહ્મ ચેતન છે. વિજ્ઞાનમય કોશ જડ છે, અને તે ઉત્પન્ન થાય છે. વિજ્ઞાનમય સુખ-દુઃખથી ક્ષય પામે છે. બ્રહ્મ આનંદરૂપ છે. આ પ્રમાણે વિરોધ આવે છે, માટે વિજ્ઞાનમય કોશ બ્રહ્મ નથી વિજ્ઞાન સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે, તો તે આનંદમય કોશનું કાર્ય છે. ત્યારે વિજ્ઞાનથી જુદો આનંદમય બીજો બ્રહ્મ છે એમ શ્રુતિ કહે છે.

આનંદમય કોશમાંથી કાર્ય-કારણાદિ સર્વ પદાર્થ થાય છે, જીવે છે અને છેવટ તેમાં જ લય પામે છે. માટે આનંદમાં આત્મા છે. અન્નમયથી લઈને વિજ્ઞાનમય પર્યંત અનુક્રમે એક કાર્ય, બીજું કારણ; એમ ચારેય કોશ કારણો હોય પરંતુ કારણપણામાં આનંદમય કોશની કોઈ બરોબરી કરનાર નથી. આનંદમય કોશ વિના અનેક પ્રકારનાં ભૂતો ઉત્પન્ન થાય નહિ અને આનંદ વિના ક્ષણભર પણ જીવે નહિ. સુષુપ્તિમાં વિજ્ઞાન સહિત ચારેય કોશ મૂકીને પ્રાણ વિહાર કરે છે પરંતુ તેનું અસ્તિત્વ નથી. એ પ્રમાણે ચાર કોશ વિના સર્વ ભૂતો સુષુપ્તિમાં છે. તે આનંદમયમાં લીન થઈને સુષુપ્તિના સુખથી જીવે છે. એ સિવાય જીવે નહિ; માટે સર્વનું મુખ્ય કારણ આનંદમય કોશ છે. તે કોઈનું કાર્ય નથી. બીજામાં કારણનો આરોપ થાય છે, પરંતુ તે ચારે કોશ અનુક્રમે એકએકનું કાર્ય છે. આનંદમય કોઈનું કાર્ય ન હોઈ, સર્વનું કારણ હોવા છતાં પણ તેમાં ઊણપ હોવાને

લીધે 'વિચાર કર' એમ શ્રુતિ કહે છે. તેથી તેમાં ઊણપ છે અને તેને 'કોશ' એમ પણ શ્રુતિ કહે છે. એ ઉપરથી તેણે જેને ઢાંકેલ છે તે, તેનાથી જુદો છે એ વાત ખુલ્લી થાય છે. માટે તેનો વિચાર કરીને જે ઢંકાયલો છે તેને ગ્રહણ કરીને "કોશ" નામના ગોટાળાનો ત્યાગ કરવો. ચાર કોશનો નિષેધ કર્યો, પણ આ અતિ સૂક્ષ્મ હોવાથી વિચારક વિના, આ કોશમાંથી લોક મુક્ત થઈ શકતા નથી, પણ ઊલટા બંધનમાં પડે છે. આ આનંદમય સર્વના બીજરૂપ હોવાથી ચાર કોશનો નાશ થાય પણ આ પાંચમાનોનાશ ન થવાને લીધે જીવ મુક્ત થતો નથી. જ્યાં સુધી બુદ્ધિ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી સ્ફૂર્તિ હોય છે. અને એ જ સ્વ સ્વરૂપ પર ભાસેલી માયા છે. તેના બે પ્રકાર: એક જ્ઞાન અને બીજું અજ્ઞાન. તે જ વિદ્યા અને અવિદ્યા. તે વિદ્યા–અવિદ્યામાં પડેલાં પ્રતિબિંબ તે જીવ અને ઈશ્વર છે. વિદ્યાસહિત ઈશ્વર નિમિત્ત કારણ અને અવિદ્યા સહિત જીવ ઉપાદાન કારણ છે. બુદ્ધિથી માંડીને દેહ પર્યંત આ સર્વજગત કાર્યરૂપ છે. જીવ પણ કાર્યરૂપજ છે, પરંતુ તે સુષુપ્તિમાં અજ્ઞાનનું કારણ છે. ઈશ્વર કાર્યમાં આવતો નથી, માટે તે નિમિત્ત છે. જે ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં છે તે ઉપાદાન–કારણ આનંદમય કોશમાં એ ઉપર કહેલા પાંચ પ્રકાર છે પરંતુ અંદર અજ્ઞાન હોવાને લીધે આ કોશ બાધક છે.

સ્વ–સ્વરૂપના ન જાણવાને કોશ કહે છે. અવિદ્યા, માયા, જીવ, શિવ એ વિકારી છે. અવિદ્યા આત્માને ઢાંકે છે અને વિદ્યા તેમાં જગત–કાર્ય ઉત્પન્ન કરે છે. ઈશ્વર જગતનો અલિપ્તપણે પ્રેરક છે, અને જીવ સુખ–દુઃખનો ભાગીદાર છે માટે માયા સહિત એ પંચક બાધક છે. આ આનંદમય કોશરૂપી પક્ષીનું શિર પ્રિય છે, અને મોદ ડાબી પાંખ તથા પ્રમોદ જમણી પાંખ છે. આનંદ આત્મા છે, અને બ્રહ્મ પુચ્છ છે. બુદ્ધિનો બહારનો વ્યાપાર બંધ થાય છે અને તે વિશ્રાન્તિ લેવા માટે પાછી વળે છે ત્યારે પ્રથમ વાસનામાં સુખાકારતા લાગે છે. તે આ આનંદમય કોશનું શિર છે. બુદ્ધિ પાછી ફરે, ને તેના તરંગો બંધ પડવાથી સુખાકારતા ઉત્પન્ન થાય છે તે જ સુષુપ્તિ કાળનો મોદ સમજવો. જ્યારે ગાઢ સુષુપ્તિ લાગે ત્યારે વૃત્તિ પ્રમોદાકારે થાય છે અને ઘન સુષુપ્તિનો જે આનંદ, તે આનંદમય કોશનો આગા.

પ્રિય, મોદ, પ્રમોદ અને આનંદ; એ ચારેય સુખનો સ્વાદ, અજ્ઞાનરૂપ વૃત્તિનો છે. એક સુખ છે અને તે સુખ લેનાર કોઈ બીજો છે. એવી ત્રિપુટી છે. તે અદ્વિતીય સુખઘન આત્મા નથી. કેમકે એ ત્રિપુટીરૂપ વૃત્ત્યાનંદની ઉત્પત્તિ અને નાશ થાય છે. એ ચાર પણ જેમાંથી થયાં અને માયાદિ પંચક જેમાંથી થયું તે બ્રહ્મ અનાદિ એક છે અને આ વૃત્તિજન્ય સુખો તેમજ માયાદિ પંચક, ઉત્પન્ન થયેલામાં આવે છે. માટે તેને દૃશ્ય પ્રમાણે ભૂતો (પેદા થયેલાં) સમજવાં. એ જેમાંથી થયાં તે બ્રહ્મ પુચ્છ, એમ વર્ણવેલું છે. શ્રુતિનો ભાવ અધિષ્ઠાન પર છે, તેથી સર્વ બ્રહ્મમાંથી થયું એમ કહેવાયું છે; છતાં સર્વ આનંદમય કોશમાંથી થયું એમ શ્રુતિએ કહ્યું તે અમસ્તું છે. એવું વર્ણન કરવાનો હેતુ એ છે કે અધિકાર પ્રમાણે સાધક વિચાર કરીને ખરું શું છે તે પોતે પોતાની જાતે સમજી લે. માટે જ પુચ્છરૂપે તાત્પર્ય રાખેલું છે. ચાર કોશરૂપી પક્ષીઓનાં અંગો અને પુચ્છ જેમ મિથ્યા છે, તેમ પાંચમા આનંદમય કોશરૂપી પક્ષીનાં અંગો પણ મિથ્યા છે. જ્યારે એ મિથ્યા છે, અર્થાત્ છે જ નહિ; તો પછી તે આનંદમયને પુચ્છ કયાંથી હોય? પુચ્છ નથી, તો પુચ્છરૂપે વર્ણવેલ બ્રહ્મ પુચ્છ શી રીતે થશે?

બ્રહ્મ કોઈનું કાર્ય નથી અને કારણ પણ નથી. તેમ નિમિત્ત કે ઉપાદાન પણ નથી. માત્ર માયાભ્રમનું અધિષ્ઠાન છે. સત્ય બ્રહ્મ વિના મિથ્યા ભ્રાન્તિનું અધિષ્ઠાન બીજું કોણ થાય? કોઈ જ નહિ. માટે શ્રુતિએ કહ્યું કે જેમાંથી આ સર્વ થયાં તે અધિષ્ઠાન બ્રહ્મ છે સર્વ કોશનાં પાંચ–પાંચ અંગો મિથ્યા સમજીને તેનો ત્યાગ કર્યો. તેવો જ વૃત્ત્યાનંદનો ત્યાગ કરવો અને આનંદમયના અંતમાં પુચ્છરૂપે સ્થાપિત કરેલ જે બ્રહ્મ, તે જ આત્મા, એમ બીજા અનાત્માનો ત્યાગ કરીને અભ્યાસથી આ આત્માનો દૃઢ નિદિધ્યાસ કરવો.

મનોમય કોશમાં કેવળ ઉપદેશ, વિજ્ઞાનમયમાં

સાધન તથા અભ્યાસ અને આનંદમયમાં નિજ ધ્યાસ થાય છે. એ પ્રમાણે સર્વનો અભાવ થાય ત્યાં સુધી નિજ ધ્યાસ કરવો.

**પ્રિય**—અન્નમય કોશથી લઈને વિજ્ઞાનમય કોશ સુધીની પ્રીતિ મિથ્યા છે અને સર્વની ખરી પ્રીતિ પોતાને માટે છે એવું જે સ્મરણ, તેને પ્રિય કહે છે.

**મોદ**—પ્રિય પદાર્થોમાં સર્વની પ્રીતિ મારા પર છે. તે સર્વ પ્રીતિ કરનારાં અહીં છે જ નહિ. કેવળ હું મારે એકલો જ છું. એવું જે સ્મરણ, તેને મોદ કહે છે

**પ્રમોદ**—મોદમાં હું એકલો જ છું એવું સ્મરણ થાય છે અને ત્યાર પછી જે કૃ[illegible]ચતા લાગે છે, તેથી ઘણું સુખ થાય છે. તેને પ્રમોદ કહે છે.

**આનંદ**—પ્રિય, મોદ અને પ્રમોદ એ ત્રણે વૃત્ત્યાનંદ છે. અને વૃત્ત્યાનંદ સર્વ નષ્ટ થયા પછી નિવૃત્તિરૂપે, સુખરૂપ અધિષ્ઠાનમાં જે સ્થિરતા થાય છે તેને આનંદ કહે છે.

એ આનંદમાં એકમાત્ર સુખને અનુભવનાર સામાન્ય વૃત્તિ ત્રિપુટી સહિત છે. તે સ્ફુતિ-વૃત્તિનો જ્યારે લય થશે ત્યારે જ બ્રહ્મરૂપ જે પુચ્છ છે તેમાં સ્થિતિ થશે, અર્થાત્ એક માત્ર અધિષ્ઠાન બ્રહ્મ, જેમનો તેમ બાકી રહેશે.

હે રવિદત્ત! આ શ્લોકમાં અનાત્મા કોણ અને આત્મા કોણ, તેનો ગોટાળો હતો; તે ગોટાળો કાઢીને આત્મા કોણ તે સ્પષ્ટ બતાવ્યું, અને પંચકોશાત્મક ત્રણ દેહરૂપો જે બત્રીસ તત્ત્વોનો અનાત્મા, તે પણ સ્પષ્ટ બતાવ્યો.

**અન્નમય કોશ**—પાંચ ભૂત અને પાંચ પ્રાણ એવાં દશ પ્રકારનાં જડરૂપો મળીને અન્નમય કોશ થાય છે.

**પ્રાણમય કોશ**—પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો મળીને થયેલા દસ પ્રકારના સમુદાયને પ્રાણમય કોશ કહે છે.

**મનોમય કોશ**—પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન મળીને છ તત્ત્વોના થયેલા સમુદાયને મનોમય કોશ કહે છે.

**વિજ્ઞાનમય કોશ**—બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો; એમ છ તત્ત્વોના સમુદાયને વિજ્ઞાનમય કોશ કહે છે.

**આનંદમય કોશ**—સ્ફૂર્તિ, વિદ્યા, અવિદ્યા, જીવ અને ઈશ્વર; એવા પાંચ પ્રકારના સમુદાયને આનંદમય કોશ કહે છે.

ઉપર કહેલા પાંચ કોશથી અર્થાત્ બત્રીસ તત્ત્વોથી ચેતનજ્યોતિ અલગ છે. બત્રીસ તત્ત્વોરૂપ પાંચ કોશ રૂપાત્મક છે. તેથી તે બત્રીસથી, યાને રૂપથી ચેતન-જ્યોતિ જુદી છે.

બત્રીસ તત્ત્વોના પાંચ કોશ. તે પાંચ કોશના ત્રણ દેહ, અને તે ત્રણ દેહના જે અનેક પ્રકારના વ્યાપાર થાય છે, તે જ જીવને વિહાર કરવાની જાગ્રદાદિ ત્રણ અવસ્થા છે. સ્થૂળ અને સૂક્ષ્મ દેહને આધારે જીવની વિષયાકાર ક્રિયા થાય છે. તે પાંચ વ્યાપારને જાગૃતિ કહે છે. ખરું જોતાં જડને વળી અવસ્થા શાની? પણ જડ સ્થૂળદેહ, સૂક્ષ્મ દેહને લીધે બોલતા-ચાલતા જેવો દેખાય છે, તેથી સ્થૂળ દેહની જાગ્રત-અવસ્થા કહી.

વિચાર કરીને જોઈએ તો જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થા બુદ્ધિને થાય છે, પરંતુ સ્થૂળ દેહ ક્રિયા કરે છે, માટે જાગૃતિ કહે છે. બુદ્ધિ અને મન, પાંચ પ્રાણને લીધે ચલન પામે છે; અને પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા પાંચ વિષય ગ્રહણ કરે છે, તેમ જ કર્મેન્દ્રિયોના સહકારથી વચન, ગમન આદિ ક્રિયા થાય છે. આ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયોનો દસ પ્રકારનો થનારો જે વ્યાપાર, તેને જાગ્રત અવસ્થા કહે છે. તેનું સ્થાન નેત્ર છે એમ કહે છે. પરંતુ તે ઉપલક્ષણ છે. ખરું જોતાં દસ વ્યાપારનાં સ્થાન જે દસ ઇન્દ્રિયો તે જ જાગૃતિનાં સ્થાન સમજવાં. જાગૃતિના સ્થૂળ વ્યાપારમાં નેત્રનું વિશેષ કામ પડે છે, અને પાંચ કોશને રૂપાદિ કહેલ છે. તે રૂપ ઓળખવા માટે નેત્રની જરૂર છે, માટે જાગ્રતનું નેત્ર સ્થાન છે એમ કહેલું છે. રૂપાદિ કહેવાથી સહજ પાંચ વિષયોનું ગ્રહણ થાય છે, નેત્ર સ્થાન કહેવાથી દસ ઇન્દ્રિયોનાં સ્થાન છે એમ સમજવું

**પરાવાચા**—પ્રથમ જ થનારું જે સ્ફુરણ, તેને પરાવાચા કહે છે.

**પશ્યંતિવાચા**—પ્રથમ સ્ફુરણ થયા પછી આભાસ થાય તેને પશ્યંતિવાચા કહે છે.

**મધ્યમાવાચા**—આભાસ થયા પછી મનન થાય તેને મધ્યમાવાચા કહે છે.

**વૈખરીવાચા**—સ્પષ્ટ શબ્દ બોલવામાં આવે તેને વૈખરીવાચા કહે છે. જાગતના બાહ્ય વ્યાપારનો ત્યાગ કર્યો એટલે સ્વપ્નાવસ્થા થઈ. આંખ બંધ કરીને કલ્પિત પદાર્થોના મનન કરે અથવા ઊંઘમાં ઊલટું દેખે, એ બે પ્રકારની ક્રીડા અંદર ને અંદર થાય છે તેને સ્વપ્નાવસ્થા કહે છે. તે બે પ્રકારની ક્રીડા મનનાત્મક છે. તે મનન કંઠમાંથી થાય છે માટે સૂક્ષ્મ દેહની સ્વપ્નાવસ્થાનું સ્થાન કંઠ છે.

**સુષુપ્તિ અવસ્થા**—મન અને બુદ્ધિ શ્રમ પામીને નિચેષ્ટિત થઈ પડે છે અને લીન થાય છે તે વખતે જે શ્રમથી સુખાકાર સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને સુષુપ્તિ-અવસ્થા કહે છે.

સુષુપ્તિ–અવસ્થાનાં બે લક્ષણ છે. એક ગાઢ નિદ્રા અને બીજું ઉદાસીનપણું. બે દેહ નષ્ટ થયા તો પણ અવિદ્યાસ્ફૂર્તિ રહે છે. તેને અજ્ઞાન પણ કહે છે. અજ્ઞાનનો ખાડો તે હૃદયસ્થાન છે તેથી કારણદેહનું અને સુષુપ્તિ–અવસ્થાનું સ્થાન હૃદય છે જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થા બુદ્ધિની છે પરંતુ વ્યાપાર ભેદથી ત્રણ દેહમાં ત્રણ અવસ્થા લગાવે છે. સ્થૂળ દેહ જાગૃત-અવસ્થા અને નેત્રસ્થાન. અને એ સર્વ સાકાર દૃશ્ય છે. પ્રણવની અકાર માત્રા એ જ સ્થૂળ દેહમાં છે. સૂક્ષ્મદેહ, સ્વપ્નાવસ્થા અને કંઠસ્થાન, એ ભાસકરૂપે પ્રણવની ઉકારમાત્રા સૂક્ષ્મદેહમાં છે. કારણ દેહ, સુષુપ્તિ અવસ્થા અને હૃદયસ્થાન, એ અજ્ઞાન ભ્રાન્તિરૂપ પ્રણવની મકારમાત્રા કારણદેહમાં છે.

ત્રણે અવસ્થાનું અભિમાન એક હુંપણું છે. તેનાં ત્રણ જુદાં જુદાં લક્ષણ છે, તે અહીં કહું છું. હું પોતે અસંગ છું એ ન સમજીને અજ્ઞાનથી 'અહંબ્રહ્માસ્મિ' સ્ફુરણ થયું, તેને લીધે દેહાદિકને દેખ્યા ત્યારે ' હું દેહ ' એવી દૃઢ ભાવના થઈ. પછી તે દેહના ધર્મ તે મારા જ છે, એવી કલ્પના કરી તે દેહબુદ્ધિ, અનંત કલ્પો ગયા તોપણ ક્ષીણ થઈ નહિ જે જે વખતે જે દેહ પ્રાપ્ત થાય તેને 'હું' એમ દૃઢપણે માનીને બેસે છે. એક દેહનો ત્યાગ થયો તોપણ હુંપણાનો ત્યાગ કરતો નથી; પરંતુ તે દેહ છૂટે તે પહેલાં જ બીજા દેહનું અભિમાન ધરે છે અને પછી પુરાણા દેહનો ત્યાગ કરે છે. એ પ્રમાણે અનંત દેહ ગયા તો પણ હું-પણું ટળતું નથી.

એવું જે હુંપણું, તે એક દેહમાં ત્રણ અવસ્થાને અને ત્રણ દેહને લઈને બેઠું છે, જાગ્રતમાં સ્થૂળદેહને દૃઢ ધરીને એ જ હું અને આ બીજાં બધાં મારાં. એમ હુંપણાનું અને મારાપણાનું અભિમાન છોડતો નથી. એ જ જાગ્રત–અવસ્થાનો વિશ્વાભિમાની છે. સ્વપ્નાના કલ્પિત દેહને હું માનીને એ જ હુંપણું બેઠું છે. તેને તૈજસ અભિમાની કહે છે. અમસ્તાં બેઠાં હોઈએ ત્યારે મનમાં, ' આ મેં કર્યું, અને બીજું પણ કાંઈ અદ્ભુત કરીશ પહેલા કરેલું તે હાલ ભોગવું છું. હાલમાં જે કરીશ તે પછી ભોગવીશ.' એવા કર્તાપણાના સંસ્કાર, મનનમાં અને મનનમાંના સંસ્કારસ્વપ્નમાં ગ્રહણ કરે તેને તૈજસ કહે છે. કર્તાપણાનું અને ભોક્તાપણાનું અભિમાન લેનારો એ સૂક્ષ્મદેહની સ્વપ્નાવસ્થાનો અભિમાનીતૈજસ, ગાઢ સુષુપ્તિમાં અથવા ઉદાસીનતામાં 'હું નથી જાણતો', એવું જે અભિમાન ધરે છે, તે જ કારણશરીરની સુષુપ્તિ-અવસ્થાનો પ્રાજ્ઞ અભિમાની છે. આ પ્રમાણે એક હુંપણાના વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એવા ત્રણ પ્રકાર કહ્યા, અને તે ત્રણ દેહના ત્રણે અભિમાની છે, એ પણ કહ્યું. હવે ત્રણ દેહના ત્રણ ભોગ કહું છું.

**સ્થૂળભોગ**—સ્થૂળદેહને પ્રત્યક્ષ વિષય, દૃશ્યાકારથી જ્યારે ભોગ્ય હોય ત્યારે જ ભોગવવા, એવો અનુભવ આવે તે સ્થૂળભોગ.

**પ્રવિવિક્ત ભોગ**—મનથી સંભારે ત્યારે ભાસે, ને તે પદાર્થ દ્વારા સુખદુ:ખ ઉત્પન્ન થાય તેને પ્રવિવિક્ત ભોગ કહે છે.

**આનંદ ભોગ**—સર્વ વિકારજાત નષ્ટ થવાથી જે સહજ સુખાકારતા થાય તેને આનંદભોગ કહે છે.

સ્થૂળદેહના સ્થૂળભોગ. સૂક્ષ્મદેહના પ્રવિવિક્ત ભોગ. કારણ શરીરનો આનંદભોગ જાગ્રતિમાં સર્વ જાણવાપણું છે, તેથી જાગૃતિનો સત્ત્વગુણ છે. સ્વપ્નાવસ્થામાં

કંઈક જ્ઞાન અને કંઈક અજ્ઞાન હોય છે, માટે સ્વપ્નાવસ્થાનો રજોગુણ છે. સુષુપ્તિમાં બધું જ અજ્ઞાન છે, માટે સુષુપ્તિનો તમોગુણ છે. આ પ્રમાણે અવસ્થાના આધારથી ગુણોની વહેંચણી કહી. પરંતુ સ્થૂળશરીર રજોગુણમાંથી થયું છે માટે સ્થૂળદેહનો રજોગુણ. સૂક્ષ્મદેહમાં મન-બુદ્ધિ, એ જાણનારાં તત્ત્વો છે અને મનને વિષ્ણુની ઉપમા આપી છે. વિષ્ણુ સત્ત્વગુણી જ્ઞાની છે, માટે સૂક્ષ્મદેહનો સત્ત્વગુણ. કારણશરીર એટલે અજ્ઞાન.. અજ્ઞાન એ જ તમોગુણ, માટે કારણ શરીરનો તમોગુણ. છે. દેહના સંબંધથી રજ, સત્ત્વ, તમ એમ ત્રણ ગુણ આવે છે અને તે દેહની જે અવસ્થા, તેના સંબંધથી સત્ત્વ, રજ, તમ, એ ગુણ આવે છે. આ વિરોધ દેખાશે; પરતુ બન્ને પ્રકાર લેવામાં બાધ નથી. મિથ્યા પદાર્થ વિષે ગમે તે બોલીએ તોપણ હરકત નથી. જે વખતે જે પ્રસંગ આવે તે વખતે તેવું બોલવું.

જેટલાં સ્થૂળ શરીરો છે તે બધાં દ્રવ્યશક્તિનાં છે. અર્થાત્ સ્થૂળદેહ સાકાર છે માટે સ્થૂળદેહની દ્રવ્ય-શક્તિ. સૂક્ષ્મદેહનાં સત્તર તત્ત્વો ક્રિયા કરે છે માટે સૂક્ષ્મદેહની ક્રિયાશક્તિ. કારણ શરીરમાં વાસના ગુપ્ત રહે છે, માટે કારણદેહની ઈચ્છાશક્તિ. સ્થૂલદેહનો વ્યાપાર સ્થૂલ, તે બોલ્યા વગર થતો નથી, માટે જાગૃતની વૈખરીવાચા. સ્વપ્નાવસ્થામાં સંસ્કારથી-મનન થાય છે માટે સ્વપ્નાવસ્થાની મધ્યમાવાચા. સુષુપ્તિ-અવસ્થાની પશ્યંતિ વાચા છે અને ત્યાં જ પરાવાચા પણ છે. કોઈ પરાવાચાને ચોથા દેહમાં લગાવે છે. પરંતુ વેદાન્તમાં ચોથો દેહ નથી. સુષુપ્તિ-અવસ્થામાં અહંસ્ફૂર્તિ છે, અને તે ભાસે છે માટે જ સુષુપ્તિ-અવસ્થાની પરા અને પશ્યંતિ વાચા છે.

## ખરા દેહ કેટલા તેનો નિર્ણય

કોઈ મતવાદી ચાર, પાંચ, નવ, તેર દેહ છે, એમ દેહનો લોભ ધરીને વર્ણન કરે છે, પરંતુ તે વ્યર્થ સમજવું. ખરો વિચાર કરવાથી સમજાશે કે બે દેહ સિવાય ત્રીજો દેહ જ નથી અંતઃકરણ-સ્ફૂર્તિ તે જ માયા. તે જ મૂળ પ્રકૃતિ. તેનું પ્રત્યગાત્મા (બ્રહ્મ) અધિષ્ઠાન છે. તેને ન જાણીને મૂર્ખ ચોથો દેહ માને છે. પરંતુ સ્થૂળ અને સૂક્ષ્મ એ બે દેહ જ ખરા છે. બે દેહ સિવાય કાંઈ સમજાતું નથી, માટે તે ન સમજવાને અર્થાત્ અજ્ઞાનને કારણશરીર કહે છે, અને જ્ઞાનને મહાકારણદેહ, મંદ બુદ્ધિવાળા લોક માને છે; તેને અમે પૂછીએ છીએ કે જે જ્ઞાનને મહાકારણદેહ તમે માનો છો, તે જ્ઞાન સામાન્ય છે કે વિશેષ છે? જો તે વિશેષ જ્ઞાન હશે, તો સૂક્ષ્મદેહને પણ વિશેષ જ્ઞાન છે. અને સૂક્ષ્મદેહને માનેલો હોવાથી ચોથો દેહ માનવાનું કંઈ કારણ નથી. હવે જો તે જ્ઞાન સામાન્ય હશે તો તે ચિદ્રૂપ બ્રહ્મ થશે. બ્રહ્મને 'દેહ' એમ કોણ બોલે? બ્રહ્મને તુર્યાવસ્થા થતી હોત તો ત્રણ અવસ્થા પ્રમાણે તે અનુભવમાં આવત. એક અવસ્થાનો ઉદય થાય છે ત્યારે બે અવસ્થાનો લોપ થાય છે. એમ પ્રાણીમાત્રને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા સિવાય ચોથી અવસ્થાનો કોઈને અનુભવ નથી. જાગૃતમાં વિચાર સાથે જ્ઞાનદશા સ્ફુરે છે. તેવી રીતે સ્વપ્ન અને સુષુપ્તિમાં પણ જ્ઞાન-ચેતન સ્ફુરે છે. તેનો લોપ કોઈપણ અવસ્થામાં થતો નથી. જે જ્ઞાન ત્રણે અવસ્થામાં કાયમ હોય, તે જ્ઞાનને 'અવસ્થા' કેમ કહેવાય? ત્રણ અવસ્થા સિવાય ચોથી અવસ્થા કે જે અનુભવમાં આવતી નથી, તે તુર્યાવસ્થા (જ્ઞાન) અમે સમાધિકાળમાં અનુભવેલ છે એમ કોઈ કહે, તો તેને પૂછવું કે, તે જે તુર્યાવસ્થા અનુભવેલી, તે સવિકલ્પ છે કે નિર્વિકલ્પ? જો સવિકલ્પ હોય તો તે વૃત્તિ હશે અર્થાત્ સામાન્ય રીતે સૂક્ષ્મદેહ હશે; અને જો નિર્વિકલ્પ હોય તો અંતઃકરણની નિવૃત્તિ થશે અંતઃકરણ વિદ્યા-અવિદ્યાત્મક છે. તેને કારણશરીર કહે છે. પછી તુર્યા કોને કહેવાય? તોપણ તમે તેને જ તુર્યાવસ્થા માનશો તો તમને બ્રહ્મનો અનુભવ શી રીતે આવશે? તમે ક્યારેક વૃત્તિ સાથે ભ્રમણ કરો છો અને ક્યારેક શૂન્યમાં પડો છો, છતાં ચાટ બનીને ખાલી બડબડ કરો છો. તુર્યા, ઉન્મની એ સર્વ પણ વૃત્તિની અપેક્ષાથી છે, તે ચિદ્રૂપ જ્ઞાન શાનું? ત્રિપુટી સહિત જે બ્રહ્માનુભવ, તેને સવિકલ્પ કહે છે તેમાં કર્તાપણાનું લક્ષણ સ્વતઃ છે, પણ તેનું નિરૂપણ હું પછી કરીશ. મતવાદી પ્રીતિથી ઘણા દેહ માને છે. મહાકારણદેહની કલ્પના કરીને તેનો અભિમાની પ્રત્યગાત્મા છે એમ

કલ્પે છે અને તુર્યાવસ્થાની કલ્પના કરીને તેનું મૂર્ધની-સ્થાન કલ્પે છે તથા નિગલંબભોગ અને પ્રણવની અર્ધમાત્રા કલ્પે છે.

પ્રત્યગાત્મા 'અહં બ્રહ્મ' એવી જે અભિમાનાત્મક સ્ફૂર્તિવૃત્તિ, તે ચિદાભાસ જીવની—એટલે સૂક્ષ્મ-દેહની જ એક જાત છે. ' અહં બ્રહ્મ ' અભિમાન બ્રહ્માત્મામાં શી રીતે હોય ? છતાં, " તેમાં અભિમાન હોય છે " એમ મતવાદી માનતો હોય તો તેને ખરું સ્વરૂપજ્ઞાન થયું નથી એમ સમજવું. અર્ધમાત્રા, અને નિરાલંબભોગ, એ બ્રહ્મમાં શેનાં હોય ? નિર્વિકારી જે અદ્વય બ્રહ્માત્મા, તે વિકારી જીવ શી રીતે થશે ? આત્મા વિકારી થઈ શકતો નથી, માટે સાધકે મતવાદીઓના કુતર્કને મૂકીને ત્રણ દેહ અને પાંચ કોશનો નિષેધ કરી ચોથો પોતે પ્રત્યગાત્મા બ્રહ્મ છે એમ જાણવું.

શિષ્ય—ચાર દેહ છે એમ માંડુક્ય શ્રુતિ કહે છે.

ગુરુ—ચાર નહિ પણ ત્રણ જ દેહ કહે છે. તે ચતુર્થ પાદ કહે છે, પણ ચાર દેહ છે એમ માનતી નથી. જો ચોથો દેહ છે એમ માનતી હોય તો તેને 'શાશ્વત ' કેમ કહે ? ચતુર્થ પાદને શાશ્વત કહે છે, તેથી તે દેહ નથી તે અંતઃપ્રજ્ઞ નથી અને બાહ્ય પ્રજ્ઞ નથી તેમજ ઉભયપ્રજ્ઞ પણ નથી તે અદૃશ્ય, અગ્રાહ્ય અલક્ષ્ય આત્મા છે. ત્રણ દેહ એ જ ત્રિપાદ. તેનો નિષેધ થયા પછી આત્માની પ્રાપ્તિ. માટે ત્રણ દેહના હિસાબથી તેને (આત્માને) ચોથો કહે છે પણ તે ચોથો નથી. કારણકે જ્યાં એકપણું સ્પર્શ કરી શકતું નથી ત્યાં 'ચોથો' એ વિશેષણ શી રીતે લાગશે ? હે, રવિદત્ત ! તે જ આત્મા—બ્રહ્મ તું છે ! એ ત્રિવિધ પ્રતીતિ સત્ય છે સત્ય. અન્યથા નથી આ સ્થૂળ દેહ પાંચ ભૂતનો, અસ્થિ માંસનો તેમજ અસત્ જડ દુઃખરૂપ છે. તું નિર્વિકારીને તેનો વિકાર શાનો ? તું તો જેમનો તેમ જ છે. તે દેહના વ્યાપારને જાગૃત—અવસ્થા કહે છે તું નિર્વિકારી બ્રહ્મને અવસ્થા કેવી ? તેં જાગૃતનું નેત્ર સ્થાન છે તું સદા જાગૃત બ્રહ્મને સ્થાન—માન કોણ કહી શકે ? એ પ્રણવની અકાર માત્રા છે. તેનું અભિમાન લેવું, એ ચિદાભાસ જીવની કરણી છે. તું તો નિરભિમાન સાક્ષી છે. સત્ત્વ ગુણનો, દ્રવ્યશક્તિનો કે વૈખરીવાણીનો તને સ્પર્શ નથી થતો. એ રૂપગુણદોષથી જે અલગ છે તે જ બ્રહ્માત્મા તું છે. સત્તર તત્ત્વોનો સૂક્ષ્મદેહ, તે સ્થૂલદેહને પોતાનું ધામ બનાવીને ક્રીડા કરે છે. એ ત્રણ કોશનું અધિષ્ઠાન, સર્વાતિત આત્મા તું છે. સત્તર તત્ત્વોની ક્રીડાનું નામ સ્વપ્નાવસ્થા અને તું તો આત્મા સચ્ચિત્ ઘન, અવસ્થાતીત છે. સ્વપ્નાવસ્થાનું સ્થાન કંઠમાં. તને તો આંગળી ચીંધીને કોઈ બતાવી પણ ન શકે. ઉકાર માત્રાભાસ દેહમાં તું બ્રહ્મ ભાસાતિત છે. મુક્તનો દેહાધ્યાસ લઈને કર્તાપણાનું અભિમાન કરનારો જે તૈજસ, તે તારું મિથ્યા પ્રતિબિંબ છે. તું તો નિરભિમાન બિંબાત્મા છે. યાદ કરીને સુખ—દુઃખ ભોગવવાં એ સૂક્ષ્મદેહનાં સૂક્ષ્મ સંકટ છે. તું કૂટસ્થ આત્મામાં કોઈ કાળે પણ ભોક્તાપણું આવી શકતું નથી. રજોગુણ, ક્રિયાશક્તિ અને મધ્યમાવાણી આદિ વિકાર સૂક્ષ્મદેહમાં છે. તું નિર્વિકાર બ્રહ્મ પરમાત્મા, ગુણવિકારથી અતીત છે. વળી તું કારણશરીરરૂપી અજ્ઞાનનો પ્રકાશક છે. તો તને અજ્ઞાન શાનું ? બુદ્ધિ વ્યાપાર કરતી બંધ થાય તેનું નામ ઠરાવ્યું સુષુપ્તિ તે અવસ્થા તારે માટે નથી કહી. તું તો પ્રત્યગાત્મા બ્રહ્મ છે. સુષુપ્તિ—અવસ્થાનું સ્થાન હૃદય તું અદ્વૈત સ્થાન—માનથી અતીત છે. અવિદ્યામાં જે પ્રતિબિંબ પડયું, તેણે બળપૂર્વક અજ્ઞાનનું અભિમાન પોતાને માથે લીધું. તે અભિમાનનો તું બ્રહ્માત્માને સ્પર્શ પણ થયો નથી. તું સર્વનું વિશ્રાન્તિ સ્થાન છે. સર્વ વિકારો તારામાં વિશ્રામ કરી સુખ પામે છે યાત્રી વૃક્ષછાયામાં સુખી થાય છે. તે વૃક્ષ તું જ અભોક્તા આત્મા છે. કારણદેહમાં તમોગુણ, ઇચ્છાશક્તિ અને વિકારી વાણી પશ્યંતિ છે; પણ તું તો ગુણવિકારથી અતીત બ્રહ્માત્મા છે.

સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત જેટલો સમુદાય છે તેનાથી આત્મા વિલક્ષણ છે. હે રવિદત્ત ! તે જ બ્રહ્મ તું છે. સર્વ સમુદાય મળીને પાંચ કોશ, અને પાંચ કોશના ત્રણ દેહ, તેના રૂપથી ચેતનજ્યોતિ અલગ છે, તે જ તું બ્રહ્મ છે. જેમ આકાશ ઘડાથી, જળથી અને જળાકાશથી ભિન્ન છે, તેમ સ્થૂળ

## આત્મા અને ત્રણ દેહની

| દેહ | આકાર | અવસ્થા | સ્થાન | માત્રા | અભિમાની |
|---|---|---|---|---|---|
| સ્થૂળ દેહ પાંચ ભૂતનો | જડ, દુઃખરૂપ અસ્થિ માંસનો | આ દેહની જાગ્રત અવસ્થા | જાગૃતિનું સ્થાન નેત્ર | પ્રણવની અકાર માત્રા | સ્થૂળ દેહનો અભિમાની વિશ્વ |
| તું આત્મા | નિરાકાર | અવસ્થાતીત | સદા જાગૃત | નિર્વિકાર | નિરભિમાન સાક્ષી |
| સૂક્ષ્મ દેહ | જડ, દુઃખરૂપ સત્તર તત્ત્વનો | આ દેહની સ્વપ્નાવસ્થા | કંઠસ્થાન | ઉકારમાત્રા | તૈજસ અભિમાન |
| તું આત્મા | સૂક્ષ્મથી સૂક્ષ્મ | અવસ્થાતીત | અનિર્દેશ્ય | ભાસાતીત | નિરભિમાન |
| અજ્ઞાનરૂપી કારણ-શરીર | અજ્ઞાન | સુષુપ્તિ-અવસ્થા | હૃદયસ્થાન | મકાર માત્રા | પ્રાજ્ઞઅભિમાન |
| કારણનું પણ કારણ તું આત્મા | જ્ઞાનરૂપ | અવસ્થાતીત | સ્થાનાતીત | જ્ઞાનસ્વરૂપ | નિરભિમાન |

સૂક્ષ્મ સહિત જીવ-ઇશ્વરથી તું ચિદ્રૂપ ભિન્ન છે. જે ચિદ્રૂપ સર્વના રૂપથી ભિન્ન છે તે ગુણ-દોષથી લેપાતો નથી, માટે જેને અવસ્થા સ્પર્શ કરતી નથી, તે બ્રહ્મ તું છે જેમ ઘડાનો વ્યાપાર ઘટાકાશને સ્પર્શ કરતો નથી, તેમ જેને અભિમાન સ્પર્શ કરતું નથી તે બ્રહ્મ તું છે. સચ્ચિદાનંદ આત્મા ઉપર નામરૂપની કલ્પના છે. એ કલ્પનાતીત અધિષ્ઠાન આત્મા તું છે. તે તું બ્રહ્મ-આત્મા આજ નવો નથી થયો પણ પ્રથમથી જ છે, પરંતુ હું આત્મા નથી, હું તો જીવ છું, એવું જે ભેપણું માનતો હતો, તે કલ્પનાનો ત્યાગ કરીશ એટલે તારો આત્મા તું જ છે.

શિષ્ય-'તું' શબ્દમાંથી અપરોક્ષતા આવે છે અને 'તે' કહેવાથી પરોક્ષતા થાય છે, ત્યારે એ શી રીતે સમજવું ?

ગુરુ-તું, તે, એ શબ્દો પર-અપર છે. એ ઉપાધિને લીધે ભાસમાત્ર છે. બાકી બન્ને એકરૂપ છે. જેમ તું રાજા, સુખ શય્યાપર સૂતેલો છતાં તે જ તું, સ્વપ્નમાં સમુદાય મેળવીને અંત્યજને ઘેર ભીખ માગતો હતો. સ્વપ્નમાં કંગાલપણાની ઉપાધિ હતી માટે તું અત્યંજ બનેલો હતો. જે સ્વપ્નમાં અંત્યજ બનીને ભીખ માગતો હતો તે જ તું પહેલાંનો રાજા છે. પોતાને સ્વપ્નમાં ભિખારી માનતો હતો તે તું નથી. એ જ પ્રમાણે તે તું બ્રહ્મ છે એમ કહેવાનું છે. જેમ રાજા, તેમ સચ્ચિદાનંદ બ્રહ્મ તે જ તું છે આ બત્રીસ તત્ત્વોનો સમુદાય

## અસાદ્રશ્યતાનું કોષ્ટક.

| ગુણ | શક્તિ | ભોગ | વાચા |
|---|---|---|---|
| આ દેહનો ગુણ સત્ત્વ | આ દેહની દ્રવ્યશક્તિ | સ્થૂળ-ભોગ | વૈખરી વાચા |
| નિર્ગુણ | શક્તિ રહિત | અભોક્તા. | અવાચ્ય |
| રજોગુણ | ક્રિયાશક્તિ | પ્રવિવિક્ત ભોગ | મધ્યમાવાચા |
| નિર્ગુણ | શક્તિ રહિત | અભોક્તા | અવાચ્યપદ |
| તમોગુણ | ઇચ્છાશક્તિ | આનંદભોગ | પશ્યંતિ ને પરાવાચા |
| ગુણાતીત | શક્તિ રહિત | અભોક્તા | અનિર્દેશ્ય |

તું નથી એ જ સમુદાય નામરૂપાત્મક સ્વપ્નસ્થ ભ્રમ છે એમ ઓળખ. એ સમુદાય તું નથી. 'સમુદાય હું છું' એમ તને લાગેલું માટે એ તું નથી એવો અમે તને ઉપદેશ કર્યો. એ મિથ્યા સમુદાય અપરોક્ષ જ થયો નથી તો તે પરોક્ષ શી રીતે થશે? એ છે જ નહિ. તું જ માત્ર છે. એમ કહેવામાં પરોક્ષતા અને અપરોક્ષતા શાની? છતાં પણ તું માને, તો એ ઉપાધિ છોડ. સ્વપ્નનું કંગાલત્વ છોડયું તો રાજાનું રાજપદ જેમનું તેમ કાયમ છે. ત્રણ દેહના પાંચ કોશરૂપી બત્રીસ તત્ત્વોના સમુદાયને મિથ્યા માનીને તેનો નિરાદર કર્યો એટલે તું બ્રહ્મમાં બ્રહ્મ જ બનીને રહીશ. સર્વજ્ઞ ઈશ્વરથી માંડીને સાકાર તૃણ પર્યંત એ સર્વ ઉપાધિ છે. તેનો અમે ધર્મ-ધર્મી સહિત પહેલાં જ નિષેધ કર્યો છે. એમાં વિરોધ શેનો છે? એ સ્વપ્નભ્રમ થયો, ત્યારથી જ તે નથી. માટે સર્વજ્ઞ અને અલ્પજ્ઞપણાનો ત્યાગ કરવો જોઈએ. પછી જીવ અને ઈશ્વરનું ઐક્ય થશે. વાચ્યભાગના વિરોધને લીધે ઐક્ય થતું નથી. 'તે આ દેવદત્ત' એમ બોલીએ ત્યારે તે બોલવામાં વિરોધ આવે છે. તેથી એકીકરણ કરવા માટે ભાગત્યાગ-લક્ષણા કરવી જોઈએ. એ લક્ષણા કેવી રીતે કરવી તે કહું છું. કાશીમાં તરુણ દેવદત્તને ઉનાળામાં, સદંત અને શ્યામ કેશવાળો દેખ્યાને ઘણા દિવસ થયા. કાશીદેશના એ દેવદત્તને આ દેશમાં વર્ષાઋતુમાં, પડેલા દાંત અને ધોળા થયેલા કેશવાળો વૃદ્ધ થયેલો જોયો. કાશીદેશ અને આ દેશ, ઉષ્ણકાળ અને વર્ષાકાળ, શ્વેત અથવા શ્યામ કેશ, તરુણ અથવા વૃદ્ધ, સદંત અને અદંત એમાં મોટો વિરોધ દેખાય છે. માટે દેશ-કાળ અને અન્ય-સ્થિતિ મૂકીને 'તે જ આ દેવદત્ત પુરુષ' એટલું માત્ર ગ્રહણ કરવું. એ રીતે તતશબ્દથી ઈશ્વર અને ત્વં પદથી જીવ, એમ માનવું ખરું છે. પણ વિરોધ દેખાય છે. વિદ્યાઉપાધિને લીધે ઈશ્વર સર્વજ્ઞ અને અવિદ્યા-ઉપાધિને લીધે જીવ અલ્પજ્ઞ; એ એકમેકનાં લક્ષણ એકમેકથી વિરૂદ્ધ છે તેથી તેનું ઐક્ય કદી પણ થવાનું નહિ. ઈશ્વર જગતનો કર્તા અને આ જીવ જન્મનારો તથા સુખ-દુઃખનો ભોક્તા. ઈશ્વર નિયંતા, જીવ નિયમ્ય; એ વિષમતા છે તે સમતા શી રીતે થાય? એ થવું દુર્ઘટ. માટે અલ્પજ્ઞ, સર્વજ્ઞ, માયા, વિદ્યા, અવિદ્યા, કર્તા, ભોક્તા, નિયંતા, નિયમ્ય, એ લક્ષણો છોડ; એટલે પછી ઈશ્વર અને જીવની અધિષ્ઠાન-બ્રહ્મમાં એકતા જ છે, એમ માનવામાં શું કોઈ બાબતનો વિરોધ આવે છે? જીવ-ઈશ્વરનો વાચ્યાર્થ ત્યાગવાથી લક્ષ્યમાં એકતા થાય છે. અહીં પરોક્ષ-અપરોક્ષ માનીને લક્ષણા કરવી જોઈએ, એમ નહિ. પણ વાચ્યભાગ છે જ નહિ. એકરૂપ લક્ષ્ય જ છે. માટે તે તું છે એમ પ્રત્યક્ષ માનીએ તો આત્મા અને બ્રહ્મમાં વિરોધ નથી આત્મા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ છે. બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે. તેમાં રૂપનો અથવા નામનો કયો વિરોધ છે? જો વિરોધ નથી, તો છોડવાનું શું? 'તે તું' કહેવાથી બુદ્ધિને વિરોધ દેખાયો; પરંતુ આ

સર્વ મિથ્યાનો ત્યાગ કર્યો એટલે 'તે' પણ સહજ જાય છે.

વૃક્ષ પર બેઠેલો અને નદીમાં વહ્યો જતો; એ બેમાં વહ્યો જતો દેખાય છે, પણ તે માત્ર પડછાયો છે. પ્રત્યક્ષ નથી. આભાસનું ખરૂં અસ્તિત્વ નથી. માટે તે છે જ નહિ. જે છે તે વૃક્ષ પર બેઠેલો જ એકલો અસ્તિત્વરૂપે છે, અને તેને જ કહેવાનું છે કે, અરે ! જે તું વહેતો દેખાય છે તે તું નથી જતો પણ તું તો વૃક્ષ ઉપર છે. તે પ્રમાણે જે સર્વનું અધિષ્ઠાન છે તે જ તું છે. આ મિથ્યાસંઘ તું નથી. માયાનો ત્યાગ કરીને બાકી જે રહેલો છે, તે જ બ્રહ્માત્મા તું છે.

માયા, અવિદ્યા, જીવ, ઇત્યાદિ બુદ્ધિથી લઈ ને દેહ પર્યંત સર્વ અનાત્મા છે. તેનું મુખ્ય સ્વરૂપ જ મિથ્યા ફ્રાસ છે. ત્યારે તેના ધર્મ સાચા ક્યાંથી હોય ? તે સત્ય નથી માટે સર્વ રૂપથી અને ગુણ-દોષથી ચેતનજ્યોતિ વિલક્ષણ છે. તે જ તું બ્રહ્મ, આત્મા, સત્ય છે. આ તત્ત્વમસી મહાવાક્યનો સારાંશ કાઢીને તને ઉપદેશ કર્યો. હવે મિથ્યા હું-પણું ત્યાગીને હું અવિનાશી આત્મા છું એમ દૃઢ કરવામાં જો તને કાંઈ સંશય હોય, તો મને તું જે પૂછીશ તે હું તને કહીશ.

એ સાંભળીને રવિદત્તના ચિત્તમાં અત્યંત હર્ષ થયો. પ્રદક્ષિણા કરીને ગુરુદેવને સાષ્ટાંગ નમસ્કાર કર્યા બાદ, બે હાથ જોડીને મંદ મધુર વાણીથી વિનંતિ કરવા લાગ્યો કે "હે સ્વામીજી ! આપે આ દીન શરણાગત પર મોટી કૃપા કરીને ઉપદેશ કરેલો છે કે, સ્ફુરણામાંથી થયેલાં બત્રીસ તત્ત્વોના ત્રણ દેહ તેમજ પાંચ કોશથી અલગ તું ચેતન–આત્મા છે, અને એ સર્વ અનાત્મા ભ્રાન્તિથી ભાસે છે. હે મહારાજ, એ કથન સત્ય છે, સત્ય છે. સપ્રમાણ છે. એ અના-ત્મ જાત હું નથી. હું તે જ સચ્ચિદ્‌ઘન આત્મા શુદ્ધ બ્રહ્મ છું. તેમા કાંઈ ફેરફાર નથી; કેમકે શ્રુતિ ડંકો બજાવીને કહે છે કે જ્ઞાનદૃષ્ટિથી આત્મા સત્ય છે, અને અનાત્મજાત મિથ્યા છે પરંતુ હે ગુરુ-દેવ ! એ અનાત્મ પદાર્થ અનુભવમાં આવે છે તેમ આત્મા થોડો પણ અનુભવમાં આવતો નથી. તો તેનો નિશ્ચય શી રીતે કરવો ? નિશ્ચય કરવા માટે આત્મ-સ્વરૂપ કેવડું અને કેટલું છે તે અનુભવમાં લાવી દો, પછી હું તેને જાણીને શુદ્ધ બ્રહ્મ થઇશ.

સત્ શિષ્યની એવી પ્રાર્થના સાંભળીને ગુરુની વૃત્તિ તુષ્ટ થઇ અને તે બોલ્યાઃ "જો હમણાં જ તને અનુભવ કરાવું છું." એમ કહી શિષ્યને આલિંગન અને આશ્વાસન આપ્યું.

### આત્મા કેટલો પ્રસિદ્ધ છે તેનું વર્ણન

ગુરુ–આ, જે નામરૂપ પેદા થયેલાં દેખાય છે, તે થયાં જ નથી. કેવળ બ્રહ્મ જ છે. અલંકારમાં સુવર્ણ અંદર–બહાર પરિપૂર્ણ ભરેલું છે. અલંકાર થયો જ નથી. જે છે તે સુવર્ણ જ છે. તેમ મિથ્યા કલ્પિત નામરૂપ સ્વ–સત્તાથી દેખાવા યોગ્ય નથી. કારણકે તેનાથી કદી પણ અધિષ્ઠાનનો (પોતાના અધિષ્ઠાતા આત્માની સત્તાનો) લોપ કરી શકાતો નથી. જે રીતે અધિષ્ઠાનનો લોપ કરાતો નથી, તે રીતે આત્માની પ્રસિદ્ધતા પુષ્કળ છે. હે રવિદત્ત ! જેટલું આત્માનું ખુલ્લાપણું છે તેટલું જીવ–ઈશ્વર અને પાંચ કોશનું પણ નથી. અને બ્રહ્મા-ત્માની જેટલી વ્યાપ્તિ છે તેટલી જીવ–ઈશ્વરની નથી; અને તે કેવી રીતે ? એ તને સ્વાનુભવ સહિત કહું છું. એકાગ્રતાથી શ્રવણ કરીશ, તો પછી આપોઆપ તને તારો (સ્વ–સ્વરૂપનો) અનુભવ પ્રગટ જણાશે માટે અત્યારે પ્રીતિપૂર્વક શ્રવણમા ચિત્ત એકાગ્ર કર.

**रूप रसादिनां विकल्पने साप्य अनुवर्तते ।**

ઈશ્વરથી માંડીને તણખલા સુધી સર્વ ઈશ્વર કૃત-રૂપોમાં અને રસાદિ જીવકૃત વિકલ્પોમાં આત્મા વ્યા-પીને રહેલ છે. બ્રહ્માત્મામાં પ્રથમ સ્ફુરણ ઉત્પન્ન થયું. જે સ્ફુરણ થયું તે ખોટું અને ભ્રાન્તિરૂપ છે કાર્ય ઉપરથી તેની કલ્પના કરેલ છે.

તે સ્ફૂર્તિરૂપ મૂળમાયા, ન હોવા છતાં ભ્રમથી દેખાય છે. એક છીપ જ હોવા છતાં ભ્રાન્તિથી રૂપું ભાસે છે. રૂપું નથી અને દેખાતું નથી, તેમ મૂળ માયા નથી અને દેખાતી નથી. છીપ છે અને દેખાય છે, તેમ ચિદ્રૂપ બ્રહ્મ છે અને તે જ દેખાય છે. રૂપું નથી અને દેખાતું નથી છતાં દેખાય છે એમ જે માને છે તે આરોપ છે. તેવી રીતે માયા નથી અને દેખાતી નથી, છતાં માયા છે એમ જે માને છે તે બ્રહ્મ પર આરોપ છે એમ સમજવું. આ પ્રમાણે માયાનું નિસ્તત્વ અને અજ્ઞાન તથા બ્રહ્મ

અસ્તિત્વરૂપથી ભાસમાન, એમ બન્નેનો સ્વભાવ કહ્યો –કુગામા બ્રહ્મ–આત્મા જ છે સ્ફૂર્તિરૂપ માયા તેમા નથી માટે બ્રહ્મ જ પ્રસિદ્ધ છે જેવી છીપ ખુલ્લી છે તેવુ રૂપુ કયા છે? તેમ બ્રહ્માત્મા સિદ્ધ છે, માયા નથી

માયાની વિદ્યા–અવિદ્યા એવી બે શક્તિ, સ્વત દેખાવા યોગ્ય છે જ ક્યા ? કેમકે તે જેનુ કાર્ય છે તે કારણ જ મિથ્યા છે, તો કાર્ય સત્ય કયાથી હોય ? જેમ એક છીપને ન જાણવી અને બીજુ રૂપાનું ઉત્પાદન, તેમ એક નિજ રૂપનુ વિસ્મરણ અને બીજુ જગતનુ ઉપજવુ, એ અવિદ્યા તથા વિદ્યાનુ લક્ષણ છે પરતુ તે વિદ્યા–અવિદ્યામા અસ્તિ (સત્) પણુ કોનુ છે? આત્માનુ જ છે અસત્ વિદ્યા–અવિદ્યાનુ અસ્તિત્વ જ નથી કેવળ બ્રહ્મ જ છે જેમ છીપ વિના રૂપુ છે જ નહિ, છીપ જ છે તેમ સ્વ–સ્વરૂપ વિના માયા અવિદ્યા છે જ નહિ સ્વરૂપ જ છે સ્વરૂપ છે, અને અનુભવ પણ સ્વરૂપનો જ થાય છે માયા, અવિદ્યાનો અનુભવ થતો નથી, અને તે નથી માટે અનુભવ આવતો નથી એ તેની નિસ્તત્ત્વતા સિદ્ધ થઈ હવે વિદ્યા–અવિદ્યા ફલાણા જેવી છે એમ બતાવવા માટે તે હાજર રહી જ નહિ ! એવી કેવળ વિદ્યા–અવિદ્યામા જીવ–ઈશ્વરના પ્રતિબિબ પડેલા છે

મૃગજળ ખોટુ હોવાથી જેમ મૃગજળમા રહેનારા માછલાને રૂપ નથી, તેમ વિદ્યા–અવિદ્યા ખોટી હોવાથી તેમા પડેલા પ્રતિબિબ—જીવઈશ્વરને પણ રૂપ નથી જીવ અને ઈશ્વર, જોકે બ્રહ્મના પ્રતિબિબ છે પરતુ વિદ્યા અવિદ્યા મિથ્યા, માટે તે (જીવ–ઈશ્વર)ને રૂપ નથી બ્રહ્મનુ સત્પણુ છે તેથી પ્રતિબિબ દેખાય છે બ્રહ્મનુ ચિદ્રૂપપણુ છે તેથી જીવ અને ઈશ્વર પ્રકાશક દેખાય છે તેવી જ રીતે બ્રહ્મની સુખરૂપતા જીવ અને ઈશ્વરમા ઉત્પન્ન થઈ છે, બાકી બીજી રીતે એ બન્નેને રૂપ જ નથી, અને તે માટે એ બન્ને અસત્ છે રૂપ વિના ચેતના કેવી ? અને કેનામા આવશે ? ચેતના આવતી નથી, માટે જીવ અને ઈશ્વર પરપ્રકાશ અને જડ છે તે નિસ્તત્ત્વ જડમા સુખ ક્યાથી ? એ તો કાયમ સુખ–દુ ખમા જ રહેવાના એ પ્રમાણે જીવ અને ઈશ્વર અસત્, જડ અને દુ ખરૂપ છે, તેને સચ્ચિદાનદનુ લક્ષણ કયાથી ? મિથ્યા ભાસેલા એ આભાસનો સ્વરૂપ પર માત્ર આરોપ છે દર્પણમા મુખ્ય સૂર્યનુ પ્રતિબિબ પડ્યુ તે ગોળ અને પ્રકાશિત દેખાય છે, પરતુ તે ખોટુ છે તેમ જીવ અને ઈશ્વર પણ મિથ્યા છે માયા, વિદ્યા, અવિદ્યા, જીવ અને ઈશ્વર, એ પાચ મળીને થયેલા આનદમય કોશ, સમષ્ટિ આનુ કારણ છે, અને એ જ વ્યષ્ટિનુ પણ કારણ છે, પરતુ બ્રહ્મ વિના તે (કોશ)નો પ્રભાવ કયાથી હોય ? આનદમય કોશમાથી ભૂત અને ભૌતિક થયા તેમા પ્રથમ દૃશ્યરૂપે આકાશ થયુ તે આકાશમા બ્રહ્મનુ છે (સત) પણુ છે, તેથી 'આકાશ છે' એમ બોલવામા આવે છે જેમ છીપ વિના રૂપાનુ અસ્તિત્વ નથી, તેમ બ્રહ્મ વિના આકાશનુ અસ્તિત્વ નથી માટે બ્રહ્મ–આત્માનું જ "આકાશ" એવુ નામ છે છીપના અસ્તિત્વપણાનો ત્યાગ કરીને જેમ રૂપુ જોખી લેવામા આવતુ નથી, તેમ સદ્રૂપ બ્રહ્મ વિના દૃશ્ય–આકાશ રહેશે શી રીતે ? સદ્રૂપ બ્રહ્મ વિના આકાશ દૃશ્ય થઈ શકતુ નથી માટે આકાશ એ નામ અમથુ ઠરાવેલુ છે તે નિસ્તત્ત્વ અને ખોટુ છે માટે તે દેખાય તો પણ સદ્રૂપ બ્રહ્મ જ છે એમ સમજવુ સદ્રૂપ બ્રહ્મ હોવા છતા મૂર્ખા લોકો "આકાશ ખરુ છે" એમ માને છે એ કેટલુ મોટુ અજ્ઞાન ! જ્ઞાની તો આકાશ નથી, પણ બ્રહ્મ જ છે એમ જાણે છે ઉખર ભૂમિ પર મૃગજળ પડે છે, તેને મૃગ ખરુ માને છે પરતુ જે વિચારવાન છે તે, દેખાવા છતા મૃગજળને ખરુ છે એમ કદી પણ માનતો નથી તેવી રીતે અજ્ઞાની લોકોએ જે ખરુ માનેલુ છે તેને જ્ઞાની કદી પણ ખરુ કબૂલ કરતા નથી નિસ્તત્વપણાને લીધે જેમ આકાશ ખરુ નથી, તેમ સર્વ ભૂતના નામરૂપ અમથા ઠરાવેલા છે તેમા આત્મા–બ્રહ્મ-વિના બીજુ કાઈ પણ ખરુ નથી

ભૂતોમાથી પાચ ખાણી થઈ તે પાચ ખાણી અને પાચ ભૂત મળીને થયેલા દસ પ્રકારનો જડ પદાર્થ આકાશ પ્રમાણે નિસ્તત્વ છે અથવા તે છે જ નહિ એક નિર્વિકારી અસ્તિ, ભાતિ, પ્રિય આત્મા જ છે સૂક્ષ્મ દેહના સત્તર પ્રકાર તે પણ ચચળ છે તેથી તે પહેલા વર્ણવેલા લક્ષણ ઉપરથી નિસ્તત્ત્વ છે એ રીતે બત્રીસ તત્ત્વો નિસ્તત્વરૂપ છે તે આપ સુધ્ધા ભાસતા નથી તેના આદિ, અત અને મધ્યમા એક (રાખો) જ છે

શિષ્ય–બત્રીસ તત્ત્વોમાં ત્રણ ગુણો આવ્યા નથી. તેથી તે તો સ્વતંત્ર હશે જને?

ગુરુ–સ્વતંત્ર નથી. તે પણ ગુણદોષમાં આવવાને લીધે નિસ્તત્ત્વ છે એમ સમજવું. ગુણ એ વૃત્તિનો ધર્મ છે. વૃત્તિ નિસ્તત્ત્વ થઈ એટલે તેનો ધર્મ સહજ નિસ્તત્ત્વ થયો. એમ નામ રૂપાત્મક બત્રીસ તત્ત્વો અસત્, જડ, દુઃખાત્મક છે અને તે સર્વમાં બ્રહ્માત્મા પરિપૂર્ણ વ્યાપક-અનુસ્યૂત છે.

બ્રહ્માત્મા વ્યાપક છે એમ કહેવાથી કોઈ એમ માનશે કે સર્વ પદાર્થ સત્યરૂપ છે, તેથી જ તેમાં બ્રહ્માત્મા અંદર-બહાર વ્યાપીને રહેલ છે; પણ એ માનવું ખરું નથી. જેમ સુવર્ણ દાગીનામાં અને માટી ઘડાની અંદરબહાર વ્યાપીને રહેલ છે તેમ સુવર્ણમા દાગીના નથી અને માટીમાં ઘડો નથી પરંતુ સર્વ સુવર્ણ જ છે અને સર્વ માટી જ છે. તેમ બ્રહ્મ સર્વ પદાર્થોમા છે પણ પદાર્થ બ્રહ્મમાં તલભાર પણ નથી. રૂપું છે જ નહિ. સર્વ છીપ જ છે. તરંગ છે જ નહિ. સર્વ પાણી જ છે. આ પ્રમાણે બ્રહ્મ પ્રગટ છે. તે સિવાય પદાર્થ આદિ કશું છે જ નહિ એમ છતાં જે ભાસે છે તે ભ્રાન્તિથી ભાસે છે. તેને વિવર્તાત્મક કહે છે. જે ભ્રાન્તિથી દેખાય છે તે સાચું નથી. વાસ્તવિક તેમાં અંદર-બહાર બ્રહ્મ જ છે.

ભ્રાન્તિને હટાવવા માટે ખરા બ્રહ્મનું જ્ઞાન થવું જોઈએ. તે જ્ઞાન થયું એટલે નામરૂપ મૂળમાંથી જશે. પછી આત્મા ઉઘાડો થઈ જશે. આ પ્રમાણે બત્રીસના રૂપમાં આત્મા છે, તેમજ ગુણદોષના સંકલ્પોમાં અન્વયરૂપે આત્મા અનુસ્યૂત છે.

જે, જે યોનિમાં જન્મ્યો તેટલો દેહ ભોક્તા થયો. તે સિવાયની યોનિને ભોગ્ય કલ્પે છે રૂપ–રસાદિ પાંચ વિષયને ભોગ્ય કરીને પોતે ભોક્તા થાય છે, એટલે એક દેહમાં જેટલો સમુદાય છે તેને એક સમજીને જીવ ભોક્તા બને છે. ખરું જોતાં આનંદમય કોશ ભોક્તા છે, પણ તેમાં નિર્વિકલ્પતા છે, માટે તે ભોક્તા નથી. પણ તેમાં સૂક્ષ્મદેહનાં સત્તર તત્ત્વો મળેલાં હોવાથી સૂક્ષ્મદેહ ભોક્તા થાય છે. એ સૂક્ષ્મદેહનો પણ સ્થૂળદેહ વિના વ્યાપાર થતો નથી, માટે સ્થૂળ દેહ સહિત સર્વ ભોક્તા બને છે. અંતઃકરણની વૃત્તિ નેત્ર ઇન્દ્રિયદ્વારા બહાર નીકળીને પદાર્થ સમક્ષ આવે છે ત્યારે સારું-નરસું એ જીવ ઓળખે છે. એ જ ગુણદોષાત્મક જાગૃત અવસ્થા. તેવી જ કલ્પનારૂપ સ્વપ્નાવસ્થા અને કલ્પનાના અભાવે જે સુષુપ્તિ-અવસ્થા થાય છે તે પણ ગુણદોષાત્મક છે. આ પ્રમાણે ત્રણ અવસ્થા અર્થાત્ ત્રણ કાળમાંના વિકલ્પરૂપ વ્યાપારથી ન સ્પર્શાતાં બ્રહ્માત્મા પ્રસિદ્ધપણે વ્યાપક છે. એટલી વ્યાપકતા બત્રીસ તત્ત્વોમાંથી કોઈમાં પણ નથી.

## વ્યાપકપણા વિષે બ્રહ્મની અને બત્રીસ તત્ત્વોની અસામ્યતા

**માંસમય** સ્થૂળદેહ એકદેશી છે; માટે તે બ્રહ્મ સમાન વ્યાપક નથી. માનસિક સહિત પાંચ ખાણી–જે જુદી જુદી યોનિ ઉત્પન્ન થઈ છે, તે બ્રહ્મના એક ભાગમાં છે; માટે તેની બ્રહ્મ સમાન વ્યાપકતા નથી સાત દ્વિપવતી અથવા ત્રિલોકાત્મક જે સર્વ પૃથ્વી, તેની સીમા પૂરી થાય એટલે તે બીજી બાકી રહેતી નથી માટે પૃથ્વી બ્રહ્મ જેટલી વ્યાપક નથી.

પાણી ક્યાંક છે, ક્યાંક નથી, એમ છે. હવે જેને સમુદ્ર કહે છે, તે જો કે વિસ્તીર્ણ તો છે પણ તેની આગળ-પાછળ જોઈએ તો સર્વ ઠેકાણે તે છે એમ નથી. માટે પાણી બ્રહ્મ સમાન વ્યાપક નથી. અગ્નિ પ્રગટ થાય છે અને બુઝાય છે તેથી તે વ્યાપક નથી એ સહજ ઠરે છે. તેમાં આવરણરૂપી જે ભાસમાન અગ્નિ, તે કેટલો છે તેની ગણત્રી આ રીતેઃ—આ આવરણરૂપી અગ્નિથી દસગણો વાયુ છે તેથી આ અગ્નિ વાયુથી દસગણો કમ છે. માટે જ અગ્નિ બ્રહ્મ જેટલો વ્યાપક નથી. વાયુ ઉત્પન્ન થાય ત્યારે હોય છે. બંધ પડે ત્યારે નહીંવત્ થાય છે. માટે તે વ્યાપક નથી. તેમાં આવરણરૂપી વાયુ પુષ્કળ છે એમ લાગે છે, પણ તે આવરણને સીમા છે; માટે તે બ્રહ્મ જેટલો વ્યાપક નથી. આકાશ સ્વરૂપ સમાન છે પણ આકાશ એ ભાસી રહેલા બ્રહ્મનું નામ છે, તેથી તેનાથી બ્રહ્મ અધિક વ્યાપક છે. તેમાં જે શબ્દગુણી આકાશ છે, તે પણ બ્રહ્મ સમાન વ્યાપક નથી જ.

દેહમાં પાંચ પ્રકારથી વિભાગ પામેલા જે પ્રાણ,

તે ચલન પામે છે પણ દેહની બહાર ગમન કરતા નથી, માટે તે વ્યાપક નથી. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો ગોલકોમાં રહે છે. તેમાં કર્મેન્દ્રિયો પોતાની જગ્યામાં રહીને ક્રિયા કરે છે અને જ્ઞાનેન્દ્રિયો પોતાની જગ્યામાં રહીને વિષયો ગ્રહણ કરે છે. માટે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો વ્યાપક નથી. મન બ્રહ્માંડમાં દોડે છે, પણ તે દોડીને પુનઃ નાશ પામે છે તેની આઠ દિશામાં પણ વ્યાપ્તિ નથી; તે બ્રહ્મ સમાન વ્યાપક શી રીતે થાય? મન સમાન બુદ્ધિનો નિશ્ચય છે. તેને લીધે એકદેશી જ અનુભવ થાય છે. બુદ્ધિ ક્ષણે ક્ષણે નષ્ટ થાય છે અને ઉત્પન્ન થાય છે, માટે તે વ્યાપક નથી.

૯. બુદ્ધિમાં રહેલો જે જીવ, તે કંઈક પદાર્થનું સ્ફુરણ કરે છે. પણ તેનો તરત જ લય થાય છે. એ રીતે જીવનું પરપ્રકાશપણું અને તે પણ એકદેશી. માટે જીવ વ્યાપક નથી. માયા, વિદ્યા અને અવિદ્યાની એકદેશી ઉત્પત્તિ છે તેથી તેની સર્વસ્થાનમાં વ્યાપ્તિ શી રીતે હોય? વ્યાપ્તિ ન હોવાને લીધે માયા, વિદ્યા અને અવિદ્યા વ્યાપક નથી. ઈશ્વર કેવળ પ્રેરણા કરે છે. પણ તે બુદ્ધિની ઉત્પત્તિ પહેલાં હોતો નથી અને માયાના લય પછી પણ રહેતો નથી, માટે તે પણ અવ્યાપક છે. ઈશ્વર સમાન કારણરૂપ જીવનો એકદેશી જ ઉદ્‌ભવ થાય છે. માટે નામરૂપાત્મક બધાં બત્રીસ તત્ત્વો પણ સ્વરૂપના એક ભાગમાં છે. તેનો સ્વભાવ અસત્, જડ, દુઃખાત્મક છે. અને એ પ્રકાર, ખાલી અમથા અનેક ભાસે છે તે બ્રહ્મ સમાન વ્યાપક શી રીતે થાય? બ્રહ્મ પોતાના અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે માયાથી માંડીને તણખલા સુધી સર્વમાં વ્યાપીને રહ્યો છે અને ઉપરાંત અનંતગણો બાકી રહેલો છે. તે બ્રહ્મની મર્યાદા કોણ બતાવી શકે તેમ છે? વર્ણન કરવા માંડતાં વેદ પણ મૌન થઈ ગયા. વર્ણન કરી શકયા નહિ; તો બ્રહ્મ, એકદેશી વાણીનો વિષય શી રીતે થશે? છતાં યથામતિ તેનું વર્ણન કરવું જોઈએ; જેથી કોઈપણ પ્રકારે તે સમજાવા લાગશે.

હે રવિદત્ત! એટલો વખત જે બ્રહ્મનું વર્ણન કર્યું તે બ્રહ્મ તું જ છે. આ બત્રીસ તત્ત્વોનો સમુદાય તારા પર ભાસ્યો જ નથી. તું એક જ નિર્વિકારી સ્વતઃ સિદ્ધ બ્રહ્મ છે. સોનું સિદ્ધ કે અલંકાર સિદ્ધ, એનો વિચાર કરીએ તો સોનું જ સિદ્ધ છે એમ સમજાશે. કારણ કે સોના વિના અલંકારનું અસ્તિત્વ જ નથી; માટે અલંકાર છે જ નહિ. જે છે તે સોનું જ છે. તેમ બત્રીસ તત્ત્વો છે જ નહિ. સર્વત્ર તું જ એક ભરેલો છે.

હે રવિદત્ત! પહેલાં તેં પ્રશ્ન કરેલો હતો કે મને પોતાને પ્રત્યક્ષ અનુભવ થયો જોઈએ, તો આ અનુભવ કોને થયો? તને થયો કે બત્રીસ તત્ત્વોને? બત્રીસમાંથી એકાદમાં બ્રહ્મને જાણવાની શક્તિ હશે તો શ્રુતિ, યુક્તિ અને અનુભવમાં ખામી આવશે. વેદ-શ્રુતિ એવી છે કે જે પોતાના પ્રકાશથી સર્વને જાણે છે તે બ્રહ્મને એ જડ શી રીતે જાણી શકશે? એ શ્રુતિને બાધ આવશે. તેવી જ રીતે જ્ઞાની સ્વતઃ બ્રહ્મ હોઈને સર્વજ્ઞપણાથી સર્વને જાણે છે, પણ ધ્યાતાપણાથી જાણી શકતો નથી; એ અનુભવને પણ બાધ આવશે. તેમજ ગર્ભમાં રહેલો બાળક જેમ માને જાણતો નથી, તેમ જેમાંથી બત્રીસ તત્ત્વો થયાં તે બ્રહ્મને શી રીતે જાણી શકશે? એ યુક્તિને પણ બાધ આવશે. માટે બત્રીસમાંથી એક પણ બ્રહ્મને જાણી શકતું નથી, એટલે આત્માનો અનુભવ બત્રીસને નથી થતો.

શિષ્ય-તો સ્વરૂપથી સ્વરૂપને જાણે?

ગુરુ-તેમાં તો વળી ઘણો જ બાધ આવે છે. દ્રષ્ટાના અનુભવમાં જે આવે તેને દૃશ્ય કહે છે. તેથી બ્રહ્મ અનુભવમાં આવે તો તે સહજ દૃશ્ય થયો! આ શ્રુતિનો મોટો વિરોધ આવ્યો. તેમ જ પોતે પોતાને જાણવું બની શકતું નથી. એ યુક્તિનો વિરોધ આવ્યો. નેત્ર પદાર્થાદિ રૂપ જુએ છે. જીભ રસ ચાખે છે. અહીં કર્તા-કર્મ જુદાં છે, માટે જ ગ્રાહ્ય-ગ્રાહક બન્ને થાય છે, પણ આંખે આંખને જોઈ, જીભે જીભને ચાખી, એવું કોઈએ કદી પણ સાંભળ્યું નથી. તો બ્રહ્મ, બ્રહ્મને શી રીતે જાણી શકે? હવે બ્રહ્મથી જુદો બીજો બ્રહ્મ હોય, તો કદાચ તે બ્રહ્મ આ બ્રહ્મને જાણી શકે. પણ બ્રહ્મથી જુદો બીજો બ્રહ્મ, અથવા કાંઈ જ નથી; 'તો' કોનો, કોણે અનુભવ લેવો? એ

અનુભવ લેવો અનુચિત છે. માટે જાણ્યા વિના, સર્વનો નિષેધ કરીને સાધકે પોતે બ્રહ્મ થવું.

જેમ આંખ પોતે પોતાના જોવામાં આવતી નથી, તેમ બ્રહ્મ પોતે પોતાનો અનુભવ લઈ શકે નહિ. કેમકે જ્યાં બીજું કશું છે જ નહિ ત્યાં જાણવું કેમ બને? આંખ પોતે પોતાને જોતી નથી તેથી આંખનું જોવાપણું કાંઈ મટી જતું નથી. અથવા પોતે નથી, એમ આંખને લાગતું નથી. જીભ જોકે જીભનો–પોતાનો સ્વાદ લેતી નથી તેથી તે અરસજ્ઞ નથી; તેમ બ્રહ્મ પોતે પોતાને જાણતો નથી તેથી બ્રહ્મનું બ્રહ્મપણું મટી જતું નથી, બ્રહ્મ તો પોતે પોતાના જ સ્થાનમાં છે.

**શિષ્ય**–બ્રહ્મ બ્રહ્મમાં છે, પણ નિશ્ચય રાખવા જેવો, તેનો અનુભવ શી રીતે આવે?

**ગુરુ**–તેનો અનુભવ કહું છું, સાંભળ આંખ પોતે પોતાને જોતી નથી. પણ તે સર્વ પદાર્થોને જુએ છે. જીભ જીભને ચાખતી નથી, પણ તે સર્વ રસ ચાખે છે. તે પ્રમાણે બ્રહ્મ પોતાને જાણતો નથી, પણ પોતાના પ્રકાશથી સર્વને જાણે છે! જે બત્રીસ તત્ત્વોને જાણે છે, તે જ તે બ્રહ્મની પ્રતીતિ (અનુભવ) છે એમ જાણવું. પદાર્થને જોનારી આખ નથી એમ શી રીતે મનાય? તેમ બ્રહ્માત્મા સ્વતઃ સિદ્ધ દ્રષ્ટા છે તેનો લોપ શી રીતે થશે? અંધકારમાં આંખને પ્રકાશની જરૂર છે, બ્રહ્મને કોઈ પ્રકાશની જરૂર નથી. તે તો લયકાળમાં પણ સ્વયપ્રકાશ છે. ત્યારે તેનો લોપ થયો એમ કેમ કહેવાય? ઘરમાં પદાર્થ ન હોય તો આંખ દીવાને જુએ છે. તેમ જાગૃતના સર્વ પદાર્થ ન હોય ત્યારે સુષુપ્તિમાં આત્મા સ્વયં, સ્ફૂર્તિનો અનુભવ લે છે. પદાર્થ અથવા દીવો, કાંઈ જ ન હોય ત્યારે આંખ અંધારાને જુએ છે; તેમ આત્મા, જાગૃતના પદાર્થ અને સ્ફૂર્તિ પણ ન હોય ત્યારે સ્ફૂર્તિના લયને જાણે છે. જે અંધારાને જુએ છે તે જ આંખ, તેમ જે સ્ફૂર્તિનો લય જુએ છે તે જ સ્વયપ્રકાશ આત્મા!

આ પ્રમાણે જેની ખુલ્લી પ્રતીતિ છે, તેનો અનુભવ જે મંદ બુદ્ધિવાળાને આવે નહિ, તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી નથી, પણ કેવળ પથ્થર છે. તેને ગુરુ અને શાસ્ત્ર શું કરશે? તે મંદ મતિએ ચિત્તશુદ્ધિ દ્વારા સ્થિરતા પ્રાપ્ત થાય તે માટે કર્મ અથવા ઉપાસના કરવી. તેથી કરીને પછી તેને અપરોક્ષ જ્ઞાનનો અધિકાર મળશે. અપરોક્ષ જ્ઞાન જાણવા માટે વિચારવંત જ જોઈએ. જે વિચારવંત હશે તે જ સ્વત ન જાણીને જાણશે અને અનુભવ વગર જે અનુભાવ્ય તે બ્રહ્માત્મા પોતે સ્વયં થશે. એવું જાણીને શ્રુતિ બોલી કે, અવિજ્ઞાત તે વિજ્ઞાત થયા અને વિજ્ઞાત તે અવિજ્ઞાત. આ પરમાર્થમાં મંદ બુદ્ધિવાળાનો કાંઈ ઉપયોગ નથી. પુખ્ત વિચારવંત જ જોઈએ. જે વિચારવંત અનુભવ વિના સ્વાનુભવને પામે તે જ ધન્ય થાય છે. ઉત્તમ અધિકારીને અથર્વવેદનું મહાવાક્ય કહે છે કે, આ અપરોક્ષ બ્રહ્માત્મા પરપ્રકાશોથી પરોક્ષ (ભિન્ન) હોતો નથી. તેને સાધકે પોતાના પ્રકાશથી પ્રત્યક્ષ જાણવો. સ્વપ્રકાશ અને પરપ્રકાશ, એ શ્રુતિના અર્થનું તાત્પર્ય શું છે તે કહું છું. ઇન્દ્રિયગોચર પદાર્થોને ન્યાયશાસ્ત્ર અપરોક્ષ માને છે અને જે ઇન્દ્રિયગોચર ન હોય તેને પરોક્ષ માને છે. એ પરોક્ષ–અપરોક્ષતા પરમાર્થમાં ઉપયોગી નથી. પણ પરમાર્થમાં ઉપયોગી જે પરોક્ષ–અપરોક્ષતા શ્રુતિ કહે છે તે જ અહીં કહું છું.

**પરોક્ષ**–ઇન્દ્રિય જે જે પદાર્થ જુએ છે, તે તે ઇન્દ્રિયથી જુદા છે. તે પદાર્થ જડ. તે જડને જોનાર આપણે તે જડથી જુદા છીએ. જોનાર જ અપરોક્ષ અને પદાર્થ પરોક્ષ.

આપણાથી જે જુદા તે આપણાથી પરોક્ષ. જેને કોઈ દેખે નહિ ને જે સર્વને દેખે તે જ આપણે–આત્મા. અને વિષય જડ છે, તેને જાણનારી ઇન્દ્રિયો, એ તેનાથી ભિન્ન, માટે તે અપરોક્ષ ઠરી. પણ તેનો વિચાર કરવો જોઈએ. પાંચ જ્ઞાનેન્દ્રિયરૂપ એક વૃત્તિ, તેને પ્રકાશવા માટે મન અને બુદ્ધિની અપેક્ષા છે. તેથી ઇન્દ્રિયોથી ભિન્ન મન અને બુદ્ધિ અપરોક્ષ ઠરે છે. મન અને બુદ્ધિને પ્રકાશવા માટે જીવની અપેક્ષા છે. માટે મન અને બુદ્ધિથી ભિન્ન જીવ અપરોક્ષ ઠર્યો. જીવ જેનું પ્રતિબિંબ છે તે સામાન્ય આત્મા જીવથી ભિન્ન, માટે અપરોક્ષ છે. એ પ્રમાણે ઇન્દ્રિય, વૃત્તિ, મન, બુદ્ધિ, જીવ અને સામાન્ય

આત્મા; તેમાં જે ખરો પ્રકાશક તે જ અપરોક્ષ.

અંતરમાં જ્યારે મનોરાજ્ય થતું હોય છે, ત્યારે સર્વ ઇન્દ્રિયો મનમાં મળે છે, પણ તે ઇન્દ્રિયો પ્રત્યક્ષ નથી હોતી. એ રીતે ઇન્દ્રિયોનો પ્રત્યક્ષ અભાવ થયો, પણ આપણો કોઈ એક બાકી રહેલા તે જ અપરોક્ષ; અને તે સિવાય જે ઇન્દ્રિયો તે પરોક્ષ થઈ. પછી જીવસહિત વૃત્તિ, સ્વપ્રકાશ અપરોક્ષ લાગે છે અને તે સિવાય સર્વ ઇન્દ્રિયો પરપ્રકાશ અને જડ, માટે તે પરોક્ષ. હવે જીવ સહિત વૃત્તિ, જે અપરોક્ષ સ્વપ્રકાશમાન લાગે છે તેનોયે વિચાર કરવો જોઈએ; તે આ રીતેઃ—એક વૃત્તિના બે પ્રકાર છે. એક સંકલ્પ અને બીજો ઉદાસપણું. (સ્તબ્ધતા) સંકલ્પરૂપ મન–બુદ્ધિ અને ઉદાસપણું તે સામાન્ય વૃત્તિ છે. સંકલ્પમાં વિશેષરૂપથી સ્ફુરણ કરનાર, તે કાર્યરૂપ જીવ છે. અને ઉદાસપણામાં કારણરૂપ જીવ છે, તે અસ્પષ્ટ છે. ઉદાસપણું જ્યારે પ્રગટ થાય છે ત્યારે સંકલ્પ (મનબુદ્ધિ) અને વિશેષત્વ (જીવ) નષ્ટ થાય છે; તે ઉદાસવૃત્તિ સાથે કારણરૂપી જીવ જાણે છે; માટે ઉદાસવૃત્તિ સહિત કારણરૂપી જીવ સ્વપ્રકાશ, અપરોક્ષ અને સંકલ્પવૃત્તિ સહિત કાર્યરૂપી જીવ પરપ્રકાશ અને પરોક્ષ થયો. આ પ્રમાણે વિશેષ સ્ફુરણ કરનારો જીવ અને મન–બુદ્ધિ એ જડ ઠર્યાં. હવે કવળ સામાન્ય (ઉદાસ)વૃત્તિ સહિત જે કારણરૂપી જીવ, તે સ્વપ્રકાશ છે, માટે તે અપરોક્ષ. પરંતુ તેનોયે વિચાર કરવો જોઈએ અને સમાધિ વખતે બેસીને એ સામાન્ય સ્ફૂર્તિવૃત્તિના મૂળમાં, (જેમાંથી એ વૃત્તિ ઊઠે છે તે અધિષ્ઠાનમાં) દૃષ્ટિ લગાવવી. જેણે ઉદાસપણામાં સ્થિતિ કરી હશે (સ્થિરતાનો લાંબા વખત સુધી અભ્યાસ કર્યો હશે) તે જ આ કાર્ય સાધી શકશે. સ્ફૂર્તિ સહજ ઊઠે છે અને નષ્ટ થાય છે. તે જ્યારે ઊઠે છે ત્યારે અવકાશમાં પસરે છે. લીન થાય ત્યારે તદ્દન નાશ પામે છે અને પાછી ઉત્પન્ન પણ થાય છે. વૃત્તિ ઉત્પન્ન થઈ એટલે તેમાં જીવ ઉત્પન્ન થાય છે. અને વૃત્તિ નષ્ટ થાય ત્યારે જીવ પણ નાશ પામે છે. જેમ પાણી સહજ ઊપજે અને નષ્ટ થાય છે તે સાથે તેમાં પડેલું પ્રતિબિંબ પણ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. સ્ફૂર્તિનો ઉદ્‌ભવ જે જુએ છે તે જ તેનો લય જુએ છે. તે જોનારો, સ્ફૂર્તિના ઉદ્‌ભવ સમયે હોય એમ દેખાય છે, અને લયકાળે તે ન દેખાતાં ઊલટો તે નથી જ એમ લાગે છે. જેને 'નથી' એમ લાગ્યું તે જ લય સાક્ષી છે. એ પ્રમાણે લય સાક્ષીના સમયે સ્ફૂર્તિ અને જીવના રૂપનો અભાવ થયો. એ અભાવનો જે જોનારો, તે જ શૂન્ય સાક્ષી, સ્વયંપ્રકાશ, દ્રષ્ટા, અપરોક્ષ આત્મા. એ આત્માથી જુદાં સ્ફૂર્તિથી માંડીને ઇન્દ્રિય પર્યંત વૃત્તિ, જીવ આદિ સર્વ પરપ્રકાશ અને મિથ્યાભૂત છે. તે અપરોક્ષ શી રીતે થાય? પોતાના પ્રકાશથી જે પોતાની સમક્ષ સર્વ જડ તત્ત્વોને દેખે છે તે દેખનારો પોતે જડ શી રીતે થશે? આત્મા, બત્રીસ જેવો થતો નથી માટે બત્રીસ તત્ત્વો પરોક્ષ. (ભિન્ન)

**અપરોક્ષ**—જે સર્વની અંદર રહેવા છતાં સર્વથી દેખાતો નથી તે જ ત્રિકાલાબાધિત સ્વપ્રકાશ અપરોક્ષ આત્મા.

**સ્વપ્રકાશ**—જે જોવા માટે બીજાં સાધનોની અપેક્ષા નહિ રાખતાં પોતાના પ્રકાશથી જુવે છે તે જ સ્વપ્રકાશ.

ઇન્દ્રિયોને જોવા માટે મન–બુદ્ધિની અપેક્ષા છે. બુદ્ધિને જોવા માટે જીવની જરૂર છે. જીવને ઉત્પન્ન થવા માટે વૃત્તિની ગરજ છે. એમ જોવા માટે જેને બીજાની જરૂર પડે છે તે પદાર્થ સહજ જ પરપ્રકાશ છે. તેઓ સર્વ આત્માની સત્તાથી છે. આત્માના પ્રકાશથી પ્રકાશે છે અને ક્રિયા કરે છે. તેમજ એ બત્રીસ તત્ત્વો આત્માના પ્રિયપણાથી જીવે છે. તેની અલગ સત્તા નથી માટે જ તે પરપ્રકાશ અને જડ છે. તેમાં અપરોક્ષતા આવતી નથી પણ જે ઉત્પત્તિ તથા લયને દેખે છે તે જ સ્વપ્રકાશ અપરોક્ષ છે. આ અપરોક્ષને માટે શ્રુતિ નિશ્ચયપૂર્વક બોલી કે, આ આત્મા બ્રહ્મ છે. સર્વની ઉત્પત્તિ, લય, અથવા અન્ય અવસ્થા હોય, તે સર્વનાં આદિ-અંત અને મધ્યમાં જીવની વૃત્તિને પોતાના પ્રકાશથી જુએ છે તે જ આ આત્મા બ્રહ્મ છે. આ આત્મા પાંચ ભૂતોના વ્યાપારને તથા તે વ્યાપારમાં લાગનારાં તત્ત્વોને પ્રકાશે છે. તેમજ ત્રણ

દેહો ને તેની ત્રણ અવસ્થાને તથા તેના ત્રણ અભિમાનીઓને પ્રકાશે છે. સમાધિકાળમાં જ્ઞાની આત્માનુભવમાં વિલસે છે, તેને આ આત્મા પ્રકાશે છે. એ રીતે આ આત્મા રૂપાદિ સર્વમાં વ્યાપેલો હોવાથી પોતાના પ્રકાશ વડે સર્વની ક્રિયાને પ્રકાશે છે. તે જ આ આત્મા સચ્ચિદાનંદરૂપે ભરપૂર–વ્યાપક છે અને તે જ અપરોક્ષ આત્મા છે. શ્રુતિ ઉત્તમ અધિકારીને તેનો પ્રત્યક્ષ ઉપદેશ કરે છે કે આ આત્મા બ્રહ્મ છે. એ શ્રુતિનું વચન, ઉત્તમ અધિકારીએ વિચારપૂર્વક ગુરુમુખથી ગ્રહણ કરવું અને દૃઢ બુદ્ધિથી નિશ્ચય કરીને જીવન્મુક્ત થવું. પછી મરજી પડે ત્યાં વિચરવું. **નિશ્ચય એવો, દૃઢ કરવો જોઈએ કે વિશ્વ–તૈજસ આપણને સ્પર્શ પણ ન કરી શકે. તેમજ બત્રીસ તત્ત્વોનો સમુદાય પોતપોતાના ગમે તે વ્યાપારમાં વર્તે વ્યવહાર કરે, પણ આપણે આત્મા તેનાથી જુદા–અસંગ છીએ અને એ બત્રીસ મિથ્યાભૂત છે; એવો ગ્રંથિભંગ થયો એટલે પછી ફરીથી જડ અને ચેતન એકઠાં મળવાનાં નહિ!** એવું સમાધાન પામવું કે જેનું કદી પણ ઉત્થાન થાય જ નહિ. એ વિષે અર્ધા શ્લોકથી થોડું ટૂંકામાં કથન કરું છું.

**ક્ષણેક્ષણે અન્યથાભૂતા ધી વિકલ્પા ચિન્નિતુ**

ઈશ્વરથી માંડીને તણખલા સુધી બત્રીસ તત્ત્વો ક્ષણે ક્ષણે બદલાતા જાય પરંતુ તે રીતે બ્રહ્મ–આત્મા બદલાતો નથી.

શિષ્ય–મૂળ શ્લોકમા બુદ્ધિના વિકલ્પો ક્ષણેક્ષણે અન્યથા થાય છે એમ સંક્ષેપથી કહેલું છે, તો પછી ઈશ્વરથી માંડીને તૃણ સુધીનું વર્ણન આપે કેમ કર્યું ?

ગુરુ–તેનો ઉત્તર શ્રવણ કર. બુદ્ધિથી માંડીને દેહ પર્યંત સર્વ વિકલ્પમાંથી જ મળે છે અને જીવ પણ તે વિકલ્પરૂપ વૃત્તિમાંથી મળે છે. એમ બંનાં વિકલ્પમાં આવ્યા. વળી બુદ્ધિનું કારણ જે આનંદમય કોશ, તે બુદ્ધિ વગર ક્યાં જવાનો ? ક્યાંય જતો નથી માટે કાર્ય, કારણને સાથે લઈને પોતાના વ્યાપારમાં વર્તે છે. પ્રથમ માયાસ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે ત્યારથી જ બુદ્ધિનાં કાર્ય ઉત્પન્ન થાય છે પછી તેમાં વિદ્યા, અવિદ્યા અને જીવ–ઈશ્વર શું ન આવે ? બધાંય આવે છે. માટે ઈશ્વરથી માંડીને તૃણ પર્યંત બત્રીસને વિકલ્પરૂપતા જ છે જેમાં વિકલ્પ–રૂપતા છે તેનો જ ક્ષણે ક્ષણે અન્યથા ભાસ થાય છે. અને તે જ વિકાર પામે છે એમ સમજવું.

પાંચ ભૂતો જડ છે. એ પાંચે ભૂત એક ઠેકાણે થયેલાં છે, છતાં ક્ષણે ક્ષણે બદલાય છે. માટે પંચભૂત વિકારી અને ક્ષણક્ષણમાં અન્યથા ભૂત થાય છે. પાંચ ખાણી તો મૂળમાંથી વિકારી છે. પછી જન્મથી મરણ પર્યંત સર્વ વિકાર કરે છે અને સર્વ નાનામોટા દેહધારી ક્ષણેક્ષણે પરિવર્તન પામે છે. શરીરમાં રહેનાર પ્રાણ તો ખુલ્લી રીતે વિકારી છે, અને ક્ષણક્ષણમાં પલટાય છે. તેવીજ દશ ઇન્દ્રિયો વિકારી છે. અને તે ક્ષણે ક્ષણે પલટાય છે. મન અને બુદ્ધિમાં સર્વદા સંકલ્પ–વિકલ્પ થાય છે. અને તેને ગુણ તથા કામાદિનો વિકાર થાય છે. વળી તે ક્ષણક્ષણમાં પલટાય છે તે જ પ્રમાણે માયાસ્ફૂર્તિ ક્ષણે ક્ષણે ઊઠે છે અને નષ્ટ થાય છે. માટે તે વિકારી અને ક્ષણ ક્ષણમાં પલટનારી છે. માયાસ્ફૂર્તિનો વિદ્યા–અવિદ્યારૂપી આવરણ–વિક્ષેપ છે. એ વિકાર કરે છે અને તે પણ ક્ષણક્ષણમાં પલટાય છે. જીવ માયાસ્ફૂર્તિથી વિષય પર્યંત જાય છે–આવે છે; માટે તે વિકારી, અને ક્ષણે ક્ષણે પલટનારો છે ઈશ્વર પ્રતિબિંબરૂપે અન્યથા થયો અને તે પ્રેરણાનો વિકાર કરે છે, માટે ઈશ્વર પણ વિકારી હોવાથી ક્ષણે ક્ષણે પલટાય છે એ માટે જ ઈશ્વરથી માંડીને તણખલા સુધી બત્રીસ ક્ષણે ક્ષણે મિથ્યાભૂત છે કેમકે બધાં માયામાંથી થયેલાં એટલે વિકારની ઓલાદ વિકારી જ હોય.

શિષ્ય–શ્રુતિ, બુદ્ધિનો પ્રેરક બ્રહ્મ–આત્મા છે એમ કહે છે અને તે અધિષ્ઠાન હોવાને લીધે સર્વનું વિશ્રાન્તિસ્થાન છે જેમ લોખંડને ચુંબકની પાસે લાવવાથી તે ચલિત થાય છે, માટે તે લોખંડનો ચાલક ચુંબક છે એ યુક્તિના આધારથી બ્રહ્માત્મા પ્રેરક છે; અને જ્ઞાની, સુજ્ઞ તથા વેદાન્ત પણ બ્રહ્મ પ્રેરક છે એમ કહે છે. આ અનુભવ છે. એ પ્રમાણે શ્રુતિ, યુક્તિ અને અનુભવથી પ્રેરક બ્રહ્મ હોવા છતાં તમે જીવનો

પ્રેરક ઈશ્વર છે એમ કહો છે તેમાં મોટો વિરોધ આવે છે.

ગુરુ–બ્રહ્માત્માને પ્રેરક કહ્યો તેનું કારણ જુદું છે. અને તે એ કે, ઈશ્વરાદિ સર્વ ઉત્પન્ન થયાં, અને જે પેદા થયાં તે પોતપોતાના ધર્મ પ્રમાણે વ્યાપાર કરવા લાગ્યાં, ત્યારે ઈશ્વરાદિ તૃણ પર્યંત સર્વને પ્રેરણા કોણે કરી ? એ શ્રુતિને પ્રશ્ન ઊઠયો. વિચાર કર્યો કે, આ પ્રેરણાનું આળ કોને માથે નાખવું ? બ્રહ્માત્માને પ્રેરક માનીએ તો તે અસંગ છે. અને જીવને પ્રેરક માનીએ તો એ પોતે પ્રેર્ય છે. પછી વિચારને અંતે શ્રુતિને લાગ્યું કે, કંઈ થયું જ નથી; તો તે તે મિથ્યાના પ્રેરક બ્રહ્માત્માને માનવામાં કાંઈ વાંધો નથી. માટે તેણે બ્રહ્માત્માને પ્રેરક કહેલ છે.

ચુંબક સ્વત : હાલતું નથી પણ તેની પાસે લાવવાથી લોખંડ સ્વત : હાલે છે. માટે ચુંબક, લોખંડનો ચાલક છે એમ માનવાથી કશો બાધ નથી. તેમ માયાથી લઈ ને તૃણ પર્યંત સર્વ મિથ્યા ભૂતના પ્રેરક બ્રહ્માત્માને માનવામાં કાંઈ પણ વાંધો નથી. બ્રહ્મ, એ બત્રીસને સ્વત : ચેષ્ટા કરાવતો નથી, અને નથી કરાવતો એમ પણ નથી પરંતુ એ બત્રીસ, બ્રહ્મ પર ઉત્પન્ન થઈ ને લય પામે છે બ્રહ્માત્મા તેનું અધિષ્ઠાન માત્ર છે. જેમ સર્પવિકાર થવા માટે દોરી કારણ છે, તેમ સવને ઉત્પન્ન થવા માટે આધાર–અધિષ્ઠાન બ્રહ્મ છે તે પ્રેરણા કરે અથવા ન કરે, પરંતુ સર્વનો આધાર હોવાને લીધે બ્રહ્માત્મા પ્રેરક છે એમ શ્રુતિ કહે છે બાકી બીજી રીતે બ્રહ્મમાં વાસ્તવિક પ્રેરણા જ નથી એમ હોવાં છતાં, 'પ્રેરણા છે' એ તો જેને જગત ખરું લાગે છે તેને જ શ્રુતિ કહે છે જે સાધકને જગત મિથ્યા છે, તે થયું જ નથી, એમ લાગે છે, તેને પ્રેરણા જ ખોટી લાગે છે પ્રેરણા ખોટી છે માટે બ્રહ્મને માથે પ્રેરણાનો આરોપ નાખવાથી બાધ નથી, એમ જાણીને જ શ્રુતિ બ્રહ્મને પ્રેરક કહે છે પણ વાસ્તવિક પ્રેરણાનો ધર્મ ઈશ્વરનો છે. કારણ કે તેની પાસે ઈક્ષણાદિ અને વિક્ષેપાદિ અનેક શક્તિ છે. ઈશ્વર પ્રેરક છે તેમાં શ્રુતિ, યુક્તિ અને અનુભવ પ્રમાણ છે.

જેના ભયથી વાયુ વાય છે, તે ઈશ્વર પ્રેરક, એમ શ્રુતિનું પ્રમાણ છે બુદ્ધિનો પ્રેરક બ્રહ્મ પરમાત્મા છે એમ ગાયત્રી કહે છે, પણ તે અમથું કહે છે વાસ્તવિક ઈશ્વરની ભીતિ વડે વિકારરૂપ પ્રેરણા થાય છે. સર્વમાં ભય ઉત્પન્ન કરે છે તે સામર્થ્ય વિના થાય નહિ જેનાથી સર્વ ભય પામે તે જ વિકારી સામર્થ્ય. એ વિકારી સામર્થ્ય ઈશ્વરના અંગમાં જ છે. બ્રહ્મમાં વિકાર નથી તો તેમાં સામર્થ્ય કયાંથી હોય ? સામર્થ્ય નથી માટે બ્રહ્મ નિર્વિકારી છે અને ઈશ્વરનું સામર્થ્ય વિકારી છે, એ સ્પષ્ટ સમજાય તે માટે દૃષ્ટાન્ત દઈને કહું છું

ખેડૂત લોકો રેંટમાળ કરે છે, તેને લીધે પાણી ઉપર આવે છે, અને તે અખંડ આવતું રહે, તે માટે પાણી લાવનારા લોટા નજીક નજીક બાંધેલા હોય છે એ પ્રમાણે કરેલી માળ, રેંટ પર નાખે છે અને તે રેંટને બળદ જોડે છે. તે બળદ ચાલવા લાગ્યો એટલે રેંટ ફરવાથી તે ઉપરની માળ પણ નીચેથી ઉપર જાય છે ને આવે છે બળદ થોભી ગયો કે માળ સ્થિર રહે છે બળદને ચલાવવા માટે તેને હાંકનારો એક જણ હાથમાં ચાબુક લઈ ને ઊભો હોય છે તેણે ચાબુક માર્યો એટલે બળદ ચાલવા લાગે છે બીજી રીતે ચાલતો નથી રેંટમાળની સામગ્રી, બળદ અને તેને હાંકનાર જેમ એક જમીન ઉપર છે, તેમ દેહ, પ્રાણ, બુદ્ધિ, સ્ફૂર્તિ, જીવ, અને ઈશ્વર, એ સર્વનો આધાર એક બ્રહ્મ છે

દેહ, પ્રાણ, બુદ્ધિ સ્ફૂર્તિ; એ રેંટમાળના નજીક નજીક બાંધેલા લોટા છે. તે માળ સહિત રેંટને જોડેલો બળદ અભિમાનરૂપી ખાંધથી રેંટ ખેંચે છે અને તેને લીધે સુખ–દુ:ખરૂપી પાણી ઊડે છે બળદને હાંકનાર ઈશ્વર છે અને બળદ મનુષ્ય છે. તે મનુષ્યરૂપી બળદને ઈશ્વર વિક્ષેપરૂપી ચાબુકથી હાંકે છે. અર્થાત્ મનુષ્યને ઈશ્વર પ્રારબ્ધ પ્રમાણે ક્રિયા કરાવે છે, એ જ તે મનુષ્યરૂપી બળદ પર વિક્ષેપ રૂપી ચાબુકનો માર અને બળાત્કાર છે ભૂમિ જેમ સર્વનો નિર્વિકારરૂપે આધાર છે તે જ રીતે બ્રહ્મ સર્વનો નિર્વિકારરૂપે આધાર છે માત્ર વિક્ષેપરૂપ ચાબુકથી હાંકનાર ઈશ્વર જ એક પ્રેરક છે.

પાંચ ભૂતો, પાંચયોનિનાં શરીરો, પાંચ પ્રાણ, દશ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, માયાસ્ફૂર્તિ, વિદ્યા, અવિદ્યા અને જીવ–ઈશ્વર મળીને થયેલાં જડ–ચંચળ બત્રીસ તત્ત્વો અન્યથા ભૂત થાય છે. પ્રેરક ઈશ્વર પણ વિકારી અને અન્યથા ભૂત છે, તો પછી જીવ અને બીજાં તત્ત્વોની કથા શું કહેવી? સર્વ તત્ત્વો વિકારી છે. પણ તેમાં ચેતન એક અનુસ્યૂત પરિપૂર્ણ છે, તે વિકારીઓ સાથે વિકાર પામતો નથી. જેમ આકાશ, ઘટમઠમાં વ્યાપ્ત છે છતાં પણ કિંચિત્ વિકારી થતું નથી અને બદલાતું નથી, તેમ બ્રહ્મ બ્રહ્માથી માંડીને કીડી પર્યંત, કયાંક અજ્ઞાન તો કયાંક જ્ઞાન એ રીતે સ્ફુરે છે, તેમા કદી પણ અન્યાય થતો નથી જીવ અનેક દેહમાં રહેવાને લીધે સૂક્ષ્મ દેહના વર્તનનું અભિમાન ધરે છે પણ સૂક્ષ્મદેહ ઈશ્વરની પ્રેરણા સિવાય વર્તતો નથી; એમ હોવા છતા જીવ, ઈશ્વરની પ્રેરણાનું અભિમાન પોતે એટલું બધુ લે છે કે, 'દેહ જ હું છું' એમ પોતાને માને છે; અને હું પાપપુણ્ય કરુ છું એમ કલ્પે છે. તેને લીધે ઊપજે છે અને મરે છે. એ પ્રમાણે અનંત કલ્પ સુધી ઊંચનીચ યોનિનાં શરીરો પ્રાપ્ત કરીને સ્વર્ગ–નરક ભોગવે છે. પ્રથમ જ સર્વ અજ્ઞાનથી થયેલાં અન્યથા (વિપરીત) છે, તેમાં વિપરીત રૂપથી જીવ ભમવા લાગ્યો. પછી કયાંક મોટો, કયાક નાનો, ખરાબ, સારો પરંતુ ક્ષણે ક્ષણે પરિવર્તન પામે છે, એમ સર્વ પરિવર્તન પામે છે, પણ સર્વમા વ્યાપ્ત જે ચેતન તે આદ, અંત અને મધ્યમાં બદલાતુ નથી નિજ રૂપ, અજ્ઞાનકાળમાં અલ્પ સુધ્ધા પરિવર્તિત અને વિકારી થતું નથી તો પછી જે પોતાનુ સ્વરૂપ જાણશે તે અન્યથા શી રીતે થશે? કશું જ બન્યું નથી છતાં લોકો અમસ્તાં અન્યથા કલ્પે છે તે એમ કે.—હું શરીર અને શરીરની જે અન્યથા વર્તણૂક થાય છે તે સર્વ મારાં હું પાપપુણ્ય કરૂં છુ, તે સહજ મારે ભોગવવાં પડશે. આ પ્રમાણે જીવ અભિમાન લે છે તેથી તેને તે ભોગવવાં પડે છે, એમ અજ્ઞાનીઓનું માનવું છે એવુ માનવું ત્યાં સુધી જ છે કે, જ્યાં સુધી સચ્ચિદાનંદ બ્રહ્માત્મા અપરોક્ષરૂપે જાણ્યો નથી

પાપપુણ્ય ભોગવવાં, હું જીવ છું, મને બંધન છે, હું જન્મું છું, મરું છું એમ માનવું, મને છ વિકાર બાંધે છે એવી ભ્રાન્તિ સર્વ ક્ષણક્ષણ અન્યથા માનવાં, તું એક, હું એક એમ માનવું, મારું, તારું એમ જુદાપણું માનવું, જગતને સત્ય માનવું, બ્રહ્માથી લઈ ને કીડી પર્યંત નાનાં મોટાં માનવાં, સ્ત્રી, પુત્ર, ધન આદિ વિષય સંપાદન કરવા, ધર્મ, કર્મ, વર્ણ, આશ્રમ, વેદ તેમજ દેવાદિને આધીન થવું, એ બધી બલા ત્યાં સુધી જ છે, કે જ્યાં સુધી અભિન્ન બ્રહ્માત્મા અપરોક્ષ નથી સમજાયો સ્વજનો મોહ પમાડીને જીવન–વ્યવહારમાં પરતંત્ર કરે છે. સુખદુઃખથી ભ્રમિત થવું, પાપપુણ્યરૂપી બાધડાથી ભયગ્રસ્ત થવું, ઉત્તમ–મધ્યમ ગતિ માનવી, ઉપર, નીચે, સ્વર્ગ અને નરકાદિ માનવાં, એ બધું ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી બ્રહ્મ પરમાત્મા નિશ્ચયપૂર્વક અપરોક્ષપણે નથી જાણ્યો. સ્વામી-સેવક ભાવ માનવો, હું ભક્ત, તું દેવ એ ત્યાં સુધી માનવું રહે છે કે જ્યાં સુધી બ્રહ્માત્મા સ્વાનુભવથી અપરોક્ષ ન સમજાય. દેવ, દાનવ, મનુષ્ય, સ્ત્રીપુરુષ, નપુંસક માનવાં, શાસ્ત્રીય અને લૌકિક શબ્દોની ખટપટ કરવી, કર્તા, ભોક્તા, ધ્યાતા, જ્ઞાતા, અનુભવિતા ઇત્યાદિ માનવા, જીવ અલ્પજ્ઞ અને ઈશ્વરને સર્વજ્ઞ માનવા, જીવ ભ્રમિત અને ઈશ્વર પ્રેરક છે એમ માનવું, સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ઈશ્વરના બલાત્કારનું પ્રેરણ માનવું; બંધ, મોક્ષ સિદ્ધ, સાધક અને મુમુક્ષુ માનવા; ગુરુ અને શિષ્ય બે માનવા, તેમજ શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ સર્વ ત્યાં સુધી જ છે, કે જ્યાં સુધી સચ્ચિદાનંદ બ્રહ્માત્મા અપરોક્ષ સમજવામાં આવ્યો નથી

કયાં સુધી કહેવું? જ્યાં સુધી દ્વૈત છે ત્યાં સુધી સર્વ છે. જ્યારે સચ્ચિદાનંદ આત્મા, અપરોક્ષ સમજાશે ત્યારે એ દ્વૈતની બલા નષ્ટ થશે જે ઉત્તમ અધિકારી છે તે ગુરુશાસ્ત્રના વિવેચનથી અને વિચારથી ઉત્થાન રહિત સમાધિ દ્વારા સમાધાન પામે છે. બ્રહ્માત્મા પહેલેથી જ અપરોક્ષ છે. તે આજ કાંઈ નવો અપરોક્ષ કરવો પડતો નથી માત્ર અજ્ઞાનને લીધે 'હું દેહ' એમ જુદાપણાનું ખાલી ઘેલું લાગ્યું છે, તે જ્ઞાનથી મિટાવવાનું છે

ચિત્ જડ ગ્રંથિ—અનેક પ્રકારથી કહેલી ચેતનજ્યોતિ અને ઈશ્વરથી માંડીને દેહ પર્યંત બત્રીસ તત્ત્વો જડ, એ સાથે મળ્યાં નથી, છતાં બન્ને એક જ છે એમ માનવું તેને ચેતન અને જડની ગ્રંથિ કહે છે. દોરી અને સર્પનું એક હોવું, તેમ જડ બત્રીસ તત્ત્વો અને ચેતન આત્માનું એક હોવું એ કેવળ અજ્ઞાનને લીધે જ માનેલું છે, એમ સમજીને જે આ ગ્રંથિનું ભેદન કરશે તે જ ઉત્તમ અધિકારી છે અને તે ફરીથી ગ્રંથિ પડવા દેશે નહિ.

ગ્રંથિ—જડને ચેતન અને ચેતનને જડ માનવું તે ગ્રંથિ છે. ચિત્ એટલે ચેતનજ્યોતિ અને જડ એટલે બત્રીસ તત્ત્વો. તેનો એકીસ્થાનમાં મિલાપ થવો તેને ચિત્ જડ ગ્રંથિ કહે છે. આ ગ્રંથિનું ભેદન કરવું; એટલે કે ચેતનનો ધર્મ ચેતન પાસે રાખીને જડનો ધર્મ જડ પાસે રાખવો; અને એ બન્ને એકત્ર મળ્યાં જ નથી એમ જાણવું, તેનું નામ ચિત્ જડ ગ્રંથિનું ભેદન. એ ભેદન કરીને જડ, જે અલગ કરેલાં બત્રીસ તત્ત્વો, તેનું હુંપણું આવવા દેવું નહિ. અને પોતે સચ્ચિદાનંદ આત્મા થઈ રહેવું. દેહ ઇન્દ્રિયાદિનો અનેક પ્રકારનો વ્યાપાર થાય, પણ હું અસંગ આત્મા છું, એવી પોતાની અચલ સ્થિતિ થાય એ જ ઉત્થાન રહિત સહજ સમાધિ. તેમાં પોતે અસંગ આત્મા, અને ઈશ્વરાદિ બત્રીસ તત્ત્વો એ પરોક્ષ (ભિન્ન) અને મિથ્યા છે.

દેહ જન્મે છે, આત્મા જન્મતો નથી. દેહ વધે છે, આત્મા વધતો નથી. દેહ જેવો આત્મા નથી. દેહ તરુણ થઈ વિષયભોગ કરે. આત્મા વિષયથી અસંગ. દેહ ક્ષીણ થતાં આત્મા ક્ષીણ થતો નથી. દેહ મરતાં આત્મા મરે નહિ. દેહ જેટલો તે નથી. વ્યાપક આત્મા જડ આકારનો શી રીતે થશે? દેહ ચાલે છે, આત્મા ચાલતો નથી. દેહ બોલે છે, આત્મા બોલતો નથી. દેહ લેવ-દેવ કરે છે આત્મા લેતો-દેતો નથી. દેહ રતિભોગ કરે. આત્મા અભોક્તા. દેહ મલ વિસર્ગ કરે. આત્મા તમામ ક્રિયામાં અસંગ. કાન સાંભળે છે, આત્મા સાંભળતો નથી. ત્વચા સ્પર્શ ગ્રહણ કરે, આત્મા સ્પર્શે નહિ. આંખ દેખે છે, આત્મા દેખતો નથી. જીભ રસજ્ઞ. આત્માને જીભ નથી. પ્રાણ સુગંધ લે છે, આત્મા સર્વદા અસંગ અને અગંધ. પ્રાણના વિહારથી દેહ પોષાય છે અને ભૂખ-તરસ એ પ્રાણના ધર્મ છે. નિત્ય તૃપ્ત આત્માના, એ ધર્મ શી રીતે હોય? ચિત્ત ચિંતન કરે, આત્મા અચિંત્ય. બુદ્ધિના નિશ્ચયમાં પણ જે પરિપૂર્ણ છે, વ્યાપક આત્મા અહંકારનું અહંપણું લેતો નથી. મન જો સંકલ્પ કરે તો પણ પૂર્ણ નિશ્ચયરૂપ આત્મા કદી પણ સંશયમાં પડતો નથી. જાગૃતમાં દેહસંબંધી સર્વ ક્રિયા થતી હોય, પણ આત્મા નથી જાગતો કે નથી ક્રિયા કરતો. બ્રહ્માથી તે તણખલા સુધી સર્વને જુએ છે પણ લેશમાત્ર તેને સત્ય માનતો નથી. સર્વના અધિષ્ઠાનરૂપ પોતે આત્મા જેમનો તેમ જ છે. જ્યાં ઊંચ-નીચ કે નાના-મોટાનો જરા જેટલો ઉચ્ચાર પણ નથી એવો એકરૂપ, અનંત-પરિપૂર્ણ આત્મા છે. જાગૃતમાં દેહ કાર્ય કરે છે પણ આત્મા કર્તાપણું માથે લેતો નથી, તો તેને સુખ-દુઃખનો ભોગ શી રીતે સ્પર્શ કરે? મનના મિથ્યા મનન વખતે અને સ્વપ્ન-ભાસને વખતે આત્મા, સર્વને પોતાથી જુદાં દેખે છે. ગાઢ સુષુપ્તિમાં પણ અજ્ઞાનની તો વાત જ ક્યાં છે? સર્વ સમયમાં એકમાત્ર દ્રષ્ટા આત્મા જ છે. તેવી જ રીતે સમાધિ વખતે આત્મા ધ્યાતા, ધ્યાન, ધ્યેયની ત્રિપુટીને આવવા દેતો નથી. ધ્યાતા વિના સ્વયં ધ્યેયરૂપ જ તે છે. એ પ્રમાણે જાગૃતમાં હું અને મારું કહેનારા વિશ્વાભિમાનીને આત્મા, સ્પર્શ પણ કરવા દેતો નથી. સ્વપ્નમાં પણ કર્તાપણું ન આવે, ભોક્તાપણું પણ ન ઊઠે અને તૈજસ જ્યાંનો ત્યાં જ મરે છે, ત્યારે સ્વયં ચિદ્રૂપ આત્મા જ રહે છે. સુષુપ્તિ અથવા સમાધિમાં જુદાપણાની વાત પણ જાણતો નથી. ત્યાં પ્રાજ્ઞ અભિમાનીનો ઘાત થાય છે, ને ચિદ્રૂપ આત્મા એકલો રહે છે.

સારાંશ એ જ કે આત્મા, દેહના છ વિકારોથી વિકાર પામતો નથી. દશ ઇન્દ્રિયોના વ્યાપાર થતા રહે તેથી આત્મા વ્યાપારી બનતો નથી. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિ, એ અવસ્થામાં થનારા વ્યાપાર, આત્મા કરતો નથી, તેમજ તે તે અવસ્થાનો અભિમાની પોતે બનતો નથી.

એ પ્રમાણે સંશય રહિત સાધક સ્વયં બ્રહ્મ થયો. તે સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત બત્રીસને સ્વપ્નમાં પણ 'હું' એમ માનતો નથી. તેમજ બ્રહ્માથી લઈને તૃણ પર્યંત સર્વ પદાર્થ, તેને સત્ય લાગતા નથી. પણ સત્ય જે બ્રહ્મ, તે હું પોતે છું એમ લાગે છે. દેહ સંઘાતમાં હુંપણું ઉત્પન્ન થતું નથી. પછી તે સંઘાત મૃગજલ પ્રમાણે દેખાય તો પણ તેમાં સત્યતા શી રીતે આવે? ન જ આવે. એ પ્રમાણે જે સત્ય છે તે મિથ્યા થતું નથી. એ જ સહજ સમાધિની સ્થિતિ છે. તેમાંથી કલ્પાંતે પણ ઉત્થાન થતું નથી અને સંશય સહજમાં નષ્ટ થવાથી સ્મરણ વિના પોતે બ્રહ્મ થઈ રહે છે. બ્રહ્મ–આત્માનું સ્મરણ ન થવા દે તેને અવિદ્યા–અજ્ઞાન કહે છે. તે અવિદ્યા જ સાચી નથી તો જીવ સાચો ક્યાંથી હોય? જીવપણું જ નથી, તો અભિમાન કોણ લેશે? અજ્ઞાન નષ્ટ થાય છે, ત્યારે તે સાથે જ્ઞાન પણ નષ્ટ થાય છે પછી જ્ઞાન–અજ્ઞાનથી રહિત એકલા નિરુપાધિક શુદ્ધ આત્મારામ બાકી રહે છે. તે વખતે વિદ્યા સહિત ઈશ્વર પણ પ્રેરણાનું કાર્ય છોડીને નષ્ટ થાય છે. એ પ્રમાણે કારણરૂપ જીવ–ઈશ્વર ગયા, પણ તેનું કાર્ય જે દેહાદિક, તે પ્રારબ્ધકર્મ પૂરાં ન થાય ત્યાં સુધી રહે છે. જીવ તેને સ્ફુરિત કરે છે, પણ તેનુ અભિમાન ગયું. અજ્ઞાન એ બત્રીસ તત્ત્વોનું કારણ છે. તે કારણરૂપ અજ્ઞાન જવાથી એ બત્રીસ તત્ત્વો મૃગજલ સમાન મિથ્યા દેખાઈ રહ્યાં છે એમ સમજવું. એવા પૂર્ણ જ્ઞાનીની ત્રણે અવસ્થાની ક્રિયા પ્રારબ્ધાનુસાર થાય છે. તેને કદી પણ હુંપણું ઉત્પન્ન થતું નથી. તેમજ બ્રહ્માથી લઈને તૃણ પર્યંત જગત, જ્ઞાન થયા પછી પણ દેખાયા કરે છે, પરંતુ તેમાં સત્યતા આવતી નથી અને પોતે અસંગ આત્મા છે એમ જાણે છે. આવો નિશ્ચય જેને થાય છે તે ત્રણ અવસ્થામાં પણ ઉત્થાન પામતો નથી. અને તેને જગતનું સત્યત્વ તથા દેહનું હુંપણું સ્પર્શ કરતું નથી જેનો નિશ્ચય અધૂરો નથી તેને સ્વત: ઉત્થાન નથી. તેને કોઈપણ અવસ્થામાં કદી પણ સંશય ઉત્પન્ન થતો નથી પછી તેને શાસ્ત્રો કહો, કે પ્રવૃત્તિના લોકો લૌકિક રીતી કહે; પરંતુ પુન: ભ્રાન્તિ પડીને ઉત્થાન થતું નથી, પણ પોતે અખંડ એકરસ બ્રહ્માત્મા અને પોતાનાથી જુદાં સર્વ બત્રીસ તત્ત્વો અનાત્મા. જેની દૃષ્ટિથી આ નામરૂપમાં સત્યના આવતી નથી, તે જ બ્રહ્માત્મા. આ પ્રમાણે જે અદ્વિતીય નિશ્ચયથી શુદ્ધ બ્રહ્માત્મા થયા, તે જ પૂર્ણ જ્ઞાની અને તેને જ પૂર્ણ સમાધાની કહે છે. એ જ કૈવલ્યમુક્તિ–એ જ સહજ સમાધિ; આ જ્ઞાનથી જ હરિહર તર્યા, સનકાદિક આ જ્ઞાનથી જ જ્ઞાની થયા અને આ જ્ઞાનથી જ ભવિષ્યમાં પણ જ્ઞાની તૃપ્તિ પામશે. જે તીવ્ર બુદ્ધિવાળો ઉત્તમ અધિકારી હોય છે, તે ચંદ્રશાખા ન્યાયથી ઉપદેશ થતાં જ અભેદ–સ્થિતિ પ્રાપ્ત કરે છે. હે રવિદત્ત! તું સ્વત: વિચાર કરીને જો, કે એવું પૂર્ણ સમાધાન પ્રાપ્ત કરવા માટે તું અધિકારી છે કે નહિ? બહુ પ્રકારથી વિવેચન કરીને અમે તને અર્થ કહ્યો. હાથમાં રાખેલાં આમળાંની જેમ સ્પષ્ટ અને વિસ્તૃત ઉપદેશ કર્યો; પરંતુ તને સમાધાન પ્રાપ્ત થયું નથી એવું મને સમજાયું, તેથી હવે તું પ્રત્યક્ષ મંદબુદ્ધિવાળો ભાસે છે. ખરેખર, તને **નિશ્ચય–રૂપજ્ઞાનનો** અધિકાર નથી; માટે જા, તું કર્મ અથવા ઉપાસના કર." એ શંકરાચાર્ય સ્વામીનું વચન સાંભળીને રવિદત્તને અપાર દુ:ખ થયું. જાણે શિરના વજ્રના પ્રહારથી સો ટુકડા થઈ ગયા! જીવું છું કે મર્યો છું તેની ખબર નથી. અંત:કરણ મૂર્છિત થયું. શરીરમાંથી પ્રાણ નીકળવા લાગ્યા. સર્વ હલનચલન બંધ. ઇન્દ્રિયો જ્યાંની ત્યાં સ્તબ્ધ થઈ ગઈ. શ્વાસ જરા પણ ચાલે નહિ. ગાત્ર ઠંડાં પડયાં. એવી બે ઘડી વીત્યા પછી જરા પ્રાણનું ચલન થયું. દીર્ઘ શ્વાસ લેવા લાગ્યો. પછી લાંબા વખતે મન ઉત્પન્ન થયું ત્યારે ધીરે ધીરે આંખો ઉઘાડી પણ આંખથી કશું દેખાય નહિ. મન ભમવા લાગ્યું. પછી મનમાં યાદ આવ્યું કે સદ્ગુરુએ મારી ઉપેક્ષા કરી. જળચર જીવોનો જળ વિના જેમ બીજો કોઈ આશ્રય નથી તેમ મારે સદ્ગુરુ વિના બીજો આશ્રય ક્યાં છે? તેને ચટપટી થાય છે કે, શું પૂછવું? તપેલા વાસણમાં જેમ દાણાની ધાણી ફૂટે તેમ અંતરમાં તડફડાટ થાય છે પણ પ્રાણનું ઉત્ક્રમણ થતું નથી. આંખે અંધતા આવી. વાણી બોબડી થઈ ગઈ. આખું

શરીર કંપવા લાગ્યું. મસ્તક પછાડવા લાગ્યો. બળાત્કારે બોલવા જાય તો પાગલની પેઠે એકનો એક શબ્દ બોલાતો હતો કે 'હા, મર્યો! હા, મર્યો!' કંઠ ગદ્ગદ થઈ ગયો. નેત્રમાંથી ઉષ્ણ અશ્રુનાં પૂર ચાલ્યાં. એ દુઃખ સાંભળતાં મુમુક્ષુથી સહ્યું જાય તેમ નથી. એવાં બે મુહૂર્ત વીત્યાં પછી બળપૂર્વક અવસ્થા પર કાબૂ મેળવ્યો. ઊઠીને ગુરુનાં ચરણમાં પડ્યો. "મારી ઉપેક્ષા ન કરો. અહા! અહા! હે સદ્ગુરુ સ્વામી! હું અંદર–બહારથી બળું છું. વિશ્રામ પામવાની ઇચ્છાવાળા શરણાગતની ઉપેક્ષા ન કરો. આપના શીતળ કરથી મને શાન્ત અને નિર્ભય કરો. હું અન્યાયી–અપરાધી છું તો પણ હે સ્વામી! આપનો મંદ પ્રજ્ઞ અનધિકારી શરણાપન્ન શિષ્ય છું. જેમ સમર્થ માતાનો પુત્ર, મૂર્ખ હોવા છતાં માતા તેની ઉપેક્ષા કરતી નથી જો માતા ઉપેક્ષા કરે તો, પુત્રને બીજો આશ્રય કોનો! આપ દયાળુએ ઉપેક્ષા કરી, તો હવે મારો તારણહાર ત્રિલોકીમાં બીજો કોઈપણ નથી. જો હરિ-હર કોપે તો સદ્ગુરુ બચાવે છે પણ સદ્ગુરુ કોપે તો પુરારિ કે મુરારિ, કોઈપણ રક્ષા કરતા નથી. હવે હું કયું કર્મ કરું ? અથવા કયાં જઈને કયા નિર્બળનું ચરણ પકડું ? બધો સ્વપ્ન જેવો પ્રકાર છે. ગંધર્વનગરમાં ચિત્રની સેના ચીતરેલી હોય તેમાં કોઈ નાનું તો કોઈ મોટું; તેવા હરિહરાદિની ઉપાસના કરવી હવે મને યોગ્ય નથી. જેમ માછલાંની ઇચ્છા રાખીને મૃગજળની ગાંસડી બાંધવી વ્યર્થ છે, તેમ સ્વર્ગાદિની અપેક્ષા રાખીને મારે યજ્ઞાદિ કર્મ કરવાં વ્યર્થ છે. જ્યાં સુધી તેની વ્યર્થતાની ખબર ન હતી ત્યાં સુધી લોક-રીતી પ્રમાણે કર્યું તે કર્યું, પણ હવે આગળ કર્મ કે ઉપાસના કરવાનો મને અધિકાર નથી. કર્મ કરતાં કરતાં ક્ષીણ થઈ ગયો ! કર્મક્રિયામાં કણ છોડીને ભુસ્સી ઉપાડી! એટલામાં અચાનક પારબ્ધનો ઉદય થતાં આપનાં શ્રીચરણનાં દર્શન થયાં. મૃગજલ દેખીને દોડતાં મૃગોને જેમ અચાનક ખરું જલ મળી જાય તેમ અનંત જન્મોનાં પુણ્યોથી આપનાં શ્રીચરણ મને પ્રાપ્ત થયાં છે. એવો મને અલભ્ય લાભ થયો, તે મનથી ત્યાગ્યો જાય શી રીતે ? જો દયાળુ ધક્કો દઈને મને નાખી દે તો પણ હું ચરણ છોડવાનો નથી. ભૂખ્યાને અમૃતપાન મળે ત્યારે શા માટે મુખ ફેરવે ? તૃપ્ત થયા પછી સહજ પોતે ત્યાં જ શયન કરે. તેવી રીતે સંસારસમુદ્રમાં સદ્ગુરુના ચરણરૂપી નૌકા પ્રાપ્ત થવાથી હું નિર્ભય થયો છું. જ્યાં અકસ્માત જિહ્વાગ્રે બ્રહ્મામૃતનો સ્પર્શ થાય, ત્યાંથી પૂર્ણ તૃપ્ત થયા વિના કોણ પાછો ફરે ? તૃપ્ત થયા પછી તો તે જ્યાંનો ત્યાં જ લીન થશે. વચમાં ઉપેક્ષા કરીને પાછો વાળવામાં આવશે તો તે શિષ્ય મરશે. ગરીબને પાછો કાઢવો એ સમર્થ, ઉદાર દાતાને માટે ઉચિત નથી. કામધેનુએ વાછરુંની કે મેઘે અનન્ય ચાતકની અથવા ચંદ્રે ચકોર પક્ષીની ઉપેક્ષા કરી કદી દેખી નથી. જલચરો દુષ્ટ થયાં હોય તો પણ તેઓને પાણીએ બહાર નાખી દીધાં હોય એવી વાત પણ હજુ સુધી કાન પર આવી નથી. તેવી રીતે સદ્ગુરુને શરણે આવેલાને તે દયાળુએ પીટી નાખ્યો એવું કોઈ કાળે પણ જોયું નથી ને સાંભળ્યું પણ નથી. છતાં મારે માટે આ શું થયું ! કેવો સમય આવ્યો તે ખબર નથી પડતી. ભલે દયાળુ ઉપેક્ષા કરે તો પણ હું તો જવાનો નથી, એ નિશ્ચય છે. હું મરી મરીને સો જન્મ લઈશ પણ આપનાં ચરણ નહીં છોડું, એ સત્ય પ્રમાણ-ભૂત મારી પ્રતિજ્ઞા અન્યથા થવાની નથી, ને નથી જ. એમ છતાં ઉપેક્ષા કરીને આ અનાથને ભગાડી દેવામાં આવે તો કોઈ રીતે બીજો કશો ઉપાય બની શકે તેમ નથી. માટે આપ દયાળુ આપના બિરુદની રક્ષા કરીને આ ગરીબનો સ્વીકાર કરો અને અભય-વચનથી શાન્ત કરો એ જ ઉચિત છે."

એવી રીતે વારંવાર વિનતિ કરતો, નેત્રમાંથી અશ્રુ વહાવતો રવિદત્ત, ગુરુચરણમાં લોટવા લાગ્યો. એણે ફરી બે હાથ જોડી નમસ્કાર કર્યા. એવા અનન્ય શિષ્ય રવિદત્તને દેખીને સ્વામી શંકરાચાર્યનું હૃદય આનંદથી ઊભરાઈ ગયું. રવિદત્તને તુરત ઊંચકી લીધો અને આલિંગન આપી કહ્યું : "નિર્ભય થા. તને અમસ્તું એમ લાગ્યું કે ગુરુએ મારી ઉપેક્ષા કરી, પરંતુ હે વત્સ! તારો ત્યાગ કરવો, એવું અમારા મનમાં આવ્યું જ નથી. અરે, શિષ્યને

જેમ ગુરૂ દુર્લભ છે તેમ ગુરૂને સત્ શિષ્ય દુર્લભ છે. તો અમે તારી ઉપેક્ષા કેમ કરીએ? માત્ર તારો નિશ્ચય જોવો હતો. સર્વનો ત્યાગ કરીને અનન્ય ભાવથી જે સદ્ગુરુને શરણે આવે, તે જ્ઞાન વિના પાછો જાય તો ગુરૂનું બિરૂદ શી રીતે રહે? અનન્ય એટલે સદ્ગુરુ વિના જેને બીજું દૈવત જ નથી અને સદ્ગુરુ વિના અન્ય પદાર્થ પણ જેને દેખાતો નથી, તેમજ જગતમાં જે સર્વથા નિસ્પૃહ છે તે ચાહે મંદ બુદ્ધિવાળો હોય કે ચાહે તીવ્ર બુદ્ધિવાળો હોય, પણ ગુરૂ તેને શ્રવણ અથવા અભ્યાસથી સંસારસાગરની પાર લઈ જાય છે તીવ્ર બુદ્ધિનો ગૃહસ્થ, શ્રવણ કર્યા પછી વિચાર કરીને અપરોક્ષ સમાધાન પ્રાપ્ત કરે છે, તે રીતે મંદ બુદ્ધિવાળો પ્રાપ્ત કરતો નથી, પણ તે અભ્યાસથી ધીરે ધીરે અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે. **વિચારથી** જે અપરોક્ષ જ્ઞાન થાય છે, તે જ **અભ્યાસથી** પ્રાપ્ત થાય છે અભ્યાસનું લક્ષણ જ ઉપાસના.

**ઉપાસના**–લક્ષ્ય બ્રહ્માત્માનું અને પોતાનું ઐકય જાણીને તેનું નિદિધ્યાસનરૂપથી અનુસંધાન કરવું તેને ઉપાસના કહે છે.

**અભ્યાસ**–નિદિધ્યાસન એ જ ધ્યાતા, ધ્યાન. એ જ કર્તાને આધીન નિર્ગુણ ઉપાસના છે તેને જ અભ્યાસ કહે છે હે રવિદત્ત! એ નિદિધ્યાસનરૂપ ઉપાસના જો તારાથી ન બની શકે તો તું કર્મ કર, એમ કહેલું, તેમાં તારી ઉપેક્ષા કરી નથી, પણ અધિકાર જોઈ ને તે પ્રમાણે તને સાધન કહેલ છે

**કર્મ**–શરીર, મન અને દસ ઇન્દ્રિયોની ક્રિયા ગુરુનાં ચરણમાં અર્પણ કરીને ગુરુભક્તિ કરવી તેને અહીં કર્મ કહેલું છે. ખરી રીતે કાયિક, વાચિક, માનસિક ગુરુસેવા એ જ કર્મ છે તે સિવાય યજ્ઞયાગાદિક કર્મ તો પ્રવૃત્તિનાં છે એ મુકાય ત્યારે જ મુમુક્ષુપણું પ્રાપ્ત થાય છે તોપછી હવે તને અમે પ્રવૃત્તિનાં કર્મ કર, એમ શી રીતે કહીએ? એવું કદી પણ કહેવાના નથી જે પ્રથમ અધિકારી ન હોય, તે પછીથી અધિકારી થાય અને ઉપાસના કરી મોક્ષ પ્રાપ્ત કરે એવું કર્મ, કે જેમાં સર્વ કર્મ-ધર્મ વિશ્રામ પામે છે તે ગુરુ–ભક્તિરૂપ કર્મ કર, એમ કહું છું તેથી જે પૂર્વજન્મનો મુમુક્ષુ હશે તે તો સહજ ઉપાસનામાં લાગી જશે, પણ જે પૂર્વનો મુમુક્ષુ નહિ હોય તે ઉપાસનામાં લાગ્યા પછી ઉપાસનાના બળથી શુદ્ધ જ્ઞાન. પ્રાપ્ત કરી લેશે. માટે જેનાથી એવી ગુરુભક્તિ થઈ શકે, તેના હાથમાં જ મુક્તિ છે એમ સમજવું. એટલું ફળ ગુરુભક્તિમાં છે. માટે જ અમે હે, રવિદત્ત! તને કર્મ કરવાનું કહેલ છે."

એ સાંભળીને રવિદત્તને અપાર આનંદ થયો, કારણકે તેને પહેલેથી જ ગુરુસેવામાં પ્રીતિ હતી. તેમાં હવે ગુરુએ, 'ગુરુસેવા કરવી' એમ કહ્યું તેથી તેને બહુ જ સારું લાગ્યું 'જા કર્મ કર' તેમાં 'જા' એમ કહેવાથી ઉપેક્ષા થઈ, અને પછી 'ગુરુભક્તિ કર' એમ કહેવાથી પુનઃ નજીક લેવા જેવું થયું, તે રવિદત્તને કેવું લાગ્યું તે વિષે એક દૃષ્ટાન્ત કહેવામાં આવે છે.

કોઇ એક જણે લોખંડના પૂતળાના મસ્તક પર પ્રેમથી પારસ–પથ્થર માર્યો. તેથી લોખંડના એકસો ટુકડા થઈ ગયા! પરંતુ પારસમણિના સ્પર્શથી લોખંડનું લોખંડપણું જતું રહ્યું, ને સુવર્ણ થઈ ગયું! તે પ્રમાણે રવિદત્તને 'જા' કહેવાથી જે અપાર દુઃખ થયું હતું, તે દુઃખ, 'ગુરુભક્તિ કર' એમ કહેવાથી જતું રહ્યું અને મોટો લાભ થયો એવું લાગવાથી તેને અપાર આનંદ થયો. મને ગુરુભક્તિ પ્રાપ્ત થવાથી ઉપાસના અને જ્ઞાન સહજમાં પ્રાપ્ત થઈ ગયાં એમ હું સમજું છું, માટે હું રાતદિવસ ગુરુભક્તિ કરીશ, અને ગુરુનાં ચરણ પર મુક્તિ ઓવારી નાખીશ. મારે ગુરુસેવા વિના ત્રિલોકમાં કાયિક, વાચિક, માનસિક કંઈપણ કરવાનું નથી. માત્ર એક ગુરુભક્તિ પ્રાપ્ત કરી લેવાની છે, એવો રવિદત્તનો ભાવ જોઈ ને શંકરાચાર્ય વિચારે છે કે, આ અધિકારી નથી એમ કોણ કહેશે? તે અધિકારી છે જ; પણ થોડી મંદ બુદ્ધિ છે તે અભ્યાસથી તીવ્ર થશે. પછી તેને અપરોક્ષ જ્ઞાન સહજે દૃઢ થશે. માટે તેને અભ્યાસ એટલે ઉપાસનારૂપ નિદિધ્યાસન કરવાનું કહેવું પરંતુ પ્રથમ જે મેં તેને કહેલું છે તે માટે તેને કેટલું યાદ છે અને શું શું દૃઢ થયું છે તે જોઉ, ને ત્યારપછી અભ્યાસ કરવાનું કહું. એવું મનમાં લાવીને શંકરાચાર્ય, રવિદત્તને પ્રથમ નિરૂપણ વિષે પૂછે છે કે. 'સત્ય અને મિથ્યા એ બે પ્રકાર પર જેવું જેવું અને જે જે નિરૂપણ તથા વિવેચન

થયું તે પ્રથમથી જે તારા સમજવામાં આવ્યું હોય તે કહે ”

આવું સદ્ગુરુનું વચન સાંભળતાં તેને આનંદ થયો. સાષ્ટાંગ નમસ્કાર કરીને સાવધાન થઈ, બે હાથ જોડી બેઠો અને વિનિત ભાવે બોલ્યો : “હે, સમર્થ ગુરુમહારાજ ! આપે કૃપા કરીને આ ગરીબને જે ઉપદેશ આપ્યો તે સર્વ હું શી રીતે કહી શકું ? પણ મારી બુદ્ધિમાં ઉપદેશની જે સ્મૃતિ છે તે યથામતિ કહું છું.

“મુખ્ય પ્રત્યાગાત્મા બ્રહ્મ હું પોતે; તે મારામાં ન હોવા છતાં માયા ઉત્પન્ન થઈ. પછી તે ઈશ્વરથી માંડીને તૃણ પર્યંત બત્રીસ પ્રકારે વિભાગ પામી. તે બત્રીસના પણ ત્રણ પ્રકાર. ૧. જડ, ૨. ચંચળ, ૩. ચેતન (આભાસ). એ ત્રણેય મિથ્યા છે. સ્થાવર-જંગમાત્મક પાંચ ખાણી એ જડ. હવે ચંચળના ત્રણ પ્રકાર. પ્રાણ અને કર્મેન્દ્રિયો, એ ચંચળ છતાં જડ-મય છે. આ પહેલો પ્રકાર. બીજો જ્ઞાનેન્દ્રિયો અને મનબુદ્ધિ, એ ચંચળરૂપ જ્ઞાન. અને ત્રીજો પ્રકાર સ્ફૂર્તિવૃત્તિ, એ પણ જાણે છે પરંતુ પરપ્રકાશ છે, માટે જડ. આ પ્રમાણે ચંચળના ત્રણ પ્રકાર થયા. હવે ચેતનરૂપ જે જીવ-ઈશ્વર, તે ચેતન જેવા લાગે છે પણ તે આત્માનાં પ્રતિબિંબ છે, તેથી આત્મા સમાન પ્રકાશક દેખાય છે પરંતુ તે ખરા પ્રકાશક નથી, પર-પ્રકાશ છે બત્રીસ તત્ત્વો થયાં તે પ્રકાશિત દેખાય છે, પરંતુ ભ્રાન્તિને લીધે દેખાય છે; બીજી રીતે આત્મા વિના તેને જુદું રૂપ નથી, માટે તે અસત્ય તે ક્ષણભર પ્રિય લાગે છે ને ક્ષણમાં અપ્રિય થાય છે માટે પ્રિય નથી. કાયમ સુખદુઃખથી સિઝાયાં છે, માટે તે દુઃખરૂપ. આ પ્રમાણે એ બત્રીસ તત્ત્વો અસત, જડ અને દુઃખરૂપ છે. તે સર્વમાં બ્રહ્મ-આત્મા અસ્તિ ભાતિ, પ્રિયરૂપે રહેલ છે. તેમજ ગુણદોષમાં પણ હોવા છતાં તે નિર્વિકારી છે. ધર્મધર્મી જેવો થતો નથી. એવા અસંગ આત્માનું વિસ્મરણ થવાથી અને વ્યર્થ દેહ-તાદાત્મ્યથી, અભિમાનને લીધે જીવ બંધનમાં પડે છે. હું અને મારું તથા હું કર્તા અને ભોક્તા, એ મફતની અહંતા માથે ઉપાડી છે અને પોતે પાપી અથવા પુણ્યવાન એવી કલ્પનાથી અનંત યોનિમાં ભ્રાન્તિથી જન્મે છે અને મરે છે. એમ અજ્ઞાનથી જીવ જન્મ-મરણ ભોગવે છે. પરંતુ સચ્ચિદાનંદ આત્મા તો સદા નિર્વિકાર રૂપે જ રહે છે. બંધન ન હોવા છતાં ખાલી અભિમાન લઈને બંધનમાં પડેલા જીવની એ અભિમાનરૂપી ભ્રાન્તિ જશે ત્યારે જ મોક્ષ થશે. આપની કૃપાથી એવો બંધ-મોક્ષનો નિશ્ચિતાર્થ મને સમજાયો છે પણ હું મંદ બુદ્ધિવાળો છું તેથી સિદ્ધાન્તનો નિશ્ચય થતો નથી. સર્વથી વિલક્ષણ અસંગ બ્રહ્માત્મા સ્ફૂર્તિના લય પછી કેવી રીતે રહે છે તેનો અનુભવ થયો નથી. સ્ફૂર્તિના લય પહેલાંનો જે જે અનુભવ થયો, ને જે કંઇ સમજવામાં આવ્યું તેનું યથામતિ શ્રી ગુરુનાં ચરણ સમક્ષ નિવેદન કરું છું. સર્વમાં બ્રહ્મનું અસ્તિ (છે)પણું છે. તેમજ સર્વમાં ચિદ્રૂપપણું છે. તેના વિના આ સર્વનું જુદું કોઈ રૂપ જ નથી. સર્પ નથી, અંદર-બહાર દોરી જ છે. તેમ સર્વમાં નિર્વિકારી બ્રહ્મ જ છે. આ સર્વ પ્રપંચ છે જ નહિ બધું ભ્રાન્તિથી વ્યર્થ ભાસે છે. જે છે તે અંદરબહાર સદ્રૂપ બ્રહ્મ છે. જે ભાસે છે, તે ચિદ્રૂપ બ્રહ્મ છે. ત્રણે અવસ્થામાં એકરૂપ છે, ભેદ પામતો નથી. ગુરુકૃપાથી સદ્રૂપનો મને એવો નિશ્ચિત અનુભવ થયો છે. હવે ચિદ્રૂપનો જે અનુભવ થયો, તેનું યથામતિ ગુરુચરણમાં નિવેદન કરું છું. જાગૃતિના પાંચ વ્યાપાર અને શબ્દ-સ્પર્શાદિ વિકારને દૂર કરતાં એક જ્ઞાનરૂપ આત્મા શેષ રહે છે. એ જ જ્ઞાન સ્વપ્નના ભાસવિષયોમાં અવિચ્છિન્ન છે. તે જ્ઞાનરૂપ આત્માને વિકાર લેશમાત્ર પણ થતો નથી. તે જ જ્ઞાન, સુષુપ્તિમાં અજ્ઞાનનો અનુભવ કરે છે અને ઉત્થાન થયા પછી કહે છે. ગુણવિકાર રહિત ઉદાસીન વૃત્તિમાં જ્ઞાનનો અનુભવ આવે છે, પણ સ્ફૂર્તિનો લય થતાં શૂન્ય દશા થાય છે. દશ્યમાં દશ્યનો જ દેખનારો, તે દ્રષ્ટા દશ્યથી પર છે એવો અનુભવ થયો. ભાસમાં રહેનારો, જે ભાસને જાણનારો તે સાક્ષી. આત્મા ભાસાતિત છે. એ પ્રમાણે ચિદ્રૂપ, સ્ફુરણ ઊઠે છે ત્યારે જાણવામાં આવે છે, પણ સ્ફુ-રણનો જ્યારે લય થાય છે ત્યારે લયસાક્ષી જાણવામાં આવતો નથી. એ વાતની મને તાલાવેલી છે. અને બીજો મોટો સંશય એ છે કે સ્ફૂર્તિના વખતનું જ્ઞાન

અને જીવવિકાર એક ઠેકાણે મિશ્રિત થયેલાં હોય એમ લાગે છે. ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરનારી બુદ્ધયાદિ વૃત્તિ તથા નિર્વિકલ્પ સ્ફૂર્તિ પરપ્રકાશ છે. વૃત્તિ રહિત જે વ્યાપક ચિદ્રૂપ છે તેને સાક્ષીરૂપે જાણું તો સ્પષ્ટ અનુભવ આવે પરંતુ જીવનું જાણવાપણું મિથ્યા પ્રતિબિંબિત હોઈ, શુદ્ધ જ્ઞાનમાં મળેલું છે તે અલગ કરતાં આવડતું નથી. એ પ્રમાણે ચિદ્રૂપને જેવું જાણ્યું અને અનુભવ્યું, તે નિવેદિત કર્યું. હવે આનંદરૂપ જેવું સમજાયું તેવું નિવેદન કરું છું. દેહ, પ્રાણ, મન, બુદ્ધિ, ઇન્દ્રિય અથવા પ્રિય દ્રવ્યાદિ સર્વના કરતાં આત્માની પ્રિયતા અધિક અનુભવમાં આવે છે બીજાંની પ્રીતિ ક્ષણક્ષણમાં ઊપજે અને નષ્ટ થાય છે માટે તે પ્રિય નથી, ખરો પ્રિયતમ આત્મા જ છે. સુષુપ્તિમાં સર્વનો લય થવાથી સુખ-દુઃખનો ક્ષય થાય છે એક સુખરૂપ અદ્વિતીય નિજાત્મા રહે છે. ઉદાસપણાની સામાન્ય વૃત્તિમાં પણ કાંઈક સુખાકારતા લાગે છે, પરંતુ સર્વથી વિલક્ષણ એક અખંડ સુખરાશી અનુભવમાં આવતો નથી. એ પ્રમાણે પરિપૂર્ણ સચ્ચિદાનંદ આત્માનું જે જ્ઞાન થયું તેનું યથામતિ ગુરુચરણમાં નિવેદન કર્યું. અને બીજી એક વિનંતિ એ, કે આ સર્વ બત્રીસ તત્ત્વ અસત્ જડ, દુખરૂપ માયિક હોવાથી તે ઉત્પન્ન થયાં જ નથી, તો પછી તેનો લય થાય એમ કોણ ઇચ્છે છે? દોરી ઉપર સર્પ આવ્યો જ નથી તો તેને હટાવવો કે મારવો શી રીતે? તે જેવાં છે તેવાં પ્રથમની પેઠે ભલેને હોય! બત્રીસ તત્ત્વો પોતપોતાના વ્યાપારમાં વર્તે છે તેમાં સંશય થતો નથી, પરંતુ આપણું જે અસંગપણું, તેનું ક્ષણેક્ષણે વિસ્મરણ થાય છે અને બત્રીસ મિથ્યા તત્ત્વો આપણે નથી છતાં તેનું હું-પણું ઉત્પન્ન થાય છે. જ્યારે દેહ-ઇન્દ્રિયાદિનું હુંપણું હોય છે ત્યારે આત્માનું વિસ્મરણ થાય છે. અને આત્માનું વિસ્મરણ હોય છે ત્યારે દેહને 'હું' માને છે એ જાતનો આ વિક્ષેપ જાય એવું કરવું જોઈએ"

આ પ્રમાણે પ્રાર્થના કરીને રવિદત્તે સાષ્ટાગ નમસ્કાર કરી પ્રદક્ષિણા કરી ત્યારે તુરત આચાર્યે તેને ઊંચકી આલિંગન આપ્યું, અને બોલ્યા: "તાત! તારો સર્વ આશય સમજાયો કયો કયો સંશય છે તે, તથા જે જે અનુભવ થયો તે પણ જાણી લીધો. તને જે જે સંશય થાય છે, તે તે ભ્રાન્તિ અનુક્રમે હટાવીશ અને તારી સ્વાત્મ પ્રતીતિ તને યથાર્થ કરાવીશ. હવે નિરૂપણમાં ચિત્ત એકાગ્ર કર. અને હું જેવો કહું તેવો અભ્યાસ કર, એટલે તને તારા અંતરમાં નિઃસંશય સમાધાન દૃઢ થઈ જશે. હે રવિદત્ત! પ્રથમ તને આત્મા અને જીવનો એક જ સ્વભાવ છે એમ લાગેલું તેમજ જીવની વૃત્તિ અને ચિદ્રૂપતા એક જ ઠેકાણે મળેલી છે એમ લાગેલું, તો તેમાં સત્ય કોણ અને મિથ્યા કોણ તેનો નિવેડો કરું છું. માટે હવે સાવધાન, સાવધાન! બહુ તત્પરતાથી નિરૂપણ શ્રવણ કર."

એવું સાંભળીને રવિદત્ત બે હાથ જોડીને બેઠો. અહીં રવિદત્તની પેઠે શ્રવણાર્થી શ્રોતાજનો સાવધાન થાય; કેમકે મુમુક્ષુના સદ્ભાગ્યે કૃપામૂર્તિ આચાર્ય પ્રસન્નતાથી નિરૂપણ કરે છે.

**मुक्तासु सूत्रवत् विद्धि विकल्पेषु चितिस्तथा॥**
**मुक्ताभिरावृतं सूत्रं मुक्तयोर्मध्य ईक्षते ॥९॥**
**तथावृत्ति विकल्पैश्चित्स्पष्टा मध्य विकल्पयो॰ ॥१०॥**

મોતીની માળામાં જેમ સૂત્ર પરોવેલું છે, તેમ બુદ્ધિના વિકલ્પોમા સામાન્ય ચેતન-પ્રકાશ અનુસ્યૂત છે. મોતીઓથી જેવી રીતે સૂત્ર ઢંકાયલું છે. તેવી રીતે વિકલ્પોમાં ચેતન-આત્મા ગુપ્ત છે. મોતીને અલગ કરવાથી જેમ સૂત્ર દેખાય છે તેમ બે વિકલ્પોની વચમાં (મધ્યસંધિમાં) ચિદ્રૂપ દેખાય છે. મોતી એક પછી એક ઠસોઠસ હોવાથી સૂત્ર દેખાતું નથી, પણ તે મોતી આગળ-પાછળ હટાવીએ તો વચમાં સૂત્ર દેખાય છે. તેમ વિકલ્પોનો પ્રવાહ અવિરામ ઊઠતો હોવાથી સામાન્ય રીતે દેખાતું નથી પણ તે વિકલ્પોને રોકવાનો અભ્યાસ થાય તો બે વિકલ્પોની વચમાં સામાન્ય ચેતનનો અનુભવ થાય છે. મોતી પુષ્કળ- અનેકપ્રકારનાં છે, પણ તેમાં સૂત્ર એક જ છે તેમ બ્રહ્મ-આત્મા સર્વમા અનુસ્યૂત એક જ છે વિકલ્પ, બુદ્ધિવૃત્તિમાથી ઉત્પન્ન થઈને તે ઇન્દ્રિયોના દ્વારેથી વિષયમાં આવે છે. બુદ્ધિવૃત્તિથી વિષય સુધી તે વિકલ્પની ચંચળ ગતિ છે, અને

તેની સમાપ્તિ પણ તરત જ થાય છે એક વિકલ્પની સમાપ્તિ થાય નહિ ત્યાં જ બીજો વિકલ્પ ઊઠે છે. બીજાની સમાપ્તિ થાય નહિ ત્યાં જ ત્રીજો ઉત્પન્ન થાય છે જેમ મોતી એક પછી એક ઠાસેલા દેખાય છે તેમ વિકલ્પ એક પછી એક ઊઠે છે મોતીને હટાવવામા આવે છે, તેમ વિકલ્પોને રોધવામા આવે છે મોતી હટાવવાથી તેમ સૂત્ર દેખાય છે તેમ વિકલ્પ રોધવાથી ચિદ્રૂપ દેખાશે. ઘણાં મોતી મળીને સૂત્રને ઢાંકી દે છે, ઘણા વાદળા મળીને આકાશને ઢાંકી દે છે અને ઘણા તરંગો મળી પાણીને ઢાંકી દે છે, તેમ ઘણા વિકલ્પો મળી બ્રહ્મને ઢાંકી દે છે પરંતુ, જેમ હાથ વડે મોતીને આગળ-પાછળ કરવાથી સૂત્ર સ્પષ્ટ દેખાય છે, હાથ વડે તરંગોને નિવારતા જેમ સ્થિર પાણી સાફ ભાસે છે અને જેમ વાદળા વિખરાતા બે વાદળની વચ્ચે આકાશ દેખવામાં આવે છે તેમ વિકલ્પોને રોકતા બે વિકલ્પોની વચ્ચે ચિદ્રૂપ સ્પષ્ટ જોવામા આવે છે વારુ, હવે ટૂંકામા વિકલ્પોનુ રૂપ સ્પષ્ટ કરું છુ પછી ચિદ્રૂપ આપોઆપ સમજાશે

જાગૃતમા અંતઃકરણમાથી અર્થાત્ બુદ્ધિમાથી ઊઠે છે, તે એવી રીતે કે, એકનો લય થયા પછી બીજો ક્યારે ઊઠ્યો તે સમજાતુ નથી અને ઊઠે છે ત્યારે વચમા અવકાશ પણ જાતો નથી. ને તેને લીધે સંધિ દેખાતી નથી જેમ ચક્રના આરા જુદા જુદા અને પુષ્કળ હોવા છતા પણ ચક્ર ફરવાને લીધે તે દેખાતા નથી તેમ સંધિ દેખાતી નથી જો ચક્ર ફરવાથી આરા દેખાતા નથી, તો વિકલ્પોનુ ચચળ પણુ તો ખૂબ જ છે. તેમા સંધિ શી રીતે સમજાય? વિકલ્પ ક્યારેક શબ્દાકાર, ક્યારેક સ્પર્શાકાર ક્યારેક રૂપ, રસ, ગંધાકાર, અને ક્યારેક એક શબ્દથી બીજા શબ્દ તરફ દોડે છે ક્યારેક કર્મેન્દ્રિયોનુ બોલવુ, ચાલવુ વગેરે સર્વ ક્રિયા જોઈને તુરત જ્ઞાનેન્દ્રિયો તરફ દોડે છે એ રીતે ક્ષણવાર પણ વિસામો ન લેતા વિકલ્પજાળ પસરતી રહે છે તે વિકલ્પોમા ચિદ્રૂપ વ્યાપી રહેલ છે જેમ આકાશ વાદળા વડે ઢંકાઈ જવાથી કેમેય કરતા દેખાતું નથી, તેમ સર્વત્ર વિકલ્પો જ ઠાસેલા હોવાથી ચિદ્રૂપ આત્મા દેખાતા નથી

આ વિષયમાં વિચારવંત એ જુએ છે કે, જો વાદળાંમાં આકાશ અને વિકલ્પોમાં ચિદ્રૂપ આત્માની વ્યાપ્તિ ન હોત તો વાદળાં અને વિકલ્પો રહેત શી રીતે? તેઓ સ્વતંત્ર નથી માટે વાદળાની અંદર-બહાર આકાશ અને વિકલ્પોની અંદર-બહાર ચિદ્રૂપ આત્મા વ્યાપ્ત છે જ, એમ સમજવુ જોઈએ પરંતુ જેની બુદ્ધિ મંદ છે અને જેનાં વિચારૂપી નેત્રમાં ઝાખ આવી છે, તેનાથી જલદી સમજી શકાતું નથી પણ સાધનરૂપ અભ્યાસ દ્વારા ધીરે ધીરે સમજવામા આવે છે માટે એ અભ્યાસ આગળ પર કહેવાનો છુ જ, અત્યારે તો માત્ર અહીં વિકલ્પો કયા અને કેવી રીતે જાગૃતમા થાય છે તે બતાવ્યું. એ રીતે સ્વપ્નમાં પણ વિકલ્પો ઊઠે છે તે વિકલ્પો બહારના વિષયોમા જતા નથી પણ અંદર ને અંદર ઘૂટાય છે. તે વખતે ત્યાં દેહ, વિષય, જ્ઞાનેન્દ્રિયો, કર્મ, ક્રિયા તેમજ કર્મેન્દ્રિયોનુ, વાસનામય લિંગદેહ સ્મરણ કરે છે એક પદાર્થનુ સ્મરણ કર્યું કે તુરત તે પદાર્થ દેખાય છે તે ગયો, ને બીજા પદાર્થનો વિકલ્પ થયો કે તે દેખાવા લાગે છે. તે વિકલ્પ દેખાઈને લીન થાય એટલામાં ત્રીજો વિકલ્પ ઊઠીને દેખાવા લાગે છે આ પ્રમાણે સ્વપ્નમા પણ વિકલ્પનાં જાળા ઊઠે છે. જાગૃત અને સ્વપ્ન, એ બે અવસ્થામા તો વિકલ્પો ઊઠે છે જ, પણ નિર્વિકલ્પ જે સુષુપ્તિ, તેમાં પણ વિકલ્પો ઊઠે છે તે આ રીતે-સુષુપ્તિમા ભરેલી અજ્ઞાનરૂપ જે વાસના છે તેમાં સ્ફૂર્તિ ઊઠે છે અને લીન થાય છે, એ જ એક પછી એક વિકલ્પ ઊઠે છે.

બ્રહ્માત્મા પ્રથમથી જ પરિપૂર્ણ છે તેના પર વિકલ્પરૂપ મેઘમાલા સમાન ત્રણ અવસ્થા ઊઠે છે પ્રથમ અજ્ઞાનરૂપ નિર્વિકલ્પ સ્ફૂર્તિ ઊઠે છે અને લીન થઈ જાય છે તે જ ઉદાસપણું અથવા સુષુપ્તિ તે સ્ફૂર્તિ મન, બુદ્ધિમા આવે છે ત્યારે તેને સ્વપ્નાવસ્થા કહે છે અને તે જ સ્ફૂર્તિ ઇન્દ્રિયોના દ્વારેથી વિષય પર્યંત આવે છે તેને જાગૃત અવસ્થા કહે છે એમ ત્રણ અવસ્થાના ત્રણ વ્યાપાર થાય છે, પણ ત્રણેમાં એક વિકલ્પ છે તે ક્યાંક સ્પષ્ટ ક્યાંક અસ્પષ્ટ એમ ભરેલા છે એ વિકલ્પોથી અનુપમ ચેતન આત્મા ઢંકાયેલો છે,

તેથી સાધકને તે બ્રહ્માત્માનો જરા જેટલો પણ અનુભવ થતો નથી. અનુભવ ન આવવાનું બીજું કારણ એ છે કે, સ્ફૂર્તિ આદિ બત્રીસ તત્ત્વો જડ હોવાથી તેઓ આત્માઓને જાણી શકતાં નથી. તેઓ પર-પ્રકાશથી બીજા પદાર્થોને જાણે છે, પણ સ્વયંપ્રકાશ આત્માને પરપ્રકાશ તત્ત્વો જાણી શકતાં નથી. તેને જાણનારો તેના જેવો બીજો છે જ ક્યાં? આત્મા દેખાતો નથી માટે તે વિકલ્પોમાં ઢંકાયેલો છે એમ સાધકને લાગે છે પણ તે અસ્તિ, ભાતિ, પ્રિય આત્માનો વિકલ્પોથી લોપ થતો જ નથી. એ તો હરદમ પ્રગટ જ છે. જો લોપ થઈ ગયો હોત તો સર્વની અંદર જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપતા છે તે કોની છે? જેની છે તે જ આત્મા. તે આત્માનો લોપ થયો એમ તો ભ્રાન્ત જન માનશે સુજ્ઞ જન નહિ માને. વાદળાંથી ઢંકાયેલું જે આકાશ, તે આકાશ છે જ નહિ એમ મૂર્ખ લોક કહે છે, પણ વાદળાંની ઉપર-નીચે તે જ આકાશ છે. ત્યારે આકાશનો લોપ થયો એમ શી રીતે મનાય? તે જ પ્રમાણે બ્રહ્મ પ્રગટ છે. તેને આ વિકલ્પોનો સંબંધ, મૂળમાંથી જ નથી. આ આત્મા સુષુપ્તિમાં અજ્ઞાનને પ્રકાશે છે ત્યાં તેને મનબુદ્ધિ આદિ કોઈની પણ સહાયતા ન હતી. એમ કોઈની સહાયતા કે અપેક્ષા વિના પ્રકાશ-નારા આત્માને ઢંકાયેલો કેમ કરીને માનવો? જે સુષુપ્તિમાં ઢંકાતો નથી તે સ્વપ્નમાં શી રીતે ઢંકાશે? સ્વપ્નમાં તો મન બુદ્ધિ પણ વિષયોનો છંદ લઈને વ્યાપાર કરે છે. તે મન-બુદ્ધિને આત્માએ પ્રકાશિત ન કરી હોત તો તેનાથી વિષયોનો છંદ લઈ શકાત નહિ. માટે સ્વપ્નાવસ્થામાં આત્માનો લોપ નથી તે પ્રમાણે જાગૃતમાં પણ આત્માનો લોપ નથી કારણ કે જાગૃત અવસ્થામાં પણ આત્માએ પ્રકાશિત કર્યા વિના મન-બુદ્ધિ અને ઇન્દ્રિયો વિષય ગ્રહણ કરી શકતી નથી. એ રીતે સ્ફૂર્તિથી લઈને વિષય પર્યંત તમામ વિકલ્પોને આત્મા પોતાના પ્રકાશથી જાણે છે. તે ન જાણે એવી કોઈ વસ્તુ જ નથી. એવો આત્મા પ્રકાશમાન હોવા છતાં અજ્ઞાનને લીધે સાધક કહે છે કે મને આત્માનો અનુભવ થતો નથી. મન-બુદ્ધિ આદિ તત્ત્વો આત્માને જાણતાં નથી. તેથી સાધકને ભ્રાન્તિ પડી કે બત્રીસ તત્ત્વનો જ હું, તે મને, આત્માનો પ્રકાશ કેવો છે તેની ખબર પડતી નથી! એવા મંદ બુદ્ધિવાળા સાધકે રાત-દિવસ અભ્યાસ કરવો જોઈએ. પછી સહજ વિકલ્પ નષ્ટ થવાથી આત્મા અનુભવમાં આવશે. જેમ વાદળાંએ આકાશને ઢાંકેલું હોવાથી તે છે, છતાં પણ દેખાતું નથી; તે જ આકાશ, વાદળાં વિખરાઈ જાય છે ત્યારે સ્વચ્છ દેખાવા લાગે છે તે જ પ્રમાણે વિકલ્પોથી ઢંકાયલો બ્રહ્મ-આત્મા, વિકલ્પોનો લય થઈ ગયો કે તુરત ઓળખાય છે. માટે સાધકે વિકલ્પોને હટાવવાનો અભ્યાસ કરવો જોઈએ. તે અભ્યાસ કેવી રીતે કરવો તે કહું છું. આ અભ્યાસમાં પ્રાણનો નિરોધ કરવો પડતો નથી. આસન આદિ મૂળ બંધ લગાવવો પડતો નથી છતાં આપોઆપ વિકલ્પો હટી જાય છે.

**શિષ્ય**–આત્મા સર્વમાં વ્યાપ્ત છે. પછી અભ્યાસ શા માટે કરવો જોઈએ?

**ગુરુ**–આત્મા સર્વદા સર્વ વસ્તુમાં વ્યાપ્ત છે તો પછી વિવેચનની શી જરૂર છે? તારા કથન અનુસાર કીડો પણ બ્રહ્મ જ છે, પરંતુ તે કલ્પાન્તે પણ મુક્ત થતો નથી. જેમ કાષ્ટમાં અગ્નિ હોવા છતાં તે મંથન વિના પ્રગટ થતો નથી. તેમ બ્રહ્માત્મા સર્વમાં વ્યાપ્ત છતાં જેણે તેને જાણ્યો નથી તે મુક્ત થતો નથી; તલમાં તેલ છે પણ તલને પીલ્યા વિના તેલ મળતુ નથી તેમ કીડો બ્રહ્મ જ છે પણ અભ્યાસ વિના તેને મુક્તિ શી રીતે મળશે? નદીના પટમાં પાણી છે પણ તે ખોદીને કાઢ્યા વિના કેવી રીતે મળે? તેવી રીતે બ્રહ્મપણું સર્વને હોવા છતાં તે અભ્યાસ વિના પ્રાપ્ત થતું નથી દૂધમાં ઘી છે, પણ કૃતિ કર્યા વિના ઘી નીકળતું નથી. તેમ અભ્યાસ વિના કૃતકૃત્યતા થતી નથી સર્વ બ્રહ્મ જ છે, એ વિષે જરાય સંશય ન હોય તો પછી અનેક યોનિમાં જન્મ લે છે અને મરે છે શા માટે? અભ્યાસ વિના મુક્ત થઈ શકાતુ નથી માટે હું કહું તેવો તું અભ્યાસ કર; એટલે અભ્યાસના બળથી તું ખરેખર તરીશ. કેવળ શબ્દજ્ઞાનથી દૃઢ થયેલી દેહબુદ્ધિ જવાની નહિ, ને દૃઢ અપરોક્ષતા પ્રાપ્ત થવાની નહિ. તે પ્રાપ્ત થાય તે માટે હે રવિદત્ત! અમે કહીએ તેવો તું અભ્યાસ કર. ★

# લઘુવાક્યવૃત્તિ: ભાગ બીજો

**સમાધિઅભ્યાસ**—આ અભ્યાસ માટે પ્રથમ તો નિર્જન એકાંત સ્થાન હોવું જોઈએ. તે એકાન્ત સ્થાનમાં સુખ લાગે એવા સહજ આસન પર બેસવું, અને પછી સદ્‌ગુરુનું ધ્યાન ધરી તેને નમસ્કાર કરવા. પછી ઘટપટાદિ અનેક પદાર્થ જે આપણી સામે દેખાય તે જોવા. આગળ નિરૂપાધિક પાંચ પદાર્થો હોવા જોઈએ. કર્મેન્દ્રિયો ક્રિયા ન કરે એવી સ્થિર કરવી તેમજ કેવળ નેત્ર વિના બાકીની ચાર જ્ઞાનેન્દ્રિયોને સ્થિર કરવી. મનને નવ ઇન્દ્રિયોમાંથી કાઢીને નેત્રમાં લાવવું, અને નેત્રથી સહજ જે દેખાય તે જોવું. એક પદાર્થ જોઈને તે છોડવો અને સામે બીજો દેખાય તે જોવો. તે જોવાનો છોડીને ત્રીજો જોવો. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થમાં દૃષ્ટિ ગયેલી હોવાથી વિકલ્પ (વૃત્તિ) તદાકાર થાય છે. એ વૃત્તિનો સંકલ્પ કેવો હોય તે જોવું. વિકલ્પ પદાર્થ પર્યંત જાય છે, તે ક્યાંથી ઉત્પન્ન થાય છે અને પદાર્થ પર્યંત કેવી રીતે જાય છે, તે ઉત્પત્તિસ્થાનથી માંડીને વિષય પર્યંતનું વિકલ્પનું રૂપ જોવું વિકલ્પ નેત્રમાથી બહાર પડે છે. પદાર્થ પર્યંત ચંચલપણાથી જાય છે. તે વખતે નેત્રમાથી વિકલ્પ કેવી રીતે જાય છે તે પ્રથમ જોવું. એક વાર જોવાથી સમજાય નહિ તો, કેવી રીતે ઉત્પન્ન થાય છે અને કેવી રીતે વિષય પર્યંત જાય છે તે વારંવાર જોવું. એમ સંકલ્પ, બહાર કેવી રીતે આવ–જાવ કરે છે, તેની ત્વરા કેવી છે, તે કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેવી રીતે લીન થાય છે તેનો અનુભવ લેવો. પછી નેત્રમાંથી નીકળતો તે વિકલ્પ ક્યાંથી ઉત્પન્ન થાય છે, તે અંતર્મુખ દૃષ્ટિ કરીને ઘણી વાર સુધી જોવું. જોતાં જોતાં એવી ખબર પડી આવે છે કે આ વિકલ્પ અંતરમાંથી પ્રાણ સાથે ઊઠે છે એકી વખતે ન સમજાય તો અનુભવ આવે ત્યાં સુધી અભ્યાસ નહીં છોડતા રાત–દિવસ જોવું. વિકલ્પ ઊઠતાં જ જો ખબર પડી આવી. તો જાણવું કે આપણને તેના મૂળની શોધ લાગી. પછી ત્યાંથી જરાક દોડયો કે તુરત આપોઆપ સમજવામાં આવશે. ત્યાર બાદ જ્યાંથી સંકલ્પ ઊઠયો, ત્યાંથી તે પદાર્થ પર જઈ પડે, ત્યાં સુધી તેને જોવો. પ્રથમ સંકલ્પ ઊઠે કે તુરત તેને જોવો. પછી તે કેવી રીતે પદાર્થ પર જઈ પડયો, ને કેવી રીતે નાશ પામ્યો તે જોવું. આળસ ન રાખતાં એ પ્રમાણે દૃઢ અભ્યાસ કરવો અભ્યાસ કરતાંકરતાં કયારેક આળસ આવે તો ઊઠીને ફરવું અને આળસ ગયા પછી પુન: અભ્યાસમાં બેસવું. લાંબો વખત બેસવું નહિ પણ એક દિવસમાં ત્રણ વખત અભ્યાસમાં બેસવું. જે વખતે અભ્યાસ ન કરતાં ઘરનાં કે વ્યાપારનાં કામ કરતા હો તે વખતે અભ્યાસમાં જે અનુભવ લીધો હોય તે વિકલ્પોનો અનુભવ—ચાલવું, બોલવું, એ વ્યાપારમાં જોવો; તેની લગનીથી અભ્યાસ સુલભ થાય છે અથવા અભ્યાસમાં બેસીએ ત્યારે એવો અનુભવ લેવો કે તે વ્યાપારમાં સહજ જોવામાં આવે. આ પ્રમાણે બન્ને વખત એકમેકને સહાયક થાય, એવો અભ્યાસ, આળસ છોડીને કરવો.

આજ જે અનુભવેલું હોય તે બીજે દિવસે સુગમ થાય છે માટે હે રવિદત્ત! ધીરે ધીરે રોજ અભ્યાસ કરવો અભ્યાસમાં બેઠા પછી વિકલ્પ ઊઠવાનો અને તેનો લોપ થવાનો જે અનુભવ આવ્યો હોય તેનુ તથા વિકલ્પ જ્યાથી ઊઠયો અને પદાર્થ પર જઈ પડયો તે અનુભવેલા વિકલ્પોનું હોતુ, દૃશ્ય પ્રમાણે દૃઢ કરવું. એ દૃઢ થયા પછી તેનો પણ વિચાર કરીએ તો સમજાશે કે, સંકલ્પ ઊઠતાંની સાથે જે સંશય ઉત્પન્ન થાય છે તે મન છે.' એ મનનું સ્વરૂપ સાધકે ઓળખવું. પછી સંશયનું ચિંતન થતું દેખાય ત્યારે તે ચિત્ત ઉત્પન્ન થયું એમ સમજવું, પછી ઓળખીને જે નિશ્ચય કરે છે તેને બુદ્ધિ કહે છે. એ બુદ્ધિનું રૂપ ઓળખવું. નિશ્ચયનું અભિમાન ધરનાર તે જ અહંકાર એમ સમજવું. આ પ્રમાણે વિકલ્પોના ચાર પ્રકાર થાય છે. તે જુદા જુદા પ્રકારે તેનાં રૂપ સહિત જાણવા. એ ચાર પ્રકારનું સવિકલ્પ–સ્ફુરણ ઊઠે છે, તેવી જ રીતે નિર્વિકલ્પ–સ્ફુરણ પણ ઊઠે છે, તેને અંત:કરણ કહે છે; તે પણ ઓળખવું.

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર બિલકુલ ઉત્પન્ન ન થયાં હોય તે વખતે અંતઃકરણની નિર્વિકલ્પવૃત્તિ સહજ સામાન્ય પદાર્થ ઉપર જઈને પસરે છે. એક વૃત્તિ ઊઠીને પસરે અને લીન થાય ત્યાં જ બીજી ઊઠે છે. તે લીન થઈ જાય છે ત્યા ત્રીજી ઊઠે છે. એમ અનેક પ્રકારે સામાન્ય સ્ફૂર્તિ ઊઠે છે પણ તેને સંશયમાં અથવા નિશ્ચયમાં આવવા દેવી નહિ. જો તે સંશય યા નિશ્ચયમાં નહિ આવે તો તે સહજ ઊઠશે અને ઘટ આદિ પદાર્થ પર જઈને પસરશે. એ રીતે ખેપ કરનારી સામાન્ય વૃત્તિને સાધકે ઓળખવી. તે ઊઠે અને નષ્ટ થાય તે પણ સાધકે સહજ ઓળખવું જો આપણે તે સામાન્ય વૃત્તિને જાણીએ, તો તે જ સંકલ્પ થયો. તે સંકલ્પ થતાંની સાથે જ મન-બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અને મન-બુદ્ધિ ઉત્પન્ન થવાની સાથે જ નિર્વિકલ્પતા બૂડે છે. માટે મન-બુદ્ધિ ઉત્પન્ન થાય નહિ તે રીતે સામાન્ય વૃત્તિનો ઘણીવાર સુધી અનુભવ કરવો. તે ઊઠીને પસરવા છતાં જ્યાં સુધી મન-બુદ્ધિના આકારમાં આવે નહિ ત્યાં સુધી 'એ અમુક છે' એમ ન ઓળખતાં માત્ર જોયા કરવું અને મનબુદ્ધિ ઉત્પન્ન થયા પછી અનુમાનથી અંદાજ કરવો કે, અમુક આટલો વખત સામાન્ય નિર્વિકલ્પતા ખરી થઈ હતી. જ્યારે નિર્વિકલ્પતા થાય ત્યારે 'તે અમુક છે' એવી કલ્પના કરવી ઠીક નથી. જો કલ્પના કરીશ તો તે સંકલ્પ થશે ને પછી નિર્વિકલ્પતા સહજ નષ્ટ થશે. માટે તે નષ્ટ ન થાય તેમ અભ્યાસથી સિદ્ધ કરી, નેત્ર ઉઘાડાં હોવા છતાં અને પદાર્થ દેખાવા છતાં સામાન્ય વૃત્તિ સાધકે અભ્યાસથી સાધવી. તે સાધવા છતાં કોઈ કોઈ વાર મન-બુદ્ધિ ક્ષણુ ક્ષણમાં ઊઠે છે. તે નષ્ટ થાય એટલે પાછી સામાન્ય વૃત્તિ જ રહેશે. વિકલ્પો ક્ષીણ કરવા માટે એ સામાન્યતા વધારવી, ને એવી અભ્યાસયુક્તિ જાગૃતિમાં સાધવી.

### જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં અભ્યાસ

**જાગૃતમાં** નેત્ર ઉઘાડાં રાખીને સામાન્યવૃત્તિ સાધ્યા પછી નેત્ર બંધ કરીને બેસવું. પદાર્થને જોવાનું છોડયું એટલે પછી અંતરમાં સંકલ્પ ઊઠશે તે સર્વ જોયા કરવું. પ્રથમ સંકલ્પ ઊઠશે તે ભાસ-રૂપ પદાર્થ ઉત્પન્ન કરશે. પછી તે ઘટપટાદિ પદાર્થ દેખાશે. જાગૃતમાં નવ ઇન્દ્રિયો ન હતી. એક દશમી નેત્ર ઇન્દ્રિય ઉઘાડી હતી. તેનાથી પદાર્થ જોતો હતો; તે જ જોવાનું, નેત્ર બંધ કર્યા પછી અંતરમાં આવ્યું અને તે કલ્પિત ભાસ-પદાર્થોને જોવા લાગ્યું. આંખ બંધ કર્યા પછી જે પદાર્થ ભાસ-રૂપે દેખાય છે તેને સ્વપ્નાવસ્થા કહે છે. આ અવ-સ્થામાં સાધકે વૃત્તિ ઊઠે ત્યારે ચિત્તને સ્વસ્થ કરીને તે વૃત્તિ કેવી રીતે ઊઠે છે અને કેવી રીતે પદાર્થ પર જઈ પડે છે, એ તેની અટકાયત નહિ કરતાં જોયા કરવું. તેમજ તે વૃત્તિ કયાથી, ને કેવી રીતે ઉત્પન્ન થાય છે તથા વિષય પાસે જઈને કેવી રીતે નષ્ટ થાય છે, એ જોવાનો અભ્યાસ કરવો. એવી રીતે જાગૃત પ્રમાણે સ્વપ્નાવસ્થામાં ઉત્પન્ન થનારા મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર; એ ચાર પ્રકાર તથા તેના જુદાં જુદાં રૂપો ઓળખવાં. એમ સંકલ્પરૂપ વિકલ્પ સ્પષ્ટ સમજવામા આવ્યા પછી સામાન્ય નિર્વિકલ્પ વૃત્તિને સાધવી. જ્યા સુધી મન-બુદ્ધિ ઉત્પન્ન થતાં નથી, ને ભાસ-પદાર્થો દેખાતા નથી, ત્યાં સુધી કેવળ નિર્વિકલ્પ-વૃત્તિ ઊઠીને અંતરાકાશમા પસરતી લીન થાય છે. એ પ્રમાણે થતાં ઘણીવાર સુધી જો મન-બુદ્ધિ ઉત્પન્ન ન થાય તો તે સુષુપ્તિ અથવા ઉદાસપણું છે એમ સમજવું. આ ઉદાસપણું, સમાધિ-અભ્યાસ વિના સાધકને પ્રાપ્ત થતું નથી. મન-બુદ્ધિનો કેવળ નાશ નહિ કરતાં વિકલ્પનું ઊઠવું અને પટકવું માત્ર જોઈને અનુભવ કરવો.

વૃત્તિ સહજ ઊઠી, ભાસ-વિષય કલ્પીને હઠી જાય છે. એ પ્રમાણે અનેક પ્રકારના સંકલ્પો હૃદયમાં ઊઠે છે ને લીન થાય છે. તે અભ્યાસથી ઘણા વખત સુધી જોયા કરવું. નેત્ર ઉઘાડાં હોય ત્યારે પદાર્થ સુધી અને નેત્ર બંધ હોય ત્યારે કલ્પિત ભાસ પર્યંત જઈને પટકનારો વિકલ્પ, ઉત્પન્ન થાય ત્યારે અને લીન થાય ત્યારે અભ્યાસથી અવલોકન કરવું.

શિષ્ય-અભ્યાસ કરવાથી શું ફળ મળશે?

### અભ્યાસના ફળ વિષે દૃષ્ટાન્ત

ગુરુ-મોતીઓએ સૂત્રને, તરંગોએ પાણીને અને વાદળાંઓએ જેમ આકાશને ઢાંકી દીધું છે તેમ

વિકલ્પનાઓએ ચેતનજ્યોતિને ઢાંકેલી છે, તે આ સમાધિના અભ્યાસથી કેવી રીતે જાણવામા આવે છે તે કહુ છુ મોતીને આઘા-પાછા હલાવવાથી તેમા સૂત્ર છે એવો અનુભવ થાય છે તરંગોને હાથથી અટકાવતા સ્થિર પાણી છે, એમ અનુભવમા આવે છે, અને વાદળા વિખરાતા બે વાદળાની વચમા આકાશ છે એમ માલૂમ અનુભવ થાય છે તેમ વિકલ્પોની અંદર રહેલ ચિદ્રૂપ સ્પષ્ટ જણાઈ આવે છે અને તે માટે જ આ સમાધિ-અભ્યાસ કહ્યો છે વિકલ્પ સહજ જોવાથી સંધિ જાણવામા આવે છે સંધિની ખબર પડયા પછી તે સંધિની વસ્તુ જોવાથી સામાન્ય ચિદ્રૂપનો પ્રકાશ જણાવા લાગે છે હવે સંધિ આપો આપ કેવી રીતે થાય છે તેનુ સ્વરૂપ કહુ છુ, અને તેમા બ્રહ્મ-આત્મા કેવી રીતે રહેલ છે તે પણ કહુ છુ. તેથી કરીને વિકલ્પોમા પ્રતિબિંબિત થયેલા જીવનો પણ અનુભવ થશે, માટે આગળ જે શ્લોક કહુ છુ તેના અર્થ તરફ સર્વ શ્રોતાજનોએ લક્ષ આપવુ

नष्टे पूर्वे विकल्पेतु यावदन्यस्यनोदय
निर्विकल्पक चैतन्य स्पष्ट तावत् विभासते ॥

પ્રથમ વખેનો સંકલ્પ લીન થયા પછી જ્યા સુધી બીજો સંકલ્પ ઉત્પન્ન થાય નહિ તેની વચમા-સંધિમા નિર્વિકલ્પ ચૈતન્ય પ્રગટ રીતે સમજાય છે હે રવિદત્ત! અમે જે તને અભ્યાસ કહ્યા, તે અભ્યાસથી તું વિકલ્પને દૃશ્ય-પદાર્થની પેઠે દેખે છે કે કેમ? જો તુ વિકલ્પનુ ઊઠવુ અને લીન થવુ સ્પષ્ટ રીતે જોતો હોઈશ, તો સંધિ તારા અનુભવમા આવશે સંકલ્પને જોવાનો અભ્યાસ પહેલા કહ્યો તે પ્રમાણે સૂક્ષ્મ દૃષ્ટિથી જોયા કરવુ એક સંકલ્પ ઊઠીને ગયો અને બીજો સંકલ્પ જ્યા સુધી ઊઠે નહિ, ત્યા સુધી સામાન્ય રૂપે સંધિ સમજાય છે સંકલ્પ ઊઠીને લીન થાય ત્યા સુધી જીવ પ્રતિબિંબિત રહે છે જ્યારે સર્વ વિકલ્પ નષ્ટ થાય છે ત્યારે જીવનો પણ લોપ થાય છે અને સામાન્ય વૃત્તિ ઊઠે છે તેમા સામાન્ય ચેતન પ્રકાશે છે તે જ પ્રકાશનુ સામાન્ય દૃષ્ટિથી નિરીક્ષણ કરવુ

### સામાન્ય અને વિશેષનો નિવેડો

આકાશમા રહેલો સૂર્ય નાની-મોટી સર્વ વસ્તુને પ્રકાશિત કરે છે તે સૂર્યના પ્રકાશમા પુષ્કળ અરીસા નાખેલા હોય તો તે અરીસાઓમા સૂર્યના જેટલા પ્રતિબિંબો પડયા, તેટલા જુદા જુદા બાજુની ભીત પર દેખાવા લાગ્યા તેને લીધે ભીત થોડી થોડી પ્રકાશિત દેખાય છે સૂર્ય સમાન આત્મા, સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત સર્વને પ્રકાશિત કરે છે જેમ અરીસાઓમા સૂર્યના પ્રતિબિંબો પડે છે, તેમ અહી બુદ્ધિમા આત્માનુ પ્રતિબિંબ પડે છે તે જ જીવ અરીસામા પડેલુ પ્રતિબિંબ જેમ ભીતને થોડી થોડી પ્રકાશિત કરે છે, તેમ જીવ, સર્વ વિકલ્પરૂપી ભીતને પ્રકાશે છે પુષ્કળ વિકલ્પો ઊઠે છે ત્યારે જુદા જુદા પદાર્થો દેખાય છે બુદ્ધિમા પ્રતિબિંબ ખૂબ ઝળકે છે અને ભીત પર થોડુ થોડુ ઝળકે છે ભીત પર પ્રતિબિંબ પડે છે ત્યારે તે સૂર્યના સામાન્ય પ્રકાશનો લોપ કરીને પોતાનો વિશેષ પ્રકાશ બતાવે છે, તેમ વિકલ્પે 'આ અમુક' એમ સ્ફુરણ કર્યું એટલે આત્માનો સામાન્ય પ્રકાશ લોપાયો એમ લાગે છે આત્માનો પ્રકાશ જીવે ઢાકી દીધો એમ લાગ્યુ, પણ સહજ સ્થિત ભૂમા-આત્માનો પ્રકાશ જીવથી લોપ્યો જાય તેમ નથી સૂર્ય પોતાના પ્રકાશથી આગણુ, ઓસરી, મજલા વગેરેને અંદર-બહારથી પ્રકાશિત કરે છે, તેમ આત્મા, સ્ફુરણાથી લઈને પદાર્થ પર્યંત સર્વને પ્રકાશિત કરે છે પ્રતિબિંબનુ ભીત પર એકદેશી પ્રકાશવુ અને જીવનુ સ્ફુરણ કરવુ, બન્ને સરખા સૂર્યના પ્રકાશમાથી અરીસા પાછા લઈ લીધા કે તુરત પ્રતિબિંબ નષ્ટ થાય છે, તેમ બુદ્ધિ નથી હોતી ત્યારે જીવ પણ મરે છે! સૂર્યનો પ્રકાશ જેમ કાયમી છે તેમ સામાન્ય ચેતન-પ્રકાશ ત્રણે કાળમા કાયમ રહે છે સૂર્યનો પ્રકાશ પાડવા માટે જેમ અરીસાની ગરજ નથી તેમ આત્માને બુદ્ધિની ગરજ નથી ભીત પર ચળકાટ પાડવા માટે અરીસાની જરૂર છે તેમ જીવને વિષય પ્રકાશવા માટે બુદ્ધિની ગરજ છે બુદ્ધિરૂપ અરીસો ન હોય તો જીવરૂપ ચળકાટ નાશ પામે છે

શિષ્ય-શરીર અને બુદ્ધિ, બન્ને ભૌતિક છે, છતા બુદ્ધિમા પ્રતિબિંબ પડે છે ને શરીરમા નથી પડતુ એમ કેમ ભલા?

ગુરુ–પૃથ્વીમાંથી માટી અને કાચ, બન્ને પદાર્થ પેદા થાય છે. તેમાં કાચમાં સૂર્ય દેખાય છે, પણ માટીમાં દેખાતો નથી. તેનું કારણ એ જ કે માટી અસ્વચ્છ છે અને કાચ સ્વચ્છ છે. સ્વચ્છ અરીસામાં સૂર્ય દેખાય છે. અસ્વચ્છ માટીમાં તે દેખાતો નથી તેમ દેહ અને બુદ્ધિ, જરૂર ભૌતિક છે પણ દેહ માટી સમાન જડ અને અસ્વચ્છ છે, માટે તેમાં આત્માનું પ્રતિબિંબ પડતું નથી અને બુદ્ધિ કાચ સમાન સ્વચ્છ, અર્થાત્ નિશ્ચયાત્મક છે માટે તેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે. બુદ્ધિમાં પડેલું આત્માનું પ્રતિબિંબ તે જ જીવ બુદ્ધિ વિના જીવનું રૂપ નથી. જ્યારે બુદ્ધિ ઉત્પન્ન થાય છે, ત્યારે જ જીવ ઉત્પન્ન થઈને પોતાના વિશેષ પ્રકાશથી વિષયરૂપી ભીંતને પ્રકાશિત કરે છે.

શિષ્ય–સામાન્ય પ્રકાશને બુદ્ધિ સહાયક છે તે જ કેમ વિષયને પ્રકાશિત કરતા નથી? વિષય–સ્ફુરણ માટે બુદ્ધિ હોવા છતાં જીવ શા માટે જોઈએ?

ગુરુ–બુદ્ધિ ન હોય ત્યારે પણ આત્મા તો સદાય પ્રકાશમાન છે. તેમ જ બુદ્ધિ હોય ત્યારે પણ પ્રકાશમાન છે. પણ વિશેષરૂપે વિષય પ્રકાશવાનું કામ, આત્માનું નથી. જેમ અરીસા ન હોય ત્યારે સૂર્ય, ભીંતને અંદરબહારથી પ્રકાશે છે, અને અરીસા હોય ત્યારે પણ પ્રકાશે છે; પરંતુ ભીંત પર ઝળઝળી (પ્રતિભાસ) ઉઠાડવાનું કામ સૂર્યનું નથી. તે કામ માટે અરીસામાં પ્રતિબિંબ જ જોઈએ તેમ પદાર્થનું જ્ઞાન કરવા માટે બુદ્ધિમાં પ્રતિબિંબનારો જીવ જ જોઈએ. અરીસો ન હોય તો પ્રતિબિંબ પડે નહિ અને તેની ઝળઝળી (પ્રતિછાયા) ભીંત પર પડે નહિ, તેમ બુદ્ધિ ન હોય તો જીવ ઉત્પન્ન થાય નહિ અને તે ઉત્પન્ન ન થાય તો પદાર્થનું જ્ઞાન પણ ન થાય આત્મા પોતે વિષય સ્ફુરિત કરતો નથી અને તે બુદ્ધિને પણ વ્યાપારમાં લગાડતો નથી. બુદ્ધિ જડ હોવાથી તે સ્વતઃ વસ્તુનું જ્ઞાન કરી શકતી નથી, તો પછી જીવ વિના પદાર્થને જાણવાનું કામ બીજું કોણ કરે? અરીસો પ્રતિબિંબ વિના જેમ ભીંત પર ઝળઝળી (પ્રતિછાયા) પાડી શકતો નથી, તેમ બુદ્ધિ, જીવ વિના પદાર્થને જાણી શકતી નથી.

શિષ્ય—જીવ પદાર્થનું જ્ઞાન કરે છે તો પછી બુદ્ધિ શા માટે જોઈએ?

ગુરુ—વસ્તુને જાણવા માટે બુદ્ધિનું કામ પડે છે. કેમકે જો બુદ્ધિ જ નહિ હોય તો પદાર્થનો જ્ઞાતા, જીવ શી રીતે ઉત્પન્ન થશે? અને તે ઉત્પન્ન નહિ થાય તો પદાર્થનું જ્ઞાન કોણ કરશે? માટે તે કામ સારુ જીવત્વની જરૂર છે, અને જીવની ઉત્પત્તિ માટે બુદ્ધિ જોઈએ. બુદ્ધિ અને જીવ બન્ને હોય છે ત્યારે જ પદાર્થનું જ્ઞાન થાય છે. બુદ્ધિ વડે જીવ ઉત્પન્ન થાય અને તે જીવ, બુદ્ધિને સંકલ્પ કરવાની શક્તિ દે, ત્યારે જ પદાર્થ જાણવામાં આવે છે વસ્તુ જાણવા માટે બુદ્ધિ અને જીવ જોઈએ, તેમ આત્મા પણ જોઈએ. આત્મા ન હોય તો બુદ્ધિમાં પ્રતિબિંબ કોનું પડે? અને પ્રતિબિંબ નહિ, તો જીવ કોને માનવો? તે માનવાને કંઈ જ આધાર નથી; માટે આત્માની ગરજ છે. આત્મા, જીવ અને બુદ્ધિ ત્રણે હોય ત્યારે જ વસ્તુ જાણવામાં આવે છે. એ સિવાય જાણી શકાય નહિ માટે વસ્તુ–જ્ઞાન સારુ એ ત્રણ હોવાં જોઈએ. સાધકે આ ત્રણેનાં રૂપ અભ્યાસથી સૂક્ષ્મદૃષ્ટિ દ્વારા, એકાંતમાં બેસીને પૃથક્ કરવાં, એટલે તે ધીરે ધીરે થોડા દિવસમાં જણાવા લાગશે તે માટે સાધકે સ્થિર બેસીને વિકલ્પનું રૂપ, લાંબા વખત સુધી અભ્યાસથી જોતા જોતાં બેસી રહેવું. એથી ત્રણેનાં રૂપ સાફ અને સ્પષ્ટ સમજવામાં આવે છે. પ્રથમ જડરૂપ બુદ્ધિ-વૃત્તિ કેવી છે? તેમાં જીવ કેવી રીતે પ્રકાશે છે? એ જીવનું વિશેષ રૂપે પ્રકાશવું જોયું એટલે પછી સામાન્ય સમજાશે.

બુદ્ધિવૃત્તિનું ચંચળપણું વસ્તુનો આકાર પકડે છે, પણ તેને "એ અમુક" એમ સમજાતું નથી. અને જીવ વિશેષ જ્ઞાનના પ્રકાશથી આ અમુક પદાર્થ એમ બતાવી દે છે, પણ તેની પાસે જ્ઞાન–અજ્ઞાનરૂપ કલ્પના નથી; બુદ્ધિવૃત્તિ નામરૂપની કલ્પના કરે અને જીવ, તે અમુક એમ પ્રકાશ કરે ત્યારે જ પદાર્થ જાણવામાં આવે છે. આ પ્રમાણે વિકલ્પોની ગૂંચો ઉકેલીને જોવું. પ્રથમ નિર્વિકલ્પવૃત્તિ સામાન્યરૂપે પ્રસરે છે. પછી તેના બે પ્રકાર થાય છે. પહેલાં નેત્ર દ્વારા પદાર્થ જોઈએ છીએ ત્યારે અને જીવ, આ અમુક એમ

પદાર્થને પ્રકાશે છે ત્યારે "આ શું છે?" એવો સંશયાત્મક વિકલ્પ ઉત્પન્ન થાય છે, એ જ મનનું સ્વરૂપ. મનને પોતાનો પ્રકાશ નથી અને જીવને "એ શું છે?" એવો સંશય ઉત્પન્ન થતો નથી; પણ મન અને જીવ બન્ને હોય છે ત્યારે સંશયાત્મક પદાર્થ ભાસે છે. જેમ અરીસાનું સ્વચ્છપણું અને પ્રતિબિંબનું ભાસકપણું, એ બન્ને સાધનથી અરીમો અને પ્રતિબિંબ, ભીંત ઉપર ઝળઝળી (પ્રતિભાસ) ઉઠાડે છે, તેવી રીતે મન અને જીવ મળીને "આ શું છે?" એમ પદાર્થ જોઈને સંશય કરે છે. તે સંશયનો ખરો નિશ્ચય બુદ્ધિ કરે છે કે આ અમુક પદાર્થ છે. જીવના પ્રકાશ વિના બુદ્ધિને એ નિશ્ચય કરતાં આવડતો નથી, કેમકે તે જડ છે. તે અમથી કલ્પના કરે છે પણ જીવ જ્યારે તે પદાર્થને પ્રકાશિત કરે છે ત્યારે જ આ અમુક પદાર્થ એમ તે ઠરાવે છે. જીવના પ્રકાશ વડે બુદ્ધિને જ્ઞાન થવાથી આ અમુક પદાર્થ એમ તેને સમજાય છે. આ ઘડો જ છે, એવો જ્યારે તે પૂર્ણ નિશ્ચય કરે છે, ત્યારે મનનો સંશય જાય છે. આ પ્રમાણે વૃત્તિના બે પ્રકાર; મન અને બુદ્ધિ. તેને જીવ પ્રકાશે છે તેને જ પહેલાં વિકલ્પ કહ્યો હતો. જીવ અને વૃત્તિ, એ બન્નેના જુદા સ્વભાવ, સાધકે સ્વયં અભ્યાસથી પૃથક્ કરવા એટલે જીવનું રૂપ અલ્પજ્ઞ અને બુદ્ધિનું રૂપ જડ સંકલ્પ છે, એમ પ્રત્યેકનું અલગ અલગ સ્વરૂપ જણાઈ આવશે બન્નેનાં રૂપ સ્પષ્ટ સમજાયાં પછી મધ્ય સંધિ જોવાની. તે જોતાં જોતા સામાન્ય ચેતન-આત્મા સ્પષ્ટ અનુભવમાં આવશે

પુષ્કળ અરીસાને લીધે પુષ્કળ ઝળઝળી ભીંત પર ઉત્પન્ન થાય છે તે વિશેષ પ્રકાશરૂપ ઝળઝળીથી, એ ઝળઝળી જેટલો જ સામાન્ય પ્રકાશ આચ્છાદિત થઈ જાય છે. તેમ અમુક વસ્તુ, એમ બુદ્ધિનો ઠરાવ થાય છે, ત્યારે તે વસ્તુ જેટલો મામાન્ય ચેતન-પ્રકાશ આચ્છાદિન થઈ જાય છે અને બાકીનો પ્રકાશ તે વસ્તુની આગળપાછળ અને સર્વત્ર સ્પષ્ટ વ્યાપી રહેલ હોય છે જુદા જુદા અરીસાઓમા સૂર્યનું પ્રતિબિંબ પડે છે. તે પ્રતિબિંબની ઝળઝળી ભીંત ઉપર ઊઠે છે. તેમાંની પ્રત્યેક બે ઝળઝળીની વચમાં જે પ્રકાશ આપણને દેખાય છે, તે મુખ્ય સૂર્યનો પ્રકાશ છે, પ્રતિબિંબનો નથી. તેમ જીવ અને બુદ્ધિના બે વિકલ્પોની મધ્યે સંધિ વચ્ચે જે પ્રકાશ છે તે મુખ્ય આત્માનો પ્રકાશ છે, જીવનો નહિ તેવી જ રીતે એક સંકલ્પને વખતે જ વસ્તુ ભાસી હોય, તેને છોડયા બાદ પહેલાં અજ્ઞાતતા અને પછી જ્ઞાતતા થાય છે તેને સામાન્ય આત્મા જ પ્રકાશે છે જીવ પ્રકાશતો નથી

બે લિકલ્પની સંધિને અને જ્ઞાતતા-અજ્ઞાતતાને પ્રકાશનાર જે મુખ્ય આત્મા, તે જીવના વિકલ્પથી અને જ્ઞાન-અજ્ઞાનથી અલગ છે, એમ જાગૃત અને સ્વપ્ન, એ બે પ્રકારના અભ્યાસબળથી જાણી લેવું. તેમાં પ્રથમ જાગૃતમાં ખુલ્લાં નેત્રે બેસતી વખતે અને ઘટપટાદિ પદાર્થ જોતી વખતે વિશેષ વિકલ્પથી સામાન્ય ચિદ્રૂપ સ્પષ્ટ અલગ છે એમ જાણવું. એ પ્રમાણે જાગૃતમાં વિકલ્પની સંધિ અને તેને પ્રકાશ-નાર ચિદ્રૂપને જાણી લીધા પછી જ્ઞાતતા અને અજ્ઞાતતા શેનાથી પ્રકાશે છે તે સમજાશે. નેત્રથી ઘડો જોયો. તે જોવાનું છોડીને વસ્ત્ર જોવા જાય, અથવા એક વસ્તુ જોવાની છોડીને બીજી જોવા લાગે ત્યારે તે બેની વચ્ચે કાંઈક અવકાશ જાય છે તેને સંધિ કહે છે એ સંધિની સીમા, યાને સંધિનું રૂપ, વસ્ત્ર જોવાનું છોડયા પછી ઘડો જોવાનું થાય નહિ તેટલા સમય સુધીના અવકાશને સંધિ અથવા સધિની સીમા સમજવી. ભીંત ઉપર દેખાતી ઝળઝળીને ન જોતાં તે વચ્ચેની જગ્યા સૂર્યથી પ્રકાશિત છે, એ જેમ જોવાનું, તેમજ બે વિકલ્પની વચ્ચેની સંધિ આત્માના પ્રકાશથી પ્રકાશિત છે એમ જોવાનું છે. ઘટ જોવાનું છોડીને પટ જોવા માટે જવું, પણ તે જલદી જોવું નહિ. એમ ઘટનું જોવું છૂટયા પછી પટનું જોવાનું બને નહિ ત્યાં સુધીનો જે અવધિ અનુભવમાં આવ્યો તેને સંધિ માનવી સંધિ જોતી વખતે 'આ સંધિ' એવો નિશ્ચય કર્યો કે તુરત તે વિકલ્પ બનશે. અને વિકલ્પ થયો કે સંધિની સીમા ગઈ એમ સમજવું. અને સંધિની સૌમા યાને સંધિ ગયા પછી તેમાં પ્રકાશનાર ચિદ્રૂપ આત્મા શી રીતે સમ-જાશે? જો તેને સમજવાની ઇચ્છા હોય તો સાધકે

તે સંધિમાં લેશમાત્ર સંકલ્પ નહિ કરતાં સ્થિરતાથી સંધિ જોતા રહેવું. કેટલીક વાર સુધી સંધિનો સ્થિર ભાવ જોઈને પછી અંદાજ કરવો કે અમુક આટલો વખત વિકલ્પ ન ઊઠતાં સંધિનો સ્થિર ભાવ મેં જોયો.

સંધિની સ્થિરતા જોતી વખતે સંકલ્પ ન હોવાને લીધે કેટલો વખત સ્થિરતા રહી, તે એ વખતે કહેવાય નહિ. પણ તે જ સ્થિરત્વમાંથી ઉત્થાન થયા બાદ અનુમાનથી સમજાય છે કે અમુક સમય ઉત્થાન નહિ થતાં સ્થિરતા રહી હતી. કેટલોક વખત જે સ્થિરતા થયેલી તે જ વિકલ્પનું ઉત્થાન થયા પછી અત્યારે સમજવામાં આવી. એ ઉપરથી સ્થિરતાનો અનુભવ જેના પ્રકાશથી જાણવામાં આવ્યો તે જ સામાન્ય ચિદ્રૂપ. જો સ્થિરતાને વખતે સામાન્ય ચિદ્રૂપ આત્મા ન હોત તો ત્યાંનો અનુભવ કોણ કહેત? અને ત્યાં જો કાંઈ અનુભવ્યું ન હોત તો સ્થિરતાની સ્મૃતિ શી રીતે થાત? પણ સ્થિરતા યાદ આવે છે, માટે તેનો અનુભવ લીધો છે એમ સમજવું; અને એ સિદ્ધાંત છે કે જે બાબતનો અનુભવ ન કર્યો હોય તે વિષે કશું કહી શકાતું નથી. જે જે અનુભવમાં આવ્યું હોય તે જ કહી શકાય છે.

સમજો કે, એક ગૃહસ્થ સ્વસ્થ ચિત્તે વિચાર કરતો બેઠેલો છે. તેની પાસે થઈને બીજો કોઈ એક ગૃહસ્થ ગયો. કેટલાક વખત પછી પહેલા ગૃહસ્થ પાસે ત્રીજાએ આવીને પૂછ્યું કે અમુક ગૃહસ્થ, ભલા અહીં થઈને ગયા કે? તે ઉપરથી પહેલાએ ઉત્તર દીધો કે, મારું તે તરફ લક્ષ ન હોવાથી અમુક જ માણસ ગયો એમ નિશ્ચયપૂર્વક હું કહી શકતો નથી, પણ કોઈ માણસ જેવું અહીંથી ગયું ખરું. આ પહેલા ગૃહસ્થના કહેવા ઉપરથી કોઈક પણ ગૃહસ્થ ગયો એ સિદ્ધ છે. અને તેણે તે ગૃહસ્થને જોયેલો છે તેથી જ ત્રીજાને કહ્યું કે કોઈ ગૃહસ્થ ગયો ખરો. જો તેણે મૂળથી જોયો જ ન હોત. તો “કોઈક પણ ગયો ખરો” એમ જવાબ આપવામાં આવ્યો ન હોત. પરંતુ કોઈક ગયો એમ કહે છે તેથી તેણે તે ગૃહસ્થને જોયો, એ વાત સિદ્ધ છે. તે જ પ્રમાણે મધ્ય સંધિને વખતે જેમાં સામાન્ય ચેતનનો અનુભવ આવ્યો, તે સમય, અથવા તે સમયની સ્થિરતા, તે વખતે અનુભવેલી હતી, તેથી જ ઉત્થાન થયા પછી તે યાદ કરી. એ રીતે સ્થિરતાનો અનુભવ જ્યારે કૂટસ્થ આત્માએ પ્રકાશિત કર્યો ત્યારે ત્યાં વિકલ્પરૂપ વિશેષપણાથી પ્રકાશનારો જીવ ન હતો. જીવ ન હોવાથી જીવના પ્રકાશ વિના જે જાણવામાં આવ્યું તે સામાન્ય ચિદ્રૂપ આત્માથી જ પ્રકાશિત થયેલ છે એમ સમજવું.

**શિષ્ય**—સ્થિરતાનો અનુભવ પણ જીવના પ્રકાશથી જ જાણવામાં આવે છે ને?

**ગુરુ**—ના; એમ નથી. કારણકે બે ઝળઝળી વચ્ચેની જગાને સૂર્ય જ પ્રકાશિત કરે છે. પ્રતિબિંબ પ્રકાશિત નથી કરતું. તેમ વિકલ્પની મધ્ય સંધિને ચિદ્રૂપ આત્મા પ્રકાશિત કરે છે, જીવ પ્રકાશિત નથી કરતો. તે ચિદ્રૂપ કૂટસ્થ આત્માને સાધક જુએ છે.

ભીંત ઉપર જ્યાં ઝળઝળી (પ્રતિભાસ) ઊઠે છે ત્યાં પ્રતિબિંબ વિશેષપણે પ્રકાશે છે એમ સમજવાનું. તેમજ જેટલા વિકલ્પ સ્ફુરે છે તેટલાને જીવ, વિશેષરૂપે પ્રકાશે છે એમ જાણવું. જ્યાં ઝળઝળી ઊઠી, તેટલું સ્થળ પ્રતિબિંબે ઢાંકી દીધું એમ સમજવું. તેમ જીવપણું જેટલું સ્ફુરે તેટલું તેણે સામાન્ય ચેતનને આચ્છાદિત કર્યું એમ જાણવું. ઝળઝળી વિનાની જે જગ્યા રહી, તે સૂર્યથી જ પ્રકાશિત છે; તેમ વિકલ્પની આગળ–પાછળ રહેલી સંધિને કૂટસ્થ આત્માએ જ પ્રકાશિત કરેલ છે. આ પ્રમાણે જ્યાં વિકલ્પરૂપ જીવ નથી, ત્યાં સંધિમાં ચિદ્રૂપ આત્મા છે, એ અભ્યાસથી સહજમાં જોવું. મધ્ય સંધિનો ચિરકાળ અભ્યાસ કરવો, અને સામાન્ય રૂપે રહેવું. એમ કરતાં કરતાં સંધિ તદ્દન સ્પષ્ટ થશે અને તે ફાવે તે અવસ્થામાં, ફાવે ત્યારે જોઈએ તોપણ જ્યાંત્યાં ભાસે છે અને તેને પ્રકાશનાર કૂટસ્થ આત્મા અનુભવમાં આવે છે; માટે હે રવિદત્ત! તું ઉત્સાહપૂર્વક અભ્યાસ કર.

**અજ્ઞાતતા**—ઉઘાડી આંખે પદાર્થ જોવાનો હોય ત્યારે કોઈ નવીન પદાર્થ એકદમ જોવામાં આવતાં એવો વૃત્તિભાવ થાય છે કે પહેલાં નિર્વિકલ્પ–સામાન્ય

વૃત્તિ અંતરમાંથી ઊછળીને પદાર્થ પર જઈ સહજ તદાકાર થાય છે. અર્થાત્ અંતઃકરણથી લઈ ને પદાર્થના આકારની થાય ત્યાં સુધી વૃત્તિ પસરે છે, પણ પદાર્થ જાણવામાં આવતો નથી ને તે વિષે સંશય પણ ઉત્પન્ન થતો નથી; એવી ન જાણવાની સ્થિતિને અજ્ઞાતતા કહે છે.

અજ્ઞાતતા પછી સંકલ્પરૂપ મન ઉત્પન્ન થયું. તેને પૂરેપૂરો પદાર્થ સમજાતો નથી ને "આ શું છે?" એવો તેને સંશય થાય છે પણ નિશ્ચય થતો નથી પછી નિરીક્ષણ કરીને જ્યારે જુએ છે અને નાના મોંવાળો તથા મોટા પેટવાળો આ ઘડો જ છે એવો બુદ્ધિ નિશ્ચય કરે છે ત્યારે મનનો સંશય જાય છે. મનનો સંશય અને બુદ્ધિનો નિશ્ચય; એ બે ભાવને જ જીવ પ્રકાશે છે અને તેથી કરીને ઘડાનો નિશ્ચય થાય છે.

**જ્ઞાતતા**—ઘડા વિષે સંશય અને નિશ્ચય કરીને મન, બુદ્ધિ તથા જીવ, ત્રણે લુપ્ત થઈ ગયા પછી એકલી નિર્વિકલ્પ–સામાન્ય વૃત્તિ ઘટાકાર પર સ્થિર થાય છે. તે સ્થિરતાને જ્ઞાતતા કહે છે.

"આ ઘડો" એવો નિશ્ચય થયો ત્યારે સંશય ગયો. સંશય ગયા પછી "આ ઘડો છે" એમ બુદ્ધિને પ્રકાશ આપીને જીવ પણ તે જ ક્ષણે લુપ્ત થયો. એ રીતે મન, બુદ્ધિ અને જીવ; એ ત્રણે વિશેષરૂપે સ્ફુરનારાં છે. એ ત્રણેનો લોપ થયા પછી વૃત્તિને સામાન્ય જ્ઞાન રહે છે. અને સામાન્ય ઘટાકારતા થાય છે તેને જ્ઞાતતા કહે છે.

ઘટ જોવા માંડતાં જ્યાં સુધી સંશય કરનારું મન ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધીનું જે ન જાણવું તે જ અજ્ઞાન. એ અજ્ઞાનને યાને અજ્ઞાતતાને સામાન્ય ચેતન પ્રકાશે છે. તેમજ જીવના પ્રકાશથી બુદ્ધિને જ્ઞાન થયા બાદ ઘડાનો નિશ્ચય થયો ને વિશેષ રૂપે પ્રકાશનારો જીવ પણ ગયો તે પછી વૃત્તિની સામાન્ય જ્ઞાનરૂપી જ્ઞાતતાને પ્રકાશનાર સામાન્ય ચેતન જ છે. પ્રથમ અજ્ઞાતતા ને પછી જ્ઞાતતા, સામાન્ય ચેતનથી પ્રકાશે છે તેમાં જે ઘડો જાણવાનો વિકલ્પ થયો, તે જીવના પ્રકાશથી પ્રકાશે છે. જીવનું પ્રકાશવું પતંગિયાની ચમક જેવું કિંચિત્ છે. અને પતંગિયું જેમ ચમકીને તુરત લુપ્ત થાય છે. મનને સંશય ઊઠે ને બુદ્ધિ નિશ્ચય કરે એટલો જ વખત જીવ વિશેષ રૂપે પ્રકાશે છે અને પછી અદૃશ્ય થઈ જાય છે. તે પછી જે બાકી રહે છે તે અજ્ઞાતતા અને જ્ઞાતતાને ચિદ્રૂપ પ્રકાશે છે. માટે હે, રવિદત્ત! તું જ્ઞાતતા અને અજ્ઞાતતાનો અભ્યાસ કર. જ્ઞાતતાનો અનુભવ કરતી વખતે જે પદાર્થ આપણે જોતા હોઈએ તે છોડીને બીજો પદાર્થ જોવાની ઉતાવળ કરવી નહિ. કારણ કે તેથી જ્ઞાતતાની સ્થિરતાનો વધારે વખત અનુભવ થઈ શકતો નથી. જ્ઞાતતાની સ્થિરતા અનુભવમાં આવે તે માટે જ બીજો પદાર્થ જલદી જોવા માંડવો નહિ અને એક છોડી બીજો પદાર્થ જોવા માંડીએ ત્યારે પણ એમજ કરવું. તેથી કરીને જ્ઞાતતા અને અજ્ઞાતતા ક્ષણે ક્ષણે વધતી જશે. પછી સહજ વિકલ્પ ક્ષણે ક્ષણે ક્ષીણ થશે જ્ઞાતતા-અજ્ઞાતતાની પેઠે સંધિ પણ ક્ષણે ક્ષણે વધારવાની. એ પ્રમાણે જે જાગૃતમાં—અહારના વ્યાપારમાં જ્ઞાતતા-અજ્ઞાતતા અને સંધિ વધારવાની છે તેવી જ રીતે એકાંતમાં પણ વધારવી. એકાંતમાં આ ત્રણેનો એવો અનુભવ લેવો કે તેનું વ્યાપારમાં સહજ સ્મરણ થાય. એમ વૃત્તિને તાલીમ (અભ્યાસ) મળવાથી તેને સમાધિસુખમાં અધિક પ્રીતિ ઉત્પન્ન થશે.

## સ્વપ્નમાં સંધિનું વિવેચન

હવે આંખો બંધ કરીને અંતરમાં જે અનેક પ્રકારના વિકલ્પ ઊઠે છે ત્યાં પણ બે વિકલ્પની વચ્ચે સંધિ સાધવી. અને જ્ઞાતતા–અજ્ઞાતતાને સામાન્ય ચેતન પ્રકાશે છે તે પણ અભ્યાસના બળથી જાણી લેવું. આંખ બંધ કરીને સ્થિરપણે દૃષ્ટિ મૂળ સ્ફુરણા તરફ લગાડવી, અને સંકલ્પ ક્યાંથી ઉત્પન્ન થાય છે તે સ્થાન જોવું. પ્રથમ સહેજ વિકલ્પ ઊઠે છે. તેમાં વિષયોના સંસ્કારથી પદાર્થનું સ્મરણ થાય છે અને પ્રત્યક્ષની જેમ પદાર્થ ભાસે છે, તે અંતર્દૃષ્ટિથી જોવું. પ્રથમ વિકલ્પ ઊઠીને પદાર્થ કલ્પે છે અને "આ અમુક" એવો નિશ્ચય કરે છે, તે જ બુદ્ધિ સમજવી તે બુદ્ધિને જે પ્રકાશનાર તે જીવ સમજવો. તે જીવ વિકલ્પની સાથે ઉત્પન્ન થાય છે અને વિકલ્પ નષ્ટ થાય છે ત્યારે તે પણ નાશ પામે છે;

અને પુનઃ વિકલ્પ ઉત્પન્ન થયો કે જીવ પણ પુનઃ ઉત્પન્ન થાય છે. જે વખતે જીવ, વિશેષ પ્રકાશથી વિકલ્પને પ્રકાશિત કરતો નથી, તે વખતે સામાન્ય ચિદ્રૂપ પ્રકાશ કરે છે. એ સામાન્ય ચેતન–આત્મા, વિકલ્પના આદિ, મધ્ય અને અંતમાં સર્વદા પ્રકાશિત હોય છે, પણ જ્યારે વિકલ્પ હોય ત્યારે જીવ વિશેષરૂપથી પ્રકાશિત હોવાથી સામાન્ય પ્રકાશ ઢંકાઈ ગયા જેવો લાગે છે, ને તેથી જ સાધકને સામાન્ય પ્રકાશનો અનુભવ આવતો નથી. તે અનુભવ આવે તે માટે સાધકે સંધિ જોવી અને તેમાં સામાન્ય ચેતન છે, તેનો અનુભવ લેવો. એક વિકલ્પ ઊઠીને લીન થયો અને બીજો જ્યાં સુધી ઉત્પન્ન થયો નથી ત્યાં સુધી સંધિ અનુભવવાથી સમજાય છે કે વિકલ્પના અભાવે અમુક વખત સ્થિરતા થઈ હતી. એ વિકલ્પ ઊઠયા પછી અનુમાન કરવામાં આવે છે. અને જે કારણથી તે વખતનું અનુમાન અત્યારે કરવામાં આવે છે તે કારણ પ્રમાણે ત્યાં સ્થિરતા જાણનારું ચેતન હતું; ને તે જ સામાન્ય નિર્વિકલ્પ પ્રકાશ છે. તે પ્રકાશનો અભ્યાસ કેવી રીતે કરવો તે કહું છું. હે રવિદત્ત! વન, ઉપવન, ગામ, શહેર વગેરે જે જે ભૂમિ ઉપર અનેક સ્થાનો જાગૃતમાં જોયેલાં અને સાંભળેલાં તેની, તથા અનેક પ્રકારના પદાર્થો જોયેલા અને સાંભળેલા તેની ભાસરૂપ કલ્પના કરીને બુદ્ધિ તે ઉત્પન્ન કરે છે. સામે પદાર્થ જોઈને "એ શું?" એમ સંશય જે કરે છે તે જ મન. તે મનનો સંશય નષ્ટ કરીને "એ અમુક છે" એવો નિશ્ચય જે કરે છે, તે જ બુદ્ધિ. તે મન-બુદ્ધિને જીવ પ્રકાશે છે. અને મન–બુદ્ધિના વિકલ્પ વિનાનું જે કંઈ હોય છે, તેને સામાન્ય ચેતન પ્રકાશે છે. એમ વિકલ્પના આદિ–અંતમાં સામાન્ય ચેતન પ્રકાશે છે અને વિકલ્પને વખતે જીવ પ્રકાશે છે. તેમાં જીવ વિશેષ પ્રકાશથી વિકલ્પને વખતે કિંચિત્ પ્રકાશે છે ત્યારે અનેક ભાસ-વિષયો ઊઠે છે. તે એવી રીતે કે, જરા સ્થિર થતાં અકસ્માત એક ગામ દેખાય છે! તે ગામને નીરખીને જુએ તે દરમિયાન એક બાગ દેખાવા લાગે છે. પછી બાગ દેખાતો બંધ થઈ નદી અથવા પર્વત દેખાવા લાગે છે. અથવા બજાર, સેના વગેરે દેખાવા લાગે છે. પ્રથમ ગામ દેખાતું હતું તે દેખાતું બંધ થઈને બાગ જ્યાં સુધી દેખાય નહિ, ત્યાં સુધીના અવકાશને સંધિ કહે છે. તેમજ ગામ દેખાતું બંધ થઈને બીજી કોઈ વસ્તુ દેખાય નહિ, ત્યાં સુધીના અવકાશને સંધિ કહે છે! તે સંધિમાં સામાન્ય ચેતન–આત્મા કેવી રીતે છે તેનો અનુભવ પહેલાં કહેલો છે; તે પ્રમાણે જ જોવું. ભાસ–પદાર્થો સહજ ઊઠે છે અને ભાસીને આપોઆપ લુપ્ત થઈ જાય છે. એના આદિ–અંતમાં સામાન્ય ચેતનનો પ્રકાશ છે. મધ્યમાં જે મિથ્યા ભાસ ઊઠે છે તેથી માત્ર સામાન્ય પ્રકાશ આચ્છાદિત થાય છે માટે જે ભાસે છે તે મિથ્યા સમજીને તેનો અભાવ થયા પછી ચિદ્રૂપ આત્મા જ બાકી રહે છે એમ સમજવું.

આંખો બંધ કરીને અમથાં બેઠાં હોઈએ ત્યારે ભાસ–વિષયો ન દેખાતાં મનનાત્મક કલ્પના ઊઠે છે અને લોપે છે. તે આ રીતેઃ—પહેલાં જે કંઈ થયેલું હોય અથવા કોઈ બોલેલું કે સાંભળેલું હોય તેનું મનન, મધ્યમા વાણીથી થવા લાગે છે અથવા આગળ જતાં અમુક કરીશ, અમુક જણને અમુક કહીશ એમ વિકલ્પરૂપે મનન થવા લાગે છે. તે મનન સતત એકરૂપ છે એમ લાગે છે. પણ તે તો જુદું જુદું છે. એક સંકલ્પ ઊઠીને ગયો નથી તેટલી વારમાં બીજો ઊઠે છે, તેનો લોપ થાય નહિ ત્યાં ત્રીજો ઊઠે છે. એ પ્રમાણે સંકલ્પનું ઊઠવું અને લોપવું અંતર્દૃષ્ટિથી જોવું.

વિકલ્પો ઘણા જલદી ઊઠે છે તે સાધારણ રીતે જોવા જઈએ તો સમજાતું નથી, માટે તેને પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું. એમ લાંબો વખત જોવાનો અભ્યાસ કરીએ તો વિકલ્પોમાં સંધિ સમજવામાં આવે છે. એ ન જ સમજાય તો સંકલ્પનો નિરોધ કરવો. સંકલ્પનો રોધ કરવા જતાં પૂર્વસંસ્કારથી બીજો સંકલ્પ ઊઠશે જ. તે ઊઠીને લોપે ત્યાં ત્રીજો સંકલ્પ ઊઠશે. એમ એકસરખા સંકલ્પો ઊઠતા જ રહે છે. તે કદીપણ રોકાવાના નહિ. પણ નિરોધ કરવાથી એટલું જ થશે કે તેની ગતિ મંદ થની જશે. પછી વિકલ્પની સંધિ અંતર્દૃષ્ટિથી જણાઈ આવશે. તે જાણ્યા પછી તેનો વિચાર કરવો એટલે સામાન્ય

ચિદ્રૂપ જણાશે. એ ચિદ્રૂપ ત્રિકાલાબાધિત પ્રકાશમાન છે. સંકલ્પને વખતે તેનો લોપ થયા જેવું દેખાય છે પણ તે મિથ્યા. કારણ કે વિકલ્પમાં પ્રકાશનાર જે જીવ, તે ચિદ્રૂપનું પ્રતિબિંબ છે. તે સામાન્ય ચેતનનો લોપ શી રીતે કરી શકે ? તેનો લોપ જીવ કરી શકે તેમ નથી અને વિકલ્પ સિવાય જે આગળ-પાછળ થનારી સંધિ તેને જીવ પ્રકાશી શકતો નથી સંધિને પ્રકાશતો નથી, માટે વિકલ્પની આગળ પાછળ તેનો પ્રકાશ નથી. જો બે કાળમાં તેનો પ્રકાશ નથી, તો ત્રીજા વર્તમાન કાળમાં, એટલે કે વિકલ્પને વખતે તે સામાન્ય પ્રકાશનો શી રીતે લોપ કરશે ? હવે, વિશેષ પ્રકાશની દૃષ્ટિથી કોઈ સામાન્યનો લોપ થયો એમ માને, તો તે ભલે માને, પણ વિશેષ પ્રકાશ, એ ખરો પ્રકાશ નથી. એ તો આભાસ છે. મિથ્યા આભાસથી ખરાનો લોપ કેવી રીતે થશે ?

વિકલ્પ જે ઊઠે તેનો ઉપર ને ઉપર ત્યાગ કરવો જોઈએ. પછી બીજો ન ઊઠે ત્યાં સુધી વચમાં જોવું એટલે પછી મધ્ય સંધિ સમજાય છે સંધિ સમજવા માટે સંકલ્પના મૂળમાં દૃષ્ટિ લગાવીને બેસવું. ત્યાંથી હાલવું જ નહિ. એમ કરવાથી સંકલ્પ જલદી ઊઠવાનો નહિ. તે ઊઠે નહિ તો સહજમાં સંધિ સમજાય છે. એ પ્રમાણે લાંબા વખત સુધી અભ્યાસ કરવો એટલે વિકલ્પો સહેજ ક્ષીણ થશે, અને સંધિના મધ્યમાં ચિદ્રૂપનો અનુભવ થવાથી પ્રતિદિન પ્રતીતિ દૃઢ થશે. હવે સ્વપ્નાવસ્થાની જ્ઞાતતા–અજ્ઞાતતાને અનંત ચિદ્રૂપ શી રીતે પ્રકાશિત કરે છે તે કહું છું.

## સ્વપ્નમાંની જ્ઞાતતા–અજ્ઞાતતાનું વિવેચન

જાગૃતની જ્ઞાતતા–અજ્ઞાતતાથી સ્વપ્નની જ્ઞાતતા–અજ્ઞાતતા જુદી છે. કારણકે જાગૃતમાં પ્રત્યક્ષ પદાર્થ છે, તેવું સ્વપ્નમાં નથી સ્વપ્નમાં જ્યારે વિકલ્પ ઉત્પન્ન થાય છે ત્યારે તે સંસ્કારને લીધે પદાર્થનો ભાસ કરાવે છે. વિકલ્પ નષ્ટ થાય ત્યારે સ્વપ્નનો ભાસ–વિષય પણ દેખાતો બંધ થાય છે.

હવે મનરૂપ જે બીજો વિકલ્પ, તેમાં પણ સંકલ્પ વિના મનનાત્મક પદાર્થ ઉત્પન્ન થતો નથી. જોવા માટે પદાર્થ ન હોય તો જ્ઞાતતા–અજ્ઞાતતા બની શકતી નથી. જ્ઞાતતા અને અજ્ઞાતતા માટે પદાર્થ ઉત્પન્ન કરવો જોઈએ, પણ તે વિકલ્પ વિના ઉત્પન્ન થતો નથી. વિકલ્પ થતાં પદાર્થ ઊપજે એટલે ત્યાં સામાન્ય ચેતનનો લોપ થાય છે. પરંતુ જો ચિદ્રૂપ લોપાય તો પછી જ્ઞાતતા–અજ્ઞાતતાને કોણ પ્રકાશે ? જો તે પ્રકાશે નહિ, તો પછી તેનું અસ્તિત્વ શી રીતે માનવું ? આ રીતે જાગૃત અને સ્વપ્નની જ્ઞાતતા–અજ્ઞાતતામાં વિરોધ આવે છે. માટે સ્વપ્નની જ્ઞાતતા–અજ્ઞાતતા, જાગૃતની જ્ઞાતતા–અજ્ઞાતતાથી વિલક્ષણ છે, અને તે કેવી રીતે છે તે જ હવે અભ્યાસ કરવા માટે કહું છું. સાવધાન થઈ શ્રવણ કર.

જાગૃતમાંનો એકાદ અપ્રાપ્ત પદાર્થ, કે જેની મહાપ્રયત્નથી પણ કદી પ્રાપ્તિ થવાની નથી, તેનું મનમાં સ્મરણ થતાં ચિત્ત વ્યાકુળ થાય છે અને પ્રયત્ન ન ચાલવાને લીધે બેહોશ બને છે. એ બેહોશીને લીધે અપ્રાપ્ત વસ્તુની જે સ્મૃતિ થઈ, તે સ્મૃતિ નાશ પામે છે ને અનાયાસે વિકલ્પનું ભાન જતું રહે છે. તે ભાન ગયા પછી વિકલ્પ ન હોવાને લીધે સહજ અજ્ઞાનથી સ્તબ્ધતા આવે છે, અને તે જ સ્વપ્નાવસ્થાની અજ્ઞાતતા સમજવી. આ અજ્ઞાતતાને સામાન્ય ચેતન પ્રકાશે છે. ત્યાં વિકલ્પ ન હોવાથી વિશેષ પ્રકાશ માટે જીવ ઉત્પન્ન થતો નથી. કોઈપણ પ્રકારે સહજ બેહોશી–અસાવધતા આવે છે ત્યારે વિકલ્પ હટી જાય છે ને સહજ સામાન્ય ચેતન રહે છે.

જાગૃતમાં પરમાર્થરૂપ અથવા પ્રપંચદાયક જે અપ્રાપ્ત વસ્તુનો લાભ થયેલો, તેની મનમાં સ્મૃતિ થાય છે અને પછી ધન્યતા લાગે છે. તેથી વૃત્ત્યાત્મક થયેલું ચિત્ત અદલાઈને આનંદથી સુખી થાય છે. એમ વિકલ્પનું સ્ફુરણ બંધ થવાથી સુખાકારતા રહે છે અર્થાત્ સુખરૂપ જ થઈને સહજ સ્થિર રહે છે. એ રીતે વિષયાનંદથી વાસના તૃપ્ત થતાં જે સ્થિરતા આવે છે, તેને સ્વપ્નકાળની જ્ઞાતતા કહે છે. ત્યાં વિકલ્પ ન હોવાથી જીવ ઉત્પન્ન થતો નથી. તેથી તેમાં સામાન્ય ચેતન જ પ્રકાશે છે વિકલ્પ સિવાયનું બધું ચિદ્રૂપના પ્રકાશથી પ્રકાશે છે. માત્ર વિકલ્પમાં જીવ પ્રકાશે છે, તેથી સામાન્ય ચેતન–આત્મા સ્પષ્ટ જાણવામાં આવતો નથી. તે જાણવામાં આવે અને વિકલ્પ ક્ષીણ થાય તે માટે સંધિમાં, જ્ઞાતતામાં

અને અજ્ઞાતતામાં સામાન્ય ચેતન–આત્માનો અનુભવ લેવો. કોઈપણ ઉપાયથી વિકલ્પ નષ્ટ થવા જોઈએ. પછી સહજ આત્માનો પ્રકાશ થશે.

શિષ્ય–ગુરુમહારાજ! મને આ બાબતમાં એક વિરોધ લાગે છે. પહેલા શ્લોકમાં આપે કહ્યું કે વિકલ્પ ત્રણે અવસ્થામાં છે. જાગૃત, સ્વપ્નમાં વિકલ્પ દેખાય છે અને સુષુપ્તિમાં પણ સ્ફૂર્તિરૂપે વિકલ્પ છે. છતાં અત્યારના શ્લોકમાં કહો છો કે જાગૃત સ્વપ્નમાં વિકલ્પ નાશ પામે છે. અર્થાત્ સંધિમાં અને જ્ઞાતતા-અજ્ઞાતતામાં વિકલ્પ લોપાય છે એમ બતાવ્યું; પણ એકલી સ્ફૂર્તિ તો સુષુપ્તિમાં રહે છે અને તે વિકલ્પરૂપ છે એવું વર્ણન કર્યું છે. તેનો અભ્યાસથી લોપ થતો નથી, એટલે વિકલ્પ દૂર થતો નથી; તો પછી તેમાં સામાન્ય ચેતન–આત્મા શી રીતે પ્રકાશશે? કેવળ સ્ફૂર્તિને સામાન્ય ચેતન પ્રકાશે છે એમ તમારા કહેવામાં આ વિરોધ આવે છે. તેમજ સુષુપ્તિમાં પ્રાજ્ઞ અભિમાન છે તે જ જીવ. આ જીવ પોતે વિકલ્પ સહિત સુષુપ્તિમાં છે, ત્યારે ત્યાં સામાન્ય ચેતન શી રીતે પ્રકાશે? આ વિરોધ છે તેમજ જાગૃતથી માંડીને સુષુપ્તિ પર્યંત વિકલ્પો વ્યાપેલા છે, છતાં જાગૃતમા અને સ્વપ્નમાં વિકલ્પનો કેવી રીતે નાશ થયો, તે મને કહો!

ગુરુ–અમે સુષુપ્તિમાં વિકલ્પ છે એમ કહ્યું તેનું કારણ જુદું છે. સુષુપ્તિમાં બુદ્ધિ સાથે વિકલ્પનો નાશ થાય છે ને તે સાથે જ વિશેષરૂપે પ્રકાશનારો જીવ પણ લય પામે છે પછી એકલી સ્ફૂર્તિ, સુષુપ્તિમાં ઊઠે છે અને મિટે છે. સામાન્ય ચેતન–આત્મા, તેના સમજવામાં આવતો નથી. જાગૃત અને સ્વપ્નમાં દેહભાવ લઈને બેઠેલા જીવની ભ્રાન્તિ ન જતાં તે સુષુપ્તિમાં લય પામે છે, અને જાગૃત થયા પછી "હું દેહ છું" એમ માનીને વ્યવહાર કરવા માંડે છે. તેથી સુષુપ્તિમાં તે ગુપ્ત રહેલો છે એવી કલ્પના કરવામાં આવે છે. અજ્ઞાનના અભિમાનીને પ્રાજ્ઞ કહે છે સુષુપ્તિમાં હુંપણાનું સ્ફુરણ અને સ્મરણ પણ નથી ત્યારે ત્યાં જીવ કેવા અને કયા રૂપે રહે છે? કોઈપણ રૂપથી નહિ. એ તો સુષુપ્તિ ગયા પછી ઉત્પન્ન થાય છે માટે છે, એમ માન્યું, પરંતુ તે ત્યાં છે નહિ. સુષુપ્તિમાં વૃત્તિને બીજું કાંઈ જ દેખાતું નથી, માટે ત્યાં અજ્ઞાન છે એવી કલ્પના કરી. બધાંનો લય થાય છે, પછી કોણ, કોને દેખે? ત્યાં તો સર્વના લયને જોનારો અસ્તિ, ભાંતિ, પ્રિય એક આત્મા જ છે, અને તે જ પોતાના પ્રકાશથી અજ્ઞાનને જાણે છે. બુદ્ધિ આદિ સર્વ જડ હોવાથી આત્માને જાણી શકતાં નથી. જાગૃતમાં બુદ્ધિ, જીવ સહિત હોવા છતાં આત્માને જાણતી નથી, તો પછી તે બુદ્ધિ, સુષુપ્તિમાં લય પામ્યા પછી આત્માને શી રીતે જાણે?

સૂર્યના પ્રકાશમાં નાની દીવડી રાખેલી હોય તે સૂર્યને પ્રકાશ આપી શકતી નથી, તો તે દીવડી બુઝાઈ જાય ત્યારે બાકી રહેલ તેનો ગુલ (મોગરો) સૂર્યને પ્રકાશ શી રીતે આપી શકશે? તે જ પ્રમાણે જાગૃતિમાં જીવ સહિત બુદ્ધિ આત્માને જાણતી નથી, તો સુષુપ્તિમાં એકલી સ્ફૂર્તિ આત્માને શી રીતે જાણે? તે જાણતી નથી. પણ સૂર્ય જેમ મશાલ, ગુલ અને બીજું જે કંઈ હોય તે સર્વને પ્રકાશે છે, તેમ આત્મા અંતઃકરણનાં સ્ફુરણ, મન, બુદ્ધિ, જીવ અને વિષયોને ઉદારતાથી પ્રકાશ આપે છે. જીવ–ઈશ્વર આદિ બત્રીસ તત્ત્વો હોવા છતાં આત્મા વિના તે કશું જાણી શકતાં નથી, તો પછી સુષુપ્તિમાં કોણ જાણી શકે? કોઈ જ જાણતું નથી માટે અજ્ઞાન છે, એવી ભ્રાન્તિ કલ્પી. તે અજ્ઞાનરૂપ ભ્રાન્તિને આત્મા જાણે છે. આત્મા અજ્ઞાનને જાણતો હોવા છતાં 'હું કંઈ જાણતો નથી' એવું અજ્ઞાનપણું પોતાને માથે લે છે, તે કલ્પિત પ્રાજ્ઞ અભિમાની જીવ છે એમ સમજવું તે સિવાય વાસ્તવિક ખરો જીવ સુષુપ્તિમાં નથી અને અજ્ઞાન પણ નથી. માત્ર દેહ–ઉપાધિને લીધે સ્ફુરણ છે, ને તે પણ સ્પષ્ટ નથી. ગાઢ નિદ્રામાં દેહ, પ્રેતની પેઠે પડે છે, અને તેમાં પ્રાણ માત્ર જડરૂપે અમસ્તો વિહાર કરે છે. તે પ્રાણની સાથે જ જડ અંતઃકરણ પણ ઊઠે છે અને લીન થાય છે પણ બુદ્ધિ અને જીવ હાજર ન હોવાથી બત્રીસ તત્ત્વોનો સમુદાય છે, એમ કલ્પના કોણ કરે? કલ્પના કરવા માટે કોઈ હાજર ન હોવાને લીધે દેહ, પ્રાણ અને સ્ફૂર્તિ પણ છે, છતાં નથી જ

એમ સમજવું. એ માટે જ હે, રવિદત્ત! સુષુપ્તિમાં વિકલ્પનો અભાવ છે એમ અમે કહ્યું. હવે અજ્ઞાનાદિ છે એમ જે કહ્યું છે તેનો પ્રકાર જુદો છે. જાગૃતિમાં આત્માનું જ્ઞાન નથી તેથી જ વિપરીત દેહાભિમાન લીધેલું; સુષુપ્તિમાં વિકલ્પો હટી ગયા છતાં પણ અજ્ઞાન હટતું નથી. જાગૃત થયા પછી 'મેં એટલા વખત સુધી કાંઈ પણ જાણ્યું ન હતું' એમ અજ્ઞાનપણાનો આરોપ બળપૂર્વક અને અભિમાનથી પોતાને માથે લે છે, તેનું કારણ એ છે, કે જાગૃતિમાં દૃશ્ય સર્વત્ર છે, એવી કલ્પના હતી; અને તેને હું જાણું છું એમ માનતો હતો. એ તાદાત્મ્યના સંસ્કારને લીધે સુષુપ્તિમાં હું કાંઈ જાણતો નથી, એવી અજ્ઞાનની કલ્પના કરી. વાસ્તવિક જીવ, જાગૃતમાં પરપ્રકાશથી વર્તે છે. તેને સ્વતઃ પ્રકાશવા માટે રૂપ જ નથી, અને પ્રકાશ પણ નથી; પછી તે આભાસ સ્વતઃ શી રીતે પ્રકાશે? તેને આત્માનો પ્રકાશ મળે છે, ત્યારે બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલો જીવ, દર્પણમાં પડેલા પ્રતિભાસની પેઠે જરા પ્રકાશે છે, અને ઝળ ઝળીની જેમ પ્રકાશીને હું બધું જાણુ છું એમ માને છે, તેથી આત્મા પ્રકાશે છે એ વાતનુ વિસ્મરણ થયું. આત્માના પ્રકાશથી જ્યારે વિકલ્પોનો લોપ થયો ત્યારે તે વખતે સુષુપ્તિની કલ્પના કરે છે. પણ જે ખરા સાધક છે તે વિચારપૂર્વક જાગૃતિમા જ જાણે છે કે આત્મા પોતાના પ્રકાશથી આદિ–અંતમાં સર્વને સામાન્યરૂપે પ્રકાશિત કરે છે. મધ્યમાં વિશેષ-રૂપે જીવ પ્રકાશે છે, ને તે જીવ પણ આત્માના સામાન્ય પ્રકાશથી પ્રકાશે છે; માટે જીવ પાસે પોતાનો સ્વતંત્ર પ્રકાશ નથી, એમજ માનવું જોઈએ. એ રીતે યથાર્થ આત્મજ્ઞાન થાય છે ત્યારે અજ્ઞાન સાથે અભિમાન નાશ પામે છે. પછી તે સાધકને સુષુપ્તિમાં પણ અજ્ઞાન અથવા અભિમાન રહેતું નથી; કારણ કે તેને એક આત્મા જ પરિપૂર્ણ વ્યાપી રહેલ છે. તે સિવાય દેહ, પ્રાણ, અંતઃકરણ, અવિદ્યા, જીવ, વગેરે કોઈપણ નથી એવો અનુભવ છે. એ રીતે જેના અસ્તિત્વનો મૃગજલની ભરતી સમાન અનુભવ છે, તે જાગૃતિમાં હોવા છતાં નથી, હોતાં, ને સુષુપ્તિમાં તેનો નક્કી અભાવ જ છે. તે ત્યાં છે એવી કલ્પના પછી કોણ કરે? મૃગજલ જ્યાં પડે છે ત્યાં તણખલું પણ ભીંજાતું નથી. પછી જ્યાં મૃગજલ પડતું નથી, ત્યાંનું તણખલું કોરું રહ્યું એમ કહેવાની જરૂર જ નથી. તે પ્રમાણે જાગૃતિમાં અથવા સ્વપ્નમાં વિકલ્પ હોવા છતાં પણ જે મિથ્યાભૂત છે, તેના અસ્તિત્વની સુષુપ્તિમાં કોણ કલ્પના કરે? કોઈપણ કરનાર નથી. માટે હે, રવિદત્ત! સુષુપ્તિમાં અને સ્થિરતામાં વિકલ્પતા છે જ નહિ વચમાં માત્ર વિકલ્પ જેટલા ઊઠે તેટલો સામાન્ય પ્રકાશ ઢંકાઈ જાય છે. વિકલ્પ હટી ગયા પછી સર્વ સામાન્ય પ્રકાશ જ રહે છે. હવે એકલી સ્ફૂર્તિ ઊઠે છે તે જ વિકલ્પરૂપ છે એમ કહ્યું, તો તેમાં જીવ ન હોવાને લીધે વિશેષ પ્રકાશથી વિકલ્પને કોણ પ્રકાશશે? જીવ, બુદ્ધિ વિના ઉત્પન્ન થતો નથી, અને કેવળ સ્ફૂર્તિમાં બુદ્ધિ છે નહિ, માટે દર્પણમાં પડેલા પ્રતિ-બિંબની ઝળઝળી પ્રમાણે સામાન્ય પ્રકાશને ઢાંકવા માટે વિશેષ પ્રકાશથી પ્રકાશનારો જીવ નથી. અને એકલી સ્ફૂર્તિ વિકલ્પરૂપ નથી વિકલ્પ વિનાની નિર્વિકલ્પ સ્ફૂર્તિ, કે જે સ્થિરતામાં અને સુષુપ્તિમાં છે તે આત્મતેજથી પ્રકાશિત છે. કારણ કે જ્યાં બુદ્ધિનું વિશેષપણું નથી, ત્યાં આત્માનું સામા-ન્યપણું છે

શિષ્ય—જ્યાં અરીસો છે ત્યાં પ્રતિબિંબ દેખાવું જ જોઈએ તેમ વિશેષ પ્રકાશથી ચકચકિત કરનારી બુદ્ધિ, જો નથી તો, સ્ફૂર્તિવૃત્તિરૂપ અરીસો છે તેમાં જીવત્વ ઉત્પન્ન થવું જોઈએ, તે કેમ થતું નથી?

ગુરુ—અરીસામાં પ્રતિબિંબ પડવાનું જ, એ નિયમ છે, પણ આપણે બે અરીસા બે ઠેકાણે રાખ્યા, એક તડકામાં અને એક છાંયામાં. તેમાંથી જે અરીસો તડકામાં રાખેલો હતો તેના પર સૂર્યનો પ્રકાશ હોવાને લીધે તે પ્રકાશમાં પડેલું પ્રતિબિંબ પ્રકાશમાં જ મળી ગયું. તે અલગ દેખાતું નથી. પણ છાંયડામાં જે અરીસો રાખેલો હતો ત્યાં છાંયો હોવાને લીધે તેમાંનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે તે જ પ્રમાણે સ્ફૂર્તિવૃત્તિમાં આત્માનો પ્રકાશ છે, તે પ્રકાશને લીધે તેનાં સામાન્યરૂપે પ્રકાશનારો જીવ, સ્પષ્ટ દેખાતો નથી; પણ તે જ વિશેષરૂપે થનારી વિકલ્પરૂપ બુદ્ધિમાં સ્પષ્ટ દેખાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે સ્ફૂર્તિવૃત્તિને લીધે જીવત્વ છે ખરું, પણ તે જીવત્વ, સામાન્ય આત્મપ્રકાશમાં લોપાય છે અને ત્યાં વિકલ્પનો અભાવ હોવાથી જીવપણાનો અનુભવ ન આવતાં ચેતન-પ્રકાશનો જ અનુભવ આવે છે એ ચેતન-પ્રકાશને જાણવા માટે વૃત્તિની જ જરૂર છે, જીવની જરૂર નથી. વૃત્તિની જરૂર છે, માટે સંધિ સાધવાનો અભ્યાસ કહ્યો, અને જ્ઞાતતા-અજ્ઞાતતાનો અભ્યાસ પણ કહ્યો. કારણ કે એ ત્રણ ઠેકાણે વિકલ્પનો અભાવ છે, તેથી જીવનો પણ અભાવ છે. જ્યાં જીવનો અભાવ છે ત્યાં આત્મા સ્પષ્ટ છે તે આત્માને સ્પષ્ટ જાણવા માટે જ જાગૃતમાં અને સ્વપ્નમાં સંધિ, જ્ઞાતતા અને અજ્ઞાતતાનો અભ્યાસ કહ્યો તે અભ્યાસ કરીને, હે, રવિદત્ત! તું સામાન્ય ચેતન-પ્રકાશને સ્પષ્ટ રીતે જો.

શિષ્ય–તમે કહો છો તે અભ્યાસ કરવાથી સાધકને શું પ્રાપ્ત થશે?

ગુરુ–સાધક જો અમે કહીએ છીએ તે અભ્યાસ કરશે તો વિકલ્પની ક્ષીણતા થતા તેને આત્મપ્રકાશનો અનુભવ આવશે. જેમ જેમ વિકલ્પ ક્ષીણ થતા જશે તેમ તેમ આત્મપ્રકાશ વધારે દેખાશે, અને આત્મપ્રકાશ જેમ જેમ વધારે અનુભવમા આવશે તેમ તેમ વિકલ્પ ક્ષીણ થતા જશે એ પ્રમાણે અભ્યાસથી વિકલ્પ નિઃશેષ ગયો એટલે પછી જે પહેલાં ઉદાસપણારૂપ સમાધિ કહેલી છે તે અકસ્માત થશે. જે રાજયોગી છે તેની સમાધિનુ લક્ષણ આ છે કે વિકલ્પનું ઊઠવું બંધ થાય, ને એકલી સામાન્ય વૃત્તિનું સ્ફુરણ રહે એ રીતે તમામ વિકલ્પોનો ઘાત થશે ને લાંબા વખત સુધી સ્થિરતા રહેશે ત્યારે જ બ્રહ્માનુભવ થશે અર્થાત્ અખંડ એકરસ આત્મામા સ્થિતિ થશે. (ઉપરનુ નિરૂપણ સાંભળીને ગુરુજીને નમસ્કાર કરી રવિદત્તે પૂછ્યું)

શિષ્ય—મહારાજ! વિકલ્પ અત્યંત અનિવાર્ય છે. તે ક્ષીણ કેવી રીતે થશે? તેને બળથી રોકવા જતાં અધિક વધે છે. ઠીક રીતે તેનો રોધ કરવા લાગીએ તો તે ભળતા જ પ્રકારથી ઊપજે છે. જેમ પાણીની ગાંસડી બંધાતી નથી, તેમ આ વિકલ્પ રોકવાનું દુષ્કર છે. તેને કોના વડે, ક્યાં હટાવવા અને ક્યા ઠેકાણે સ્થિર કરવા? પવનની ઝપટને જેમ અટકાવી શકાતી નથી, તેમ આ વિકલ્પો પણ અનાવર છે; ત્યારે એ વિકલ્પો નાશ પામે શી રીતે? અને સ્થિરતા કઈ રીતે થાય? સુષુપ્તિમાં આપોઆપ વિકલ્પો લીન થાય છે પણ તે આત્માનુભવના ઉપયોગમાં આવતા નથી. માટે જાગૃતિમાં વિકલ્પ જાય ને સ્થિરતા થાય એવી હે, મહારાજ! તમે કૃપા કરીને યુક્તિ બતાવો. (એ રીતે પ્રાર્થના કરી, ચરણ સ્પર્શીને વારવાર પ્રદક્ષિણા કરી તે જોઈને સ્વામીજીએ કૃપા કરી કહ્યું.)

ગુરુ–હે રવિદત્ત! શ્રવણ કર અમે જે અભ્યાસ કહ્યો છે તે કાંઇ દુષ્કર નથી. તેમાં જે બાધક છે તેનો ત્યાગ કરીને ધીરે ધીરે પ્રયત્ન કર. તેથી વિકલ્પ રોકાશે ને સ્થિરતા સાધી શકાશે સ્થિરતા થવા માટે સાધકે કઈ રીતે અભ્યાસ કરવો તે જ આગળના શ્લોકમાં કહું છું.

**एक द्वित्रिक्षणेष्वेवं विकल्पस्य निरोधनं ॥**
**क्रमेणाऽभ्यस्य तांवत्नात् ब्रह्मानुभवकांक्षिभिः ॥१३॥**

જે સાધકને બ્રહ્માનુભવની ખરી ઇચ્છા હોય તેણે ક્ષણે ક્ષણે વિકલ્પનો નિરોધ કરી સ્થિરતા સાધવી. તે એવી રીતે કે:—આજ એક ક્ષણ વિકલ્પ રહિત થયા તો કાલે-પરમ દિવસે બમણો વધારો થાય બે ક્ષણ સાધ્યા પછી ત્રણ ક્ષણ સાધવી. એ પ્રમાણે દરરોજ કરવું હવે અભ્યાસનો પ્રકાર કહું છું, તે પ્રમાણે સાધકે એકાંતમાં બેસી આદરપૂર્વક અભ્યાસ કરવો

**एवं ब्रह्मानुभवकांक्षिभिः**

એ પ્રમાણે જેને બ્રહ્માનુભવની અર્થાત્ સામાન્ય આત્માને અપરોક્ષ જાણવાની ઇચ્છા હોય તેણે પાછળ કહ્યા પ્રમાણે અભ્યાસ ધીરે ધીરે સિદ્ધ કરવો; જેથી સ્વાનુભવ પ્રત્યક્ષ પ્રાપ્ત થશે. પાછળના શ્લોકમાં નેત્ર ઉઘાડતાં અને બંધ કરતાં સંધિ કેવી રીતે સાફ-સાફ અનુભવમાં આવે છે તે બતાવ્યું. તેમ જ જ્ઞાતતા અને અજ્ઞાતતાનો પ્રકાર પણ કહી દીધો. એ ત્રણેમાં સામાન્ય આત્મપ્રકાશ જોવો. તે પ્રકાશ જાણવા માટે ત્રણમાંથી કોઇપણ એક પ્રકારમાં સ્થિરતા કરવી; જેથી

વિકલ્પ ન ઊઠતાં વૃત્તિ નિર્વિકલ્પમાં ખૂલશે. સંકલ્પ જ્યાંથી ઉત્પન્ન થાય છે તે અધિષ્ઠાનને લક્ષમાં લેવું.

સૌથી પહેલાં નિર્વિકલ્પ સ્ફૂર્તિ ઊઠે છે. પછી મન-બુદ્ધિ વગેરે વિકલ્પ ઉત્પન્ન થાય છે. પરંતુ વૃત્તિનું મૂળ જોઈએ છીએ ત્યારે તેનો વિકલ્પરૂપ ધર્મ ઉત્પન્ન થતો નથી. વિકલ્પ ઊઠે તો પણ વૃત્તિનું મૂળ છોડવું નહિ, ને અધિષ્ઠાનમાં એકતાનથી લક્ષ રાખવું. એવી રીતે સંકલ્પના મૂળમાં એકસરખું જ્ઞાન લક્ષમાં આવી જાય, પછી વિકલ્પ ઊઠશે તોપણ પોતાની મેળે લીન થઈ જશે. વારંવાર ઊઠશે ને તે જ ક્ષણે નષ્ટ થશે. પછી આકાશની પેઠે પરિપૂર્ણ જ્ઞાનઘન આત્મા જ એક અધિષ્ઠાનરૂપે સ્પષ્ટ થશે.

જ્ઞાનઘનનું આકાશ પ્રમાણે ઓતપ્રોતપણું છે. તેમાં કિંચિત્ વિકલ્પ ઉત્પન્ન થાય છે ને લોપાય છે. સામાન્ય વૃત્તિ ઉત્પન્ન થતાંની સાથે જ સ્વરૂપ-ચેતન તેમાં આવ્યું હોય એમ લાગે છે; પરંતુ તે સ્ફૂર્તિવૃત્તિથી પર અનંત છે. માટે વૃત્તિ જેટલું જ ચેતન છે એવો નિર્ણય કરવો નહિ. આકાશ જેમ વાયુમાં આવતું નથી, તેમ ચિદ્રૂપ વૃત્તિમાં સમાતો નથી. છતાં વૃત્તિ જેટલું જ ચેતન છે એમ લાગવાનું કારણ શું છે? કારણ એ જ કે વૃત્તિ વ્યાપતાં બાકી રહેલું ચેતન અનુભવમાં આવતું નથી, તેમ સ્ફૂર્તિ ઉત્પન્ન થતાંની સાથે જ જેમ સ્ફૂર્તિ જણાતી નથી, તેમ સ્ફૂર્તિ ઉત્પન્ન થતાંની સાથે, સ્વરૂપ-ચેતન આકાશ પ્રમાણે પરિપૂર્ણ હોવા છતાં તે તેટલું જણાતું નથી, પણ જેટલી સ્ફૂર્તિ તેમાં વ્યાપેલી છે તેટલું જ અર્થાત્ સ્ફૂર્તિ જેટલું જ ચેતન છે એમ લાગે છે.

જેમ વિકલ્પનો ત્યાગ કરીને સ્ફૂર્તિ ઓળખવાની છે, તેમ સ્ફૂર્તિનો ત્યાગ કરીને ચેતન-પ્રકાશ જાણવાનો છે. વાયુનો ત્યાગ કર્યો એટલે જેમ આકાશ જણાય છે તેમ જ સ્ફૂર્તિનો ત્યાગ કરવાથી ચેતન-જ્યોતિ જણાય છે. પદાર્થને જોવા માંડીએ ત્યારે સર્વ પદાર્થ આંખ જ જુએ છે એમ લાગે છે. આંખને જોવા લાગતાં એવું લાગે છે કે તેને અંતરમાંથી વિકલ્પ જુએ છે. વિકલ્પને જોવા માંડતાં તેને સ્ફૂર્તિ જુએ છે એમ લાગે છે અને સ્ફૂર્તિને જોઈએ છીએ ત્યારે તેને ચિદ્રૂપ આત્મા જુએ છે એમ અનુભવમાં આવે છે. વાસ્તવિક તો જ્ઞાનઘન આત્મા જ છે. તે આકાશવત્ પરિપૂર્ણ હોવાથી જેમ આકાશમાં વાયુનું સંચરણ એકદેશી છે, તેમ સ્ફૂર્તિ પણ ચેતન આકાશના એક ભાગમાં છે. તેને ચિદ્રૂપ જાણે છે પણ એ બાબત સાધકના સમજવામાં આવતી નથી, કારણ કે તેની પ્રવૃત્તિ આજ પર્યંત વિશેષ ચેતન (જીવ) તરફ જ રહેલી છે. આ ભ્રાન્તિ અનાદિકાળની છે. તે અભ્યાસથી હટશે અને સામાન્ય ચેતન-આત્મા સમજાઈ જશે. જ્યાં સુધી ચિદ્રૂપ સ્પષ્ટ જણાવા ન લાગે ત્યાં સુધી દૃષ્ટિ ઉપર-ઉપર જ છે એમ સમજવું

આંખ પદાર્થને જોતી હતી તે જોવાનું બંધ કરીને આંખને જોવા લાગતાં તેને સંકલ્પ જુએ છે એમ દેખાશે. પછી તે બંધ કરીને સંકલ્પને જોવા લાગતાં તેને સ્ફૂર્તિ જુએ છે એમ દેખાશે. બાદ તે પણ છોડીને સંકલ્પને જોનારી સ્ફૂર્તિને જોવા લાગતાં તેને જોનારો ચિદ્રૂપ આત્મા, તે સ્ફૂર્તિની ઉત્પત્તિ તથા લયકાળે છે એવો અનુભવ થાય છે. તે અનુભવ એકદમ થવાનો નથી. ધીરેધીરે અભ્યાસ દૃઢ થશે ત્યારે શુદ્ધ આત્મા અનુભવમા આવશે. પણ સ્ફૂર્તિની સામાન્ય દૃષ્ટિથી સર્વત્ર ચેતન-આકાશનો અભ્યાસ કરવો જોઈએ. જેવડું ચેતન-આકાશ છે તેટલા વ્યાપકરૂપે સ્ફૂર્તિને પસરાવવી તે પસરતાં-પસરતાં વિલીન થઈ અને બીજી ઊઠી તેને પણ વ્યાપકરૂપે પુન: ચેતન-આકાશમાં પસરાવવી, તેથી તે લીન થશે. જેમ વાયુની ઝપટ આકાશમાં ઉત્પન્ન થઈને આકાશમાં વ્યાપે છે અને આકાશભરમાં પસરી, લીન થઈને આપોઆપ નાશ પામે છે. અથવા પાણી ઉપર જેમ ચક્રાકાર ઘૂમરી (વમળ) ઉત્પન્ન થાય છે, અને પછી તે પાણી પર પસરતાં-પસરતાં વિખરાઈ જાય છે તેમ સ્ફૂર્તિ ચેતન-આકાશમાં ઊઠી, તેમાં વ્યાપી, તદાકાર થઈને સહજ જ વિખરાઈ જાય છે.

**શિષ્ય**—આત્માને આકાશની ઉપમા આપી, તો આકાશ જેમ આંખને પોકળ હોય એમ દેખાય છે તેવો જ આત્મા હશે એમ લાગવાનું?

**ગુરુ**—એમ નથી. આત્માનો અને આકાશનો ભેદ પ્રથમ નિર્વિકલ્પ નિમિત્તે બતાવેલો છે. અહીં અત્યારે

અભ્યાસને માટે જ આત્માને આકાશની ઉપમા આપીને ચિદ્રૂપ આત્માની ઓળખાણ કરાવી છે. સ્ફૂર્તિવૃત્તિ જ્યાંથી ઉત્પન્ન થાય અને જ્યાં સુધી જઈ ને નષ્ટ થાય ત્યાં સુધી એકાગ્રતાથી ચેતન-આકાશને જોવું અને તે જોવા વખતે વૃત્તિને વિકલ્પાકાર થવા દેવી નહિ. તેમજ મન-બુદ્ધિને ઉત્પન્ન થવા દેવાં નહિ. પૂર્વસંસ્કારથી જો મનબુદ્ધિ ઉત્પન્ન થાય તોપણ દૃઢતાપૂર્વક ચેતન- આકાશને જોવું. તે જોઈ ને 'એ જ ચિદ્ગગન' એવો જ્યારે બુદ્ધિ નિશ્ચય કરશે ત્યારે વિષયાકારતા હટી જશે, વિકલ્પ નષ્ટ થશે અને જ્ઞાતતા રહેશે. પછી સહજ જ સામાન્ય વૃત્તિ પસરીને સ્થિર થઈ રહેશે. એ પ્રમાણે ચિરકાળ અભ્યાસ થાય ત્યારે વિકલ્પનો ઘાત થાય છે અને એકલી સામાન્ય વૃત્તિ રહે છે. તે નિર્વિકલ્પ સ્ફૂર્તિ રહે છે ત્યારે અંતઃકરણમાં જે સુખ થાય છે તે વાણીથી કહી શકાતું નથી વૃત્તિને જ તેની ખબર પડે છે. એવા આત્મસુખનો અનુભવ જેને લેવો હોય તેણે વિકલ્પોનો ઘાત કરનારો, ઉપર કહેલો અભ્યાસ કરવો.

વિકલ્પ હટી જાય છે એમ કહ્યું તેથી તે જલદી હટી જતો હશે એમ લાગશે, પણ તેમ નથી. તે ધીરે ધીરે ક્ષીણ થતાં થતાં હટે છે. વિકલ્પ જેમ જેમ ક્ષીણ થતો જાય, તેમ તેમ સામાન્ય જ્ઞાન વધતું જાય છે. વિકલ્પ તુરત હટે નહિ તેથી કાંઈ અભ્યાસ કરવાનું છોડાય નહિ. દિવસે દિવસે એક, બે, ત્રણ ક્ષણ અભ્યાસ વધારવો અને નિરોધથી વિકલ્પોને ક્ષીણ કરવા. તે ક્રમથી યત્ન સાધ્ય થશે. સામાન્ય વૃત્તિ ચિદ્ગગનકારે ક્ષણભર એકાગ્રતાથી સ્થિર થાય ત્યારે તેટલો વખત વિકલ્પ હટે છે. એ રીતે આજે એટલો અભ્યાસ થયો તેટલો કાલે સહજ થવાનો, પછી બીજી ક્ષણો વધારવી.

આજ બે ક્ષણ સામાન્ય જ્ઞાનમાં સ્થિતિ થઈ, તેટલો જ વિકલ્પ હટ્યો. તે ક્ષણ ત્રીજે દિવસે સહજ થાય છે. પછી ત્રણ ક્ષણ સાધવી. એમ પ્રતિદિન ક્ષણેક્ષણે સામાન્યમાં સ્થિરતા વધારવી. તેથી સહજ વિકલ્પનો નિરોધ થશે. માટે જેને આત્મસુખ સાધવાની ઇચ્છા હોય તેણે પ્રતિદિન એકાંતમાં બેસી ક્ષણે ક્ષણે સામાન્યમાં મળવું. પ્રથમ વૃત્તિ, ક્ષણભર ચિદ્ગગનાકાર થઈ જાય તેટલો જ વખત વિકલ્પ-વિકાર હટીને પુનઃ ઊઠે છે તે વખતે પુનઃ વૃત્તિ, ચિદ્ગગનાકાર કરવી. એ પ્રમાણે ક્ષણે ક્ષણે સ્થિરતા સાધવી. પ્રથમ એક ક્ષણ, પછી બે ક્ષણ, પછી ત્રણ ક્ષણ ને તે પછી ચાર ક્ષણ, એમ ક્રમપૂર્વક ઉપાય કરીને અભ્યાસ સાધવો. એમ કરતા જવાથી બળાત્કાર વિના સર્વ વિકલ્પો ક્ષીણ થાય છે અને આ ક્રમપૂર્વકના અભ્યાસથી મનને અભ્યાસ કરવાની લગની લાગે છે, ને તેથી વિકલ્પ ઊઠે છે ત્યારે તુરત તેને હટાવીને મન સુખાકાર થઈ જાય છે. કલ્પનાનું એક લક્ષણ સારું છે કે તે જ્યાં સુખ દેખશે ત્યાં સ્થિર થશે. તેથી તે બ્રહ્માનંદમાં તદાકાર થઈ ને વિકલ્પનો ત્યાગ કરે છે. એ પ્રમાણે તદાકારતાની ભરતી, વિકલ્પની ભરતીને હટાવશે. અંતે ઘડી-બે ઘડી સ્થિરતા સધાશે ત્યારે જ અભ્યાસની સફલતા થશે અને બ્રહ્માનુભવ પ્રાપ્ત થશે પણ એટલી સ્થિરતા થાય તે માટે નિયમિત અભ્યાસ કરવો જોઈએ. એકવાર ક્ષણભર બેસીને બધો વખત વ્યવહારમાં રહેશે તો અભ્યાસ કરવા માટે એકાંતમાં બેસવા છતાં યોગસિદ્ધિ પ્રાપ્ત થવાની નહિ. માટે સ્નાન, પાન, ભોજનાદિ વ્યાપાર કરવા છતાં સાધકને સદા સમાધિના સ્મરણરૂપ અનુસંધાન રહેવું જોઈએ. તે એ રીતે કે;—પદાર્થ જોતાંની સાથે જ સંધિ જોવી, અને જ્ઞાતતા-અજ્ઞાતતા ઓળખવી. તે જ પ્રમાણે મનન વખતે સમાધિની સ્થિતિ યાદ કરવી. ચિદ્ગગનમાં ચિદ્ગગન થવું (તદ્રૂપ થવું) અંદર-બહાર ચિદ્રૂપ આત્માને જોવો. એમ રાત-દિવસ વ્યાપારમાં અનુસંધાન થાય, તો તે અનુસંધાનના બળથી એકાંત સ્થાનમાં આપોઆપ યોગ સધાય છે. પરંતુ વ્યાપારમાં સમાધિનું વિસ્મરણ થશે તો હઠ કરવા છતાં પણ સમાધિયોગ સાધી શકાશે નહિ.

એકાંતમાં જે સુખ અનુભવેલું હોય, તેના સંસ્કારથી વ્યાપારમાં સ્મરણ થવું જોઈએ, અને વ્યાપારમાં જે સુખના સંસ્કાર હશે તે જ સમાધિ વખતે ઉત્પન્ન થશે. માટે વ્યાપારના અનુસંધાનથી સમાધિનું સુખ દૃઢ થાય છે, અને સમાધિના સુખથી વ્યાપારમાં સુખ થાય છે, માટે સાધકે કાયમ અનુસંધાન રાખવું. નહિ તો સમાધિ વખતે વિઘ્ન થાય છે. જો વ્યાપારમાં મન નિર્વિષય હશે તો જ સમાધિ-

સુખ નિર્વિઘ્ને પામશે માટે સાધકે કામક્રોધાદિ છોડીને સદા અનુસંધાનપરાયણ થવું

કૃષિ, વાણિજ્ય, રાજકારણ અને વિષયી જનો સાથે સંભાષણ, અથવા અન્ય શાસ્ત્રોનો વિવાદ, એ સર્વનો ત્યાગ કરવો કામાદિકની સાથે મનોરાજ્યનો પણ ત્યાગ કરવો જોઈએ કારણ કે મનોરાજ્યમા પણ ફોગટ વિષયોની કલ્પના થાય છે, ને તે પણ વિઘ્નકારક જ છે, માટે મનોરાજ્યનો ત્યાગ કરવો કામાદિક, મનોરાજ્ય, અને કૃષિ આદિ વ્યાપાર કરીએ ત્યારે તેનો જ ચિત્તને છંદ લાગે છે તે છંદ લાગવાથી સમાધિમા વિઘ્ન થાય છે તેમજ કાવ્ય, તર્ક અને ન્યાયશાસ્ત્ર ભણીએ છીએ ત્યારે જે જરૂરી નિશ્ચય પ્રાપ્ત કર્યો હોય તેની ઉપેક્ષા થાય છે માટે કાવ્ય તર્કાદિક પણ સમાધિમા વિઘ્ન કરનારા છે તેનો જરૂર ત્યાગ કરવો, અને ભોજનાદિ જે દેહ-નિર્વાહ છે તે કરવો દેહનિર્વાહનો પદાર્થ સંપાદન કરીને જો ભોજનાદિ નહિ કરવામા આવે તો મૃત્યુ થશે અથવા દેહ ક્ષીણ થશે દેહ ક્ષીણ થવાથી અથવા મૃત્યુ આવવાથી સાધન અભ્યાસ બૂડશે, અને તે અભ્યાસ બૂડ્યા પછી મોક્ષપ્રાપ્તિ શી રીતે થશે? મોક્ષપ્રાપ્તિ માટે જ આ બધી ખટપટ છે માટે ભોજનાદિ અવશ્ય કર કાવ્ય કૃષ્યાદિનો ત્યાગ કર વાથી મૃત્યુ આવતુ નથી અને દેહ ક્ષીણ થતો નથી, માટે એ વિઘ્નકર્તાનો ત્યાગ કર

શિષ્ય—જનકાદિ રાજાઓએ રાજ્ય શી રીતે કર્યું હશે? તેને રાજ્યાદિક વિઘ્નરૂપ નહિ થયા હોય?

ગુરુ—તેને પણ વિઘ્ન તો થાય, પરંતુ તે સ્વરૂપ દૃઢ જ્ઞાનથી વર્તતા હતા અને કાયમ તેને સમાધાન રહેતું, માટે રાજ્યાદિકનુ તેને વિઘ્ન થયું નહિ તને જ્યારે તેના જેવુ દૃઢ અપરોક્ષ જ્ઞાન, સંશય રહિત પ્રત્યક્ષ થાય, અને દેહાદિકના સારા નરસા કર્મો ભિન્ન રૂપે જોવાય ત્યારે તું પણ જનકાદિક પ્રમાણે કાવ્ય તર્કાદિ ફાવે તે કરજે પણ તને હજુ સુધી બ્રહ્માનુભવ થયો નથી, અને અંતરંગતાનુ જ્ઞાન પણ પ્રાપ્ત થયું નથી, છતા જો જનકાદિની વ્યર્થ બરોબરી કરીશ, તો તું પડીશ, માટે તુ તેની બરોબરી ન કરતા ભોજનાદિ સંપાદન કર, અને કૃષિ, કાવ્ય તર્કાદિકનો ત્યાગ કર વિવેક, વૈરાગ્ય જાગૃત રાખ શમદમાદિ સંપત્તિ રાખ 'હુ તે પરમ આનંદને કયારે પ્રાપ્ત કરીશ? મને તે કયારે પ્રાપ્ત થશે?' એવી તાલાવેલી મનમા આવવા દે સમાધિનુ આકાશ પ્રમાણે અવલોકન કરીને દૃઢ અનુસંધાન રાખવા છતા અર્થાત્ બળાત્કારથી વિકલ્પનો નિરોધ કરવા છતા ચાર વિઘ્નો થાય છે તે પ્રથમ કહુ છુ

## સમાધિમાં થતાં વિઘ્નોનું નિરૂપણ

સમાધિનો અભ્યાસ કરીએ છીએ ત્યારે ચાર વિઘ્નો થાય છે વિક્ષેપ, કષાય, લય અને રસાસ્વાદ આ ચારેના રૂપ જુદા જુદા કહું છુ, અને કયા ઉપાય થી તેનુ નિવારણ થશે તે પણ કહું છુ

વિક્ષેપ—અર્થાત્ વિકલ્પ જેને લીધે મનોરાજ્ય કરવામા આવે છે, તે જ સંકલ્પ-વિકલ્પરૂપ વિક્ષેપ આ સંકલ્પરૂપ વિક્ષેપ, ક્ષણભર અવકાશ ન દેતા એકસરખો ઊઠે છે તે જોયેલા પદાર્થનુ સ્મરણ કરે છે, ત્યારે તે પદાર્થ, પ્રત્યક્ષ અંતરમા ઉત્પન્ન થાય છે, ને દેખાવા લાગે છે પછી વૃત્તિ, ચિદ્રૂપ આત્મામા શી રીતે સ્થિર થાય? તે સ્થિર થતી નથી, ત્યારે બળાત્કારથી અનુસંધાનના લગાડીએ તો તે લાગતા પહેલા જ સંકલ્પ ઉત્પન્ન થાય છે એમ વારંવાર એકસરખો વિક્ષેપ જ ઊઠે છે

તેમા અનુસંધાન રાખીને વૃત્તિ, તદાકાર શી રીતે થાય? એ રીતે વિક્ષેપરૂપ વિકલ્પ પૂર્વ સંસ્કારને લીધે ઊઠે છે ત્યારે સમાધિસુખનો અનુભવ, સમાધિ લગાવીને લાંબો વખત બેસે તો પણ આવતો નથી હવે આ વિક્ષેપ હટાવવા માટે મનમા સર્વદા અનુસંધાન હોવુ જોઈએ અને એ અનુસંધાન રહે તે માટે કૃષ્યાદિ વ્યાપાર અને કાવ્ય-તર્કને છોડી દેવા જોઈએ તેમ વિષયી જનો સાથે જરા પણ ભાષણ કરવુ નહિ અંતરમા સર્વની ત્યાગબુદ્ધિ રાખવી, અને આત્મસ્વરૂપનુ અનુસંધાન રાખીને તેજ મનથી મનન કરવુ અથવા જે ધ્યેય અનુભવમા આવ્યું તેનુ એકતાન ચિંતન રાખવું એવો સાધકને છંદ લાગશે ત્યારે જ તેને નિજરૂપ પ્રાપ્ત થશે અન્ય પદાર્થના ત્યાગથી અભ્યાસ દ્વારા ધીરે

ધીરે વિક્ષેપ હટશે. આ વિક્ષેપ હટાવવાના ખાસ બે ઉપાય છે. એક તો સર્વ વ્યવહારનો ત્યાગ, તથા વૈરાગ્ય અને સ્વ-સ્વરૂપની પ્રીતિ. એ પ્રમાણે બે ઉપાય જાગૃતમાં દૃઢ કરેલા હશે તો પછી સમાધિ સાધી શકાશે.

જાગૃતિમાં એમ બે ઉપાય કહ્યા. તે જ પ્રમાણે સમાધિ વખતે વિષયાકારે વિક્ષેપ ઊઠે છે તેને વિવેક-વૈરાગ્યથી સાધકે દૂર કરવો. તે એક વાર દૂર કરવાથી જાય નહિ તો, તે જેમ જેમ ઊઠે તેમ તેમ તેને દૂર કરવો. સમાધિ વખતે વિવેક કરવો કે, આ વિકલ્પ જે ઊઠે છે તે કોના પર ઊઠે છે? જેમ પાણી ઉપર તરંગ અને આકાશમાં વાદળ, તેમ ચેતન-આકાશમાં વિકલ્પ સાથે પદાર્થ ભાસે છે. પણ જેમ પાણી અને આકાશને જોતાં તરંગ અને વાદળ મિથ્યા છે એમ લાગે છે, તે જ પ્રમાણે સ્વાનુભવથી ચેતન આકાશને જોતાં પદાર્થોમાં મિથ્યાપણું આવે છે. જે રીતે ચિદ્ ગગનને જોવાથી વિષયોનો ત્યાગ આપોઆપ થાય છે, તે જ રીતે કરતા જવાથી સ્વરૂપાનુસંધાન વિવેક દૃઢ થશે, અને આ સ્વરૂપાનુસંધાન વિવેક તથા વૈરાગ્ય બન્ને વધે છે ત્યારે વિક્ષેપ ક્ષીણ થાય છે અને ક્ષણેક્ષણ સંધિ વધે છે. જ્યારે વિક્ષેપ તદ્દન હટી જાય છે ત્યારે સ્વાનુભવસુખ પ્રાપ્ત થાય છે, અને એ નિજ સુખ કેવું છે તે મુખથી વર્ણવાતું નથી તેનો અનુભવ તો સાધકની વૃત્તિ જ લે છે. આ પ્રમાણે પહેલું વિઘ્ન-વિક્ષેપ હટે છે તો બીજું વિઘ્ન-લય ઉત્પન્ન થવા લાગે છે, તેને હટાવવું જોઈએ.

લય બે પ્રકારનો છેઃ એક ઊંઘ અને બીજી શૂન્યાકારતા. શૂન્યાકારતા અને ઊંઘ પ્રાપ્ત થવાથી સમાધિ સધાતી નથી. માટે જ્યાં સુધી લય રહે ત્યાં સુધીનો વખત વ્યર્થ ગયો એમ સમજવું. વિકલ્પ સહિત વિક્ષેપ જાય ત્યારે જરૂર ઊંઘ આવે જ. અગર જો ઊંઘ ન આવે તો વૃત્તિને કાંઈ પણ સમજવામાં ન આવે એવી શૂન્યાકારતા પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ઊંઘ અથવા શૂન્યાકારતા પ્રાપ્ત થવાથી સાધકને આત્માનુભવ થતો નથી. માટે તેણે લયને હટાવવાનો ઉપાય કરવો. અને તે એ કે, માત્ર ધ્યેય જણાય છે, બીજું કશું જણાતું નથી. એવી ચેતન આકાશની એકાકારતા રાખવી. તે એકાકારતાને ન ભૂલતાં હરદમ લક્ષમાં રાખવી. સ્વરૂપનું સર્વદા સ્મરણ કરવું. વિસ્મરણ કદી પણ પડવા દેવું નહિ. એમ થશે ત્યારે સામાન્ય વૃત્તિ ઊઠીને પોતે જ પસરશે અને તે પસરીને વિખરાઈ જતાં પુનઃ ઊઠીને પસરશે અને વિખરાશે. સ્વરૂપની લગની લાગે છે ત્યારે સ્મરણ રહે છે. તે સ્મરણ રહેવા માટે સ્વ-સ્વરૂપમાં કેવી પ્રીતિ હોવી જોઈએ તે દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરું છું. સાવધાનીથી શ્રવણ કર.

ઉનાળાના દિવસમાં બપોરે મધ્યાહ્નનો સૂર્ય પોતાના પ્રખર તેજથી પ્રકાશી રહ્યો છે, અને તે વખતમાં ચોતરફ વડવાગ્નિ બહુ જોરથી લાગેલો છે. તે દરમિયાન કોઈ હાથી મોટા તળાવમાં પ્રવેશે છે અને તેને શીતળતાનું જે સુખ થાય છે, તે છોડવા ચાહતો નથી. કોઈ તેને સુખ બહાર કાઢવાનું કહે તો પણ તેમ કરતો નથી. કેમકે જો સુખ પાણીની બહાર કાઢે તો દાઝે છે, તેથી બળવાની ભીતિને લીધે પાણીની બહાર મુખ કાઢતો નથી. ઉષ્ણકાળ, મધ્યાહ્નના સૂર્યનો પ્રખર તડકો અને વડવાગ્નિ, એ ત્રિવિધ તાપથી જેમ હાથી તપેલો હતો, તેમ આ સમાધિસુખ લેનારો સાધક ત્રિવિધ તાપથી તપેલો છે, અને વિક્ષેપથી બહુ જ કંટાળેલો છે. તે ચિદ્ ગગનમાં વિશ્રાન્તિ પામેલો હોવાથી વિક્ષેપ તરફ આવતો જ નથી પણ તેને ક્ષણેક્ષણ આત્મસુખની જ રઢ લાગે છે અને હું વિશ્રાન્તિ પામ્યો એમ કહે છે. મારાં અનંત જન્મનાં દુઃખ ગયાં એમ માને છે. મારાં દુઃખ ગયાં ને હું સુખી થયો એવું સ્મરણ સાધકે કરવું નહિ. જો કર્યું, તો તે સ્મરણરૂપી વિક્ષેપ જ ઊઠયો એમ સમજવું. માટે તે સુખ બિલકુલ યાદ કરવું નહિ. વિક્ષેપનું ઉત્થાન થયા પછી આપોઆપ તેની સ્મૃતિ થશે. તે સમાધિસુખની સ્મૃતિ, ભોજનાદિ વ્યાપાર વખતે પણ રાખવી. કદી પણ વિસ્મરણ કરવું નહિ. એ રીતે સ્વરૂપની સ્મૃતિ સહિત સમાધિમાં બેસે છે ત્યારે લાગલી જ તદાકારતા થાય છે. અર્થાત્ વિક્ષેપ ન થતાં સાવધાનીથી ચિદ્ ગગનમાં લીન થાય છે. એવી ક્ષણે ક્ષણે ચઢતી

પ્રીતિ થાય ત્યારે જ આ લય હટે છે. ઊંઘ તો આવતી નથી અને શૂન્યાકારતા પણ થતી નથી. એવી સાવધાનપણાથી જે એકાગ્રતા થાય તેને જ સમાધિ કહે છે. લય હટાવીને સમાધિ લગાવતાં "કષાય" નામનું ત્રીજું વિઘ્ન ઉત્પન્ન થાય છે.

**કષાય**—સમાધિકાળે સુખરૂપ થતાં ચેતન આકાશમાં એકાએક લીલા–પીળા રંગ ભાસે છે અને આગ લાગી હોય એવું ભાસે છે, અથવા વીજળી ચમકતી હોય એવો ભાસ થાય છે; અગર કાનમાં વાજિંત્રના જેવો નાદ થતો હોય એમ લાગે છે. આ કષાય, સમાધિ વખતે સાધકને વિઘ્નકર્તા છે. તેને લીધે વૃત્તિ તે તરફ જ લાગે છે. આ કષાય એકાએક જોતાં જ સાધક ઊઠીને દોડવા લાગે છે. કોઈ સાધક ઊઠીને ભાગ્યા પછી ફરી સમાધિમાં બેસે છે ત્યારે તે જ પ્રમાણે થાય છે. એમ દરરોજ એકાગ્ર–તદાકાર થઈ નિજ સુખ પ્રાપ્ત કરે છે તે વખતે નાદ-રંગ વગેરે ભાસવાથી સાધક ભયથી બૂમ મારીને ભાગે છે. એવી જો આદત પડે તો બ્રહ્માકારતામાં તે પ્રવેશ કરી શકતો નથી, પણ ત્યાંથી દરરોજ પાછો ફરે છે, માટે એ કષાયનું વિઘ્ન સાધકને માટે દુર્ધર છે. રંગ અને નાદ જોઈને કદાચ ભાગે નહિ તો વિક્ષેપ તરફ આવે છે. વૃત્તિને વિક્ષેપ તરફ આવવાની આદત પડશે તો એકાગ્રતાની પ્રીતિ છોડીને તે પ્રતિદિન ઉત્થાન કરશે; માટે તેમ ન થવા સારુ સાધકે એવું કરવું કે, ચિદ્ ગગન જ્ઞાનઘનને છોડવું નહિ. અને સ્વરૂપસ્મૃતિમાં જુદા રૂપે ન રહેતાં તે મુખ્ય સ્વરૂપમાં જ સંલગ્ન (લીન) થવું. પછી રંગ–નાદ જો ભાસે તો તે મિથ્યા દશ્ય ભ્રાન્તિ છે એમ વિચારથી જાણીને તેનો ત્યાગ કરવો. વિચાર આ રીતે કરવો· બ્રહ્મ શબ્દ રહિત છે ત્યાં નાદ કયાંથી હોય ? તેમજ બ્રહ્મ અદશ્ય અગોચર હોવાને લીધે ત્યાં લીલા–પીળા રંગ પણ શાના ? પ્રકાશક જ્ઞાનઘન આત્મા સૂર્ય સમાન છે એમ કેટલાક માને છે, પણ તે તેવો યે નથી.

કેટલાક આંખો બંધ કરીને બ્રહ્મને જુએ છે અથવા ભદ્રા–મુદ્રાદિ બીજી કૃતિ કરે છે તેથી પિત્ત પ્રકૃતિના વિકારરૂપ પ્રકાશ દેખાવા લાગે છે. તે મૂર્ખ તેને બ્રહ્મ કહે છે. કોઈ બ્રહ્મને, જ્યોતિ જેવો લાગે છે એમ માને છે. કોઈ અણુ–રેણુ જેટલો બ્રહ્મ સૂક્ષ્મ છે એમ માને છે. એમ કેટલાયે પ્રકારથી મૂર્ખાઓ બ્રહ્મની કલ્પના કરે છે. એવી માન્યતાથી તેઓને બ્રહ્મ શી રીતે પ્રાપ્ત થાય ? જે સાધકને ખરેખર તરવું હોય તેણે એવા કુતર્કોમાં ગૂંચવાવું નહિ, પણ તેણે અંતરવિચારથી જાણવું કે જ્ઞાનઘન આત્મા ભૌતિક પ્રકાશ જેવો નથી. તે અંતર્દષ્ટિથી પણ દેખાતો નથી. જો તે દેખાય તેવો (દશ્ય) હોત તો કયારેક પણ મળ્યો હોત; પણ મળતો નથી. તો પછી જ્ઞાનઘન બ્રહ્માત્માને નાદ–રંગ અને વ્યક્તિ જેવો કેમ કહેવાય ? નાદ, વર્ણ, વ્યક્તિ, રંગ એ બધાં દૃષ્ટિના દશ્ય અને તરંગ છે, અને આત્મા અસંગ–અભંગ છે. તે આત્મા ફલાણા જેવો છે એમ કઈ રીતે કહી શકાય ? આત્મા દશ્યાભાસથી અતીત છે. તેમાં જ એકાગ્રભાવથી વૃત્તિને લીન કરવી. એવો નિશ્ચય કરીને સાધક બેસે છે. ત્યારે કષાય ભાગી જાય છે. કદાચિત્ કિંચિત્ ભાસ થાય તો તે તરત નાશ પામે છે. નાદ–રંગ દેખાય કે ન દેખાય, પણ વૃત્તિ નિશ્ચળ થવી જોઈએ, પછી આપોઆપ કષાયનું વિઘ્ન નાશ પામે છે. વૃત્તિ ચિદ્ ગગનમાં લીન થાય તે પછી, ઉત્થાન વખતે વિકલ્પ ઊઠે તો 'હું બ્રહ્મ અસંગ છું" એમ સંભારતાં જ તે વિકલ્પ પુનઃ લીન થઈ જાય છે. લીનપણામાં "હું બ્રહ્મ" એમ સ્ફુરણ થાય તો પણ તે શબ્દાકાર સ્ફુરણ હોતું નથી. કેવળ સામાન્ય વૃત્તિ જ જઈને પસરે છે અને પુનઃ લીન થઈ જાય છે. ત્યાર પછી વિકલ્પ ઊઠે અથવા ન ઊઠે તો પણ "હું બ્રહ્મ છું" એ પોતાની અસંગતારૂપ એકાકારતા, અભ્યાસના બળથી વૃત્તિમાં સ્ફુરવા લાગે છે. એવી ખરેખર, સાધકની બ્રહ્માકારવૃત્તિ થશે ત્યારે તરત કષાયનો ઘાત થઈ જશે. કષાયનો નાશ થયા પછી સાધકની સમાધિમાં ચોથું વિઘ્ન રસાસ્વાદ ઉત્પન્ન થાય છે.

**રસાસ્વાદ**—નહિ વિક્ષેપ, નહિ લય, અને નહિ કષાય; પણ "હું બ્રહ્મ" એમ જે અભિમાન ધરવું તેને રસાસ્વાદ કહે છે.

"હું બ્રહ્મ છું" એવું જે વૃત્તિએ અભિમાન લીધું તે સમાધિનું લક્ષણ નથી. કારણકે અભિમાનને લીધે ધ્યેય અને ધ્યાતા જુદા રહે છે. મૂર્ખ, દેહબુદ્ધિ

લઈને બેસે છે, તે દેહબુદ્ધિ જેવી બાધક છે તેવી 'હું બ્રહ્મ છું' એ વૃત્તિ પણ અભિમાનને લીધે બંધન-કર્તા થાય છે. તેનું કારણ એ જ કે પોતાનું નિર્વિકલ્પ સ્વરૂપ કેવું છે તે ન સમજતાં "હું બ્રહ્મ" એમ કહે છે, તે અભિમાન દેહબુદ્ધિનું જ સમજવું જોઈએ.

શિષ્ય—જો વૃત્તિ, ચિદ્‌ગગનાકારે, નિશ્ચયપૂર્વક થઈ ગઈ, તો પછી તે દેહબુદ્ધિ તરફ શી રીતે આવે?

ગુરુ—વૃત્તિ ઊઠતાંની સાથે જ અભિમાન સ્ફુરે છે. તે વખતે સ્વરૂપ યથાર્થ નહિ સમજતાં અભિમાન ઉત્પન્ન થયું, માટે તેને દેહ બુદ્ધિ જ માનવી જોઈએ.

વૃત્તિ લીન થાય છે ત્યારે શૂન્યાકારતાનું અવલંબન કરે છે અને તે જ પોતાની ખરી સ્વરૂપ સ્થિતિ છે એમ માની બેસે છે. તે વૃત્તિ, સ્ફૂર્તિથી માંડીને દેહપર્યંત આ મિથ્યાપણાનું અભિમાન લે છે એ અભિમાનને બ્રહ્મ માની બેસવું તે દેહબુદ્ધિ નથી શું? વૃત્તિએ વિવેચનથી મિથ્યા માનીને સર્વનો ત્યાગ કર્યો, તો શૂન્યને બ્રહ્મ કલ્પીને "તે જ હું" એમ માનીને બેસે છે. આત્માનુરૂપ આકાશ સમાન છે પણ વૃત્તિને જ્ઞાન-ઘનરૂપ ચેતનઆકાશનો ખરો અનુભવ આવતો નથી, તેથી તે શૂન્યરૂપ આકાશને અંતરમાં બ્રહ્મ માનીને તે જ સુખથી નાચે છે. જેમ કોઈ હઠયોગી, પ્રાણ-વાયુનો રોધ કરીને શૂન્યાકાર થઈ બેઠો, તેવો જ આ અભિમાની સાધક, આકાશને શૂન્યાકાર બ્રહ્મ માનીને બેઠો. વિચારવાન સાધકે વાસ્તવિક સ્વરૂપ અને આકાશનો ભેદ સમજવો જોઈએ, અને વૃત્તિનું "હું બ્રહ્મ" એ અભિમાન મૂળમાંથી જવું જોઈએ. બસ, ત્યારે જ આ રસાસ્વાદ નાશ પામશે અને બ્રહ્મ, બ્રહ્મપણાથી સ્વતઃ પ્રાપ્ત થશે. અગર તેમ નહિ થશે તો શૂન્યમાં અથવા દેહબુદ્ધિમાં સાધક જઈ પડશે

હવે તે વિઘ્ન શી રીતે હટાવવું તેનું નિરૂપણ સાધકે સાવધાનીથી શ્રવણ કરવું. પ્રથમ સ્વસ્વરૂપ અને આકાશનો ભેદ વિચારથી જાણવામાં આવે અને પછી અભિમાનનો ત્યાગ કરીને વૃત્તિ સ્થિર થાય તે વિગત સમજાવું છું.

### આકાશ અને સ્વ-સ્વરૂપમાં ભેદ

આકાશ એટલે કેવળ ભૂત. જેમાંથી શબ્દગુણ ઉત્પન્ન થયો અને જે જ્ઞાનરહિત શૂન્યરૂપ છે. તે નેત્રને અવકાશરૂપ દેખાય છે. જેમાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, ભય એ પાંચ પદાર્થ ઉત્પન્ન થયા. એવું એ આકાશ, પોકળ, દૃશ્ય, તમોગુણનું કાર્ય છે અને ચાર ભૂતો પ્રમાણે જડ છે. એ ભૂતાકાશથી ઊલટું જે ચેતન-આકાશ છે તેમાં શબ્દગુણ નથી. શૂન્યત્વ નથી. તે અદૃશ્ય-અગોચર હોવાને લીધે તેમાં અજ્ઞાન દેખાતું નથી. કામ ક્રોધ એ મનના ધર્મો છે. તે મન, ચિદ્‌ગગનમાં ઉત્પન્ન થતું નથી, માટે તેનામાં મનના ધર્મ નથી. ભૂતાકાશની જેમ ચેતનઆકાશ, પોકળ નથી. એ તો ચેતનઘન છે. ભૂત એટલે પેદા થયેલું. તેને "આકાશ" એવું નામ મળ્યું. જ્ઞાનઘન ચેતનઆકાશ તો આદિ, અંત અને મધ્યમાં પણ ભરપૂર છે. તે ચેતન આકાશ-માં રજ્જુ સર્પની ભ્રાન્તિ જેવી "અહં બ્રહ્માસ્મિ" સ્ફૂર્તિરૂપ માયાની ઉત્પત્તિ નહોતી થઈ. અર્થાત્ તે ન હોવા છતાં તેની ઉત્પત્તિ માની. તે "અહં બ્રહ્મ" શબ્દને તથા શબ્દગુણને અખંડ એકરસમાં અવકાશ મળ્યો. તે છિદ્રરૂપ પોકળપણાનું "આકાશ" એવું નામ ઠરાવ્યું. પછી તેમાં બાકીનાં ચાર ભૂતોનો અને જગતનો વાસ થયો. તથા તેમા અજ્ઞાન જડત્વ પણ આવ્યું. તેથી આકાશ તમોગુણમા થયું એમ મનાયું. કામક્રોધ એ અંતઃકરણરૂપી કાર્યમા ઉત્પન્ન થયાં. એ વિકાર આકાશનો છે પણ એ સર્વ માયાસ્ફૂર્તિનું કાર્ય છે, માટે વિચાર કરવાથી એ થયાં જ નથી એમ ઠરે છે. માત્ર નામરૂપને લીધે અમસ્તી કલ્પના કરી કે, "એ છે." વાસ્તવિક અખંડ એકરસ સ્વરૂપ જ છે.

શિષ્ય—ચેતનઘનમાં માયા ઉત્પન્ન થઈ, તે ઠેકાણે છિદ્રરૂપ પોલાણને અવકાશ શી રીતે મળ્યો?

ગુરુ—જેમ અરીસામાં છિદ્ર ન હોવા છતાં તેમાં, સામે પડેલો પદાર્થ દેખાય છે, તેમ જ્ઞાનઘન ગહન હોવા છતાં ભ્રાન્તિથી તેમાં જગત થયું હોય એમ લાગે છે. સ્વરૂપ વિના એકાદ સ્થળ ખાલી હોત તો જ્ઞાનઘનમાં અવકાશ મળત; પણ ક્યાંય ખાલી સ્થળ નથી, એટલે ત્યાં જગત ભસવા માટે અવકાશ જ નથી. તે અખંડ એકરસની અંદર બીજી માયા છે એવી કલ્પના કરી અને સહજ અજ્ઞાનની કલ્પના કરી તે જ આકાશ. જ્ઞાનઘન ચેતનઆકાશમાં અજ્ઞાનતા, પોકળતા,

જડતા, વગેરે, એ નામ ઉપાધિને લીધે આવ્યા છે બાકી બીજી રીતે આકાશ થયુ જ નથી

શિષ્ય–જેમ સ્વરૂપ વિના કોઈ સ્થળ ખાલી નથી, તેમ આકાશ વળી કયા ખડિત થયેલુ છે?

ગુરુ–અનત, નિશ્ચળ પરબ્રહ્મનુ માયાને લીધે 'ગગન' એ નામ કલ્પેલુ છે જીવરૂપગાચી જે બ્રહ્મને જુએ તેને માટે ગગન એ નામની કલ્પના થઈ તે અભિન્નપણે એકરસ થાય ત્યારે તે જ ગગન "બ્રહ્મ" છે કાલિમા જ્યારે ન રહે ત્યારે તે જ પિત્તળ કેવળ સુવર્ણ છે તેવી રીતે અજ્ઞાન ન રહે ત્યારે તે જ ગગન જ્ઞાનઘન બ્રહ્મ છે બ્રહ્મમા અવકાશ છે એવી વ્યર્થ કલ્પના કરીને તેનુ ગગન નામ ઠરાવ્યુ પણ તેમા અવકાશ નથી, કેવળ પરબ્રહ્મ જ ભરપૂર છે

શિષ્ય–ત્યારે આકાશનુ રૂપ કયુ?

ગુરુ–છિદ્રપણામાથી જેમા શબ્દનાદ ઊઠે છે તે ભૂતરૂપ આકાશ તે આકાશ શબ્દસહિત થયુ, માટે ભૂત એ નામ પ્રાપ્ત થયુ પ્રલયકાળમા તે નાશ પામે છે પછી જે રહે છે તે જ બ્રહ્મ છે

શબ્દરૂપ આકાશ શ્રોત્રનો વિષય છે તે સિવાય જે ઓતપ્રોત રહે છે તે કોનો વિષય છે? આકાશનુ પોકળપણુ આખને જણાય છે, તે પોકળપણુ વ્યર્થ કલ્પેલુ છે આકાશને વાસ્તવિક રૂપ જ નથી શબ્દ આખને દેખાતો નથી, તો પછી ઓતપ્રોત રહેલુ આકાશ, નેત્રને શી રીતે ભાસે? જે પોકળ છે એમ અનુમાન કર્યુ તે જ સઘન પરબ્રહ્મ છે પરબ્રહ્મ અનુમાનમા આવ્યો તેથી તેનુ આકાશ નામ રાખ્યુ સાર એ જ કે જોનાર તે જ્ઞાન, અને જોયેલુ તે જડ અજ્ઞાન જોનારાનુ વિશેષ જ્ઞાન તે જ વિપરીત પ્રમાણ છે પછી તેણે પોકળને જે અજ્ઞાન કલ્પી લીધુ તે ખરુ શાનુ? માટે જોનારા જ્ઞાનનો ત્યાગ કરવો અને પોકળનુ જડપણુ છોડી દેવુ પછી જે જ્ઞાન રહે તે જ પરબ્રહ્મ છે માટે જે ઓતપ્રોત છે તે બ્રહ્મ અને જે શબ્દરૂપ છે તે ભૂતાકાશ એ જ માયા ઉપાધિમા ઉત્પન્ન થયુ અને તેમાથી જ પરા, પશ્યતિ, મધ્યમા અને વૈખરી એ ચાર વાચા ઉત્પન્ન થઈ તેઓની શબ્દરૂપતાને આકાશ એવુ નામ આપ્યુ ચાર ભૂતની ઉપાધિના ઘર્ષણથી શબ્દ ઉત્પન્ન થયો પશુપક્ષી આદિ જીવોમા ધ્વનિરૂપે આકાશ છે ત્યા જ કામક્રોધની ઉત્પત્તિ અને શૂન્ય અજ્ઞાન જડ ભ્રાન્તિ છે અને તેનો જ કલ્પાન્તે નાશ થાય છે શબ્દરૂપ જે આકાશ છે તેનુ જાણનારપણુ કાનમા જ છે તે શબ્દરૂપ સિવાય જે ઓતપ્રોત છે ત્યા શબ્દ નથી અને તેનુ વેદ્યપણુ પણ નથી ત્યા કામક્રોધાદિક નથી જડપણુ, શૂન્ય, અજ્ઞાન અને શબ્દગુણ પણ નથી તે ઉત્પન્ન થયો નથી અને તેનો નાશ થતો નથી માટે જ તે બ્રહ્મ છે બ્રહ્મરૂપ વિષે, અજ્ઞાનથી એ ભૂત છે એવી કલ્પના કરી, અને તેનુ આકાશ એ નામ ઠરાવ્યુ પણ તેને કશુ જ રૂપ નથી, માટે તે જ બ્રહ્મ ખરો છે, પણ તે વિચારથી ગ્રહણ કરવો જોઈએ

શિષ્ય–સ્વરૂપને જે ગગનની ઉપમા આપી તે ગગન કયુ? વિભુ, વ્યાપક, નિરશ, એમ કહેલુ છે તે ઓતપ્રોત બ્રહ્મ છે શબ્દરૂપ આકાશ તો એકદેશી છે તેમા વિભુત્વ, વ્યાપકતા, અને નિરશતા આવે નહિ, માટે સ્વરૂપને જેની ઉપમા આપી તે ઓતપ્રોત ગગન છે ઓતપ્રોત ગગનમા વિભુ, વ્યાપક, નિરશ આદિ લક્ષણો સ્વરૂપના લક્ષણ પ્રમાણે છે બ્રહ્મરૂપમા ઓતપ્રોત ગગનના કરતા એક ચૈતન્યમાત્ર અધિક છે તે બ્રહ્મમા ચૈતન્યની અધિકતા માનવાથી વ્યાપક બ્રહ્મ પણ અવશ્ય જડ થયો અને તે જ એક બ્રહ્મ એમ તમે ઉપદેશ કર્યો, તો તે મને સ્પષ્ટ સમજાય તેમ કહો

ગુરુ—હે રવિદત્ત! જે ઓતપ્રોત ગગન, ગગન એ નામથી છે તેની જ સ્વરૂપને ઉપમા આપી છે અજ્ઞાનીઓએ ભ્રાન્તિથી માનેલુ છે તે આકાશ વ્યાપક છે તેને સમજાવવા માટે શ્રુતિ અને જ્ઞાની કહે છે કે આકાશ જેવો બ્રહ્મ છે

શિષ્ય–સ્વરૂપને જાણીબૂઝીને આકાશ જેવુ કેમ કહે છે?

ગુરુ–તેનુ કારણ એટલુ જ છે, કે અજ્ઞાનીને જ્ઞાન થવા માટે સ્વરૂપને કોની ઉપમા આપવી? ઉપમા દેવા જેવો બીજો પદાર્થ જ નથી, ત્યારે તેને કઈ રીતે સમજાવવુ? સમજાવવાનો બીજો માર્ગ નથી, માટે જેમની તેમ બીજા નામથી ઉપમા આપી. અજ્ઞાનીને

આકાશના વ્યાપકપણાની અને મોટાપણાની ખબર છે. માટે જ આકાશની ઉપમા આપેલી હોવાથી તેને સ્વરૂપનો અનુભવ આવશે. કોઈએ શૂન્ય અજ્ઞાન માનેલું, તેથી પણ સ્વરૂપને આકાશની ઉપમા આપી, પણ તેમાં આકાશનું સ્વરૂપ શું છે, એ સાધકને અભ્યાસના બળથી સમજાવા લાગશે અને બ્રહ્મ ચિદ્-ઘન જ્ઞાનરૂપ છે, તે વિશેષ જેવો અલ્પ નથી, પણ સામાન્ય સ્વયંપ્રકાશ અમૂપ છે એમ જ્યારે યથાર્થ સમજાશે ત્યારે ઓતપ્રોતમાં અજ્ઞાન કલ્પેલું હતું, તેનો ત્યાગ કરીને સહજ સામાન્ય એકરૂપનું જ્ઞાન થતાં જ ગગનબુદ્ધિ જશે. વિભુ, વ્યાપક, એ સમાનતા પહેલેથી જ છે અને એકતા પણ સહજ છે. અજ્ઞાન માનીને જે ગગન નામ રાખેલું હતું તે માત્ર સ્વાનુ-ભવથી મિથ્યા થાય છે, માટે હે રવિદત્ત! વિચાર કરીને જો. વ્યાપક જ્ઞાનઘન બ્રહ્મ જ છે. આ વ્યાપકને કયું રૂપ છે, કે તે ચક્ષુ આદિ ઇન્દ્રિયોને સમજાય? એવા વ્યાપક રૂપ માટે અજ્ઞાનીઓની "ગગન" એ કલ્પના છે તેનો જ હવે નિષેધ કરું છું. સાવધાન મનથી શ્રવણ કર.

વાયુ આદિ ચાર ભૂતો વ્યાપક આકાશમાં મિશ્રિત છે. તેને અલગ કાઢી લઈએ ત્યારે સ્વતઃસિદ્ધ બ્રહ્મ રહે છે. વ્યાપક આકાશમાં અજ્ઞાનરૂપ જે જડતા છે તે પૃથ્વીનો કઠિન સ્વભાવ છે. આકાશમાં મૃદુ-પણાનો જે ભાવ છે તે પાણીનો ગુણ છે. આકાશ જે ભાસે છે તે તેજનો ગુણ છે. એ ગુણથી આકાશ પોકળ છે એવી કલ્પના કરવામાં આવે છે. આકાશમાં સ્તબ્ધતા, નિરોધતા છે તે વાયુતત્ત્વની છે. શબ્દરૂપ અંતઃકરણ સ્ફૂર્તિને લીધે સ્વરૂપમાં આકાશ નામ આવ્યું. વિચાર કરીને જોઈએ છીએ ત્યારે એ સ્ફૂર્તિ આકાશમાં મળતી જ નથી. જ્યાં એ માયાસ્ફૂર્તિ જ નથી ત્યાં સ્તબ્ધતા, નિરોધતા શાની હોય? એ પ્રમાણે સ્તબ્ધતા-નિરોધતા નથી, એ માટે આકાશમાં વાયુ નથી. ભાસકરૂપે તે જ દેખાય છે તે ખોટું છે. કોઈ કહે કે મને બ્રહ્મનો અનુભવ થયો. તો જે થયા જેવું લાગે છે તે ભ્રાન્તિ છે. કારણ કે આપણે બ્રહ્મથી જુદા રહીને તેનો અનુભવ લેવો એ બની શકે એવું નથી અને અભિન્ન થઈ રહીએ તો ભાસ નષ્ટ થાય છે. માટે ત્યાં તે જ નથી. ત્વચાને જ્યારે સ્પર્શ થાય ત્યારે ત્યાં મૃદુ-કઠિન ઓળખે છે. પણ પોતે એક જ હોય ત્યાં મૃદુ-કઠિન શાનું? મૃદુપણું જ નથી તો ત્યાં જલ ક્યાંથી હોય? કઠિનપણું, શૂન્ય અજ્ઞાન એ પૃથ્વીનો ગુણ છે એમ કલ્પના કરી, પણ વિચાર કર્યો એટલે સામા ય જ્ઞાન સમજવામાં આવ્યું. પછી અજ્ઞાન ક્યાં રહ્યું? આત્મા ચેતનઆકાશ ઓતપ્રોત અને અનંત છે એમ સજાતીય-વિજાતીય ભેદ રહિત સ્વાનુભવથી સમજાશે દેહાદિક જ હું છું એવું વિપરીત જ્ઞાન જે માનેલું કે હું મને જાણતો નથી, તેથી અજ્ઞા-નની કલ્પના કરી છે. એ વિપરીત જ્ઞાન, વૃત્તિની બહિર્મુખતાને લીધે કલ્પાયું છે. તેથી અજ્ઞાન વૃત્તિમાં આવ્યું. સ્વરૂપમાં અજ્ઞાન નથી. જો સ્વરૂપમાં અજ્ઞાન હોત તો વૃત્તિ ઊઠવાની સાથે તેને જાણત નહિ. પણ જાણે છે તેથી તેમાં અજ્ઞાન નથી. આત્માના પ્રકાશથી વિપરીત જ્ઞાનપણ પ્રકાશ છે. તેમ જ વૃત્તિને સ્વરૂપ સમજાતું નથી, તે વૃત્તિનું અજ્ઞાન પણ આત્માના પ્રકાશથી પ્રકાશિત છે. પછી તે જ્ઞાનઘન ચેતન આકાશ-માં અજ્ઞાન કેવી રીતે હોય?

આત્મામાં જડપણું નથી, શૂન્ય જ્ઞાન કલ્પેલું હતું તેનો વિચારથી નિષેધ કર્યો. છતાં પણ શૂન્યખંડન બાકી રહ્યું છે તે આગલા શ્લોકમાં કહેલું છે. તેનો વિચાર સમજવામાં આવશે ત્યારે વાસ્તવિક અપરોક્ષ આત્મા જ પરિપૂર્ણ છે એમ જાણવામાં આવશે સ્વસ્વરૂપ જે ચિદ્ ગગન અનંત, અપાર, વ્યાપક છે તે માટે "આકાશ" એવી વ્યર્થ કલ્પના કરવામાં આવી છે. વાસ્તવિક તે જ સઘન બ્રહ્મ છે. તે સ્વરૂપ અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અરસ, અગંધ છે. ત્યાં ભાન, મૃદુ, નિરોધ અને અજ્ઞાન નથી. એ પ્રમાણે ભૂતોનો ધર્મ ત્યાગીને ગગનને અલગ કાઢી લીધું. અને એ અલગ કાઢેલું તે જ ચેતનઆકાશ. એ રીતે વિચાર કરવાથી ચિદ્ ગગન અનુમાન દ્વારા જણાવવામાં આવ્યું; પણ તે વૃત્તિના સમજવામાં આવશે ત્યારે જ વૃત્તિમાં રહેલું અજ્ઞાન જશે. આત્મામાં અજ્ઞાન નથી. એ તો સામાન્ય જ્ઞાનઘન છે; પણ તે સ્વરૂપ, વૃત્તિના સમજવામાં આવતું નથી. માટે 'અજ્ઞાન' છે એવી કલ્પના

તે કરે છે. સ્વસ્વરૂપ પરિચ્છેદ રહિત અનંત; અપાર છે એમ વૃત્તિ જાણશે ત્યારે જ તેનું અજ્ઞાન નષ્ટ થશે. જે વૃત્તિના અજ્ઞાનથી, આટલું બધું ઐક્ય હોવા છતાં જુદાપણું પેદા થયું અને દેહબુદ્ધિથી હું જન્મું છું એવી વૃત્તિની મિથ્યા ભાવના થઈ, તે આત્માને જાણ્યા વિના તેનું અજ્ઞાન કદી પણ ફીટવાનું નથી.

અભ્યાસથી વૃત્તિ ચિદ્ગગનમાં વ્યાપે છે, પણ ચિદ્ગગન કેવડું અને કેટલું છે તે જાણતી નથી. વળી એ વૃત્તિ વ્યાપે છે ત્યારે સમજાય ન સમજાય એટલી વારમાં તો તેનો લોપ થઈ જાય છે. પછી તે અગોચર બ્રહ્મને પૂર્ણરૂપે શી રીતે જાણે? પૂરેપૂરું જાણતી નથી, પણ કિંચિત્ સમજવામાં આવે છે તેનું અભિમાન માથે લે છે અને "અહં બ્રહ્માસ્મિ" કહે છે તે રસાસ્વાદ છે, અને તે વિઘ્નકારક છે.

શિષ્ય-તે રસાસ્વાદ શી રીતે જાય? અને વૃત્તિને યથાર્થ આત્મા શી રીતે સમજાય તેમજ અભિમાન વિના સ્વાનુભવ કઈ રીતે પ્રાપ્ત થાય તે મને કૃપા કરીને કહો.

અહં બ્રહ્માસ્મિનું અભિમાન ધરવામાં ન આવે તો શૂન્યપણું થાય છે. અને અભિમાન ધરે તો સમાધિમાં શૂન્યપણું થાય છે. તો હવે અહીં કેવી રીતે રહેવું તે યુક્તિ, હે મહારાજ! મને બતાવો (એમ કહીને રાંવદત્ત ગુરુના ચરણને સ્પર્શ કર્યો પછી સંતોષ પામી સદ્ગુરુએ કહ્યું. વૃત્તિને જ્ઞાન શી રીતે થાય છે તે સાવધાન થઈને એકાગ્રતાથી શ્રવણ કર.)

ગુરુ-વૃત્તિ ચેતનઆકાશમાં પસરે છે અને તદાકાર થઈ નાશ પામે છે. પછી જે બાકી રહે છે તે જ સ્વપ્રકાશ આત્મસ્વરૂપ વૃત્તિ લુપ્ત થયા પછી લાગલી જ ઊઠે નહિ ત્યાં સુધી તે સંધિમાં કેવળ સામાન્ય ચેતનઆત્મા હોય છે.

શિષ્ય-વૃત્તિનો લય થયા પછી સામાન્ય ચેતન આત્મા, જે રહે છે તે વૃત્તિના સમજવામાં શી રીતે આવશે?

ગુરુ-વૃત્તિ ઊઠીને જ્યારે ચિદ્ગગનમાં વ્યાપે ત્યારે તેને 'આ ચિદ્ગગન' એમ સમજાય છે. વૃત્તિ કોઈ પદાર્થ જોવા લાગે છે ત્યારે તેને 'આ અમુક પદાર્થ છે' એમ સમજાય કે તુરત તે વૃત્તિનો નાશ થાય છે. જાણવું અને લોપાવું એ વૃત્તિનો સ્વભાવ છે. ઘટપટનું અજ્ઞાન હટાવીને વૃત્તિ નષ્ટ થાય છે છતાં તેણે જે જાણ્યું તે જ્ઞાન કાયમ રહે છે. તેવી રીતે વૃત્તિ ચેતનઆકાશમાં પસરી ત્યારે જ તેણે 'આ સ્વસ્વરૂપ' એમ જાણી લીધું. પછી તુરત તે વિખરાઈ ગઈ. પણ જે જાણ્યું તે કાયમ રહ્યું. એવું વૃત્તિને જ્ઞાન થયું અને અજ્ઞાન ગયું. (નષ્ટ થયું.)

શિષ્ય-વૃત્તિ વ્યાપતાં જ અજ્ઞાન જાય છે અને અમુક "આ બ્રહ્મ છે" એવો નિશ્ચય થાય છે, ને એ નિશ્ચયનું વૃત્તિ અભિમાન ધરે છે, તો એ પણ રસાસ્વાદ જ થયોને?

ગુરુ-હા, આ રસાસ્વાદ જ્યાં સુધી ત્રિપુટી છે ત્યાં સુધી મૂળમાંથી જતો નથી; પણ જ્યારે પોતે ખુદ અપરોક્ષ થાય ત્યારે જ આ રસાસ્વાદ જાય છે. ત્યાં સુધી આ અભિમાન હશે તો જ અજ્ઞાનનું ખંડન થશે. માટે શુદ્ધ સ્વરૂપનું અખંડ અનુસંધાન એકતાન થવું જોઈએ. એ ધ્યેય-ધ્યાનરૂપ, કર્તાને અધીન ક્રિયા ચિરકાળ સ્થિર રહેશે ત્યારે તેના યોગથી જ ધીરેધીરે શુદ્ધ સ્વરૂપમાં અભિન્નતા થશે હું સ્વતઃ નિર્વિકલ્પ, નિર્વિકારી છું એવો દૃઢ અપરોક્ષ અનુભવ થયા પછી એ રસાસ્વાદનું વિઘ્ન નાશ પામે છે ત્યાં સુધી બ્રહ્મનો આનંદ દેનારો, આ રસાસ્વાદરૂપી વૃત્તિનો છંદ, બીજાં વિઘ્નોને રસાસ્વાદ હટાવવા માટે ઉપયોગી છે. વિક્ષેપ, લય, અને કષાય—એ ત્રણે વિઘ્નોને રસાસ્વાદ હટાવે છે. તે આરંભમાં સુખદાયક છે અને બીજાં વિઘ્નોને હટાવી બ્રહ્માનંદ વધારે છે. ત્રણ વિઘ્નો મૂળથી ગયાં. વૃત્તિને દૃઢ જ્ઞાન થયું. પછી તે સુખમાં લીન નહિ થતાં ભિન્નપણાથી રસાસ્વાદનું વિઘ્ન દેખાય તોપણ તે અહિતકારક નથી. કારણ કે વૃત્તિને પ્રથમ બ્રહ્મનું જ્ઞાન પૂરેપૂરું થવું જોઈએ. પછી આપોઆપ રસાસ્વાદનો નિર્વિકલ્પમાં ઘાત થાય છે.

રસાસ્વાદરૂપ વૃત્તિવ્યાપ્તિને જ્ઞાની અને વેદ

બ્રહ્મવિદ્યા કહે છે. તે બ્રહ્મવિદ્યા અપાર ચિદ્ ગગનમાં વ્યાપીને તદાકાર થઈ રહે છે ત્યારે તરત જ અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે. સાધક સમાધિસાધનથી મન-બુદ્ધિને સ્થિર કરે તો પણ બ્રહ્મવિદ્યાના અભ્યાસ વિના આ અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થતો નથી.

**બ્રહ્મવિદ્યા** વિક્ષેપ, લય અને કષાય, એ સમાધિનાં ત્રણે વિઘ્નોને હટાવીને વૃત્તિ બ્રહ્માકાર થાય યાને ચિદ્ ગગનાકારે એકરસ થાય તેને જ બ્રહ્મવિદ્યા કહે છે. આ બ્રહ્મવિદ્યા અજ્ઞાનનો નાશ કરીને પોતે પણ બાકી રહેતી નથી. તે અખંડ એકરસ પૂર્ણ બ્રહ્મમાં લય પામે છે. એ રીતે અજ્ઞાનનો નાશ કરવા માટે આ બ્રહ્મવિદ્યા જ સમર્થ છે.

**વૃત્તિવ્યાપ્તિ**–વૃત્તિ ચેતન–આકાશમાં વ્યાપીને નાશ પામે તેને વૃત્તિવ્યાપ્તિ કહે છે.

અજ્ઞાનનો નાશ કરવા માટે જ્ઞાની વૃત્તિવ્યાપ્તિની ઇચ્છા કરે છે. જીવ વ્યાપ્તિનું પ્રયોજન નથી, માટે તેનો સ્વીકાર કરતા નથી. ઘટ આદિ બહારના પદાર્થ જોવા વખતે વૃત્તિ ઘટરૂપ થાય છે અને આ મોટા પેટવાળો, નાના મોંઢાવાળો ઘડો છે એવું જ્ઞાન કરે છે અર્થાત્ જાણે છે ઘડાનું જ્ઞાન થયું એટલે તે સંબંધી અજ્ઞાન હતું તે ગયું. પણ ઘડાનું અજ્ઞાન નસાડી જ્ઞાન કરવા માટે જીવચૈતન્યના સ્ફુરણનું કામ પડે છે કેમકે વૃત્તિ પરપ્રકાશ છે અને ઘડો જડ અપ્રકાશ છે માટે બન્ને સ્ફુરણરૂપ જીવ જોઈએ પરંતુ બ્રહ્માકારતામાં જીવનું કામ નથી. આત્માના પ્રકાશથી વૃત્તિ જ અજ્ઞાનનો નાશ કરે છે. અંધારામાં પદાર્થ જોવા માટે નેત્ર અને દીપક; બન્નેની જરૂર છે, તેમ ઘટાદિક જડ પદાર્થને જોવા માટે જીવ અને વૃત્તિ એ બન્ને જોઈએ. એકલો દીવો જોવાનો હોય તો એકલા નેત્રથી જ જોઈ શકાશે. તેમ બ્રહ્મતત્ત્વ જોવા માટે પેકિ તાજપૂ રતી . બ્રહ્મ ાનેઘટે. નછે શાપ્ર જીએ તેને લીધે ચિત્તવૃત્તિ પ્રકાશમાન હોય છે. વૃમકવ છે સ્ફુરણની ગરજ નથી. એક વૃત્તિ માત્ર જોઈએ. તે વૃત્તિ પણ અજ્ઞાન છે ત્યાં સુધી જોઈએ. અજ્ઞાન ગયા પછી તુરત આત્મસ્વરૂપમાં લયભાવને પ્રાપ્ત થાય છે. તે

શિષ્ય–વૃત્તિ હોય ત્યાં સુધી જીવ પ્રતિભાસકરૂપે રહે છે. જ્યાં પાણી છે ત્યાં પ્રતિબિંબ છે જ; તેમ વૃત્તિ છે ત્યાં સુધી જીવત્વ પણ છે જ ને?

ગુરુ–પાણીમાં જે પ્રતિબિંબ પડે છે તે છાયામાં વિશેષ દેખાય છે, પણ તે જ પ્રતિબિંબ, તડકામાં એકરૂપ-સમરસ થઈ જાય છે. તેમ વૃત્તિને લીધે જીવ થયો છે તે પ્રકાશમાં લોપાઈ જાય છે. જે લોપાઈ ગયો તે બ્રહ્માકારતાને કઈ રીતે પ્રકાશે? તે પ્રકાશતો નથી માટે લોપ થઈ ગયો એમ કહ્યું. બીજું પાણીમાં બિંબ બૂડી જાય ત્યારે પ્રતિબિંબ પડતું નથી. જ્યાં સુધી બિંબ, પાણીથી દૂર છે ત્યાં સુધી પ્રતિબિંબ હોય એમ દેખાય છે. પણ સૂર્ય પાણીમાં મિશ્રિત થઈ ગયો, પછી પ્રતિબિંબ ક્યાં પડશે? તેવી રીતે વૃત્તિ બ્રહ્મસ્વરૂપથી જુદી પડીને મિથ્યા પદાર્થોને જુએ છે ત્યારે જ વૃત્તિમાં આભાસ જીવનાં ઝળઝળી ઊઠે છે. પણ તે જ વૃત્તિ બ્રહ્માકાર થઈ અને બિંબાત્મામાં મળી ગઈ, પછી જીવની આભાસરૂપતા શેમાં ઊઠશે? એ પ્રમાણે જીવનો અભાવ થઈ, વૃત્તિવ્યાપ્તિ માત્ર થાય છે. તે વૃત્તિ, અજ્ઞાનનો નાશ કરીને પોતે પણ નાશ પામે છે. 'અમુક એ બ્રહ્મ' એવું વૃત્તિને જ્ઞાન થાય છે ત્યારે અજ્ઞાન નાસે છે અને પછી જ્ઞાતતા રહે છે. સામાન્ય વૃત્તિ ઘટાકાર થઈ પણ જ્યાં સુધી ઘટબુદ્ધિ ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી તે ઘટને ન જાણવાને અજ્ઞાતતા કહે છે. પછી 'આ ઘટો' એમ જાણ્યું ત્યારે ન જાણવાનો ભાવ ગયો.

સ્વરૂપમાં વૃત્તિ જ્યારે ઉત્પન્ન થઈ ત્યારે જ તે બ્રહ્મ સ્વરૂપને ભૂલી, અને બીજા પદાર્થોને જોવા લાગી. એ જ અજ્ઞાન પછી અભ્યાસથી અંદર-બહાર સંધિ માધીને ત્રણે વિઘ્નોને હટાવીને પછી વૃત્તિ બ્રહ્માકાશમાં વ્યાપી. તે વ્યાપતાં જ પ્રથમ અજ્ઞાન ઉત્પન્ન થયું કે સ્વરૂપ દૃશ્ય જેવું છે; તે આકાશનો વિચાર ન કરવાને લીધે માન્યું. પછી શ્રવણ મનનથી શોધ કરી અને બ્રહ્મ તથા આકાશ ભિન્ન છે એમ જાણ્યું. બ્રહ્મનું યથાર્થ લક્ષણ સમજાય છે ત્યારે જ સમાધિમાં તે સ્વરૂપને જુએ છે. આકાશમાં જે સૂક્ષ્મ ભૂતો હતાં તે જડ તત્ત્વોને ગાળી નાખ્યાં. પછી જે બાકી રહ્યું તે અવિનાશી બ્રહ્મ અભિન્નપણે

અનુભવમાં આવ્યું. ત્યારે તે વ્યાપક પરિપૂર્ણ ચિદ્ગગન, ત્રિધા પરિચ્છેદ રહિત અને ત્રિવિધ ભેદશૂન્ય છે એમ વૃત્તિના સમજવામાં આવ્યું. સ્વરૂપ એક નથી અને બે પણ નથી, એવું ચિદ્રૂપ નિર્વિકાર જ્ઞાનઘન છે. તેને માટે દૃષ્ટાન્ત દેવા જેવો બીજો પદાર્થ નથી. એવું તે નિરુપમ સહજ છે. તેને માટે પ્રથમ આકાશનું દૃષ્ટાન્ત આપ્યું હતું તે શોધને અન્તે મિથ્યા ઠર્યું. અને બાકી જે રહ્યું તે એકરૂપ થઈ ગયું. હવે ઉપમા કોની આપવી? ચિદ્રૂપ બીજો નથી; માટે સજાતીય ભેદ લાગતો નથી, જીવ અને ઈશ્વર એ પ્રતિબિંબો ખરાં નથી, તો સદ્રૂપને બીજો કયો પદાર્થ ઉપમા દેવા લાયક છે?

જડરૂપે જગતની ભાવના કરી હતી અને શૂન્યરૂપે ગગનની કલ્પના કરી હતી, તે વિચારથી નાશ પામી, ત્યારે વિજાતીય ભેદ કયાં રહ્યો? આત્માને કોઈ અવયવ નથી, માટે સ્વગતભેદ પણ લાગતો નથી. એમ ત્રણે ભેદનું ખંડન થયું ત્યારે વૃત્તિને ચિદ્ગગન સમજાવા લાગ્યું. તે ચિદ્ગગન અમુક દેશમાં છે અને તે સિવાય બીજા દેશમાં નથી, એમ નથી. પણ તે તો દસે દિશામાં વ્યાપક છે. તેથી દેશપરિચ્છેદનો ભેદ માનેલો તે તૂટી ગયો અને અભેદ એકરસ બ્રહ્મ ભરપૂર જણાયો. તે પરબ્રહ્મ અત્યારે સમાધિમાં પ્રગટ થયો, તેની પહેલાં તેનો નાશ નહોતો થયો, પણ જે ભરપૂર હતો તે જ અત્યારે સામાન્ય વૃત્તિના જાણવામાં આવ્યો. અનંત યુગો, અનંત કલ્પો આપોઆપ થાય છે અને જાય છે. તેના આદિ-અંતમાં એક સચ્ચિત્ રૂપ જ ભરપૂર છે. કોઈ તેને જુઓ કે ન જુઓ, તેને કાળપરિચ્છેદ નથી. જોનારા માત્ર ઉત્પન્ન થાય છે અને લય પામે છે. પણ તે તો જેમનો તેમ એકરૂપે રહેલો છે. અમુક એક વસ્તુ ઉત્પન્ન થઈ તેમાં ચિદ્રૂપ નથી એમ નથી. તે સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેલ છે માટે બ્રહ્મમાં વસ્તુપરિચ્છેદ નથી. આ પ્રમાણે આત્મામાં દેશનો, કાળનો અને વસ્તુનો ભેદ નથી એવું અખંડિત જ્ઞાન, વૃત્તિમાં ઠસાવવું. વૃત્તિ ઊડતાં જ પસરીને વિખરાઈ જાય છે પણ તેને સ્વરૂપ કેવડું મહાન છે તેનો અંત લાગતો નથી. માત્ર 'એ બ્રહ્મ'. એટલું સમજે ને પછી વૃત્તિ લુપ્ત થાય. એ રીતે વારંવાર જાગે ને વારંવાર લોપાય છે. સજાતીય ભેદ રહિત અને ત્રિધા પરિચ્છેદ રહિત, અનંત સચ્ચિદાનંદ આત્મસ્વરૂપ છે. એમ વૃત્તિને જ્યારે સમજાય છે અને એવી રીતે સ્વરૂપનું લક્ષણ, સામાન્ય વૃત્તિ લણે છે ત્યારે અજ્ઞાન નાશ પામે છે.

**સજાતીય ભેદ**–એકસમાન બીજી વસ્તુ હોય તો તે સજાતીય ભેદ.

**વિજાતીય ભેદ**–એકથી જુદી, બીજી જાતની વસ્તુ હોય તો તે વસ્તુની જાતમાં વિજાતીય ભેદ છે, એમ કહેવાય છે.

**સ્વગત ભેદ**–એક વસ્તુના અવયવો (ભાગો)ને સ્વગત ભેદ કહે છે.

**કાળપરિચ્છેદ**–એક વસ્તુ સર્વ કાળમાં ટકતી નથી, એ કાળપરિચ્છેદ.

**દેશપરિચ્છેદ**–એક વસ્તુ અમુક દેશમાં હોય ને બીજા દેશોમા ન હોય તેને દેશપરિચ્છેદ સમજવો.

**વસ્તુપરિચ્છેદ**–એક વસ્તુ કોઈ વસ્તુમાં વ્યાપેલી હોય ને સર્વ વસ્તુમાં વ્યાપેલી ન હોય તેને વસ્તુપરિચ્છેદ સમજવો.

વૃત્તિનો જ્યારે અધોમુખ પ્રવાહ હતો અને મનાદિ વિષયોમા વિહરતી હતી ત્યારે તેને આત્મજ્ઞાન નહોતું. ને તેથી જ વૃત્તિને આ બત્રીસ તત્ત્વોનો સમુદાય સાચો લાગતો હતો. જ્યારે વિકલ્પાદિ સમુદાયનો અભ્યાસથી ત્યાગ કર્યો, ત્યારે એકલી રહેલી એ સામાન્યવૃત્તિ બ્રહ્મમાં તદાકાર-બ્રહ્માકાર થઈ. અધોમુખ વર્તતી હતી તે ઊર્ધ્વમુખ થઈ. અર્થાત્ વૃત્તિ, બ્રહ્મને જોવા માટે બ્રહ્મ તરફ વળી ત્યારે તેને જાણ્યો. વૃત્તિને જણાયો ન હતો ત્યારે પણ ઓતપ્રોત અખંડ બ્રહ્મ ભરેલો હતો. બ્રહ્મ કેવડો છે તે વૃત્તિને માલૂમ ન હતું. કેમકે તે વખતે માયા–અવિદ્યાનું બંડ જામેલું હતું. એ જ અજ્ઞાન. વૃત્તિનું એ અજ્ઞાન, જ્યારે વૃત્તિ અધોમુખ વહેવાનું છોડી ઊર્ધ્વમુખ વહેવા લાગી અને ચિદ્ગગનાકાર થઈ ત્યારે ગયું. એટલું જ જીવના અભાવે એકલી વૃત્તિવ્યાપ્તિનું કામ છે વૃત્તિ તદાકાર થઈને લોપાય છે અને ફરી તદાકાર થાય છે, તેને બ્રહ્મ-

વિદ્યા કહે છે. એ પ્રમાણે તેણે બ્રહ્માનુભવ લીધો તેથી વૃત્તિને અભિમાન આવે છે અને મોટા આશ્ચર્યથી કહે છે કે, એટલું મહાન સ્વસ્વરૂપ સઘન, તેને હું કેમ ભૂલી ગઈ! જે સ્વરૂપ ભુલાયું હતું તે જ અનંત જન્મોનાં પુણ્યથી અત્યારે ઓતપ્રોત ગગન સમજવામાં આવ્યું. એવો વૃત્તિને ગર્વ ઉત્પન્ન થવાથી વિકલ્પ પેદા થાય છે. વિકલ્પ ઊઠયો એટલે પછી વૃત્તિ ચિદ્‌ગગનાકાર થાય તો પણ વિકલ્પ ઊઠયા વિના રહેતો નથી. હું પોતે બ્રહ્માકાર થયો, એવું જે અભિમાન ઊઠે છે તે જ રસાસ્વાદ છે. આ રસાસ્વાદ ઊઠે છે ત્યારે સમાધિનો ભંગ થાય છે. માટે સમાધિ વખતે આ રસાસ્વાદ વિઘ્નકર્તા થાય છે.

રસાસ્વાદરૂપી વિઘ્ન ટાળવા માટે ઉપાય એ જ કે સાધકે તદાકારતાને છોડવી નહિ વૃત્તિ તદાકારતાથી ઉત્થાન પામે તો પુનઃ પુનઃ સ્થિર કરવી. તેને વિકલ્પ પાસે આવવા દેવી નહિ વૃત્તિ ઊઠીને ચેતન-આકાશમાં પસરે છે ને તરત લોપાય છે તેના લોપના સાક્ષીરૂપે રહેવું વૃત્તિ ઊઠે કે પસરે તેની કાંઈ ગરજ નથી. પણ પોતે માત્ર પોતાનું સાક્ષીપદ છોડવું નહિ. વૃત્તિનું ઊઠવું, પસરવું અને લોપાવું એ જેના પ્રકાશથી જણાય છે તે જ પ્રકાશ (જ્ઞાન) સાધકને પ્રાપ્ત થાય છે. તે જ એક રૂપ લક્ષમાં રાખે, તો વૃત્તિ અભિમાનથી વિકલ્પ પ્રતિ આવે નહિ, પણ સારી રીતે લીન થઈ સાક્ષીમાં ઊઠે છે ને લોપાય છે. પછી તે તદાકાર થઈને રહે છે. એ તદાકારતા ચિદ્‌ગગન-ગોચર છે. વૃત્તિ સામાન્ય રૂપમાં સ્થિર થઈ રહે છે ત્યારે તેનો "અહંબ્રહ્માસ્મિ" એ સૂક્ષ્મ ઉદ્‌ગાર ઊઠે છે, પણ તે વિકલ્પ તરફ આવતી નથી. માટે ત્રિપુટીરૂપ ધ્યાતા, ધ્યેય, ધ્યાન; કેવળ ધ્યેયમાં સમરસ થાય એ જરૂરનું છે. જો ધ્યાતા પોતે ઊઠે નહિ તો ધ્યેયાકારમાં વૃત્તિની સ્થિરતા થાય છે. વારવાર આ અભ્યાસ વધારવો અને ધીરે ધીરે ધ્યાતા, ધ્યાનનો ત્યાગ કરીને ધ્યેયમાં જ મળી જવું ધ્યાતા ધ્યેયાકાર થયો એટલે પછી અભિમાનનો ઉદ્‌ગાર જ થતો નથી; પણ સામાન્ય વૃત્તિ, સહજ ચિદ્‌ગગનાકાર રહે છે. તે વૃત્તિ બ્રહ્મસુખ લે છે, પણ ત્યાં વિકલ્પ ઉત્પન્ન થતો નથી. વૃત્તિ બ્રહ્મસુખ લે છે એ પણ રસાસ્વાદ જ છે, પરંતુ તે તદાકાર થઈને રહે છે. રસાસ્વાદ બે પ્રકારના છે. એક સામાન્ય અને બીજો વિશેષ. સામાન્ય રસાસ્વાદ, સામાન્ય ચેતનમાં લીન રહે છે અને વિશેષ રસાસ્વાદ સમાધિમાંથી ઉત્થાન કરે છે. માટે બ્રહ્મસુખ લેવું પણ વિકલ્પ તરફ આવવું નહિ. પોતે ધ્યાતા ન બનતાં ધ્યેયાકાર થઈ રહેવું. વૃત્તિ, જો ધ્યાતા તરફ આવશે તો અભિમાન ઉત્પન્ન થશે. અભિમાન ઉત્પન્ન થતાં વૃત્તિ વિકલ્પાકાર થશે, ને સુખાકારતાની સમાપ્તિ થશે. માટે ધ્યાતાનું અવલંબન કરવું નહિ. પછી સહજ ધ્યેયાકારતા રહેશે. ધ્યેયાકારતા રહેવાથી વિશેષરૂપે થનારા રસાસ્વાદનો વિકાર ઊઠવાનો નહિ. સામાન્ય રસાસ્વાદ પણ જ્યાં સુધી ત્રિપુટીનો ભેદ છે ત્યાં સુધી જ સામાન્યરૂપમાં રહે છે. જ્યારે સ્વતઃ બ્રહ્મ થઈને દૃઢ અપરોક્ષ સહજ રૂપે રહેશે ત્યારે ત્રિપુટીનો ભંગ થશે. ત્રિપુટીનો ભંગ થતાં રસાસ્વાદનો ભંગ થાય છે. ત્રિપુટીભંગ પર્યંત રસાસ્વાદ સામાન્ય રૂપે રહે છે. વિશેષાકારે રહેતો નથી. માટે તે વિઘ્નકર્તા નથી. જે વિઘ્નકર્તા, વિશેષાકારનો રસાસ્વાદ છે તેને હટાવવો. એમ થવા માટે સાધકે ધ્યાતા અને ધ્યાનનું અવલંબન ન કરતાં ધ્યેયાકારતામાં જ રમ્યા કરવું. એ વૃત્તિવ્યાપ્તિ જ બ્રહ્મવિદ્યા છે. તે અજ્ઞાનને હટાવે છે અને જલદી દૃઢ અપરોક્ષ સમાધાનમાં મેળવે છે આ બ્રહ્મવિદ્યાને સાધક, મુનિ, સંત સદાય સેવે છે, અને તેના વડે તરત સંસારથી છૂટે છે. માટે એ બ્રહ્મવિદ્યા હે રવિદત્ત! મેં તને કહી. આ વિદ્યાના અભ્યાસથી તું દૃઢ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કર.

કેવળ ચિદ્‌ગગનાકાર થઈને સુખરૂપ રહેનારી સામાન્ય વૃત્તિ, એ વાસનાનંદનો પ્રકાર છે. જાગૃતિ ગઈ, ને પૂરી ઊંઘ લાગી નથી, એવા વખતમાં વૃત્તિને બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. મન-બુદ્ધિનો કેવળ અભાવ થાય છે, અને વૃત્તિ પાછળ જોવા લાગે છે તે વખતે વૃત્તિમાં બ્રહ્માનંદનું પ્રતિબિંબ પડે છે. પછી સહજ સુખની લહેર આવે છે, ને આનંદાકારની ઝલક અનુભવાય છે ત્યારે વાસનાવૃત્તિ સુખાકાર થઈ સુખી રહે છે, માટે તેને વાસનાનંદ કહે છે.

વાસનાનંદનો અનુભવ લીધા પછી જ્યારે ગાઢ

સુષુપ્તિ લાગે છે ત્યારે કેવળ બ્રહ્માનંદ રહે છે. તે આનંદ, વૃત્તિને અનુભવતાં આવડતો નથી. સુષુપ્તિમાંથી કોઈ ઉઠાડે ત્યારે પૂરતી ઊંઘ ઊડી ન હોય ને પૂરતી જાગૃતિ આવી ન હોય ત્યારે ત્યાં વાસનાનંદ પ્રગટે છે. એમ સુષુપ્તિના આદિ-અંતમાં વાસનાનંદનો અનુભવ, સર્વ જગતને સાધન વિના જ થાય છે. તે જ વાસનાનંદ, જ્યાં ત્રણ ગુણોનો વિકાર નથી, એવી ઉદાસ વૃત્તિમાં પણ છે. તે જ અત્યારે સમાધિના અભ્યાસથી વિકલ્પોનું ખંડ હટાવીને તદાકારે વૃત્તિવ્યાપ્તિ થવાથી સાધકના અનુભવમાં આવે છે. અહીં પણ મનબુદ્ધિથી વિમુખ થઈને સામાન્ય વૃત્તિ બ્રહ્માકાર થાય છે ત્યારે તે સામાન્ય વૃત્તિમાં બ્રહ્માનંદનું પ્રતિબિંબ પડે છે. જ્યારે વૃત્તિ ઊઠીને પસરે છે ત્યારે જ વાસનાનંદનો આવિર્ભાવ થાય છે, અને વૃત્તિ સામાન્ય સુખમાં સ્થિર રહે છે. તેથી વૃત્તિ સુખી થાય છે. 'તે સુખ છે' એવો ઉદ્ગાર ન થતાં કેવળ સ્તબ્ધપણે વૃત્તિ તદાકાર થાય છે. તે જ બ્રહ્માનંદનું પ્રતિબિંબ વાસનાનંદ છે.

શિષ્ય–અભ્યાસથી એટલી સ્થિતિ સાધી તો પણ બ્રહ્માનંદની પ્રાપ્તિ ન થઈ. વાસનાનંદની જ પ્રાપ્તિ થઈ; તો પછી અભ્યાસ શા માટે કરવો? વિકલ્પો શા માટે હટાવવા? જો મુખ્ય આનંદની પ્રાપ્તિ થાય નહિ તો વાસનાનંદનો શો ઉપયોગ? તેનાથી શું થવાનું છે?

ગુરુ–અભ્યાસથી વાસનાનંદ દૃઢ થાય ત્યારે બ્રહ્માનંદ નજીક છે એમ સમજવું. વૃત્તિ ઊઠે, પસરે અને લીન થાય ત્યારે અને પુનઃ ઊઠે ત્યારે તે દ્રષ્ટાની દૃષ્ટિમાં સ્પષ્ટ રીતે આવવું જોઈએ, અને દેખાવા લાગવું જોઈએ. હાથકંકણને જોવા માટે જેમ અરીસાની જરૂર નથી પડતી, તેમ એટલી ખુલ્લેખુલ્લી રીતે વૃત્તિની ઊઠ-બેસનો અનુભવ આવવો જોઈએ. સહજ વૃત્તિ ઊઠે કે તુરત તેને જોવી. તે પસરીને લોપાય તે પણ જોવું. અભ્યાસથી વૃત્તિને એટલી તાલીમ આપવામાં આવે ત્યારે જ અભ્યાસ સફળ થયો એમ સમજવું. જેમ દરવાજા વચ્ચેનો દીવો, કાંઈપણ પરિશ્રમ વિના અંદરથી અને બહારથી જોઈ શકાય છે તેમ અભ્યાસ દૃઢતર થાય અને તેને લીધે વાસનાનંદ સ્પષ્ટ અનુભવમાં આવે, ત્યાર પછી બ્રહ્માનંદ પ્રાપ્ત થવામાં વાર લાગતી નથી. સુષુપ્તિના આરંભમાં જે વાસનાનંદ હોય છે તે જ અભ્યાસ વગર સુષુપ્તિમાં બ્રહ્માનંદ થાય છે. તે વખતે ત્યાં વૃત્તિ રહેતી નથી. અને વાસનાનંદ પણ અલગ રહેતો નથી પણ સંપૂર્ણ બ્રહ્માનંદ જ હોય છે. એનો અનુભવ સર્વ જનોને છે. જ્યાં વાસનાનંદનો ખરો અનુભવ થયો હશે ત્યાં ધ્યાતા, ધ્યેય, ધ્યાન એ ત્રિપુટીનો વિકાર પણ રહેવાનો.

અંતઃકરણની વૃત્તિ અવચ્છિન્ન ચેતન–સાક્ષી, તે ધ્યાતા. એ ધ્યાતા પોતે ઓતપ્રોત ચિદ્ગગન જુએ છે અને એ ધ્યેયનું સુખ લઈને ધ્યાતા સુખાકાર થાય છે. એવો ત્રિપુટીનો જુદાપણાથી જોવાનો જે આનંદ તે વાસનાનંદ. તે ધ્યાતા, ધ્યાનનો લોપ થાય અને ધ્યેય માત્ર ચિદ્ગગન, સ્વાનુભવ વિના બાકી રહે તે જ બ્રહ્માનંદ.

શિષ્ય–બ્રહ્માનંદની પ્રાપ્તિ કરવાનું સાધન શું?

ગુરુ–સાધન છે વિચાર. વિના વિચારે કેવળ અભ્યાસથી બ્રહ્માનંદ પ્રાપ્ત થતો નથી. અભ્યાસથી એટલું જ કે વાસનાનંદની પ્રાપ્તિ થાય. બ્રહ્માનંદ અભ્યાસથી પ્રાપ્ત થતો નથી. તે માટે વિચાર જ જોઈએ. પણ આ વિચારદ્વારા બ્રહ્માનંદની પ્રાપ્તિ માટે અભ્યાસથી વાસનાનંદરૂપ વૃત્તિવ્યાપ્તિનો અનુભવ, પૂરેપૂરો આવવો જોઈએ. અભ્યાસના બળથી તે અનુભવ દૃઢ થયા પછી ચંદ્રશાખા ન્યાય પ્રમાણે સાધકે વૃત્તિવ્યાપ્તિરૂપી બ્રહ્મવિદ્યા નામક શાખાનો ત્યાગ કરીને બ્રહ્માનંદરૂપ ચંદ્રને જોવો. શાખાને છોડીને જેમ ચંદ્ર જોવાનો, તેમ વિચારથી સાધકે ત્રિપુટીનો ત્યાગ કરીને બ્રહ્માનંદ જોવાનો અને પ્રાપ્ત કરવાનો. બ્રહ્માનંદનું આગળના શ્લોકમાં નિરૂપણ કરેલું છે, અને વિચાર કોને કહેવાય તેનું પણ નિરૂપણ કરેલું છે. આ શ્લોકમાં અભ્યાસ સ્પષ્ટ બતાવ્યો અને સમાધિ-અભ્યાસમાં ચાર વિઘ્નો આવે છે તેનો નિષેધ કર્યો. અભ્યાસ જે કહ્યો તે વૃત્તિવ્યાપ્તિનો અભ્યાસ કરી વિકલ્પો રોકવા. જેને બ્રહ્માનંદની ઇચ્છા હોય તેણે આ ઉપાયમાં પ્રવૃત્ત થવું. અને આ અભ્યાસ અતિ પ્રયત્નથી ક્રમવાર કરવો. અંદર-

અહંકાર સંધિ સાધીને, ચાર વિઘ્નો હટાવી, સ્વાનુભવથી સ્ફૂર્તિ સહિત ચિદ્‌ગગન જોવું. સામાન્ય વૃત્તિથી ચિદ્‌ગગન ગ્રહણ કરવું. ચિદ્‌ગગનમાં સ્ફૂર્તિને જોવી. એ અનુસંધાન ક્ષણે ક્ષણે વધારવું.

વાયુ જેમ આકાશમાં વ્યાપે છે તેમ વૃત્તિ ચિદ્‌ગગનમાં વ્યાપે છે. વિષયોથી લઈને અહીં સુધી અભ્યાસથી પગદંડી કરવી. પછી ત્રિપુટી રહિત જે પરબ્રહ્મ, તેમાં અભિન્ન થવું. અને તેમ થવા માટે પછી અભ્યાસ છોડીને વિચાર દ્વારા અપરોક્ષ સાક્ષાત્કાર પામ કરવો હવે આ નીચેના શ્લોકમાં વિચારથી એકતા થાય તે માટે જીવ અને બ્રહ્મનું રૂપ કહેવામાં આવે છે.

सविकल्पक जीवोयं ब्रह्मस्यात निर्विकल्पकं ॥

अहं ब्रह्मेति वाक्येन सोवमर्थोभिधीयत्ते ॥ १२ ॥

જે માયાને લીધે વ્યર્થ બીજો ભાગ થયો તે જીવ ખરો સવિકલ્પ છે અને માયાતીત અનંત બ્રહ્માત્મા નિર્વિકલ્પ છે. એ જ અર્થ "અહંબ્રહ્માસ્મિ" મહાવાક્ય કહે છે, માટે સાધકે જલદી વિચાર કરીને અભિન્નતા વરવી. પ્રથમ જીવનું રૂપ કેવું છે અને ક્યાથી ક્યાં સુધી છે તે વિચારથી જાણીને તેનો ત્યાગ કરવો અને "હું બ્રહ્મ છુ" એ નિશ્ચય કરવો. પહેલાં વિક્ષેપનું રૂપ કહેલું છે તે જ જીવ સંકલ્પ તે ઊઠે છે અને પતંગિયાની પેઠે નષ્ટ થાય છે. વૃત્તિ ઊઠતાં જ મન-બુદ્ધિ ઊઠે છે અને ઇન્દ્રિયો દ્વારા વિષયોમાં જાય છે. તે મનબુદ્ધિમા ચેતનનું પ્રતિબિંબ કિંચિત્ પ્રકાશ કરે છે. મન, 'છે કે નથી?' એવો સંશય કરે છે. પછી બુદ્ધિ 'એ અમુક વસ્તુ છે' એમ ઠરાવે છે બન્નેના વ્યાપારનું ચિંતન કરે તે ચિત્ત, અને હું-હું કરે છે, તે અહંકાર. અહીં વિચારથી જોઈએ તો પદાર્થ બે જ છે એક ચંચળ અને બીજું ભાસ ચેતન. તે બે પદાર્થના વિભાગથી ચાર પ્રકાર થયા. મન બુદ્ધિ ચિત્ત અહંકાર, એ ચંચળ પદાર્થ. જે ચંચળ તે જ વૃત્તિનો વિકાર છે. એ વિકારને પ્રકાશ આપનાર જીવ ચૈતન્ય છે

### જીવનું રૂપ

सविकल्पक जीवोयं ॥

વૃત્તિ-વિકાર અને જીવ-ચૈતન્ય બન્ને મળીને એક સંકલ્પ. એ જ વિકારરૂપ જીવ. ગગનમાં જેમ વીજ ચમકે, તેમ અલ્પ જીવ ઉત્પન્ન થઈ ને લોપાય છે. વીજ ઊઠતાં જ પદાર્થો લખલખે છે. અંધારામાં બધું ઉજ્જડ થઈ જાય છે. વીજનો ચમકાર નિમિષ માત્રમાં સમાપ્ત થાય છે, ત્યાર પછી અધિક જ અંધારું દેખાવા લાગે છે. તેવી રીતે જીવ, સંકલ્પ ઊઠતાં જ "આ અમુક, આ અમુક" એમ પદાર્થ જુએ છે, અને લાગલો જ નિમિષમાત્રમાં તેનો લય થાય છે. જીવના પ્રકાશથી 'અમુક છે કે નથી?' આ પ્રિય છે, દ્વેષ્ય છે કે ઉપેક્ષ્ય છે તેની સમજણ ન પડતાં ઘણીવાર ઊઠે તો ય સંશયમાં પડે એ જ મન. બુદ્ધિ જ્યાં સુધી નિશ્ચય કરે નહિ ત્યાં સુધી મન ક્ષણેક્ષણે ઊઠે છે અને લોપાય છે. જીવ સ્ફુરણ હોવા છતાં પણ તેની સંશયાત્મકતા જતી નથી. પછી "આ અમુક પદાર્થ છે" એવો બુદ્ધિ નિશ્ચય કરે છે ત્યારે મનની સંશયાત્મકતા નાશ પામે છે. આ ખરું પ્રિય છે. તેનો અંગીકાર કરવો. એ દ્વેષ્યનો તદ્દન નાશ કરવો આ ઉપેક્ષ્ય વ્યર્થ છે, તેની ઉપેક્ષા કરવી. કેમકે તે પ્રિય નથી ને દ્વેષ્ય પણ નથી. આને અહંકાર સમજવો. એ બુદ્ધિનો બીજો પ્રકાર જ છે. આ રીતે જીવના ચાર પ્રકારના વિકાર ક્ષણેક્ષણ થાય છે. આ પ્રિય પદાર્થ મારો છે. એ બીજો પદાર્થ તારો છે. એમ વિકલ્પરૂપ જીવ અભિમાનથી બોજો ઉપાડે છે વાસ્તવિક આ મારું, આ મારું, એમ માનવાનું કારણ શું છે? સ્વસ્વરૂપનું અજ્ઞાન છે. પોતે કોણ છે એ ન જાણતાં શરીરને "હું" માને છે. અહંકારથી દેહ પર્યંત સર્વ જુદાં જુદાં છે. જીવ તે સર્વ ધર્મ-ધર્મી સહિત સંઘાતને હું માનીને બેઠો છે. એ નિરૂપણ વિસ્તારથી પાછળ કરેલું છે. સર્વને હું માનીને બેઠો છે એ જ અહંકાર સંયુક્ત જીવ છે.

હુંપણું—જાતિ, વર્ણ, આશ્રમ, સારું, નરસું સર્વ હું જ છું એમ માને છે તેને હુંપણું કહે છે શરીર હું અને આ બધું મારું એમ માનનારો તે જાગૃતનો વિશ્વાભિમાની જીવ. એ જીવ સહિત મન-બુદ્ધિ ક્ષણેક્ષણે ઊઠે છે અને લોપાય છે, પણ હુંપણાનો ઘાત થતો નથી, અર્થાત્ જીવપણું કદી પણ મરતું નથી વિકલ્પના અભાવ વખતે હુંપણું

હોય છે, તે જ્ઞાન થાય ત્યાં સુધી તેવું જ રહે છે. જાગૃતના સંસ્કારથી આવનારી સ્વપ્નાવસ્થાનો અભિમાની તૈજસ આ સૂક્ષ્મદેહમાં વિકલ્પનો ઉભારો છે. સ્વપ્નમાં પણ સંકલ્પ ઊઠે છે અને લોપાય છે, પણ અભિમાન બદલાતું નથી. એ તો ઠીક, પરંતુ સુષુપ્તિમાંયે હુંપણું વ્યાપી રહેલ છે. સુષુપ્તિ એટલે કારણ શરીરમાં મન–બુદ્ધિ લીન થતાં જડતારૂપ અજ્ઞાન રહે છે તે. એ અજ્ઞાનની ત્રણ અવસ્થા છેઃ સુષુપ્તિ, મૂર્છા અને મરણ. આ ત્રણ અવસ્થામાં અજ્ઞાન રૂપથી હુંપણું છે, તેને પ્રાજ્ઞ કહે છે. એ વિકલ્પના અભાવમાં જીવનું રૂપ છે. સુષુપ્તિ વખતે તે આત્મસ્વરૂપમાં મળે છે પણ અજ્ઞાનપણું નષ્ટ નથી થતું. ઉત્થાન થતાં જ વિક્ષેપ ઊઠે છે ત્યારે અભિમાન ધરે તે જ વિશેષ પ્રાજ્ઞ; પણ તે સુષુપ્તિમાં સામાન્ય રૂપે હોય છે.

તે જ પ્રમાણે મૂર્છાકાળે "હું મૂર્છિત પડયો હતો તે સાવધ થયો. અને દેહ મરણ પામે ત્યારે પણ અભિમાનનો ઘાત થતો નથી. પ્રાણપ્રયાણ સમયે "હું મર્યો" એ ભાવ ધરીને અત્યંત બેહોશ થાય છે. તે પછી જન્મતાં જ યાદ કરવા લાગ્યો કે, પહેલાં હું મર્યો હતો તે અત્યારે જન્મ્યો. ગર્ભમાંની અને તે પહેલાંની યમયાતનાથી ભયભીત થયો હતો તે શ્રમથી અત્યારે મને બહુ ભૂખ લાગી છે એમ માનીને મુખ ખોલે છે. એથી સમજવાનું કે મરણ આવે તોપણ હુંપણાનો અભાવ થતો નથી. સવિકલ્પનો જ્યારે અભાવ થાય છે ત્યારે પણ તેનુ કારણ (પ્રાજ્ઞ) રહે છે. વિકલ્પના અભાવે જ્યારે આત્મસ્વરૂપ ઓતપ્રોત અનંત રહે છે ત્યારે જીવત્વ જરાપણ રહેતું નથી તોપણ જીવનો હેતુ (પ્રાજ્ઞજીવ) ત્યાં રહે છે. જાગૃતમાં જ્ઞાન થયું નહિ, મરણ થતા અજ્ઞાન ગર્ભમાં મળે, અજ્ઞાન પણ નષ્ટ થતાં કેવળ બ્રહ્મતત્ત્વ રહે, તે જ ઉત્થાનકાળે જન્મતાં સાવધપણામાં વિક્ષેપની ઉત્પત્તિ થઈ. તેથી જાણવું કે જે સામાન્ય હેતુ (પ્રાજ્ઞ) હતો તે અત્યારે જન્મતા વિશેષરૂપે સ્ફુરવા લાગ્યો એ પ્રમાણે સુષુપ્તિ, મૂર્છા અને મરણ; આ ત્રણ ઠેકાણે પણ હુંપણુ હોય છે. માટે જીવપણું, આત્માના સનાતન જ્ઞાનના અભાવે મલયકાળમાં પણ છે. એ વાત તો અજ્ઞાન સમયની થઈ પણ હે રવિદત્ત! જે સમાધિ–અભ્યાસનો ઉપાય કહ્યો; તેમાં પણ હુંપણું પહેલાંની જેમ જ છે. કેમકે અહીં પણ હજુ સુધી વિચારથી અજ્ઞાનનો નાશ કર્યો નથી. અભ્યાસથી માત્ર સ્થિરપણું સાધ્યું તેને લીધે જે સુખી છે તે જ પ્રાજ્ઞજીવ છે એમ સમજવું

જેને બ્રહ્માનુભવ કહે છે તે બ્રહ્મવિદ્યાનું ગૌરવ છે પરંતુ તે પણ મૃષાજ્ઞાનનું જ સ્થાન છે, એમ સમજ; અને તે જ હવે કહું છું. પ્રથમ સંધિનું જ્ઞાન થયું. તેનુ વિક્ષેપથી "હું સમાધિસ્થ" એવું અભિમાન લે છે. 'હું' એટલે દેહ–ઇન્દ્રિયાદિક. આ એક વિશ્વાભિમાની જીવ છે. જો તેની સમાધિમાં પણ દેહબુદ્ધિ જાય નહિ, તો તે સમાધિ શાની? કેમકે 'સમાધિ સાધનારો તે હું જ' એવા અભિમાનથી કર્તા થયો. અને 'હું જ બ્રહ્મસુખ લઉં છું' તે અહીં ભોક્તા થયો એ પ્રમાણે કર્તાપણું-ભોક્તાપણું બળપૂર્વક માથે લે, એ જ બીજા તૈજસ અભિમાની જીવનું લક્ષણ છે. એ લક્ષણો સમાધિમાં છે, એમ સાધકે વિચારથી જોવું.

શિષ્ય–એ લક્ષણો તો વિક્ષેપને લીધે છે ને? મન–બુદ્ધિ છે તેથી અહંકૃતિ ઊઠે છે.

ગુરુ–વિઘ્નો હટી જાય છે ત્યારે પણ પ્રાજ્ઞ મરતો નથી. પહેલું વિઘ્ન વિક્ષેપ. અભ્યાસથી એ વિઘ્ન નષ્ટ થાય છે ત્યારે બન્ને દેહનો ક્ષય આપોઆપ થાય છે, અને તેના બે અભિમાની વિશ્વ–તૈજસનો પણ નાશ થાય છે પણ તેનો સમૂળો નાશ થતો નથી સુષુપ્તિમાં જેમ લીન થઈને રહે છે તેમ અત્યારે લયરૂપ બીજા વિઘ્નમાં તે લીન થઈને રહે છે. પ્રાજ્ઞ મર્યો નથી તેથી સુષુપ્તિમાંથી જેમ બન્ને અભિમાની વિશ્વ–તૈજસનું ઉત્થાન થાય છે તેમજ સમાધિને વખતે પ્રાજ્ઞ મર્યો નથી માટે વિશ્વ–તૈજસ ઉત્થાન પામે છે. શૂન્યમાં અને સુષુપ્તિમાં અજ્ઞાનનો અભિમાની પ્રાજ્ઞ રહે છે તેથી જ વિશ્વ–તૈજસરૂપે વિક્ષેપનું ઉત્થાન થાય છે. લય જેવો જ કષાય છે. તેમાં પણ જ્ઞાનરૂપ ઉપાય નથી તેથી પ્રાજ્ઞ અભિમાનીનું જલદી ઉત્થાન થાય છે. એ વાત જવા દો, પણ ચોથું વિઘ્ન જે રસાસ્વાદ, કે જેમાં વૃત્તિએ સ્વરૂપનો સ્વાદ લીધો

છે, ત્યાં પણ બે અભિમાની—વિશ્વ, તૈજસનો બાપ જે પ્રાજ્ઞ, તે જીવતો છે. વૃત્તિ ઊઠીને ચિદ્દગગનમાં વ્યાપી, ત્યારે 'ઓતપ્રોત અનંત એ જ બ્રહ્મ છે,' એવું તેને જ્ઞાન થયું. વૃત્તિ ચિદ્દગગનમાં પવનની જેમ પસરે છે અને તેમાં વ્યાપી વિરમે છે. પણ તે વૃત્તિ, ચિદ્દગગનનું જ્ઞાન કરીને વિરમે છે અને પુનઃ તદાકાર રૂપે જ ઊઠે છે. એ રીતે સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે વૃત્તિનું અજ્ઞાન જાય છે. પણ તે જ વૃત્તિ અભિમાનથી કહે છે કે "મેં બ્રહ્મને જાણ્યો!" પછી એ અભિમાનથી ઊછળીને વૃત્તિ, વિક્ષેપ તરફ આવે છે. અને "અહંબ્રહ્મ" એવો વિક્ષેપ થાય છે. તેને જ વિશ્વ–તૈજસ સમજવા. પ્રથમ જે વૃત્તિ બ્રહ્માકાર હતી તે જ ઊછળીને વિક્ષેપાકારે થઈ. તો પછી એ અહંકૃતિ, પ્રાજ્ઞ અભિમાની જીવની નથી તો બીજા કોની છે?

વિશ્વતૈજસ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે તે પ્રાજ્ઞમાંથી નીકળે છે માટે વિશેષ રસાસ્વાદમાં એ ત્રણે અભિમાની છે.

શિષ્ય-પણ જ્ઞાન જ અજ્ઞાન શી રીતે થશે?

ગુરુ-કેન ઉપનિષદમાં વિજ્ઞાત તે અવિજ્ઞાત, એમ કહેલું છે. બ્રહ્મ પોતાના પ્રકાશથી વૃત્તિ સહિત સર્વને જાણે છે. તે બ્રહ્મને જાણવા માટે એમાંનું કોણ સમર્થ છે? કોઈ જ નથી. વૃત્તિ જાણવા ગઈ ત્યારે તદાકાર થઈ, તે તેમાં મળી અને પાછી તે ઊઠી, તેથી જાણવાનો દાવો કરીને ખાલી અભિમાન ધરે છે. તેને વાસ્તવિક સ્વરૂપ જાણવામા ન આવતાં જાણ્યા જેવું લાગ્યું તે જ અજ્ઞાન ખરું સ્વરૂપ જાણ્યું ન હોય ને જાણ્યાનું વ્યર્થ અભિમાન કરે તે જ પ્રાજ્ઞ. વૃત્તિ અભિમાનથી ફૂલીને વિક્ષેપાકારે થઈ અને તે જ પ્રાજ્ઞરૂપ માતાએ વિશ્વ–તૈજસ નામનાં બે બચ્ચાં પેદા કર્યાં! એ માટે અહંબ્રહ્માસ્મિના ઉલ્લાસરૂપ વિશેષ રસાસ્વાદમાં પ્રાજ્ઞરૂપ ભેદ ઉઘાડો છે, એ નક્કી સમજવું. સામાન્ય રસાસ્વાદ તો સ્વરૂપમાં તદાકાર થઈને જ સ્થિર રહે છે. તેને વૃત્તિ; ઊઠે, પસરે કે લીન થાય એ ન જણાતાં અને અહંકૃતિ ન લેતાં માત્ર તે બ્રહ્માકાર થઈ રહે છે. ધ્યાતા એકતાન ધ્યેયરૂપ ચિદ્દગગનને લક્ષ્ય બનાવે છે, ત્યારે તેને, હું ધ્યેયથી જુદો કોઈ ધ્યાતા છું એવો કિંચિત્ ઉદ્ગાર પણ કાઢતાં આવડતો નથી. ધ્યેયાકાર ચિદ્દગગનમાં વૃત્તિ, એકદેશી સહજ ઊઠે છે પણ તે ઊઠી, એવો સંકલ્પ સ્ફુરતો નથી. તેમજ વૃત્તિએ સ્વરૂપ જાણ્યું એમ પણ સ્ફૂર્તિમાં ઉત્પન્ન થતું નથી. અથવા સ્ફુરણ ઊઠીને વિખરાઈ ગયું એ પણ સ્ફૂર્તિમાં ઉત્પન્ન થતું નથી. એ રીતે ધ્યાતાની ધ્યેયાકાર અનુવૃત્તિરૂપ ધ્યાનસ્થિતિ થવાથી, ધ્યાતાપણાની અહંકૃતિ, ધ્યાતા સામાન્યરૂપે પણ લેતો નથી. આ તદાકાર સ્થિતિનું નિર્વિઘ્નતા સમાધિ એવું નામ છે એ નિર્વિઘ્નતા સમાધિમાં સુખાકારતાનું જે ગ્રહણ છે તેને વાસનાનંદ કહે છે.

વૃત્તિ સુખદુ:ખને ભૂલી ગઈ અને એક સુખરૂપમાં સુખાકાર થઈને રહી તે જ દૃઢ વાસના. એ વાસનામાં તદાકારપણું છે માટે તેના પર વાસનાનંદનો આરોપ કરાય છે. એ રીતે એકરૂપ બ્રહ્માકાર થવું એ જ વૃત્તિવ્યાપ્તિનું મહત્ત્વ છે. એવી સમાધિની સ્થિતિમાં પણ પ્રાજ્ઞ ગુપ્ત રીતે રહે છે. તે ત્યાં કઈ રીતે રહે છે તે કહું છું. ઉપર જે સમાધિની સ્થિતિ કહી, તેમાં પ્રાજ્ઞ પ્રત્યક્ષ નથી. પણ તે છે, એમ અનુમાન કરવામાં આવે છે, તે એમ કે:-ધ્યાતા જ્યારે સામાન્યરૂપે પણ અભિમાન લેતો નથી ત્યારે તે તદાકાર થઈ રહે છે. ધ્યાતાને વૃત્તિની જરૂર છે. તેનાથી તે ધ્યાન કરે છે માટે ધ્યેયથી ધ્યાતા અલગ છે એમ નક્કી થયું. તેમજ તે ધ્યેયરૂપ ચિદ્દગગનને જુએ છે, તેથી ધ્યાતા અલગ; ધ્યેય અલગ અને વચ્ચે રહેલું ધ્યાન, તે પણ અલગ; એમ એ ત્રિપુટી ભિન્ન રૂપથી રહે છે. નિર્વિકલ્પ સ્વરૂપ ગોચરવૃત્તિ ધ્યેયાકાર થાય છે ત્યારે તેને 'હું ધ્યાન કરું છું' એ ભુલાઈ જાય છે અને અનુભાવ્યને અનુભવે છે ત્યારે તે બીજું કાંઈ સંભારતી જ નથી પણ કેવળ તદાકારપણે સ્થિર રહે છે. પરંતુ જ્યારે ઉત્થાન પામે છે ત્યારે સ્મરણ કરે છે કે, અમુક સમય હું વૃત્તિ વિના ધ્યેયાકારે સ્થિર થયો હતો. મને ધ્યાતાપણાનો જરા જેટલો પણ ઉદ્ગાર થયો ન હતો એમ સમાધિમાંથી ઉત્થાન થયા પછી યાદ કરે છે માટે ત્યાં ધ્યાતાપણાનું અસ્તિત્વ છે. એ જ ધ્યાતા, ધ્યાનને

લીધે ધ્યેયથી જુદો થયો. વિચાર કરીને જોતાં એ વિસ્મરણરૂપ મૂલાજ્ઞાન જ છે. જ્યારે પોતે ધ્યાતા બન્યો ત્યારે પોતાના ધ્યેય સ્વરૂપને ભૂલ્યો. એ વિસ્મરણરૂપ મૂલાજ્ઞાનને હે રવિદત્ત ! તું વિચારથી જો.

પોતે ખુદ ધ્યેય હોવા છતાં ધ્યાતાપણાનો સંબંધ લીધો, માટે તદાકાર ધ્યાનમા એ મૂલાજ્ઞાન છે. હું ધ્યાતા, એ અભિમાનની ઊર્મિ લઈને તદાકાર થાય છે અને ઉત્થાન કાળે 'હું સુખી હતો' એમ કહે છે તે જ પ્રાજ્ઞ અભિમાની જીવ. ધ્યેયાકારથી તે સુખી થયો. કેવળ સુખમાં અભિન્ન થયો નહિ. એ માટે તેને વાસનાનંદ કહે છે. જેવો જાગૃતિ અને સુષુપ્તિની વચમાં વાસનાનંદ છે, તેવો જ આ વાસનાનંદ છે. સુષુપ્તિમાં જેમ બ્રહ્માનંદ, અનુભવ વિના સ્વાનંદ કંદ છે તેમ ત્રિપુટીના ત્યાગ પછી જ્યારે ખુદ અભિન્ન-અદ્વૈત થાય ત્યારે તેને અનુભવ રહિત બ્રહ્માનંદ માનવો. એમ સ્વયં સુપ્રસિદ્ધ બ્રહ્મ, વિચાર વગર નહિ થવાય. અભ્યાસથી એટલું જ સધાય કે ચાર વિઘ્નોને હટાવીને તદાકારતા થાય. એમ લાંબો વખત અભ્યાસ થાય ત્યારે સાધક વિચારને યોગ્ય બને છે. જ્યારે "હું ત્રિપુટીથી પર, આનંદનો ભંડાર છું" એવો શુદ્ધ વિચાર થશે ત્યારે અભ્યાસના સર્વ પ્રકાર આપોઆપ ગળશે. એ માટે વિચાર થાય ત્યાં સુધી અભ્યાસ યથાયુક્ત કરવો જ. જ્યારે વિચારથી અભિન્નતા પ્રાપ્ત થશે ત્યારે અભ્યાસ કૃતાર્થ થઈ ગળી જશે. જ્યાં સુધી અભ્યાસ છે, ત્યાં સુધી ત્રિપુટી છે. અને ત્રિપુટી છે ત્યાં સુધી મૂલાજ્ઞાન છે. તેમજ મૂલાજ્ઞાન છે ત્યાં સુધી તેની સાથે પ્રાજ્ઞ છે. માટે મૂલાજ્ઞાન જાય ત્યાં સુધી જીવ કાયમ છે.

શિષ્ય-પહેલાં કહેવામાં આવ્યું કે વૃત્તિવ્યાપ્તિ વખતે ફલવ્યાપ્તિરૂપ જીવ નથી, ને અત્યારે ત્રિપુટીમાં જીવ છે, એમ તમારા કહેવામાં મોટો વિરોધ આવ્યો

ગુરુ-સમાધિમાં વિકલ્પરૂપ જીવ નથી, તે અત્યારે છે, એમ કોણ કહે છે? તે પ્રત્યક્ષ નથી જ પણ વિકલ્પનો હેતુ છે. જેવો બે દેહના વ્યાપારમાં વિકારી જીવ વિકલ્પરૂપ છે તેવો વિકલ્પરૂપ સુષુપ્તિમાં કયાં રહે છે? નથી રહેતો પણ તે હેતુરૂપે રહે છે. તમામ વિકલ્પ મૂળથી ગયા, બુદ્ધિ સાથે આભાસ પણ લુપ્ત થયો. તે પછી એકલો બ્રહ્માનંદ જ રહ્યો, પરંતુ જીવનો હેતુ મર્યો નહિ. એ હેતુ જ પ્રાજ્ઞ અભિમાની. જીવ અજ્ઞાન લઈને લીન થાય છે પણ ઉત્થાન થતાં જ પાછો વિશ્વ-તૈજસરૂપે પ્રગટ થાય છે. સુષુપ્તિમાં જીવ કિંચિત્ પણ ન હોવા છતાં ઉત્થાન થયું, તેથી જીવનો હેતુ હતો એવી કલ્પના કરવામાં આવે છે, તેમ પ્રાજ્ઞ અભિમાની તદાકારતામાં છે એવી પણ કલ્પના કરવી. તદાકાર સમાધિમાં જ્યાં સુધી ધ્યાતા, ધ્યેય ગોચર સ્થિર છે ત્યાં સુધી વિકલ્પરૂપ જીવ, વિશ્વ-તૈજસ લોપાય છે. પરંતુ એ વિકલ્પરૂપ વિશ્વ-તૈજસનો બાપ પ્રાજ્ઞ, તે ધ્યાતામાં રહેલો છે. માટે પુનઃ વિશ્વ-તૈજસનો પ્રાજ્ઞમાંથી પ્રસવ થાય છે. અજ્ઞાનથી આ સર્વ થયું અને પછી સર્વ તેમાં લય પામ્યું પરંતુ એ કારણરૂપ અજ્ઞાન, દૃઢ અભિન્ન જ્ઞાન વિના નાશ પામવાનું નથી. વૃત્તિને જે જાણવામાં આવ્યું તે ચિદ્ગગન. તે ચિદ્ગગન વૃત્તિનો લોપ થતાં જ લોપાઈ જાય છે. પછી વૃત્તિના અભાવે જે શૂન્ય અજ્ઞાન રહે છે તે ફીટતું નથી જ્યારે વૃત્તિ સાથે, વૃત્તિનો લય દેખનારો અનુભવમાં આવશે અને જ્યારે ન જાણતો નિશ્ચયથી જણાશે ત્યારે જ મૂલાજ્ઞાન નષ્ટ થશે જ્યાં સુધી જીવ સંકલ્પનું મૂળ મૂલાજ્ઞાન છે ત્યાં સુધી ભેદ હટાવ્યો જાતો નથી. વિકલ્પરૂપ જીવ ન હોય ત્યારે પણ તેનો હેતુ રહે છે. આ હેતુ, સવિકલ્પ અને નિર્વિકલ્પ બન્નેની સંધિમાં રહે છે. તેને સવિકલ્પત્વ નથી તો પણ તે સવિકલ્પમાં છે એવી કલ્પના કરવી. નિર્વિકલ્પમાં તો હેતુની વાત જ નથી. વાયુ અને વાયુનો નિરોધ વાયુ જ કરે છે એમ માનવાથી કંઈ બાધ આવતો નથી, પણ તેનો આકાશ પર આરોપ કરે, તો આકાશને તેનો સ્પર્શ થતો નથી. તેમ સવિકલ્પ જીવના હેતુનું મોટાપણું સવિકલ્પમાં જ છે શુદ્ધ નિર્વિકલ્પમાં હેતુ પણ નથી અને વિકલ્પ પણ નથી. માટે હેતુ સહિત સવિકલ્પ એ જ આભાસરૂપ જીવ તે નિર્વિકલ્પમાં કાર્ય-કારણરૂપથી અસતપણે રહે છે. બુદ્ધિ ઉત્પન્ન થતાં જ તે વિશ્વ-તૈજસરૂપથી જાગૃત-સ્વપ્નમાં ક્રીડા કરે છે. જાગૃત-સ્વપ્નના બન્ને વ્યાપારમાં એ વિકલ્પની અંદર કાર્યરૂપ જીવપણું છે સુષુપ્તિ, મૂર્ચ્છા, અને

મરણમાં અથવા જાગૃત-સુષુપ્તિની મધ્ય સંધિમાં વિકલ્પનો હેતુ રહે છે તેને કારણરૂપ પ્રાજ્ઞ કહે છે. તેમજ સમાધિકાળે વૃત્તિએ "અહંબ્રહ્માસ્મિ" એ સુખની બે પ્રકારની ઊર્મિ લીધી. તેમાં એક સામાન્ય અને એક વિશેષ. જે વિશેષ ઊર્મિ જાણી તે વિશ્વ-તૈજસાકાર થઈ, અને તે જ કાર્યરૂપ સવિકલ્પ જીવની વિકૃતિ પેદા થઈ. સામાન્યરૂપે જે સ્વરૂપાકાર ધ્યાતા, ધ્યેયમાં નિરંતર રહે છે તે જ વિકલ્પનો હેતુ પ્રાજ્ઞ અભિમાની, કારણરૂપ સમજવો. એ રીતે જાગૃતથી લઈને સમાધિ સુધી સવિકલ્પ જીવ છે, એ યથાયુક્ત હે રવિદત્ત! તને કહી દીધું. તેમાં સંશય રહ્યો નથી તેં પહેલાં બ્રહ્મ અને જીવનાં જુદાં રૂપ પૂછયાં હતાં તેમાં જીવ સવિકલ્પરૂપ છે એમ તેનું રૂપ સ્પષ્ટ રીતે કહી સમજાવ્યું.

જાગૃતથી લઈને મોક્ષ પર્યંત આ જીવ અને જીવનું કરેલું સર્વ શ્રુતિ, યુક્તિ અને અનુભવયુક્ત સહેતુક કહી દીધું. અધિક શું કહીએ? દેહથી માંડીને સ્ફુર્તિરૂપ માયા પર્યંત આ જે સર્વ સંઘ તેને સવિકલ્પ જીવ માનવો. અને આ સવિકલ્પ જીવ સિવાય જે એકરૂપ, તે નિર્વિકલ્પ બ્રહ્મ. હે રવિદત્ત! તેં એક શંકા કરી હતી કે સ્ફૂર્તિથી પર જે બ્રહ્માત્મા, તે યથાર્થ અનુભવમાં આવતો નથી. સ્ફૂર્તિમાં સાક્ષીરૂપથી માત્ર જણાય છે. તો એ તારી શંકા દૂર થાય તે માટે નિર્વિકલ્પનું સ્વરૂપ કહેવા નિમિત્તે સ્ફૂર્તિ રહિત સહજ જે એકરસ તે જ તું નિર્વિકલ્પ છે તે તારું જ્ઞાન તારામાં યથાર્થ પ્રગટ કરીને આપોઆપની ભેટ કરાવું.

ब्रह्मस्यात् निर्विकल्पकं ।

જ્યાં દ્વૈતનો હેતુ પણ સહન થતો નથી એવો તે બ્રહ્મ નિર્વિકલ્પ છે. એ બ્રહ્મ આ જગતરૂપ ભ્રાન્તિના આદિ, મધ્ય અંતમાં કાયમ છે. જગત ભ્રાંતિ એ સંપૂર્ણ જીવરૂપ વિકલ્પ છે. તેના આદિ-અંતમાં સદ્રૂપ નિર્વિકલ્પ બ્રહ્મ છે. નિર્વિકલ્પમાં સહેતુક સવિકલ્પની વાત પણ નથી અને જ્યાં જગત ભ્રમરૂપી કાર્ય અને તેના કારણની ઉત્પત્તિ જ થઈ નથી. જે સવિકલ્પ નથી તે જ નિર્વિકલ્પ. ત્યાં હેતુ નથી ને જીવત્વનો આરોપ પણ નથી. એવો પરિપૂર્ણ એકરૂપ બ્રહ્મ, આદિ, મધ્ય અંતમાં છે. નિર્વિકલ્પ કહેવાથી કોઈ કલ્પના કરશે કે અંતઃકરણ જેમ નિર્વિકલ્પ રહીને કેવળ સામાન્યપણાથી સ્ફુરે છે તેમ બ્રહ્મ પણ સ્ફુરતો હશે. પણ એ તેવો નથી. માટે જ શ્લોકના પહેલા પદમાં હેતુ વિકલ્પમાં છે એમ બતાવેલું અને બ્રહ્મમાં ધ્યેયત્વ પણ સહન થતું નથી એમ બતાવ્યું.

શિષ્ય—અવિનાશી નિર્વિકલ્પ બ્રહ્મ સર્વથી પર છે. તે કયા દેશમાં હશે, અને જ્યાં તે હોય ત્યાં તેને જોવા માટે શી રીતે જવું?

ગુરુ—તે બ્રહ્મ ત્રણ પરિચ્છેદથી રહિત છે. માટે તે દૂર દેશમાં ન રહેતાં સર્વમાં અનુસ્યૂત છે તે વિકલ્પમાં રહેવા છતાં વિકલ્પ જેવો થતો નથી. આકાશ કોઈ પણ ઠેકાણે ન હોય એવો પદાર્થ જ ક્યાંય નથી. તેમ નિર્વિકલ્પ સર્વમાં સર્વદા વ્યાપી રહેલ છે. તેના વિના એક અણુ પણ ખાલી નથી. જેમ આકાશ સર્વમાં રહેવા છતાં સર્વથી અલગ છે, તેમ બ્રહ્મ સર્વમાં વ્યાપ્ત છતાં વિકલ્પથી અલગ છે. આકાશ જેમ વાયુના વેગથી ચલિત થતું નથી, તેમ બ્રહ્મ, વિકલ્પના યોગથી વિકલ્પવાન થતો નથી. ઉપર જે સહેતુક સવિકલ્પ જીવ કહ્યો તે સર્વ સવિકલ્પમાં, નિર્વિકલ્પ નિર્વિકારી બ્રહ્મ રહેવા ઉપરાંત અનંતગણો બાકી રહેલો છે. તે નિર્વિકલ્પને જીવ અથવા બીજો કોઈ પણ પદાર્થ જાણી શકતો નથી. અને તેને જાણ્યા વિના કોઈ કદી પણ મુક્ત થનાર નથી. માટે તેને જાણવો જોઈએ અને જાણીને તે જ થઈને રહેવું જોઈએ. ત્યારે જ સાધકને મોક્ષ પ્રાપ્ત થશે; નહિ તો દૃઢ બંધન રહેશે. બ્રહ્મ સમજવામાં આવે તે માટે અનેક પ્રકારનાં નિરૂપણ પ્રથમ કહેલાં છે, અને હવે પછી પણ કહેવામાં આવશે. વિચારવાન જે સાધક હોય તેને માટે એટલી મહેનત કરવી પડતી નથી. શ્રવણ થતાં જ તે સમજી જાય છે. પણ જે મંદ બુદ્ધિ છે તેને સમજાવવા માટે જ અભ્યાસ કહ્યો, અને તે અભ્યાસથી માંડીને વૃત્તિ-વ્યાપ્તિ પર્યંત યથાયુક્ત નજીકનો રસ્તો બતાવ્યો.

હવે નિર્વિકલ્પ પ્રાપ્ત થાય તે માટે તેને અનિર્વચનથી પ્રકટ કરું છું.

હે રવિદત્ત ! પાછળ તને તૂષ્ણીભાવ કહ્યો તેમાં, તથા જાગૃત અને સુષુપ્તિની મધ્ય સંધિમાં નિર્વિકલ્પ બતાવેલો હતો. તે ચિદ્રૂપ ત્રણે અવસ્થામાં અન્વયથી એકરૂપે વ્યાપેલો છે. અવસ્થા થાય કે જાય પણ તે જરાય અધિક-ઊણો થતો નથી. જાગૃદાદિ ત્રણ અવસ્થા જીવને છે જ; તે ઉપરાંત આગંતુક મૂર્છા, સમાધિ અને મરણાદિ અવસ્થા આવે છે, તેમાં પણ તે ચિદ્રૂપ જ્ઞાન, ન્યૂનાધિક થતું નથી. તે નિર્વિકલ્પ પૂર્ણ બ્રહ્મ સામાન્ય રૂપે સર્વમાં ભરેલો છે. તેને આ સવિકલ્પ જ નીરખીને જોઈએ ત્યારે જાણવામાં આવે છે પણ મંદ બુદ્ધિને સ્ફૂર્તિથી પર નિર્વિકલ્પનો અનુભવ લીધા વિના સવિકલ્પમાં રહેલો નિર્વિકલ્પ સત્વર જાણવામાં નથી આવતો. માટે હે રવિદત્ત ! હવે હું તને સ્ફુરણાથી પર જે નિર્વિકલ્પ છે તે બતાવું છું. તું શાખાચંદ્ર ન્યાયથી સ્ફૂર્તિરૂપ શાખાનો ત્યાગ કરીને નિર્વિકલ્પરૂપ ચંદ્રને જો. પ્રથમ તું જે જે રીતે સમાધિ સાધી હોય તે વૃત્તિવ્યાપ્તિ પર્યંત અનુભવતો આવ એકાંતમા નેત્ર ઉઘાડીને જે સંધિ સાધેલી તે સંધિમાં નિર્વિકલ્પ બ્રહ્મ હતો તેનો તેં અનુભવ લીધો છે. સામાન્ય વૃત્તિ પસરતી હતી પણ તે જડ હોવાથી પ્રકાશતી ન હતી. ત્યાં નિર્વિકલ્પ બ્રહ્મ જ પ્રકાશતો હતો એ બ્રહ્મ જાણ્યાની પહેલી યુક્તિ. બીજી બ્રહ્મ જાણ્યાની યુક્તિ એ કે, નિર્વિકલ્પ વૃત્તિ ચિદ્ગગનમાં વ્યાપતી અને તરત લોપાતી તે વૃત્તિનો લોપ જેણે જાણ્યો તે જ બ્રહ્માત્મા. ત્રીજી યુક્તિ એ, કે સામાન્ય વૃત્તિ પદાર્થ પર વ્યાપેલી હોવા છતાં બુદ્ધિનો વિકલ્પ ઉત્પન્ન ન્હોતો થયો તે વખતે પદાર્થની અજ્ઞાતતા જેણે પ્રકાશી તે જ નિર્વિકલ્પ બ્રહ્મ છે બુદ્ધિનો વિકલ્પ થઈને હટી જાય ને પછી સામાન્ય વૃત્તિ કેવળ પદાર્થમય થાય તે જ્ઞાતતાને જેણે પ્રકાશી તે જ નિર્વિકલ્પ બ્રહ્મ પદાર્થ અને પદાર્થના સંધિને, સવિકલ્પ જીવ તથા બુદ્ધિને, પ્રથમ અજ્ઞાતતા અને પછી જ્ઞાતતા, તથા સામાન્ય વૃત્તિને એકીસાથ જેણે પ્રકાશી અને જે શૂન્ય વિકારને પ્રાપ્ત ન થયો તે જ નિર્વિકલ્પ બ્રહ્મ, વિકલ્પના આદિ-અંતમાં પરિપૂર્ણ છે. આ પ્રમાણે ખુલ્લાં નેત્રે બેસીને ઉપર કહ્યા પ્રમાણે જે નિર્વિકલ્પતા અનુભવી, તે જ નિર્વિકલ્પતા નેત્ર બંધ કરીને અંતરમાં અનુભવી. કલ્પિત પદાર્થ, કલ્પિત પદાર્થની સંધિ, સ્વપ્નની અજ્ઞાતતા અને જ્ઞાતતા, બુદ્ધિ અને જીવ આદિ સર્વ સમુદાયને એકીસાથ જેણે પ્રકાશિત કર્યો તે જ નિર્વિકલ્પ બ્રહ્મ ઉપર કહેલા વિકારી સમુદાયને પ્રકાશીને બ્રહ્મ, તેના જેવો વિકારી થતો નથી જેમ આકાશ વાયુમાં રહેવા છતાં જરા પણ બદલાતું નથી, તેમ નિર્વિકલ્પ બ્રહ્મ, વિક્ષેપકાળમાં વિક્ષેપાકાર થતો નથી, પણ વિક્ષેપનો લય થયા પછી શૂન્યાકારતા, સ્તબ્ધતા અને સુષુપ્તિ આદિ અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તેમાં લીન રહેલા અજ્ઞાનના અભિમાની પ્રાજ્ઞને પણ નિર્વિકલ્પ બ્રહ્મ પ્રકાશે છે. સમાધિ કાળે ત્રીજા વિઘ્ન કષાયમાં રંગ દેખાવા લાગે ને વૃત્તિ ઊછળે તથા તે વૃત્તિના જ્ઞાનમાં અને આત્મામાં ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે તેને પણ નિર્વિકલ્પ બ્રહ્મ પ્રકાશે છે. સર્વઆત્માથી જ પ્રકાશે છે. ત્રણ અવસ્થાના ત્રણ અભિમાનીઓને તે નિર્વિકલ્પ બ્રહ્મ પ્રકાશે છે "અહં બ્રહ્માસ્મિ" રૂપ વિશેષ રસાસ્વાદને તથા તદાકારતા રૂપ સામાન્ય રસાસ્વાદ કે જેમાં ધ્યેયાકાર બ્રહ્મ છે અને ધ્યાતા વિશેષસ્ફૂર્તિથી રહિત છે તેને પણ નિર્વિકલ્પ બ્રહ્મ પ્રકાશે છે તે નિરૂપણ પુનઃ કરું છું કારણકે સ્ફૂર્તિથી પર જે નિશ્ચલ બ્રહ્મ, તેનો અનુભવ થવો જોઈએ.

વૃત્તિ ઊઠીને ચિદ્ગગનમાં પસરે છે ત્યારે ધ્યેયને ગ્રહણ કરે છે અને ધ્યાતાપણું ભૂલી તદાકારતાથી તદ્રૂપ થઈને રહે છે "હું ધ્યાન કરું છું" એવી સ્ફૂર્તિ ઊઠતી નથી ત્યારે તે ધ્યેયને અવલંબે છે. અને ધ્યાતા વૃત્તિઅવચ્છિન્ન જીવચેતન હોય તો જ ધ્યાન બની શકે. ધ્યેય છે એક બ્રહ્મસુખ અને બીજો ધ્યેયને અવલંબનારો-બ્રહ્મસુખ ગ્રહણકર્તા; એમ ભિન્નત્વ હોવાને લીધે ધ્યેયથી ધ્યાતા જુદો થયો. ધ્યેય, ધ્યાતા, અને ત્રીજું ધ્યાન, એ ત્રિપુટી ધ્યાનથી ઉત્પન્ન થઈ. તેણે જ્યારે બ્રહ્મનો અનુભવ લીધો ત્યારે એક અનુભવિતા અને બીજો અનુભાવ્ય, એમ બે થયા. અને ત્રીજો અનુભવ,

એમ અનુભવને લીધે ત્રિપુટી ઉત્પન્ન થાય છે. જ્ઞાતાએ જ્ઞેયને જાણ્યું ત્યારે તે જ્ઞાતા, જ્ઞેયથી ભિન્ન થયો, અને ત્રીજું જ્ઞાન, એ ત્રિપુટી ઉત્પન્ન થઈ. એ જ પ્રમાણે સાધ્ય, સાધક અને સાધન; એ ત્રિપુટી ઉત્પન્ન થશે. ત્રિપુટી ઉત્પન્ન થાય ત્યારે કદી પણ ઐક્ય થતું નથી. માટે જુદાપણાથી ધ્યેય અને ધ્યાતા, જ્ઞેય અને જ્ઞાતા, અનુભાવ્ય અને અનુભવિતા, સાધ્ય અને સાધક; એ રીતની ભિન્નતા( જુદાઈનો ભાવ ) રહે, ત્યાં સુધી આ અભ્યાસનું કાંઈ જ ફળ નથી

બ્રહ્મ કોઈ જુદો છે અને પોતે કોઈ એક જુદો છે, એ જ અનૈક્ય. માટે ત્યાં મૂલાજ્ઞાન છે એમ સમજવું. એ મૂલાજ્ઞાન રહ્યું હોય તો કરોડો વર્ષો અને કરોડો જન્મો તપ કરે. ધ્યાન કરે તો પણ કદાપિ એકતા બનવાની નહિ. માટે જ અભિન્નતા શી રીતે થાય તેનો વિચાર કરી, ઓળખીને તેનો અમલ કરવો જોઈએ

શિષ્ય–ધ્યેય, ધ્યાતા અને ધ્યાન; એ ત્રિપુટી ઉત્પન્ન થઈ, માટે ઐક્ય થતું નથી એમ કહોછો, પણ પહેલાં તમે જ "આ બ્રહ્મવિદ્યા અચૂક બ્રહ્મપ્રાપ્તિ કરાવે છે" એમ કહ્યું હતું ને અત્યારે "ઐક્ય થતું નથી" એમ કહેવાથી આપના બોલવામાં વિરોધ આવે છે

ગુરુ–જે બ્રહ્મવિદ્યા તને કહી, તે બ્રહ્મવિદ્યા જ છે; અને તે સર્વ ઋષિ, મુનિ, સંત અને મનુષ્યને સેવવા યોગ્ય જ છે. તેના યોગથી સર્વ નિર્વિકાર બ્રહ્મને પામ્યા છે. પણ એકલા અભ્યાસથી નહિ પરંતુ વિચાર દ્વારા પામ્યા છે. જ્યાં સુધી વિચાર ઉત્પન્ન થાય નહિ ત્યાંસુધી ઐક્ય કદી પણ થવાનું નહિ: માટે વિચાર ઉત્પન્નથાય ત્યાં સુધી પ્રયત્નપૂર્વક અનુસંધાન કરતા રહેવું બ્રહ્મવિદ્યાના યોગથી જ્ઞાનની એટલી દ્દઢતા થઈ તે કદીપણ વ્યર્થ જવાની નથી તેના યોગથી વિચાર ઉપજતા એકતા થશે; તેમાં સંશય નથી બ્રહ્મવિદ્યા મોક્ષ દેનારી છે પણ વિચાર ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી જુદાપણું છે, એમ સમજવું જુદાઈ છે માટે ધ્યાતાને સુખ નથી થતું એમ નથી પણ તદાકારતાથી તે સુખરૂપ જ થયેલો છે.

વૃત્તિ, નિજ સ્વરૂપને ભૂલી જવાને લીધે બ્રહ્મસુખને છોડીને અનંત કલ્પોથી સુખદુ:ખ સહતી હતી. દરરોજ વ્યવહારમાં ક્ષીણ થતી હતી. સુષુપ્તિમાં તે બ્રહ્મસુખમાં મળતી હતી, પણ ત્યાં સુખ છે, એમ જ્ઞાન વિના તેના સમજવામાં આવતું ન હતું; માટે તે સુખ તેને સુષુપ્તિમાં પ્રાપ્ત થતું ન હતું. માત્ર અજાણપણે તે તેમાં મળતી.

વૃત્તિ અજાણતા જે સુખમા મળતી હતી, તે જાણ્યા પછી કેમ ન મળે ? જરૂર મળશે. અરે, સુષુપ્તિ અને જાગૃતની સંધિમાં સામાન્યવૃત્તિને જે સુખ થાય છે તે છોડીને પાછી વળવા ચાહતી નથી, તેનો સર્વ લોકોને અનુભવ છે, પછી સુષુપ્તિમાં તો ત્રિપુટી રહિત કેવળ બ્રહ્માનંદ છે. ત્યારે તદાકારતામાં પરમાનંદ નથી એમ કોણ કહેશે ? કોઈ પણ કહેનાર નથી.

શિષ્ય–એવા મહાન સુખાનુભવનો ત્યાગ કરીને જ્ઞાની વ્યવહારમાં પાછો કેમ આવે છે ?

ગુરુ–સુષુપ્તિમાં એ બ્રહ્મસુખ હોવા છતાં જેમ સર્વ લોક તેનો ત્યાગ કરીને જાગૃત થાય છે, તેમ જ્ઞાની પ્રારબ્ધભોગને લીધે તે સુખને છોડીને વ્યવહાર તરફ આવે છે. ઊંઘ લેનાર લોક ઊંઘમાંથી જાગૃત થાય છે પણ તે સમયનું સુખ નષ્ટ થતું નથી અને ઓછું થતું નથી. તેમ સાધક સમાધિમાંથી ઉત્થાન પામે તેથી તે સમાધિમાંનું બ્રહ્મસુખ ઓછું થતું નથી. જેમ પક્ષી પોતાનું ઘર છોડીને ચારો–પાણી લેવા માટે બહાર જાય છે અને ફરી ઘરમાં પાછું આવે છે તેથી તે પક્ષીને ઘર એ વિશ્રાન્તિસ્થાન નથી એમ શી રીતે માનવું ? તેમ સાધક વ્યવહારમાં ક્ષીણ થતાં સમાધિમાં વિશ્રાન્તિ પામે છે અને પાછો પ્રારબ્ધના ખેંચાણથી પ્રવૃત્તિમાં આવે છે. પણ પ્રવૃત્તિમાં આવવાથી ત્યાંનું સુખ ઓછું થતું નથી. પરંતુ ત્યાં જે અપાર સુખ છે તે તેમ જ છે વૃત્તિ સુખદુ:ખથી ક્ષીણ થઈ હતી, તેની ભ્રાન્તિ જતાં તે બ્રહ્મસુખમાં મળીને બ્રહ્માકાર થઈ તેને જ વૃત્તિવ્યાપ્તિ માનવી. એમ વૃત્તિ, બ્રહ્મમાં વ્યાપે છે અને "એ જ હું બ્રહ્મ" એવું સમજે છે ત્યારે વૃત્તિનું અજ્ઞાનરૂપી આવરણ નાશ પામે છે. વૃત્તિનું અજ્ઞાન જાય છે ત્યારે તે બ્રહ્મમાં તદાકાર થાય છે. એ ત્રિપુટી સહિત બ્રહ્મવિદ્યાનું રૂપ છે.

વાસનાનંદ–વૃત્તિ સુખ દુ:ખથી ક્ષીણ થઈ હતી તે બ્રહ્મસુખમાં મળી તેથી તે વાસનાવૃત્તિમાં બહુ જ પ્રીતિ ઉત્પન્ન થઈ. માટે તેને વાસનાનંદ કહે છે. અન્ય સર્વ વિષયોની પ્રીતિનો ત્યાગ થવાથી બ્રહ્મસુખમાં

રુચિ વધી અને ત્યાં જ વાસના દઢતર મળી તેથી પણ તેને વાસનાનંદ કહે છે. જેવી જાગૃત અને સુષુપ્તિની મધ્ય સંધિમાં આનંદથી બુદ્ધિ સુખી થાય છે, તેવી જ તદાકારતામાં વાસના સુખરૂપ થાય છે, માટે તે વાસનાનંદ કહેવાય છે. જે વાસનાનંદ તે જ બ્રહ્મવિદ્યા. તે જ વૃત્તિવ્યાપ્તિ. તે જ ત્રિપુટી સહિત બ્રહ્માનુભવ, અને તે જ ધ્યેયાકારે ધ્યાન છે.

**બ્રહ્માનંદ**-વિચારથી ત્રિપુટીનો ત્યાગ કરીને બ્રહ્મમાં અભિન્ન થવું તેને વાસ્તવિક શુદ્ધ અનુભવ-યુક્ત જ્ઞાન કહે છે, અને તે જ નિર્વિકલ્પ બ્રહ્માનંદ છે. જેવો સુષુપ્તિમાં શુદ્ધ બુદ્ધ આનંદ રહે છે તેવો જ વિચારથી સમાધિમાં આ નિર્વિકલ્પ બ્રહ્માનંદ રહે છે.

સુષુપ્તિમાં અજ્ઞાનને લીધે પ્રાજ્ઞ અભિમાન રહે છે. પરંતુ સમાધિમાં વિચારથી મૂલાજ્ઞાન નષ્ટ થવાને લીધે અભિન્ન સમાધાનરૂપ બ્રહ્માનંદ જ રહે છે.

પ્રથમ બ્રહ્મવિદ્યાએ અજ્ઞાનને હટાવ્યું. અજ્ઞાનની સાથે પોતે જ્ઞાન પણ નાસી ગયું. પહેલાં જે વિશેષ જ્ઞાન હતું તે બ્રહ્મમાં લુપ્ત થયું, ને પછી જે રહ્યું તે જ શુદ્ધ સામાન્ય જ્ઞાન જેમ નિર્મળીનું બી, પાણીનો મેલ કાપીને પોતે પણ નાશ પામે છે ને પછી જેમ શુદ્ધ પાણી બાકી રહે છે, તેમ બ્રહ્મજ્ઞાનથી અજ્ઞાન ગયું ને તેની સાથે વિશેષ જ્ઞાન પણ નાસ્યું એટલે છેવટે અવિનાશ નિર્વિકલ્પ ચિદ્રૂપ બ્રહ્મ રહ્યો હવે જે ત્રિપુટી રહિત નિર્વિકલ્પ બ્રહ્મ સુષુપ્તિમાં છે અને જે મન-વાણીથી અગ્રાહ્ય છે તે જ તું છે એવો અનુભવ તને દઢ કરાવું છું હે રવિદત્ત ! તેં પહેલાં પ્રશ્ન કર્યો હતો કે સ્ફૂર્તિથી પર જે બ્રહ્મ છે તે અનુભવમાં આવતો નથી, પણ ત્રિપુટી રહિત સુષુપ્તિનો બ્રહ્માનંદ જાગ્યા પછી અનુમાનથી જણાય છે. એ તારું બોલવું વિરોધી છે સુષુપ્તિનો આનંદ જાગ્યા પછી અનુમાનથી સમજાય છે તો સમાધિનો સ્ફૂર્તિથી પર બ્રહ્માનંદ, ઉત્થાન કાળે અનુમાનથી ન સમજાય એ કેમ ભલા ? જેમ સુષુપ્તિના આનંદનું જાગ્યા પછી અનુમાન કર્યું તેમ સ્ફૂર્તિથી પર સમાધિના બ્રહ્માનંદનું અનુમાન, સમાધિમાંથી ઉત્થાન થયા પછી કેમ નથી સમજાતું ? જો સમજવામાં આવતું ન હોય તો હજુ તારો સંશય ગયો નથી. તે સંશય જાય તે માટે હું તને તારું ચેતનઘન સ્વરૂપ બતાવું છું. વૃત્તિ દ્વારા ધ્યેયાકારનું ધ્યાન કરવું એવી જે તું સમાધિ સાધે છે તેનાથી જરા વિલક્ષણ અભ્યાસ તને કહું છું, તે તરફ લક્ષ દે

**શિષ્ય**-વૃત્તિવ્યાપ્તિ પછી અભ્યાસની જરૂર નથી. એક માત્ર વિચાર જોઈએ. તે વિચારથી અભિન્નતા પ્રાપ્ત કરીને રહેવું એમ તમે પહેલાં કહ્યું, ને હવે શાનો અભ્યાસ કહો છો ?

**ગુરુ**-જેનાથી વૃત્તિ રહિત બ્રહ્મ ભેટે છે તે સૂક્ષ્મ અભ્યાસ, વિચારથી જુદો નથી પણ વિચારનું એક અંગ છે માટે હે રવિદત્ત ! તું આ અભ્યાસ, સમાધિ વખતે કર. એ અભ્યાસ દઢ થયા પછી અનાયાસે અભિન્નપણાનો વિચાર થશે. પહેલાં તારી વૃત્તિદ્વારા ધ્યેયને જોવાની રીત હતી, માટે તું ધ્યાતા, ધ્યેયથી જુદો પડતો હતો. તેથી એ જોવાનું છોડીને હવે હું જેમ કહુ છું તેમ કર.

### સૂક્ષ્મ અભ્યાસ અથવા વિચારનું અંગ.

ઓતપ્રોત ચિદ્ગગનમાં વૃત્તિ ઊઠીને પસરે છે. તે વૃત્તિને ધ્યેયની દૃષ્ટિથી જો ધ્યેયરૂપ ઓતપ્રોત ચિદ્ગગન, તું પોતાને સમજ અને તારામાં સ્ફૂર્તિ કેવી રીતે ઊઠે છે અને શી રીતે પસરે છે તે જો. સ્ફૂર્તિ ઊઠે ને પસરે તે પોતે જાણે અને તે લય પામે ત્યારે તેના લયનો સાક્ષી પોતે જ એક બાકી રહે છે. વૃત્તિની દૃષ્ટિથી સાધક જોતો હતો ત્યારે વૃત્તિ વ્યાપે ત્યાં સુધી ધ્યેયનું જ્ઞાન રહેતું અને વૃત્તિનો લય થયા પછી અજ્ઞાન પ્રાપ્ત થતું, તેથી બ્રહ્મને શૂન્ય માનીને સાધક સંશયમાં પડયો. વૃત્તિના લોપ સાથે જ ધ્યેય લોપાય છે, તેથી વૃત્તિ ન હોય ત્યારે જ્ઞાન નાશ પામે છે અને વૃત્તિનો લય થયા પછી તે પુનઃ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી ખાલી શૂન્યાકાર સ્થિતિ રહે છે. વૃત્તિ ઊઠયા પછી સર્વ પહેલાંની જેમ દેખાવા લાગે છે ને વૃત્તિનો લોપ થતાં તુરત જ શૂન્યાકાર થાય છે. એ રીતે એક-સરખો ક્રમ ચાલતો રહે છે

શૂન્ય એટલે કાંઈ જ નહિ. બ્રહ્મ હોવા છતાં, જે

કશું નથી તે (શૂન્ય) જ બ્રહ્મ છે એમ લાગે છે. આ નિશ્ચયથી સાધક વારંવાર સંશયમાં અને જન્મમરણના ધોખામાં પડે છે. વૃત્તિ ઊઠતાં જ્ઞાન ઉત્પન્ન થાય, તે જ્ઞાન વૃત્તિનું છે એમ સાધક સમજે છે. વૃત્તિનો લોપ થતાં તેનું જ્ઞાન પણ આપોઆપ નષ્ટ થાય છે, ને પછી શૂન્યરૂપ અજ્ઞાન રહે છે. વૃત્તિરૂપ ધ્યાતાની, વૃત્તિ છે ત્યાં સુધી ધ્યેયાકારતા થાય છે. તે ધ્યેય તથા વૃત્તિરૂપ ધ્યાતા બન્ને ભાવનો પણ વૃત્તિના લય સાથે લોપ થાય છે. ત્યાર પછી શૂન્ય રહ્યું હોય એમ લાગે છે. વૃત્તિરૂપ ધ્યાતા, ધ્યેયાકાર થયો ત્યારે કાંઈક સુખ લાગ્યું, તે સુખ, વૃત્તિનો લય થયો ત્યારે નાસી ગયું, ને પાછું શૂન્યપણું આવ્યું. એમ વાસનાનંદમાં શૂન્યપણું જ સુખરૂપ સમજાયું. વૃત્તિની દૃષ્ટિથી ધ્યેયને જોવાના અભ્યાસનું પરિણામ શૂન્ય જ આવે છે. તેનાથી વધારે કાંઈ પણ પ્રાપ્ત થતું નથી.

બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ, વૃત્તિના સમજવામાં આવ્યું નહિ તેથી, જે છે જ નહિ, એવા શૂન્યમાં બ્રહ્મની ભાવના કરી. બ્રહ્મની ભાવના વૃત્તિ કરે છે તેથી જ્ઞાન પણ વૃત્તિમાં છે, એમ થયું, ત્યારે બ્રહ્મ સહજ જડ છે એમ ઠર્યું ! તેમજ વૃત્તિ ઉત્પન્ન થતાં ધ્યેયાકારથી જે સુખ થાય છે તે સુખ, વૃત્તિ રહે, ત્યાં સુધી રહે છે ને વૃત્તિનો લય થયા પછી શૂન્ય અજ્ઞાન બાકી બચે છે તેથી બ્રહ્મ સુખરૂપ નથી એમ ઠર્યું. એવી રીતે શૂન્યપણાથી અસત્ જડ, દુઃખરૂપ લક્ષણવાળો કોઈ એક બ્રહ્મ છે એમ ઠર્યું, અને બ્રહ્મનાં સત્, ચિત્, આનંદ; લક્ષણ વૃત્તિમાં આવ્યાં ! અર્થાત્ એ લક્ષણનો વૃત્તિ, પોતાના પર આરોપ કરીને બેઠી. ખરું જોતાં એ લક્ષણો તેનાં નથી. એવા વૃત્તિરૂપ ધ્યાતાને ઉત્થાનકાળે સંકલ્પ ઊઠે છે ત્યારે પાછું પહેલાંની જેમ દુઃખ થાય છે. એવી રીતે તે ધ્યાતાએ ભારે મહેનતથી અભ્યાસ કર્યો પણ તેને આખરે શૂન્ય બ્રહ્મ પ્રાપ્ત થયો. શૂન્ય એ જ બ્રહ્મ છે એવો જેને નિશ્ચય અને અનુભવ થયો તેનો અભ્યાસ વ્યર્થ ગયો, એમ કેમ ન માનવું ? જે સાધક શૂન્યસંદેહમાં પડેલો છે, તે કલ્પ પર્યંત તે સ્થિતિમાં રહે તો પણ તે શૂન્યના નિશ્ચયથી કદીપણ મુક્ત થવાનો નહિ. હે રવિદત્ત ! એ પ્રમાણે વૃત્તિના અભ્યાસથી ઘાત થાય છે, માટે એ અભ્યાસ છોડીને ધ્યેયની દૃષ્ટિથી વૃત્તિને જોવાનો અભ્યાસ કર. આ અભ્યાસ, વિચારમાં ઉપયોગી છે.

ધ્યેયરૂપ પૂર્ણબ્રહ્મમાં વૃત્તિનું એકદેશી ભાન થાય છે. તેના ઊઠવા–પસરવાનું અવલોકન થાય છે ત્યારે તેનો લય સહજ જણાવા લાગે છે. ધ્યેયના જ્ઞાનથી સાધક વૃત્તિને જાણે છે કે એ વૃત્તિ, હું જે ચિદ્ગગન છું તે મારામાં ઊઠી છે. પછી તે વૃત્તિ, ચિદ્ગગનમાં લય પામે છે ત્યારે તેના લયને જે જાણે છે તે જ્ઞાનઘન લયસાક્ષી, વૃત્તિના આદિ, મધ્ય અને અંતમાં રહે છે, ને પોતાની દૃષ્ટિથી તે વૃત્તિની સર્વ સ્થિતિ જુએ છે. જે વૃત્તિની સ્થિતિ જોનારો જ્ઞાનઘન સાક્ષી રહ્યો, તે જાણ્યા વિના આપોઆપ અનુભવમાં આવ્યો. પછી સ્ફૂર્તિ ઊઠે છે ત્યારે તે મિથ્યા છે એવો અનુભવ થાય છે. એવી રીતે વૃત્તિમાં અસત્ રૂપતા આવે છે અને બ્રહ્મની સદ્રૂપતા બ્રહ્મમાં રહે છે. એવી પ્રતીતિ, વૃત્તિના અભાવ પછી થવા લાગી. વૃત્તિનો અભાવ જેણે જોયો તે જ્ઞાનઘન બ્રહ્માત્મા પરિપૂર્ણ છે, એ ભાવ લઈને સાધક વૃત્તિનું જડપણું જોવા લાગે છે. વૃત્તિ પસરીને જેના સુખથી સુખરૂપ થઈ હતી, તે પૂર્ણ સુખઘન પોતેજ છે. વૃત્તિમાં સુખ છે જ ક્યાં ? એ પ્રમાણે ધ્યેયની દૃષ્ટિથી વૃત્તિને જાણવા લાગ્યો, ત્યારે વૃત્તિ અસત્ જડ દુઃખ રૂપ છે અને પોતાના સ્વરૂપનો અનુભવ આવ્યો છે તેથી પોતે અસ્તિ, ભાતિ, પ્રિય બ્રહ્મ છે એવો નિશ્ચય થાય છે. વૃત્તિનો અભાવ જાણનારો બ્રહ્મ છે, માટે તે અભાવ જોનારો સાધક પોતે જ થયો ! એ પ્રમાણે પોતાનું અસ્તિપણું સમજાયું, તેમ વૃત્તિના લયને જાણવાથી પોતાનું ભાતિ (ચિદ્રૂપ) લક્ષણ પણ સમજવામાં આવ્યું. વૃત્તિનો લય થાય છે ત્યારે વૃત્તિનું સુખ લોપાય છે. પછી જે નિજસુખ રહે છે તે જ પ્રિય, તે જ આનંદ. તેને અનુભવનાર કોઈ રહેતું નથી. પોતે જેમનો તેમ જ રહે છે. એ રીતે સચ્ચિદાનંદ, પોતે એક જ છે અને વૃત્તિ અસત, જડ, દુઃખાત્મક છે એવો વિચાર, આ અભ્યાસથી પ્રાપ્ત થાય છે.

જો વૃત્તિનો અભાવ એકાએક સમજવામાં ન આવે તો વૃત્તિની સંધિનો પ્રકાર જોવો. એક વૃત્તિ

ઊઠી, ચિદ્દગગનમાં પસરી અને લય પામી. પછી બીજી જ્યાં સુધી ઊઠે નહિ ત્યાં સુધી સંધિ દેખાય છે. તે સંધિને જ વૃત્તિનો લય માનવો. જેટલો વખત સંધિ રહે તેટલો વખત તેના લયનો અનુભવ આવ્યો. લયનો અનુભવ, વૃત્તિ વિના જાણ્યો, માટે તે જાણવું બ્રહ્મનું ચિદ્રૂપ લક્ષણ છે. "જાણવું" એ બ્રહ્મનું ચિદ્રૂપ લક્ષણ છે, એમ કહેવાથી બ્રહ્મ તે લક્ષણથી જુદો હશે એમ કોઈને લાગશે પણ તેમ નથી. જે ચિદ્રુપ તે જ બ્રહ્મ છે. કારણ કે અહીં લક્ષ્ય અને લક્ષણ બે નથી. પણ એક બ્રહ્મ જ લક્ષ્ય લક્ષણ છે. જેમ રાહુ અને રાહુનું માથું એ બે નથી. પણ જે માથું તે જ રાહુ અને જે રાહુ તે જ તેનું માથું છે. માથામાં અને રાહુમાં ભિન્નતા નથી. તેમ ચિદ્રૂપ બ્રહ્માત્મા લક્ષ્યલક્ષણ-રૂપ એક જ છે.

. સંધિ પછી વૃત્તિ ચિદ્દગગનાકારે થાય ત્યારે સાધકે જ્ઞાતતા–અજ્ઞાતતા જોવી. વૃત્તિ ઊઠ્યા પછી જ્યાં સુધી તેને બ્રહ્મ સમજવામાં ન આવે ત્યાં સુધી અજ્ઞાતતા હોય છે. પછી જ્યારે તેને "એ જ બ્રહ્મ છે" એવું સમજાયું અને સમજીને સ્થિરતા થઈ તેને જ્ઞાતતા કહે છે.

એ રીતે વૃત્તિનું ઊઠવું, પસરવું અને લોપાવું, એ, જે જાણે છે તે જ ચિદ્રૂપ બ્રહ્માત્મા અવિનાશી છે. અને તે જ નિર્વિકલ્પ બ્રહ્મ હું પોતે છું. નિર્વિકલ્પ બ્રહ્મ વિના વૃત્તિ, પોતે પોતાનો લય જાણતી નથી. પણ જેના પ્રકાશથી જ્ઞાતતા–અજ્ઞાતતા સમજાય છે તે જ લય જોનારો બ્રહ્મ છે. વૃત્તિનું ઊઠવું–પસરવું ચિદ્રૂપ ઓળખે છે. પણ વૃત્તિ છે ત્યાં સુધી સંશય રહે છે કે, એ જાણવું વૃત્તિનું છે કે બ્રહ્મનું છે ? પરંતુ જ્યારે વૃત્તિનો લય થઈ જાય છે ત્યારે જાણવા માટે વૃત્તિ તો રહેતી નથી, પણ બ્રહ્મ જ રહે છે. તેથી વૃત્તિ ઊઠવા અને પસરવા વખતે પોતે પોતાને જાણતી નથી; કારણ કે તે જડ છે, અને બ્રહ્મ ચિદ્રૂપ છે. કોઈ પણ વખતે વૃત્તિ સ્વત: જાણતી નથી. તેનું ઊઠવું–પસરવું ઇત્યાદિ સર્વ વાર્તા નિર્વિકલ્પ ચિદ્રૂપ બ્રહ્મજ જાણે છે. તે નિર્વિકલ્પ જ્ઞાન ખરું છે એવો અનુભવ જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી ખરેખર વૃત્તિ જ જાણતી હોય એવું લાગે છે. વૃત્તિનો લય વૃત્તિ દેખતી નથી તે વખતે દેખનારો નિર્વિ-કલ્પ જ રહે છે. માટે સર્વકાળ જોનારો તે જ ખરો જોનારો છે. તે સિવાય વૃત્તિ જોનારી છે એવું કોઈ વખતે લાગે છે, પણ તે સર્વકાળ જોવા માટે ટકતી નથી. એ ઉપરથી વૃત્તિનું જોવું ખરું નથી. હે રવિદત્ત! હું હવે તને પૂછું તેનો જવાબ દે. વૃત્તિનો લય તારા અનુભવમાં આવ્યો કે નહિ ? જો તેં વૃત્તિનો લય જોયો હોય તો પછી તને વિચાર કહું; અને તે લયનો અનુભવ આવ્યો ન હોય તો તું પુન: ધ્યેયની દૃષ્ટિથી જોવાનો અભ્યાસ કર.

શિષ્ય રવિદત્ત (નમસ્કાર કરીને)–મને વૃત્તિના લયનું જ્ઞાન થયું, પણ બ્રહ્માત્મા કેવો છે તે સમજાતું નથી

ગુરુ–જે બ્રહ્માત્મા, તે જ તારું નિજધામ છે, તે ધામમાં તને હમણાં જ દાખલ કરું છું. હે રવિદત્ત! અજ્ઞાનરૂપી અમાસ પરમ દિવસે ગઈ. કાલનો દિવસ પડવાનો, જે સમાધિ અભ્યાસ તે પણ ગયો. આજ સ્વાનુભૂતિ બીજનો ઉદય થયો છે. એવી શુદ્ધ બીજના ઉદય વખતે વૃત્તિની સંધિનો સમય થયો છે અને એ જ વખતે જ્ઞાતતા–અજ્ઞાતતા-રૂપી મંદ અંધકારની સ્થિતિ પ્રગટ થઈ છે. એવા સમયમાં બ્રહ્માત્મા ચંદ્ર, ચિદ્દગગનમાં પશ્ચિમ તરફ ઊગેલો છે. તું માત્ર ચિદ્દગગનમાં દૃષ્ટિ પ્રસરેલી હોવાથી તેને દેખતો નથી; પણ તે બ્રહ્માત્મારૂપી ચંદ્ર, હું તને બતાવું છું. જે સ્ફૂર્તિ પસરેલી છે તે જ વૃક્ષ. તે વૃક્ષમાંથી સૂક્ષ્મ શાખા નીકળી છે. તેનાથી અતિ સૂક્ષ્મ રેખા, બ્રહ્માત્મા ચંદ્રની છે. એ રેખા, મેં મારી વિચારરૂપ અંગુલીથી અનુભાવ્ય અંતરાકાશમાં બતાવી; પણ તું હવે વિચાર-દૃષ્ટિથી તે રેખાને જો. આના કરતાં બીજી રીતે અમને બતાવતાં આવડતું નથી અને વાણીથી બોલીને કહેતાં પણ આવડતું નથી. હે રવિદત્ત! હવે કહું છું કે, તારો ચંદ્ર તું જ છે. બસ, આથી વિશેષ અમારી પાસે શબ્દ નથી. અમારું કથન ખરું છે કે ખોટું તે તું વિચારની આંખથી જો.

'જો' એમ કહ્યું તેથી તું, તારાથી જુદો ચંદ્ર

માનીને જોવા માટે જઈશ તો ફસાઈશ. કારણકે જોવા, જાણવા અને લક્ષ્યને લક્ષવા માટે તારે વૃત્તિનો આશ્રય લેવો પડશે. વૃત્તિના અવલંબનથી ત્રિપુટી ઉત્પન્ન થશે, અને ત્રિપુટી ઉત્પન્ન થઈ એટલે વિજ્ઞાત તે જ અવિજ્ઞાત થાય છે. વળી વૃત્તિનો લય થયા પછી શૂન્યસંદેહમાં પડીશ. માટે તું જોવા, જાણવા અને લક્ષવાના નાદે ચડીશ મા ! કેમકે તે જુદાપણું દેખાડનારા માર્ગ છે. માટે એ માર્ગ છોડીને તું અહીં ઉપયોગી જે વિચાર છે, તે વિચાર કરવાના નાદમા લાગ. જો તું બ્રહ્મને જાણવાના નાદમાં લાગીશ, તો જેમ જેમ જાણીશ તેમ તેમ ભિન્નપણાથી જુદો પડીશ; અને જાણવાના નાદમાં લાગવાથી તને કલ્પાંતે પણ વિચાર ઉત્પન્ન થવાનો નહિ માટે હે રવિદત્ત ! તું વૃત્તિજ્ઞાનનો ત્યાગ કરીને વિચાર કરવામાં લાગી જા. હવે હું તને વિચાર કહું છું

## બ્રહ્મ વિચાર

તેં જે વૃત્તિનો લય જોયો, તે વૃત્તિનો લય વૃત્તિને તો સમજાયો નથી જ; કારણકે વૃત્તિ શૂન્ય થઈ ગઈ તે શૂન્યને પોતાનો અભાવ શી રીતે સમજાય ? તે માટે તો તું અખંડ એકરસ અસંગ પરમાત્માની નિજ દૃષ્ટિની જ મહત્તા જોઈએ. વૃત્તિનો લય, વૃત્તિની મદદ વિના જે સ્વત જાણે છે તે જ શૂન્યને જોનારો તુ ચિદ્રૂપ છે

શિષ્ય–વૃત્તિના લયને જાણે છે તે બ્રહ્માત્મા જાણવમાં કેમ આવતો નથી ?

ગુરુ–તે જાણવામા આવે, પણ તેને જાણનારો તેના જેવો બીજો અવિનાશી હોય ત્યારે ને ? વૃત્તિએ કરોડો વર્ષ સુધી શોધ કરી, પણ તેને તે સમજાયો નહિ વૃત્તિના અભાવને શૂન્ય માનવામાં આવે, તો તે શૂન્યને બ્રહ્માત્મા સમજાય એમ કહેવું તે તો કેવળ નિરર્થક છે વંધ્યાનો પુત્ર આકાશનાં રજકણને તાકીતાકીને જુએ છે, એ બોલવું જેમ સંભવતું નથી, તેમ અજ્ઞાન જાણે છે, અજ્ઞાન છે એ બોલવું પણ સંભવતું નથી. જે ઉત્પન્ન જ થયુ નથી તે આંધળું નથી અને દેખતું પણ નથી તે શૂન્ય અજ્ઞાન, અનત અપાર પરમાત્માને શી રીતે જાણી શકે ? તે માટે શૂન્ય, શૂન્યપણાને લીધે જોઈ શકતું નથી અને વૃત્તિ, તે બ્રહ્માત્માને જાણી શકતી નથી કારણકે વૃત્તિનું જાણેલું કદીપણ સાચું હોતુ નથી ત્યારે હવે આ બ્રહ્માત્માને કોણ જાણી શકે, તેનો પૂરેપૂરો વિચાર કરીને મને કહે.

શિષ્ય–બ્રહ્મ પોતે પોતાને જાણે તો ?

ગુરુ–એ વિરોધી વચન છે. પોતે પોતાને શી રીતે જાણે ? આંખ પોતાને દેખતી નથી જીભની રુચિ જીભથી લેવાતી નથી; તેમ માણસ મોટા કષ્ટથી પણ પોતાની ખાંધ પર પોતે ચડીને બેસી શકતો નથી. નેત્ર, અરીસાના યોગથી નેત્રને જુએ છે, પણ તે તેનું ખરું જોવું નથી અરીસાને નેત્ર નથી, તેથી તે અરીસામાં જે નેત્ર જોયાં, તે જોવાનાં નેત્ર ખરાં નથી, પણ મિથ્યા છે મૂળ જોવાનાં નેત્રે, અરીસાને તથા તેમાં દેખાતા આભાસરૂપ નેત્રોને જોયાં પણ પોને પોતાને દેખ્યાં નહિ, ને દેખાવાનાં પણ નહિ તેમ પરિપૂર્ણ જે બ્રહ્માત્મા, તે પોતાને "હું અમુક" એમ જાણી શકતો નથી. વૃત્તિ ઊઠે છે ત્યારે જ્ઞાતા, ધ્યાતા અને સાધક ભાસમાન થાય છે ત્યારે તે વૃત્તિને અને ભાસમાનને આત્મા જાણે છે. ધ્યાતા, સાધક ઇત્યાદિ સર્વ પણ મિથ્યા જ છે. તેનું જાણવું ન જાણવા જેવું જ છે. તેમાં તેની મોટી બહાદુરી નથી મિથ્યા વસ્તુથી ભિન્ન જે આત્મા રહ્યો છે, તે તેના પોતાના જાણવામાં આવતો નથી. જેમ નેત્ર નેત્રના જોવામાં આવતાં નથી તેમ બ્રહ્મ બ્રહ્મના જોવામાં આવતો નથી. બ્રહ્માત્મા પોતે પોતાને જોતો નથી, પણ વૃત્તિને, વૃત્તિમાં રહેલા જીવને અને ઈશ્વરને જુએ છે. આખ પોતે પોતાને જોતી નથી પણ અરીસાને તથા આભાસને જુએ છે આંખ, પોતાને જોતી નથી તેથી તેનું જોવું વ્યર્થ છે એમ માનવામાં આવતું નથી; તેમ બ્રહ્મ, બ્રહ્મને જોતો નથી તેથી તેનું ચિદ્રૂપ લક્ષણ વ્યર્થ નથી. રાત્રે જ્યાં સુધી દીવો ન થાય ત્યાં સુધી આંખ અંધારાને જુએ છે તેમ જ્યાં સુધી વૃત્તિ ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી બ્રહ્મ તેના લયને જુએ છે. રાત્રે દીવો કર્યા પછી અંધારાનો નાશ થાય છે ને વખતે આંખ પ્રકાશને જુએ છે. તેમ વૃત્તિ ઉત્પન્ન થાય છે ત્યારે તે બ્રહ્મના પ્રકાશથી પ્રકાશે છે રાત્રે દીવો થવાથી અંધારું નાસે છે. પછી

દીવા અને નેત્રના સહકારથી સામે રહેલી ઘરમાંની નાનીમોટી વસ્તુઓ દેખાવા લાગે છે; તેમ બુદ્ધિએ કલ્પેલા જે જે સ્વપ્નમય પદાર્થ ઉત્પન્ન થાય છે, તે તે બ્રહ્મ અને વૃત્તિ, બન્ને મળીને જુએ છે. મંદ દૃષ્ટિને લીધે રાત્રે પુસ્તક વાંચવા માટે નેત્ર, ચશ્મા અને દીવો હોય ત્યારે પુસ્તક વાંચવાનું બની શકે છે. તેમ જાગૃતનો વ્યાપાર થાય ત્યારે બ્રહ્માત્મા, વૃત્તિ, બુદ્ધિ અને ઇન્દ્રિયોનું કામ પડે છે, અને તો જ તે વ્યાપાર થાય છે.

રાતને વખતે જોવા માટે નેત્ર ચશ્મા અને દીવો જોઈએ. તેમાં દીવો અને ચશ્મા એ બે છે. માત્ર નેત્ર નથી, તેથી તે બન્ને સાધનો વ્યર્થ થયાં. કારણકે જેનાથી જોવાનું હોય છે, તે મુખ્ય નેત્ર જ નથી! પછી તે દીપક અને ચશ્માનો શો ઉપયોગ? તેવી રીતે બુદ્ધિ, વૃત્તિ અને જ્ઞાનેન્દ્રિયોનો સમુદાય છે, પણ તેને પ્રકાશનારો એક આત્મા ન હોય તો તે સમુદાયનો શો ઉપયોગ? બ્રહ્માત્મા ન હોય તો એ સર્વ સમુદાય વ્યર્થ છે. એ બ્રહ્માત્મા જાણનાર ખરો છે પણ આ સમુદાયને લીધે જ્ઞાન વિશેષાકારે ઉત્પન્ન થયું ત્યારે તેનાથી બ્રહ્મનું સામાન્ય જ્ઞાન ઢંકાયું. તેથી જ્ઞાનેન્દ્રિયો જાણે છે એમ સર્વને લાગવા માંડયું. મંદ દૃષ્ટિને લીધે આંખે સ્પષ્ટ નહિ દેખાવાથી જે ચશ્મા લગાવવા પડયાં, તે ચશ્મા છે તેથી જ દેખાય છે; નહિ તો ન દેખાય, એમ મૂર્ખાઓ સમજે છે પણ સુજ્ઞજન તો જાણે છે કે ચશ્માથી દેખાતું હોય એમ લાગે છે પણ આંખ જોતી ન હોય તો એકલાં ચશ્માં જોવાનું કામ કરી શકતાં નથી; માટે ચશ્માથી દેખાતું નથી. તેમ વિચારવાન જાણે છે કે જાણનાર એક બ્રહ્માત્મા છે. વૃત્તિ, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિયો એ સર્વ જોવા–જાણવાનું કામ કરે છે પણ તે સ્વતંત્ર રીતે જાણી શકતાં નથી, માટે તે ઉપકરણો–સાધનો છે.

રાત્રે દીવો અને નેત્ર હોય પણ એક ચશ્મા ન હોય તો સૂક્ષ્મ અક્ષર દેખાતા નથી. આંખ સૂક્ષ્મ અક્ષર દેખતી નથી, પણ બીજા તમામ પદાર્થને દેખે છે. એ જોવું ચશ્મા વિના કેવળ આંખથી બને છે. તેમ જ્ઞાનેન્દ્રિયો વિના જાગૃતનો વ્યાપાર થતો નથી, પણ વૃત્તિ દ્વારા બ્રહ્માત્મા કલ્પિત પદાર્થોને જાણે છે. રાતને વખતે ઘરમાં કોઈ વસ્તુ ન હોય, પણ એક માત્ર દીવો હોય તો પ્રકાશ સહિત દીવાને જોનાર કેવળ નેત્ર જ છે. તેવી રીતે બુદ્ધિ સાથે આભાસ–જીવ લોપાયો, એક સામાન્ય વૃત્તિનું સ્ફુરણ માત્ર રહ્યું; તે વખતે વૃત્તિને અને વૃત્તિમાં રહેલ આભાસને એક બ્રહ્મ જ જાણે છે. ઘરમાં દીવો ઠારી નાખે ત્યારે જે અંધારૂં થાય તેને જ આંખ જોવા માંડે છે. તે જ પ્રમાણે બ્રહ્મ, સ્ફૂર્તિની જે શૂન્ય દશા, તેને જોવા માંડે છે. જેણે અંધારું જોયું તે આંખ જેમ અંધ નથી, તેમ વૃત્તિનો લય જેણે જોયો તે ચિદ્રૂપ નથી એમ શી રીતે કહેવાય? હે રવિદત્ત! અંધારૂં જોવા માટે જેમ આંખને કોઈ સાહિત્યની જરૂર નથી તેમ વૃત્તિનો લય જોવા માટે બ્રહ્મને કોઈ સાધન–સાહિત્યની જરૂર પડતી નથી. જે સાધન વિના દેખનાર તે જ ખરાં નેત્ર છે, તેમ ઉપકરણ વિના જાણે તે જ ખરો જાણનાર છે. ખરા જાણનાર વિના સાહિત્યો અને ઉપકરણો ખાલી પસારારૂપ જ છે. ખરું જોવું અને જાણવું કેવળ નેત્રનું અને બ્રહ્મનું જ છે.

આંખમાત્ર પોતાને જોતી નથી, તેમ આત્મા પોતાને ઓળખતો નથી તેથી કાંઈ તેનું જોવું અને જાણવું ઓછું થતું નથી માટે હે રવિદત્ત! બ્રહ્મને જાણવાની ઈચ્છા કરવી એ વ્યર્થ છે! બ્રહ્મનું એ જ જ્ઞાન સમજવું કે કાંઈ ન હતું ત્યારે વૃત્તિનો લય જેણે જોયો તે જ બ્રહ્માત્મા છે અંધારાને જોનાર તે જ આ પ્રત્યક્ષ નેત્ર છે. તેમ વૃત્તિના લયને જાણનારો તે જ આ બ્રહ્માત્મા છે. જેમ નેત્ર ન જોવા છતાં જોયા સમાન છે, તેમ આત્મા, ન જોવા છતાં જોયા પ્રમાણે જ છે. આ જ્ઞાનઘન આત્મા વિચારથી પ્રત્યક્ષ અપરોક્ષ સમજવામાં આવ્યો. આ પ્રમાણે ન જાણીને જાણવું એ જ શ્રુતિ અને અનુભવથી ખરું જ્ઞાન ઠરે છે. તે સિવાયનું જે જ્ઞાન, તે અજ્ઞાન જ સમજવું; એમ શ્રુતિ અને જ્ઞાની કહે છે. જાણવામાં એક વૃત્તિનો લયમાત્ર જાણવો જોઈએ. એ જાણ્યા વિના મોક્ષરૂપ જ્ઞાનનો વિચાર કરે તોપણ તે ઠીક નથી.

હે રવિદત્ત! તને વૃત્તિના લયનો ખરો અનુભવ આવ્યો ન હોય તો પુનઃ લયપ્રતીતિનો

ઉપાય કહું છું, સાંભળ. વૃત્તિ ક્યાંથી ઉત્પન્ન થાય છે અને કયે ઠેકાણે લય પામે છે તે તારા બ્રહ્મરૂપથી બરાબર જો. વૃત્તિ ઊઠતાં જ વૃત્તિનું અધિષ્ઠાન જ્ઞાનઘન થઈને બેસ. વૃત્તિ ઊઠીને પસરવા લાગે, ત્યારે પોતે તેની સાથે ઊઠીને પસરવું નહિ. પાણીમાં બૂડવાનો અભ્યાસી માણસ જ્યારે પાણીને તળિયે બેસે છે ત્યારે ગુમાવેલી વસ્તુ પ્રાપ્ત કરે છે, તેમ વૃત્તિના અધિષ્ઠાનરૂપ થઈને પોતે બેસવું. વૃત્તિ ઊછળે ત્યારે તેની સાથે પોતે ઊછળવું નહિ. પાણીનો સ્વભાવ જ એવો છે કે જે બૂડ્યું હોય તેને ઉછાળીને ઉપર લાવે. તેમ વૃત્તિનો સ્વભાવ પણ એવો છે કે જે તળિયે ગયું હોય તેને ઉપર ખેંચવું. પાણીમાં બૂડનારને તળિયે જવાનું હોય છે ત્યારે તે પાણીને ઉપર ફેંકે છે ને ત્યારે જ તેને પાણીનું તળિયું મળે છે. તેમ સાધકે વૃત્તિનું અધિષ્ઠાનપદ સંપાદન કરવા માટે તે વૃત્તિને ઉપર ફેંકવી અને અધિષ્ઠાન થઈ બેસવું. પાણીને જો નીચે દબાવવામાં આવે તો દબાવનારને ઉછાળીને તે ઉપર લાવે છે. તેમ વૃત્તિને જો બળથી રોકવા જાય તો રોકનારને સાથે લઈને તે ઉપર ઊછળે છે. માટે પાણીને દાબવું નહિ, પણ ઉપર ફેંકવું એટલે પછી સહજ તળિયું મળશે. તેમ વૃત્તિનું ઊછળવું બંધ થયા પછી સહજ વૃત્તિના અધિષ્ઠાનરૂપે આપણે જ બાકી રહેવાનું છે. વાસ્તવિક આપણે અધિષ્ઠાન જ છીએ. વૃત્તિ સાથે જરા પણ ઊછળતા નથી, પણ સાધકને ખાલી ભ્રાન્તિ થાય છે કે પોતે વૃત્તિની સાથે ઊછળી આવ્યો!

એ ભ્રાન્તિનો ત્યાગ થાય ત્યારે પોતે અધિષ્ઠાન ચિદ્‌ઘનરૂપે રહે છે, અને વૃત્તિનું ઊઠવું તથા લોપાવું પોતાની સામે દેખે છે પોતે જ્યારે વૃત્તિમાં આવતો નથી ત્યારે વૃત્તિ ઊઠીને તુરત લોપાઈ જાય છે. પછી તેનો લય જાણનાર પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. તે લયને જે જાણે છે તે જ નિર્વિકલ્પ બ્રહ્માત્મા. તેની દૃષ્ટિનો કદીપણ લોપ થતો નથી. જેમ અંધારું જોનારી આંખને અંધપણાની આપદા આવતી નથી પણ જોવું એ તેનું સ્વભાવલક્ષણ છે તેમ વૃત્તિના લયને જોવો એ ચિદ્રૂપ બ્રહ્મનું સ્વાભાવિક લક્ષણ છે. જે સાધક એ લક્ષણ જાણે છે તે જ ખરો જ્ઞાતા છે. તેને નિર્વિકલ્પ ચિદ્રૂપનું યથાર્થ જ્ઞાન માનવું. એ જ જ્ઞાન, સાધકની સંસાર-ખેપને તોડશે. એ લય જાણનાર ચિદ્રૂપ સર્વદા સઘન છે જરા પણ ઘટતો નથી. માટે તે જ ત્રિકાલાબાધિત સદ્રૂપ સર્વદા છે જ છે. તે પ્રમાણે ચિદ્રૂપ ત્રિકાલાબાધિત હોવા છતાં મંદ બુદ્ધિના લોક, વૃત્તિના લય પછી ચિદ્રૂપ પણ નથી જ એમ કહે છે. અને તેને લય સમજાતો નથી, માટે શૂન્યની કલ્પના કરે છે. મંદ મતિના લોકોએ બ્રહ્મને શૂન્ય અને અજ્ઞાન માન્યો તેથી તે શૂન્ય અને અજ્ઞાન બની જતો નથી. પણ જે પ્રયત્ન કરીને શૂન્યસંદેહમાં પડે છે તે માત્ર પોતાનું હિત છોડે છે. તે મૂર્ખોને અમારે કશું કહેવાનું નથી પણ જે ખરો સાધક હોય તેને આજ એટલું જ કહું છું કે તારે શૂન્યસંદેહમાં પડવું નહિ, પણ જે જ્ઞાનઘન છે તેને જ જાણવો. તે માટે શૂન્યનું ખંડન કરું છું. અહીં પ્રથમ શૂન્યવાદીની શંકા રજૂ કરું છું.

### શૂન્યખંડન

**શૂન્યવાદી**–સૃષ્ટિ પહેલાં અસત્ જ હતું એમ શ્રુતિ જ કહે છે. વૃત્તિ વિના સમાધિમાં પણ એવો જ અનુભવ આવે છે. જ્યાં સુધી વૃત્તિ છે ત્યાં સુધી જ્ઞાન થાય છે વૃત્તિનો અભાવ થયા પછી ખાલી શૂન્યતા જ રહે છે. બ્રહ્મ છે, એમ જો માનીએ તો તે અનુભવમાં આવતો નથી. માટે બ્રહ્મ શૂન્યરૂપ જ છે.

**સિદ્ધાન્તી**–'અસદ્ એવ અગ્ર' એમ શ્રુતિએ જે કહ્યું છે તેનું તાત્પર્ય જુદું છે. સ્ફૂર્તિથી લઈને જેટલું દેહાદિક જગત છે તે સર્વ અસત્ રૂપ હોવાથી લોપાય છે. એ કોઈ થયાં જ નથી. સૃષ્ટિ પૂર્વે જે અસત્ (અદૃશ્ય) હતું તે સૃષ્ટિકાળે દેખાતું થયું માટે તેને 'છે' (સત્) માનવામાં આવ્યું. પૂર્વે આ સર્વ જગત ન હતું માટે શૂન્યપણું તેનું છે એમ શ્રુતિ બોલી હતી, પણ પૂર્ણ બ્રહ્મ જે સચ્ચિદાનંદ છે તેને શ્રુતિ શૂન્ય કહેતી નથી.

શ્રુતિનું એ તાત્પર્ય, આ મૂર્ખના સમજવામાં આવતું નથી. તે (ભૂ) શૂન્યને બ્રહ્મ માની રહ્યો છે માટે કલ્પ પર્યંત તે જુદો જ રહેવાનો. અમે

કહીએ છીએ એવો જો શ્રુતિનો ભાવાર્થ ન હોત તો 'સત્ જ પૂર્વે હતું' એવો તે 'પૂર્વે' ઉચ્ચાર કેમ કરે ? આ સર્વ જગત્ અસત્ હોવાથી પૂર્વે ન હતું. પણ પૂર્વે સત્ જે બ્રહ્મ તે જ હતો. એવું શ્રુતિનું તાત્પર્ય છે.

અસત્ છે (સત્) એ બોલવું વિરોધી દેખાય છે. આંધળો દેખે છે. મૂંગો બોલે છે એ બોલવું જેમ વિરોધી છે તેમ **અસત્** અને તે છે (સત્) એ બોલવું પણ વિરોધી છે. કારણ કે જે સત્ છે તે કદી અસત્ થતું નથી અને જે અસત્ છે તે સત્ થયું, એવો અનુભવ પણ નથી. એમ છતાં એકને '**છે**' અને '**નથી**' એમ કહેવું ભારે વિરોધી છે. આ વિરોધને લીધે શૂન્ય '**છે**' એમ સ્થાપિત થતું નથી.

**શૂન્યવાદી**–તો હવે તે બેમાંથી એક સ્પષ્ટ કરી કહો.

**સિદ્ધાન્તી**–જો તમે શૂન્ય નથી જ એમ કહો, તો શૂન્ય કલ્પાન્તે પણ નથી એ જ અમે માનીએ છીએ; અને શૂન્ય છે એમ જો કહો, તો એ કહેવામાં વિરોધ આવે છે, એ ઉપર બતાવેલું જ છે તેથી શૂન્ય છે એમ માનવામાં આવતું નથી. તથાપિ સત્તાના યોગથી શૂન્ય છે એમ બોલો, તો તે અમારે માટે ઇષ્ટ જ છે. સત્ અધિષ્ઠાનની સત્તાથી જગત્ 'છે' એમ બોલવામાં આવ્યું, માટે અમારી સત્ વસ્તુ તમે કબૂલ કરી તેમજ સત્‌ની સત્તાથી 'શૂન્ય છે' એમ માનવાથી શૂન્યનું અધિષ્ઠાન અમારું સત્ છે એમ તમે કબૂલ કર્યું. રજ્જુ હોવા છતાં તેને સર્પ કહે. પણ સર્પ રાખીને દોરીને દૂર કરાતી નથી, તેમ સત્‌ની સત્તાથી શૂન્ય છે એમ માનવાથી શુન્યનું સત્ અધિષ્ઠાન કાયમ રહે છે.

**શૂન્યવાદી**–તમે શુન્યમાં સત્‌નો યોગ શું કામ કરો છો ? અમારો બ્રહ્મ અસત્ છે, પછી તો વિરોધ આવવાનો નથી ને ?

**સિદ્ધાન્તી**–સૂર્ય જ અંધકાર, એવું કદી પણ હોય ભલા ? તે અંધારું સૂર્યની સામે ઊભું રહેશે કે ? એ, જેમ બનતું નથી તેમ, જ્ઞાનસ્વરૂપ લયસાક્ષી બ્રહ્મ શૂન્યરૂપ થતો નથી, અને શૂન્ય સત્ સંયોગી જરા પણ થતું નથી; પછી તે સદ્રૂપમાં શી રીતે રહે ? એ પ્રમાણે શૂન્ય નથી તે નથી જ નથી. જે છે, તે સદા પ્રકાશમાન લય સાક્ષી જ છે. એ વિષયમાં કોઈની પણ શંકા સર્વથા ચાલવાની જ નથી. એમ શ્રુતિ, યુક્તિ બન્નેમાં શૂન્યનું સંભવવું બનતું નથી, એવું ઠરાવ્યું. હવે અનુભવથી પણ શૂન્ય સંભવતું નથી એમ ઠરાવું

**શૂન્યવાદી**–અનુભવ ક્યાં છે ?

**સિદ્ધાન્તી**–વૃત્તિનો અભાવ થયો તે જ શૂન્ય, એવી કલ્પના કરી; તો તે શૂન્યનો અનુભવ આવ્યો કે નહિ ? એ શૂન્યવાદીને અમે પૂછીએ છીએ.

**શૂન્યવાદી**–શૂન્યનો અનુભવ નથી. વૃત્તિ ઊઠતાં અમથું માની લીધું, કારણ કે વૃત્તિનો લય થયો ત્યારે ત્યાં કંઈ જ ન હતું

**સિદ્ધાન્તી**–આ વિકલ્પથી શૂન્ય કદી પણ નથી જ નથી, એમ ઠર્યું તેથી વૃત્તિનું સતપણું જે બુદ્ધિએ ઠરાવ્યું હતું તે નષ્ટ થયું. અર્થાત્ એ તમામ નહીંવત્ થયાં.

**શૂન્યવાદી**–શૂન્યનો અનુભવ આવ્યો. વૃત્તિના અભાવમાં શૂન્યપણું જાણ્યું.

**સિદ્ધાન્તી**–આ વિકલ્પમાં પણ શૂન્યને જાણનાર આત્મા જ છે. અર્થાત્ વૃત્તિનો લય જેણે જાણ્યો તે જ એક અદ્વિતીય લય સાક્ષી. જેને એ અનુભવ છે તે શૂન્ય શી રીતે થાય ? એ રીતે આત્મા જ છે. માટે શ્રુતિયુક્તિ–અનુભવથી શૂન્ય સંભવતું નથી. એમ છતાં શૂન્યવાદી બળપૂર્વક શૂન્ય છે એમ સ્થાપિત કરે તો ભલે કરે. પણ હે રવિદત્ત ! તું વિચાર કરીને લયસાક્ષીપદ ખરું જાણ જે જાણે, તે કદી પણ શૂન્ય ન હોય, માટે જે છે, તે જ લયસાક્ષી ખરો જાણવો.

જે દીવો બુઝાવે છે તે દીવો બુઝાવનાર, દીવાના અભાવ વખતે રહે છે જો તે દીવાની સાથે જ મરે, તો અંધારાને જુએ કોણ ? તેમ વૃત્તિનો લય થયો તે ચિદ્રૂપ સાક્ષીએ જોયો. તે સાક્ષીનું જ જો શૂન્યપણું થાય તો અભાવ કોણ જુએ ? જેણે લય જોયો, તે જ ચિદ્રૂપ દ્રષ્ટા સાક્ષી. તે જ નિર્વિકલ્પ–બ્રહ્માત્મા

અને તે જ આનંદરૂપ છે વૃત્તિથી લઈને દેહ પર્યંત તમામ તત્ત્વશ્રેણી સુખદુઃખથી વ્યાપેલી છે. અદ્વૈત અવિનાશ સ્વરૂપને ત્રણુ કાળમાં પણ જે વૃત્તિ સાથે સંબંધ નથી, તે વૃત્તિનાં સુખદુઃખને સ્પર્શ તેને શી રીતે થાય? સ્પર્શ થતો નથી, માટે સુખદુઃખ રહિત ત્રિકાલાબાધિત નિર્વિકલ્પ જે બ્રહ્માનંદ તે જ ખરું નિજસુખ છે. તે સુખને કોઈ અનુભવતું નથી. જે અનુભવે તેને વાસના સમજવી. તે વાસનાનંદ પછી જ્યાં ધ્યાતાપણા સહિત કશું રહેતું નથી ત્યાં કેવળ બ્રહ્માનંદ બાકી રહે છે.

જે સદ્રૂપ તે જ ચિદ્રૂપ હોવા છતાં વૃત્તિના સમજવામાં આવતું નથી, અને આનંદ પણ તેને અનુભવતાં આવડતો નથી. સચ્ચિદાનંદ, એ ત્રણે લક્ષણોથી બ્રહ્મ નિર્વિકલ્પ છે તેને વૃત્તિ, જરા પણ જાણતી નથી, માટે તેને નિર્વિકલ્પ કહ્યો છે જો વૃત્તિ તેને અનુભવે તો "નિર્વિકલ્પ," એમ કેમ કહેવામાં આવે? વૃત્તિના અનુભવમા આવતો નથી, માટે તે ત્રિપુટી રહિત સચ્ચિદાનંદ સ્વતઃ સિદ્ધ છે તેને કોઈ જાણતું નથી, ને તે પોતે પણ પોતાને જાણતો નથી માટેજ મૂળ શ્લોકમાં તેને નિર્વિકલ્પ કહ્યો છે અને સ્યાત્ પદ મૂક્યું છે તેનો અર્થ, જે છે જ, છે, તે શૂન્યાતીત બ્રહ્મ સર્વના અભાવમાં શેષ રહે છે. હે રવિદત્ત! એવો જે સચ્ચિદાનંદ નિર્વિકલ્પ બ્રહ્મ છે, તે ત્રણ પ્રતીતિથી તું આત્મારામ એકરૂપ છે.

**આત્મપ્રતીતિ**—હે રવિદત્ત! તેં નિર્વિકલ્પનો અનુભવ કર્યો, લયસાક્ષી પદ જાણ્યું અને તે જ નિશ્ચય સારી રીતે તને દૃઢ થયો, તેને આત્મપ્રતીતિ કહે છે.

**ગુરુપ્રતીતિ**—હે રવિદત્ત! પહેલેથી અમે વિવેચન અને અભ્યાસલક્ષણનું જે જે અંગ સહિત નિરૂપણ કર્યું અને યથાયોગ્ય જે રીતથી કહ્યું તે તે રીતથી તેં વિશ્વાસપૂર્વક, સંશય છોડીને મનમાં દૃઢ ધારણ કર્યું તે જ ગુરુપ્રતીતિ

**શાસ્ત્રપ્રતીતિ**—હે રવિદત્ત! અમે જેટલું નિરૂપણ કર્યું, તેમાં એક પણ અપ્રમાણ કહેલું નથી, પણ શાસ્ત્રરીતિ અનુસાર યુક્તિદ્વારા પ્રકાશ કર્યો તેને શાસ્ત્રપ્રતીતિ કહે છે.

આત્મપ્રતીતિ, ગુરુપ્રતીતિ અને શાસ્ત્રપ્રતીતિ; એ ત્રણ પ્રતીતિનો સાર જે નિર્વિકલ્પ નિર્વિકાર બ્રહ્મ, તે વિચારથી અને અભ્યાસનાં પ્રકારથી વ્યતિરેક કરીને ભેટાડયો. ચાર વેદોનાં ચાર મહાવાક્ય પણ એ જ કહે છે. તત્ત્વમસિ આદિ મહાવાક્યથી 'તે જ તું છે' એમ અમે ઉપદેશરીતિથી કહ્યું. જે અમે કહેલું છે તે તારે અનુભવથી ગ્રહણ કરવું જોઈએ; માટે યજુર્વેદનું મહાવાક્ય આ જ અર્થ પ્રગટ કરે છે.

अहं ब्रह्मेति वाक्येन सः अयं अर्थ अभिधीयते॥

અને તે જ અર્થ; અહંબ્રહ્માસ્મિ, એ વાક્યથી વિવેચન કરીને કહું છું કે, જે નિર્વિકલ્પ બ્રહ્મ, તે જ તું પોતે છે. જે બત્રીસ તત્ત્વોમાં પરિપૂર્ણરીતે વ્યાપ્ત હોવા છતાં સવિકલ્પમાં આવ્યો નથી, અને તેને વૃત્તિ પણ જાણતી નથી, તે જ આ આત્મા. જે વૃત્તિના જાણવામાં આવતો નથી, પણ વૃત્તિના લયને જે જુએ તે જ તું આત્મા બ્રહ્મ છે

"તે જ હું" એવો અનુભવ લેવામાં આવે તો, અનુભવ એક વસ્તુ અને તેનો લેનારો જીવ બીજી વસ્તુ, એવી ગ્રાહ્ય-ગ્રાહકતા ઊભી થાય છે. માટે અનુભવ લેવા જવું કામનું નથી; પણ કેવળ નિર્વિકલ્પતાની સ્થિતિ છે તે જ તું બ્રહ્માત્મા, સ્ફૂર્તિથી લઈને જાગૃતિ પર્યંત વ્યાપકરૂપે નિર્વિકલ્પ વ્યાપ્ત છે, પણ તે તે વિકલ્પનો જેને સ્પર્શ થતો નથી તે જ તું બ્રહ્માત્મા છે.

દીવો, પદાર્થ અને ચશ્માથી જુદાં નેત્ર, પોતાના સ્થાનમાં હતા તેણે 'પોતાને જોઉં' એવું મનમાં લાવીને પાસે પડેલા પદાર્થને જોવાનું છોડીને પોતાને જ જોવા માટે નેત્ર પાછાં વળ્યાં રાત્રે દીવો કર્યો એટલે તે, ઘરમાં રહેલા પદાર્થને, વાંચવા માડેલા પુસ્તકના અક્ષરોને અને આંખે લગાવેલાં ચશ્માને પ્રકાશવા લાગ્યો. નેત્ર, તે પ્રકાશ સહિત સર્વ પદાર્થને જુએ છે પણ એકે પદાર્થ નેત્રને જોઈ શકતા નથી એમ નેત્ર તદ્દન પ્રત્યક્ષ હોવા છતાં અનુભવ આવતો નથી. અર્થાત્ નેત્ર પોતાને દેખતું નથી, તેથી તે પાગલ જેવું થઈ ગયું ત્યારે અનુભવ આવે તે માટે દીવો ઠારી નાખ્યો અને નેત્રને અંધારું દેખાડયું તે અંધારું જ્યારે નેત્રે જોયું ત્યારે તો વધારે ભ્રાન્ત થઈ કહેવા લાગ્યું કે, 'ગાઢ અંધકારને લીધે કાંઈપણ

દેખાતું નથી.' એમ તે કહે છે એટલામાં કોઈ એક જણે નેત્રને પૂછયું કે, "અરે! આ અંધારું દેખાયું તે કોને દેખાયું? જેને અંધારું પ્રત્યક્ષ દેખાયું તે જ દેખનાર નેત્ર તું છે. પછી જો તે નેત્ર પોતે પોતાને દેખે નહિ તો પણ જેને નેત્ર કહેવાય તે, તે પોતે જ છે." એવું જ્યારે બીજાનું વચન નેત્રે સાંભળ્યું ત્યારે તે વિચાર કરીને જુએ છે તો 'અંધારું જોનાર તે જ નેત્ર. એવો અનુભવ, તે નેત્રને થયો. એ દૃષ્ટાન્ત પ્રમાણે સિદ્ધાન્તમાં સ્ફૂર્તિથી લઈને જાગૃતિ પર્યંત બ્રહ્મ પ્રગટ છે. દીવો, ચશ્મા અને પુસ્તક વાંચવા પ્રમાણે જાગૃતિનો પ્રકાર છે. એટલે કે વૃત્તિ, બુદ્ધિ અને ઇન્દ્રિયોનો વિષય ગ્રહણ કરવાનો એ પ્રત્યક્ષ વ્યવહાર છે. પુસ્તક જોવું તેવી જાગૃતિ, અને દીવાના પ્રકાશથી ઘરના પદાર્થો જોયા, તે પ્રમાણે સ્વપ્નાવસ્થા છે. વૃત્તિ, બુદ્ધિ, ઇન્દ્રિયો અને વિષયાદિ જાગૃતિનો સમુદાય છે, એ સમુદાયને જાણનારો નિર્વિકલ્પ આત્મા, તુ સહજ છે અને સ્વપ્રકાશથી સર્વને જાણે છે, છતાં મને ગુરુ માનીને, 'હું કોણ, એ હું જાણતો નથી માટે મને તે કહો' એમ પૂછવા માટે આવ્યો અમે પણ તને વિસ્તારપૂર્વક, પુષ્કળ પ્રકારે વિવેચન કરી કહ્યું, પણ તું મંદ બુદ્ધિવાળો હોવાથી યથાર્થ જાણી શકયો નથી એમ જોવામાં આવ્યું ત્યારે અમે વિચાર સહિત સમાધિનો અભ્યાસ કહ્યો. તેમજ વૃત્તિ, બુદ્ધિ, ઇન્દ્રિયો અને વિષયોનું પ્રત્યક્ષપણું બતાવ્યું. એ સર્વ જડ, પરપ્રકાશ છે. તેનો ખરેખરો જાણનારો તું એક જ છે. એમ જડ–ચેતનના જુદા સ્વભાવથી બતાવ્યું; પરંતુ જ્યારે તને સમજ ન પડી, ત્યારે પછી અંતરમાં પદાર્થોના સંસ્કારથી સ્વપ્નતુલ્ય કલ્પના થાય છે તેનો જાણનાર પણ તું એક જ છે, એ પણ બતાવ્યું, છતાં સમજ પડી નહિ ત્યારે બુદ્ધિની કલ્પના હટાવીને મધ્ય સંધિ સહિત કેવળ સ્ફુરણાને બતાવ્યાં ત્યારે વૃત્તિ, પોતાના જ સામર્થ્યથી પોતે જાણે છે એમ તને લાગ્યું; ત્યાર પછી આગળ વૃત્તિની શૂન્યાકાર સમાપ્તિ બતાવી, તે વખતે તો તને વધારે ભ્રાન્તિ પડી. વૃત્તિનું સાક્ષીપણું પણ ગયું. લયજ્ઞાતા પ્રગટ હોવા છતાં શૂન્ય દશા માની લીધી; પછી લયનો નિશ્ચય થાય તે માટે અહીં વિચાર કહ્યો. જેમાં અજ્ઞાન છે જ નહિ પણ જે અજ્ઞાનને જાણે છે તે જ જ્ઞાન છે. જે નેત્ર અંધારાને જુએ છે તે જ ખરાં નેત્ર છે, તેમ જ વૃત્તિનો લય જાણે છે તે જ નિર્વિકલ્પ બ્રહ્મ–આત્મા છે, એવો વિચાર જ્યારે સૂચવ્યો ત્યારે તને લયનો અનુભવ આવ્યો. જેને લયનો અનુભવ આવ્યો તે જ તું બ્રહ્માત્મા.

હે રવિદત્ત! હું કહું છું તે ખરું છે કે ખોટું તેનો વિચાર કરીને જો. લયરૂપ જે શૂન્ય, તે તને ભેટયું કે શૂન્યને ભેટયું કે કોઈ બીજાને ભેટયું?' પહેલાં વિવેચન પ્રસંગે તને 'આ આત્મા' એમ પ્રત્યક્ષ સ્વપ્રકાશ અપરોક્ષ બતાવ્યો હતો, પરંતુ તે વખતે તારી બુદ્ધિવૃત્તિ અભ્યાસથી સૂક્ષ્મ તત્ત્વને જાણવામાં ચતુર ન હતી. તેથી તે વખતે તને નિઃશંસય અનુભવ થયો નહિ વળી તું અજ્ઞાનપણાથી વૃત્તિઓના સમુદાયમાં પડયો હતો અભ્યાસથી તને વૃત્તિના લયનો અનુભવ આવ્યો છે, માટે પાછળનું નિરૂપણ યાદ કરીને જો 'અયમાત્મા' આ મહાવાક્યનું સ્પષ્ટીકરણ નેત્રના દૃષ્ટાન્તથી સ્પષ્ટ કર્યું તે જ નિરૂપણ જો.

દીવો અને ચશ્મા, બન્નેના યોગથી પદાર્થ, પુસ્તકના અક્ષરો અને તેનો અર્થ સમજાય છે પણ જોવા માટે તો, એ સર્વથી પર, એક સ્વપ્રકાશ નેત્ર જ સમર્થ છે દીવો અને ચશ્મા, એ નેત્રના સહાયકારી સાધન છે, તેથી તે પરપ્રકાશ છે. એ સહાયકારી સાધન વિના પણ નેત્ર અંધારાને જુએ છે. માટે સાધન વિના જોનાર, તે જ સ્વપ્રકાશ નેત્ર. તેવી જ રીતે વૃત્તિનો લય જોનારો જે સાક્ષી, તે જ સ્વયંપ્રકાશ અપરોક્ષ છે. તે સિવાય વૃત્તિ આદિ જ્ઞાન કરનારા સમુદાયને આત્માના પ્રકાશની ગરજ પડે છે. વૃત્તિ જ્યારે ચિદ્‌ગગનમાં ઊઠે છે ત્યારે પોતાના જડ સ્વભાવને લીધે વૃત્તિને આત્માનો અનુભવ લેતાં આવડતો નથી. પરતુ જ્યારે આત્માનો પ્રકાશ મળ્યો, ત્યારે તે જ વૃત્તિ તદાકાર થઈને જાણે છે. અથવા મન-બુદ્ધિ ઊઠીને સ્વપ્નમાં કલ્પિત પદાર્થો બતાવે છે. તે બન્ને મનબુદ્ધિ પણ આત્માના પ્રકાશથી જાણે છે જેમ દીવાને લીધે ઘરની અંદરના પદાર્થ કેવળ નેત્ર જ જોવા માંડે છે, તેમ બુદ્ધિવૃત્તિને વખતે પણ આત્મા જુએ છે. જાગૃતના વ્યાપારમાં બુદ્ધિવૃત્તિ જીવ સાથે, પાંચ જ્ઞાનેન્દ્રિયોદ્વારા સર્વ વિષય ગ્રહણ કરે છે. માટે પાંચ વિષય ગ્રહણ કરવા સારુ

બુદ્ધિ વૃત્તિને, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને જીવ, સહાયતા કરવા લાગે છે. જેમ રાત્રે પુસ્તક વાંચવા માટે દીવો, ચશ્મા અને આંખ જોઈએ છે તેમ બુદ્ધિવૃત્તિ, જીવ અને ઇન્દ્રિયો મળે છે ત્યારે વિષયોનો ભોગ બની શકે છે. દીવો અને ચશ્મા પરપ્રકાશ છે અને માત્ર એક નેત્ર સ્વપ્રકાશ છે. તે જ પ્રમાણે આ આત્મા એક માત્ર સ્વપ્રકાશ છે અને તે સિવાય બુદ્ધિવૃત્તિ અને ઇન્દ્રિયો પરપ્રકાશ છે. અંધારું જોવા માટે આંખને ચશ્માની અને દીપકની ગરજ નથી; તેમ વૃત્તિનો લય જોવા માટે આત્માને બુદ્ધિવૃત્તિની કે ઇન્દ્રિયોની જરૂર નથી. માટે તે આત્મા જ સ્વયંપ્રકાશ; અને તે સિવાય બુદ્ધિવૃત્તિ આદિ બાકીનાં સર્વ પરપ્રકાશ છે. જે પરપ્રકાશ છે તે જડ છે. અને આત્મા તે જડ સમુદાયને જાણે છે, માટે તે જડ સમુદાય આત્માથી ભિન્ન છે. આત્મા, પોતાને જો કે ઓળખતો નથી, પણ પોતાનાથી ભિન્ન સર્વને જુએ છે. માટે બુદ્ધિવૃત્તિ સહિત સર્વ જડ, ભિન્ન અને પરોક્ષ છે. માત્ર આત્મા-બ્રહ્મ પોતે એક સ્વયંપ્રકાશ અપરોક્ષ છે. આ જ અર્થ, પ્રથમ "અયમાત્મા," એ મહાવાક્યથી સમજાવ્યો હતો. અને તે પુન: આ અભ્યાસને પ્રસંગે અહીં સ્પષ્ટ કર્યો તે અર્થ જ 'અહં બ્રહ્માસ્મિ' મહાવાક્ય કહે છે **માટે સાધકે જે નિર્વિકલ્પ બ્રહ્મ, તે હું પોતે છું એમ અંત:કરણમાં દઢતાપૂર્વક ઠસાવવું.** "અયમાત્મા," વાક્યનો જે અર્થ છે તે જ અર્થ 'અહં-બ્રહ્માસ્મિ' એ વાક્યનો છે. તે આ છે કે, જે સ્વયંપ્રકાશ અપરોક્ષ બ્રહ્મ છે તે જ હું છું અને તે જ અર્થનો 'તત્ત્વમસિ મહાવાક્યથી અમે વિવેચનને વખતે ઉપદેશ કર્યો. અભ્યાસથી લયસાક્ષી જે'પૂર્ણ બ્રહ્મ નિર્વિકલ્પ તે જ તું છે, એવી સમજૂતીથી તને તારી ભેટ કરાવી. હવે ચોથું મહાવાક્ય 'પ્રજ્ઞાન બ્રહ્મ," તે પણ આ જ અર્થ કહે છે માટે તે અર્થ પણ સાધકને સાધ્યરૂપ સુખદાયક છે

શિષ્ય—આપે ચાર મહાવાક્યોના અર્થની એકતા બાબત વર્ણન કર્યું પણ તેમાં 'અયમાત્મા બ્રહ્મ' એ મહાવાક્યથી તો વિરોધ વિના પૂર્ણ બ્રહ્મમાં પ્રત્યક્ષ એકતા થાય છે. તેવો અવિરોધ, બાકીનાં ત્રણ મહાવાક્યોમાં ક્યાં છે? વાચ્ય ભાગનો જ્યારે બાધ કરાય ત્યારે લક્ષ્યમાં એકતા થાય છે. માટે ચારે મહાવાક્યો ની એકાર્થતા બનતી નથી, વળી 'અહં' એ જ સવિકલ્પ છે, તેની સાથે નિર્વિકલ્પનું ઐક્ય શી રીતે થશે? અર્થાત્ સવિકલ્પ, નિર્વિકલ્પમાં એકતા કઈ રીત કરશે?

ગુરૂ:—'અહં' શબ્દથી મૂળ સ્ફૂર્તિ લેવી નહિ, પણ સ્ફૂર્તિથી પર જે નિર્વિકલ્પ વસ્તુ, તે જ બ્રહ્માત્મા હું પોતે છું. બુદ્ધિવૃત્તિથી લઈને ઇન્દ્રિયો સુધી જે જીવરૂપે પ્રતિબિંબ ભાસે છે અને જેનાથી દેહબુદ્ધિ દઢ થાય છે તે ત્રિવિધ અહંકાર હું નથી. એ બધાં ખોટાં છે માટે ત્યાગ કર્યાં. ધ્યેયથી વેગળો પડેલો ધ્યાતા જે પ્રાજ્ઞ, તે પણ હું નથી પરંતુ લયસાક્ષી રૂપે રહેનારો બ્રહ્માત્મા, તે જ હું પોતે છું અહીં વાચ્ય અને લક્ષ્ય કોણ છે? કોઈ જ નથી કેવળ ત્રિપુટી રહિત અખંડ એકરસ બ્રહ્માત્મા હું જ પોતે વિદ્યમાન છું. સ્ફૂર્તિ ઊઠે છે ત્યારે વિદ્યા—અવિદ્યા અને જીવ-ઈશ્વરનું તે કારણ છે એમ કહેવામાં આવે છે. અને તેમાં જીવ—ઈશ્વરનાં પ્રતિબિંબ પડે છે. ત્યારે એક સર્વજ્ઞ અને બીજો અલ્પજ્ઞ, એક નિરભિમાન અને બીજો સાભિમાન, એ પ્રમાણે વાચ્ય ભાગમાં વિરોધ આવે છે. માટે તે વાચ્યનો બાધ કરવો જોઈએ, પરંતુ આ પક્ષમાં તો સ્ફૂર્તિના લયને જાણનાર સ્વયંજ્યોતિ હું અનુભાવ્ય મૂર્તિ છું. અનુભવનારનો મારામાં અભાવ છે. માયા સ્ફૂર્તિનો જ મારામાં અભાવ છે તો જીવ-ઈશ્વર મારામાં ક્યાંથી હોય? જો તે નથી, તો વાચ્ય ભાગના વિરોધનું ખંડન શાનું કરવું ભલા? વિદ્યા—અવિદ્યામાં પડેલાં પ્રતિબિંબ જીવ-ઈશ્વર, એ જેનાં પ્રતિબિંબ છે તે બ્રહ્માત્મા હું પોતે છું તેથી એ બધા મિથ્યા થયાં. પહેલેથી જ તેનો નિષેધ કરીને એકલી ચેતન જ્યોતિ રહી, એમ કહેલું છે. માટે **'અહંબ્રહ્માસ્મિ' એ વાક્યથી સ્વપ્રકાશ અપરોક્ષ લય સાક્ષી બ્રહ્માત્મા જ હું છું, એમ દઢ કરવું.** જ્ઞાની અને વેદ, એ ચારે મહાવાક્યોનો અર્થ એક જ છે એમ કહે છે **માટે હવે તું કોઈપણ અવસ્થામાં હું નિર્વિકલ્પ છું, એ ભૂલ નહિ; પણ એ જ દઢ કર.**

શિષ્ય—ચારે વાક્ય, વાચ્ય ભાગ વિના એકરૂપ અર્થ કહે છે. જ્યાં ત્રિપુટી પણ ઉત્પન્ન થતી નથી અને વાચ્ય-લક્ષ્ય સુદ્ધાં નથી ત્યાં શ્રુતિ 'તે આ અર્થ,' એવું વચન શા માટે બોલી ? 'તે આ' કહેવાથી તો પરોક્ષ અને અપરોક્ષ તથા વાચ્ય અને લક્ષ્ય થાય છે; તો તેનો ઉત્તર શો છે?

ગુરુ—જે ત્રિકાલાબાધિત સ્વયંપ્રકાશ સૃષ્ટિ પૂર્વે હતો તે લયસાક્ષી અત્યારે, ઉપાધિ હોવા છતાં નિશ્ચલ પ્રગટયો. સૃષ્ટિ પૂર્વે જે અવિનાશી લયસાક્ષી હતો તેને, 'તે-આ' શબ્દ લાગ્યો માટે 'તે' શબ્દથી, તે સૃષ્ટિ પહેલાંનો અવિનાશી આત્મા બતાવ્યો. અને 'આ' શબ્દ, તેને જે જાણનારો, તેને લાગે છે. માટે 'આ' શબ્દથી જે અત્યારે જાણે છે તે જ સૃષ્ટિ પહેલાંનો અવિનાશી આત્મા; એમ બતાવ્યું. જે ઘટ-મઠ વિનાનું આકાશ છે, તે જ ઘડાના પાણીમાં પ્રતિભાસિત છે; તે પ્રમાણે જે પૂર્ણપણાથી વ્યાપેલો છે તે જ અત્યારે પ્રતિભાસિત છે. 'તે—આ' શબ્દ, તરંગ રહિત પાણીને લાગે છે. તે જ પાણી તરંગોમાં વિકાર વિના રહે છે. માટે તે-આ પાણી, એમ કહે છે. પહેલાંના દૃષ્ટાન્તવાળો કોઈ એક ગૃહસ્થ, વૃક્ષ પર બેઠેલો છે. તે પાણીમા ન પડતાં વૃક્ષ પર જ બેઠો છે, ને તે જ પ્રવાહમા પડેલો ભાસે છે. પરંતુ પછીથી સમજાયું કે ગૃહસ્થ તો જેમનો તેમ બેઠો છે. પડયો નથી. ત્યારે એમ કહેવામાં આવે છે કે, જે પૂર્વે પડયો ન હતો, તેજ આ, હાલ પ્રવાહમાં અમસ્તો પડેલો ભાસે છે. સર્પ પૂર્વે દોરી હતી તે સર્પ ભાસતાં જ, દોરી નથી એમ લાગવા માંડયું. પછી સર્પ ખોટો છે. જે છે તે દોરી જ છે. એમ સમજાય છે ત્યારે કહે છે કે, જે સર્પ પહેલાં દોરી હતી, તે જ અત્યારે સર્પ-રૂપથી ભાસે છે. માટે તે જ આ દોરી. આ પ્રમાણે બત્રીસ તત્ત્વો પહેલાં જે આત્મા હતો, તે જ અત્યારે, એ નામરૂપ જતાં જ લયસાક્ષીરૂપે અનુભવમાં આવ્યો જે સાધન વિના સૃષ્ટિ પૂર્વે સૃષ્ટિના લયને જાણતો હતો, તે જ, આ વૃત્તિનો લય જાણે છે. માટે તે-આ બ્રહ્માત્મા; એમ કહ્યું. અને પછી લયને અન્તે સર્વથી પર એકલો રહે છે, તે જ-આ બ્રહ્મ સમાધિમાં અત્યારે પ્રતીત થયો. પહેલાંના વખતમાં જે જે જ્ઞાની થયા તે સર્વ જેના જ્ઞાનથી સમાધાન પામ્યા તે જ આ બ્રહ્માત્મા. પહેલાં જે જ્ઞાની થયા અને હવે પછી જે જ્ઞાની થશે, તે સર્વનો એક જ નિજ સાર છે. એ પ્રમાણે તેજ આ બ્રહ્માત્મા હું પોતે, બત્રીસ તત્ત્વોનું હુંપણું છોડીને સ્ફૂર્તિ રહિત ખુદ બ્રહ્મ થયો છું. એ રીતે બ્રહ્મ થવું એ જ અનુભવ છે. હે રવિદત્ત! તે જ બ્રહ્મ તું. ત્રિપુટી રહિત આત્મારામ છે. તે બ્રહ્મને ન જાણીને જાણવું એ તારું ઉત્તમ વર્તન તને જ શોભે છે. તે જ અવિનાશી તું આ સર્વ જગતનું અધિષ્ઠાન છે. તે જ તું સર્વના લયને અન્તે સચ્ચિદાનંદ બ્રહ્માત્મા રહે છે. બ્રહ્માથી લઈને કીડી સુધી, આ સર્વ જગતનું નિજ-રૂપ તે જ તું બ્રહ્માત્મા અસંગ, ત્રણે કાળમાં એકરૂપ છે. દેવભક્ત, સ્વામી સેવક, ગુરુશિષ્ય અને રાજારંક, આ, તે, ઈત્યાદિ નામરૂપના ત્યાગથી પરિપૂર્ણ તું જ બ્રહ્માત્મા છે. એ સર્વ સવિકલ્પ નામરૂપ ન હોવા છતાં અનેક થયાં હોય એવા લાગે છે. પણ એ સર્વનું તું જ એક અધિષ્ઠાન છે. અનંત યુગો થયા, અને ગયા, પણ તારી નિર્વિકલ્પતા જેવી ને તેવી કાયમ છે. જ્યા બધ નથી ને મોક્ષ નથી, તે જ તું અસંગ બ્રહ્માત્મા છે આજ અર્થ ચારે મહાવાક્યોનો છે. આ જ વિષય વેદાંતનો છે. અને આ જ આશય ભૂત-ભવિષ્ય, વર્તમાનકાળના જ્ઞાનીઓનો છે. આ જ અર્થ જાણવા માટે ગુરુશિષ્ય અને સતશાસ્ત્રનો ઉદય છે. અને અનંતકોટિ શબ્દાર્થ રચના આ માટે જ છે. અધિક શું કહું? જે જે કરવાનું હતું તે અહીં સમાપ્ત થયું. વેદ જોઈને જ્યાં સ્તબ્ધ થાય છે તે જ તું બ્રહ્માત્મા છે. માટે હે રવિદત્ત! **તું હવે સંકલ્પ છોડીને તે અસંગ આત્મા થઈને જ રહે અને બત્રીસ તત્ત્વોનું હુંપણું છોડ. બસ, પછી તું જગતમાં નિર્ભય થઈશ.**

હવે પીઠ થાબડીને નિચોડરૂપ નિર્વાણ વચન કહું છું કે, જે **લયસાક્ષી પૂર્ણ બ્રહ્માત્મા, તે જ અદ્વિતીય તું છે.** હવે બોલવું સર્વ છૂટયું. તે સાથે સાંભળવું પણ સર્વ બંધ થયું. પછી બાકી રહ્યો તે તું બ્રહ્માત્મા છે.

એટલું બોલીને શંકરાચાર્ય સ્થિર રહ્યા અને

રવિદત્તનું અંતઃકરણ બ્રહ્માકાર થયું. સાક્ષીરૂપથી ચિદ્રૂપ ચિદ્રૂપમાં રહ્યો. વૃત્તિજ્ઞાન સર્વ લુપ્ત થયું. સ્ફૂર્તિ ઊઠી, પસરીને પુનઃ અભિન્ન થઈ લોપાય છે. કેવળ સ્થિરતા થઈ. તે સ્થિરતાનું જ્ઞાન જેને થયું તે જ ચેતનકળા છે પણ તેની પ્રતીતિ આવી નથી. અનુભવિતા અલ્પ પણ અલગ નહિ રહેતાં અનુભાવ્યરૂપ થઈ રહ્યો. જેમ આકાશ આકાશમાં રહે, તેમ સુખ, સુખાકારથી સુખરૂપ થઈ રહ્યું. વૃત્તિ ત્યાં નિમગ્ન થઈ, પછી અહીં જાગૃતમાં મન-બુદ્ધિ કેવી રીતે ઉત્પન્ન થાય? ઇન્દ્રિયોના દરવાજા બંધ થયા. દેહ સ્તબ્ધ થઈ રહ્યો. મંદપણાથી પ્રાણ સ્થિર થયા. પ્રાણ હાલે, પણ તે છે કે નથી એ પણ સમજાય નહિ. રવિદત્તની એવી સ્થિતિ સદ્‌ગુરુ શંકરાચાર્યે જોઈ, અને આનંદથી તાળી બજાવી કહ્યું કે, ઉપદેશની સફળતા થઈ. શિષ્યને પોતાની પૂર્વભૂમિ પરિપૂર્ણ પ્રાપ્ત થઈ. પુત્રને રાજ્ય પ્રાપ્ત થાય ત્યારે માતાપિતા અતિ સુખી થાય છે. તે પ્રમાણે રવિદત્તની સ્વરૂપાકારતા જોઈને ગુરુને આનંદ થયો. રવિદત્ત, અખંડ સુખમાં તદાકારપણે નિમગ્ન થયો. જેવો ઉગ્ર તાપથી ડરીને હાથી અક્ષોભ જલમાં ડુબકી દઈને રહે છે, તેમ અવિદ્યારૂપ અરણ્યમાં સુખદુઃખરૂપી ત્રિવિધ તાપથી તપેલો જીવ, ભેદ છોડીને એકરૂપથી ચિદ્રૂપમાં લીન થયો. ત્યાંથી વૃત્તિ ઊઠે છે, ને પાછી તેની ત્યાં જ સમાપ્તિ થાય છે અને ધ્યાતાપણું ન ઊપજતાં ધ્યેયાકાર જ્ઞાન જ રહે છે. જેમ પ્રલયના જલમા વાયુ ઘોટાળે છે તેમ વૃત્તિ, સ્વરૂપમાં મિશ્રિત થઈ જાય છે. પુનઃ ડોલતી આનંદથી ઊછળે છે અને તુરત નષ્ટ થાય છે. વળી તે જરા નિર્વિકલ્પમાં સ્થિર થાય છે, ને જરા સવિકલ્પાકાર થાય છે. જ્યારે સવિકલ્પાકાર થાય છે ત્યારે તેને 'અહં' સ્ફુરણ થતું નથી. એક મુહૂર્ત પછી આપોઆપ ઉત્થાન પામે છે. મનબુદ્ધિ પણ ઉત્પન્ન થાય છે. ને ફરી પાછી સુખાકારથી ડોલે છે. જે સ્ફૂર્તિ વૃત્તિ, નિર્વિકલ્પમાં સુખી થઈ તે જ વૃત્તિ, સુખસહિત ઊછળી અને મનબુદ્ધિમાં વ્યાપી તથા દસ ગણી થઈ ઇન્દ્રિયોમાં સમાઈ ગઈ. તેથી ગાત્ર કંપવા લાગ્યાં, શરીરનાં રૂંવાડાં ઊભાં થયાં, આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી, ત્યાર પછી પુનઃ વૃત્તિ સ્વરૂપમાં મળી અને ડોલતી પાછી ઊઠી. તે વખતે અધિકાધિક વૃત્યાનંદનું સુખ ઊપજવા લાગ્યું. રવિદત્ત, બળપૂર્વક આંખ ઉઘાડે છે, પરંતુ સ્વરૂપસુખમાં જ વૃત્તિ વ્યાપી રહી છે. તેને ચિદ્રૂપ વિના દિશા-વિદિશા વગેરે બીજું કશું પણ સમજાતું નથી. વૃત્તિ, જો કે અંતરમાં જતી હતી પણ તે ધ્યેયાકારમાં જ સમરસ થતી હતી, અને બહાર દશ્યાકાર થતી હતી ત્યારે ચિદ્‌ગગનરૂપ જ થઈ ને રહેતી હતી. તેને દસેદિશામાં ચિદ્‌ગગન જ દેખાતું હતું. બીજું કાંઈ સ્ફુરતું જ ન હતું. તેથી મનબુદ્ધિ પાગલ જેવી અને ઇન્દ્રિયો ગભરાયા જેવી લાગી. બોલવા જાય તો જબાનથી તોતડું બોલાય, અને કાંઈ સ્મરણ પણ ન થાય! એવી રીતે ગભરાયેલા રવિદત્તને જોઈ ને સદ્‌ગુરુ શંકરાચાર્યે તેને આલિંગન આપ્યું અને પીઠ થાબડીને કહ્યું. "ભલે, શાબાશ બેટા! તું હવે સાવધ થા, આ વૃત્તીના આનંદને છોડ. એ નિર્વિકલ્પ નથી."

એમ સ્વામીજી બોલ્યા તો પણ રવિદત્તને કાંઈ જ સંકલ્પ થતો ન હતો. આનંદથી તેનાં નેત્રમાં અશ્રુ આવતાં હતાં, અને તે થરથર કાંપતો હતો. મુખમાંથી શબ્દ પણ ફૂટતો ન હતો. ઘણી વાર પછી વૃત્યાનંદને છોડી, સાવધ થઈને તેણે ગુરુને નમસ્કાર કર્યા, અને કહેવા લાગ્યો:-"હે, સદ્‌ગુરુ નાથ! તમે કૃપા કરીને મારા જેવા રંક, અનાથને સામ્રાજ્યપદ આપ્યું છે. હું અનંત કલ્પોથી દેહ બુદ્ધિની અને સુખદુઃખની દરિદ્ર વિપત્તિ, એકસરખી ભોગવતો હતો. તેને લીધે ક્ષણવાર પણ વિશ્રાન્તિ મળતી ન હતી એવા અનાથને સ્વસુખ સંપત્તિની નિત્ય નવી રાજ્યપદવી, એક સદ્‌ગુરુ વિના બીજા દેવાદિક કોઈપણ આપી શકે તેમ નથી. હું ધન્ય છું હું ધન્ય છું આજ અમારા ભાગ્યનો ઉદય થયો, તેનું વર્ણન, વાણીમાં પણ આવતું નથી સદ્‌ગુરુની કૃપા થતાંની સાથે જ સ્વસ્વરૂપમાં મિલન થયું. જો કે હું સમીપ હોવા છતાં પોતેપોતાને ભૂલી જવાને લીધે બહુ દિવસથી વિખૂટો પડ્યો હતો, તે હે દયાળુ! કૃપા કરીને તમે, મને મારી ભેટ કરાવી છે'.

હવે હું તમને ઉતરાઈમાં શું આપું? સ્તુતિ પણ કેવી રીતે કરું? આપનાં ચરણમાં મારું મસ્તક સમર્પણ કરું, કે મારા શરીરની પાદુકા બનાવીને આપના પગમાં પહેરાવું! કરવું શું? તમે વૃત્તિમાંથી મને પાછો નિર્વિકલ્પ તરફ વાળી દીધો, અને શૂન્યનું સંકટ નષ્ટ કરીને ચિદ્રૂપને ચિદ્રૂપમાં જોડી દીધો. હું નિર્વિકલ્પને વૃત્તિ જરા પણ જાણતી નથી. અને હું નિર્વિકલ્પ બ્રહ્માત્માને શૂન્યની ખબર જ નથી; તો પછી તેનો અભાવ શાનો? મારું નિજ રૂપ દૃશ્ય ન હોવાને લીધે મેં મને પોતાને જાણેલો નહિ, પણ પોતાના જ્ઞાનથી મેં વૃત્તિના લયને જાણ્યો."

લયસાક્ષીની સ્મૃતિ થતાંની સાથે જ વૃત્તિ નિર્વિકલ્પમાં બૂડી ગઈ. ત્યાંથી જ્યારે ઊછળી ત્યારે જોરથી બૂમ પાડી, અને રવિદત્તનો દેહ ઊડીને સદ્‌ગુરુના ચરણમાં પડયો! થરથર કાંપે છે. નેત્રમાંથી અશ્રુનું પૂર જ ચાલ્યું! તે નેત્રજલથી, પ્રેમપૂર્વક સદ્‌ગુરુનાં ચરણ પર અભિષેક કર્યો, અને વાણીથી જયજયકાર કર્યો. સદ્‌શિષ્યને જોઈને સદ્‌ગુરુનાથે લાગણીપૂર્વક તેને ગાઢ આલિંગન આપ્યું અને પંપાળીને કહેવા લાગ્યા: "હે વત્સ! અવસ્થાપર કાબૂ રાખ. વૃત્યાનંદની લહરીનો સ્વીકાર ન કર. સ્વસ્વરૂપના અનુભવથી તે વૃત્યાનંદને દૂર કરીને સ્વસુખમાં રહે. આ વૃત્તિને પણ સ્થિર કર. અને નિર્વિકલ્પની વાત કહે. તને લયસાક્ષીનો કેવો અનુભવ આવ્યો, તે બધું મને કહે."

પછી રવિદત્ત, સદ્‌ગુરુનાં ચરણમાં વંદન કરી, વૃત્યાનંદને છોડી કહેવા લાગ્યો: "વૃત્તિનો લય અને શૂન્યનો ઘાત હું જ્ઞાનઘનને સ્પષ્ટ અનુભૂત છે. જો કે હું કોણ, એ મને સમજાતું નથી, પણ મને વૃત્તિનો લય સ્પષ્ટ સમજાય છે. કંઈપણ સાધન વિના હું વૃત્તિનો લય સ્પષ્ટ જાણું છું માટે તે જ હું નિર્વિકલ્પ પોતે, નથી લોપાયો કે નથી પ્રગટ થયો; એવો હું ખુલ્લો છું. જેવી રીતે અંધકારને જોનારી આંખ, પોતેપોતાને નથી જોતી છતાં પોતાના સ્થાન પર જ છે, એ ખુલ્લો અનુભવ છે; તેવી રીતે અનંત–પણાને લીધે હું લયસાક્ષીનું જોવું સાધન વિના જ છે. અને એ જ મારી ખુલ્લી પ્રતીતિ છે. હવે કહો, હું કયાં લોપાયો છું? આ મારો ખુલ્લો અનુભવ, ત્રિપુટી રહિત સ્વયમેવ છે. વૃત્તિનો ઉદ્‌ભવ કે લય થાય, તે હું તુરત મારા પોતાના પ્રકાશથી જાણું છું.

એ જ નિર્વિકલ્પ ચિદ્રૂપ જ્ઞાન. તે ત્રણે કાળમાં અધિક કે ઓછું થતું નથી. અને તે જ ત્રિકાલાબાધિત સદ્રૂપ જેમનું તેમ, સદાય ઉદિત છે. ચિદ્રૂપમાં વૃત્તિ નષ્ટ થઈ તે સાથે સુખદુઃખ પણ નષ્ટ થયાં. હવે ગ્રાહ્ય–ગ્રાહકતા વગર, કેવળ નિજાનંદ જ બાકી રહ્યો. એવો હું અનંત, અપાર પરિપૂર્ણ સચ્ચિદાનંદ ઘન, પોતાને ન જાણવા છતાં અપરોક્ષ રીતે અનુભવમાં આવ્યો! વૃત્તીથી માંડીને લય સુધી જે જે ભ્રાન્તીથી થયાં છે, તે સર્વ હું જ્ઞાનઘનને સાફ-સાફ દેખાય છે. જે જે મને પ્રત્યક્ષ દેખાય છે તે તે મારાથી ભિન્ન છે. તેના લયને જાણનારો અપરોક્ષ બ્રહ્માત્મા હું પોતે છું. એ મારી યથાર્થ પ્રતિતી, મને ગુરુ મહારાજે કરાવી. પણ મને જે સંશય છે તેનું આપનાં ચરણમાં નીવેદન કરું છું.

શિષ્ય–નિર્વિકલ્પમાં સ્થિરતા એક નિમિષમાત્ર થાય છે, ત્યાં જ, ઉપર વૃત્યાનંદનો વિકલ્પ ઊઠે છે. ફરી પાછી નિર્વિકલ્પમાં સ્થિરતા કરતાં પહેલાંની જેમ, પુનઃ વૃત્યાનંદનો વિકલ્પ ઊઠે છે, પણ નિરાંતે એક સરખી સમરસતા રહેતી નથી. વૃત્યાનંદ ઊછળતાં તે જ ક્ષણે મન બુદ્ધિ આદિ સર્વ વિકાર પામે છે. તે વખતે મને એમ લાગે છે કે, હજુ આ રસાસ્વાદ સમાધિમાં વિઘ્ન કરે છે. માટે એ વૃત્યાનંદાત્મક તમામ સવિકલ્પવિઘ્ન હટાવીને કેવળ નિશ્ચલ નિર્વિકલ્પ રૂપે રહેવાય તેમ કરો. હે, ગુરુ મહારાજ! મારા પર એવી કૃપા કરો કે પુનઃ સવિકલ્પની વાત સુદ્ધાં કાને આવે નહિ! પરંતુ નિર્વિકલ્પ અખંડ એકરસમાં કાયમને માટે સ્થિરતા થાય.

ગુરુ–(રવિદત્તનું કહેવું સાંભળીને સદ્‌ગુરુ હસ્યા અને કહેવા લાગ્યા.) હે રવિદત્ત! તને જે જ્ઞાન થયું, તે તારું જ્ઞાન મેં જાણ્યું. તે એ, કે મારા કહેવા પ્રમાણે તને તારો યથાર્થ અનુભવ થયો છે. વૃક્ષ પર બેઠેલો કોઈ, સહજ સ્થિતિમાં વૃક્ષ પર બેઠો હોય ત્યારે પોતાને, પોતાની જ સ્થિતિની ખબર પડે કે, પાણીના

પ્રવાહમાં વહેતા જેવો દેખાય છે તે હું નથી; હું તો વૃક્ષ પર જ બેઠેલો છું.

આ પ્રમાણે અવિજ્ઞાત તે જ વિજ્ઞાત; એવો જે શ્રુતિનો ઈસારો તથા અનુભવનાર વિનાનો જ્ઞાનિઓનો ત્રિપુટી રહિત જે અનુભવ છે, તે ઉભય પ્રમાણથી યુક્ત તને અનુભવ થયો છે. તેં (પોતાને) ન જાણીને અપરિચ્છિન્ન લયસાક્ષી જાણ્યો છે, પણ નિર્વિકલ્પ એકરૂપ ચિરકાળ રહે, સવિકલ્પ મૂળમાંથી જાય-તે ફરી ઉત્પન્ન જ ન થાય એમ તું કહે છે, તે તારું બોલવું કોના જેવું છે? જેમ વૃક્ષપર બેઠેલો એમ કહે કે હું વૃક્ષપર બેઠો છું પણ પાણીમાં પડેલો આભાસ દેખાય છે તે મને ન દેખાય તેમ થવું જોઈએ! તે પ્રમાણે તું નિર્વિકલ્પને જાણીને વિકલ્પ ન થાય એમ કહે છે; અને જો આ તારો સંશય ખરો હોય, તો મારે તને પ્રશ્ન પૂછવા જોઈએ. હવે હું તને પ્રશ્ન પૂછું તેનો ઉત્તર આપ. તારા નિર્વિકલ્પરૂપમાં જે વિકલ્પ દેખાયો તે વિકલ્પથી તારામાં સવિકલ્પતા આવી કે શું? અથવા તે સવિકલ્પે તું નિર્વિકલ્પને ખેંચીને આણ્યો કે શું? અથવા સવિકલ્પના ઉપજવા અને લોપાવાથી તું નિર્વિકલ્પને ખેપ થાય છે કે શું? આ જે ત્રણ પ્રશ્ન પૂછયા તેમાંનું તને શું લાગે છે તે કહે. નિર્વિકલ્પ, સવિકલ્પાકાર થયો એમ બોલવામાં જ વાણીની હાનિ છે. કેમકે જે મુખથી 'નિર્વિકલ્પ કહે છે તેજ મુખથી સવિકલ્પ થયો' એમ કહેવાથી નિર્વિકલ્પ બોલવું જ વ્યર્થ થાય છે. જેને સવિકલ્પતા આવી તની નિર્વિકલ્પતા પછી કયાં રહી? અને એવી જ જો તને પ્રતિતિ હોય, તો તેં નિર્વિકલ્પ જાણ્યો તેમાં સાર્થક શું થયું? માટે હજુ સુધી તને નિર્વિકલ્પનું યથાર્થ જ્ઞાન થયું નથી એમ મને લાગે છે. જે વિકાર પામે છે તે સવિકલ્પનું રૂપ જ તને નિર્વિકલ્પ લાગ્યું છે.

"હવે તારો બીજો વિકલ્પ એવો છે કે-આ સવિકલ્પ ઊઠતાં તે પોતે જ નિર્વિકલ્પને ખેંચી લાવે છે. વાયુ આકાશમાં ઉત્પન્ન થઈને તે પોતાના બળથી આકાશને ઉડાડીને લઈ જાય અથવા નિશ્ચળ આકાશ હતું તેને વાયુએ ચંચળ કર્યું એ જેમ સંભવતું નથી, તેમ નિશ્ચળ જે નિર્વિકલ્પ, તેને ચંચળ સવિકલ્પ ઉત્પન્ન થઈને પ્રવાહમાં ખેંચી જાય તો પછી તે નિશ્ચળ શાનો? સવિકલ્પે નિર્વિકલ્પને પોતાના જેવો સવિકલ્પ કર્યો, તો પછી જેને વિકલ્પતા આવે, તે નિર્વિકલ્પ શાનો? તે તો સવિકલ્પ જ કહેવાય.

"હવે ત્રીજો વિકલ્પ, સવિકલ્પને લીધે નિર્વિકલ્પને ઉદ્ભવ-લયરૂપ ખેપો (ફેરા) થાય છે, એમ તું કહેતો હોય તો શ્રવણ કર. તરંગ ઊપજતાં પાણી જન્મે છે, કે તરંગ રહેતાં પાણી રહે છે કે તરંગ લોપાતાં પાણી મરે છે? એ તું મને કહે. વાદળાં ઉત્પન્ન થતાં આકાશ જન્મે છે, કે વાદળાં હોય ત્યાં સુધી આકાશ રહે છે, કે વાદળ વિખરાતાં આકાશ નાશ પામે છે? એ વિચારી જો. તેમજ સવિકલ્પ ઊપજીને નિર્વિકલ્પને પહેલેથી જન્મ-મરણ દેતો હોય તો સાધકની મુક્તિ શી રીતે થાય? આ પ્રમાણે ત્રણે વિકલ્પમાં પુષ્કળ દોષ છે. તે માટે નિર્વિકલ્પ સ્થિર થાય એવી કલ્પના કરવી નહિ. એ ઉપરાંત તને બીજું પૂછું છું કે, સ્થિરતા થવી જોઈએ એમ તું કહે છે, તો સવિકલ્પ સ્થિર થાય કે નિર્વિકલ્પ સ્થિર થાય? તું કહીશ કે નિર્વિકલ્પે નિર્વિકલ્પ થવું. તો તું મને જવાબ આપ કે, નિર્વિકલ્પનું આજ તું નવું નિર્વિકલ્પપણું સાધે છે કે શું?

તે તો પહેલેથી જ નિર્વિકલ્પ છે. તેને તું આજ નવો નિર્વિકલ્પ કેવી રીતે કરીશ! નિર્વિકલ્પ તો આદિ-મધ્ય અંતમાં નિર્વિકલ્પ જ છે. હવે જે નિર્વિકલ્પ છે, તેને સ્થિર કરૂં એમ તું કહીશ, તો તને ખરો નિર્વિકલ્પ સમજવામાં આવ્યો નથી, એમ કહેવું જોઈએ. અરે, ખરા નિર્વિકલ્પને જાણ્યા વિના જો એકસો વર્ષ સુધી પ્રાણવાયુ રોધીને બેસે તો પણ તેનો કશો ઉપયોગ નથી હવે તું એમ કહીશ કે સવિકલ્પને સ્થિર કરવો. તો જે સવિકલ્પ છે, તે ઉપાધિ છે ત્યાં સુધી નિર્વિકલ્પ થવાનો નહિ. ઉખરભૂમિ અને મધ્યાનકાળ જ્યાં સુધી છે, ત્યાં સુધી મૃગજળ દેખાવાનું જ. પછી તેને કોઈ મૂર્ખજન સત્ય માને, કે કોઈ સુજ્ઞજન મિથ્યા માને. તેવી રીતે દેહ પ્રાણાદિક ઉપાધિ જ્યાં સુધી

છે, ત્યાં સુધી સવિકલ્પ ઊઠવાનો જ. પછી તેને કોઈ અજ્ઞાની સત્ય માને, કે કોઈ જ્ઞાની મિથ્યા માને. સવિકલ્પ ઊઠયા વિના રહેવાનો જ નહિ. તે ઉત્પન્ન થાય ત્યારે જે તેને સત્ય માનશે તે બંધનમાં પડશે અને જે મિથ્યા માનશે તે મુક્ત થશે. એ માટે હે, રવિદત્ત! પોતાનું નિર્વિકલ્પપણું ખરું કયું, તે વિચારથી જાણવું. જો ખરો નિર્વિકલ્પ જાણી લીધો હોય તો પછી એ સવિકલ્પ ઊઠે કે મરે તેની આપણને કાંઈ જ ભીતિ નથી એટલું કરવું જોઈએ કે, સવિકલ્પ ઊઠે, તો તેને સાચો માનવો નહિ. પછી તે ઊઠે કે લોપે તેનું કશું જ પ્રયોજન નહિ. હવે તું તે નષ્ટ જ થાય એમ માનીશ; તો તે તને સત્ય લાગ્યું એમ જ સમજવું જોઈએ. એ પ્રમાણે તેને સત્ય માનીને જો નિરોધ કરીશ તો કલ્પાન્તે પણ બદ્ધતા ચૂકનાર નથી; અને તે સવિકલ્પ હોવાથી જો મિથ્યા સમજીશ તો તું અત્યારે જ મુક્ત છે. પોતાનું નિર્વિકલ્પપણું, જે પ્રમાણે કહેલું છે તે પ્રમાણે સમજાય તો પછી એ સવિકલ્પ હોય, કે ન હોય, રહે કે ન રહે, તેની આપણને કાંઈ પણ ગરજ નહિ

તું કહે છે કે, હજુ આ રસાસ્વાદ, સમાધિમા ઊઠીને વિઘ્ન કરે છે, તો તે વિષયમાં કહું છું તે સાંભળ જ્યાં સુધી નિર્વિકલ્પની યથાર્થ પ્રતીતિ થઈ નથી, ત્યાં સુધી એ સવિકલ્પ બાધક છે એટલે તે જ્ઞાન થવા દેતો નથી. વૃત્તિ ઊછળતાં જ વૃત્તિના પ્રવાહમાં પડે છે, તેને લીધે નિર્વિકલ્પ કેવો છે, તે સમજાતું નથી, અને તે પ્રાપ્ત થતો નથી તે માટે બધું એક બાજુ રાખીને પ્રથમ નિર્વિકલ્પ સાધવો લયસાક્ષીના નેત્રરૂપ તે નિર્વિકલ્પ, એક વાર યથાર્થ સમજાય, તો પછી સવિકલ્પ ઉત્પન્ન થાય કે લોપાઈ જાય, તો પણ તે વિઘ્નકર્તા થતો નથી. સ્ફૂર્તિથી માંડીને દેહ પર્યંત સર્વ સવિકલ્પ મિથ્યા છે એમ હંમેશાં જોવું. અને એ ઊઠે કે લોપે ત્યારે આપણને બાધા કરનો નથી એમ જાણવું 'એ સવિકલ્પ હું' એમ માનીને ગ્રહણ કરીશ તો તે તને બાધક થશે માટે તેને હુંપણાથી ગ્રહણ કરવો નહિ. હું નિર્વિકલ્પ છું એવી દૃઢતા કર તું જે નિર્વિકલ્પ, તે તને તારી પ્રતીતિ થઈ તે અમે જાણી, પરંતુ જરા અજાણતાં આ વિકલ્પની તું અહંતા લે છે.

લયસાક્ષીની પ્રતીતિ થતાં જ વૃત્તિને સમજાયું કે, એ જ સ્વરૂપ હું છું. એ સુખથી તે ઉપર ઊછળી. આ જ વાસનાનંદ છે. જે મિથ્યા હતું તેનો ત્યાગ કરીને વૃત્તિએ બહુ દિવસે પોતાનું અધિષ્ઠાન શું છે તે જાણ્યું. તે સુખથી ઊભરાઈને ઊછળે એ જ વાસનાનંદ વૃત્તિનો એ સ્વભાવ છે કે, જો, તે સુખનો ઉલ્લાસ લેશે તો જ તેનો બદ્ધતાનો સંશય જશે, ને મુક્તતા કબૂલ કરશે. હે, રવિદત્ત! તું બ્રહ્માનંદરૂપ, જેવો છે તેવો જ છે. પરંતુ વૃત્તિ ઉછળતાં તેના સહવાસથી હું જ ઊછળ્યો એમ તને લાગે છે. હું જ નિમિષભર સ્થિર થયો હતો તે ઉત્થાન પામ્યો. એવો શુપ્તપણાથી હુંપદનો હેતુ થતાં જ પ્રવાહમાં પડે છે. વાસ્તવિક તારું નિર્વિકલ્પત્વ તને સમજાયું, પણ તેવી સ્થિતિ થઈ નથી. કારણકે પૂર્વાધ્યાસથી વૃત્તિ સવિકલ્પાકાર થાય છે; માટે જ ઉત્થાન પામે છે. તે ન પામે, એવું જ નિરૂપણ હવે કહું છું. સવિકલ્પ કોને કહેવાય અને નિર્વિકલ્પ કોને કહેવાય એ સ્પષ્ટ સમજવા માટે તેનું રૂપ સ્પષ્ટ કહું છું. તે સાંભળ.

**सविकल्पक चिद्योहं ब्रह्मैव निर्विकल्पकम्**

સવિકલ્પરૂપ ચેતન તે હું જ છું; પછી જો તે અહંબ્રહ્મ પ્રતીતિ હોય તો પણ ચિન્તા નહિ પ્રતીતિ–અપ્રતીતિથી વિલક્ષણ જે નિર્વિકલ્પ બ્રહ્મ તે એકરૂપ જ છે, ગુરુ, શાસ્ત્ર અને આત્મપ્રતીતિથી કહું છું કે એ જ સત્ય છે. અને તેથી એ સ્પષ્ટ સમજાય એવું જ નિરૂપણ હવે કરું છું.

**सविकल्पक चितिःअहं**

સવિકલ્પ, અહંતાને લીધે નિર્વિકલ્પત્વ છોડીને ઊછળે છે તે સવિકલ્પ, છે તેથી જ ચંચળ થાય છે. જે નિશ્ચળ છે તે ચચળ થતો નથી, પણ નિશ્ચળ જ રહે છે લયસાક્ષી જે બ્રહ્માત્મા, તે જ હું છું, એવું જે રહસ્ય, વૃત્તિને સમજાયું, અને વૃત્તિથી માંડીને દેહ પર્યંત, સર્વ ધર્મધર્મી હું નથી, એવી જે પ્રતીતિ થઈ, યાને અનુભવનાર વિનાની અનુભાવ્યતા રહી તે પણ સવિકલ્પતા જ છે, એ સાધકને સમજાવું જોઈએ

પ્રથમ જે વખતે નિર્વિકારી માયા–સ્ફૂર્તિની

અનહોતી ઉત્પત્તિ થઈ ત્યારે જ તેની દેહાદિક સંતતિ પણ પેદા થઈ; અને ત્યારે જ સ્વરૂપનું વિસ્મરણ થયું આ વિસ્મરણરૂપ અજ્ઞાનથી 'હું જ દેહ છું' એ અભિમાન ઊઠયું. એ સવિકલ્પ જીવનું સંપૂર્ણ નિરૂપણ પહેલાંના શ્લોકમાં થયું. જે વૃત્તિમાં ન હોવા છતાં પ્રતિબિંબ રૂપે ઉત્પન્ન થયો તે જીવનું રૂપ પણ પહેલાં સ્પષ્ટ કહેલું છે. દેહની અહંતા લેવાને લીધે જીવને બંધન થયું હતું, ને તે જ જીવ, 'અહંબ્રહ્મ' એ અભિમાનથી મુક્ત થયો !

એ પણ તને પહેલાં કહેલું છે કે, જાગૃતથી લઈને મોક્ષ પર્યંત જેટલું છે, તે સર્વ જીવ-વિકલ્પમાં આવ્યું, અને મુખ્ય નિર્વિકલ્પ તો તેનાથી જુદો જ છે. ફરીથી તે જ સ્પષ્ટ કરું છું, કે જેથી તને સવિકલ્પ-નિર્વિકલ્પનો નિર્ણય કરતાં આવડે.

## સવિકલ્પ-નિર્વિકલ્પનું પુનઃસ્પષ્ટીકરણ

ત્રણે અવસ્થામાં ત્રણ પ્રકારનું દેહાભિમાન લઈને જે બેઠો, અને જેના તે અભિમાનને લીધે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, એવાં ત્રણ નામ પડયાં, તે આ સવિકલ્પ જીવ છે. તેને જ અહંતાને લીધે અનંત કલ્પોથી જન્મ-મરણ સહન કરવાં પડે છે અને તેને જ અજ્ઞાનને લીધે સુખદુઃખાત્મક અનેક યોનિનાં કષ્ટ ભોગવવાં પડે છે કોઈ દસ જણા બીજે ગામ જતા હતા, ત્યા રસ્તામાં એક નદી આવી તેને આ કાંઠે પ્રથમ પોતે દસ જણા છે એમ ગણત્રી કરીને સામે કાંઠે જવા માટે નદીમાં પેઠા, અને નિર્વિઘ્નતાથી સામે કાંઠે પહોંચી ગયા. પોતે દસ જણા હતા તેટલાજ છીએ કે નહિ, એ જોવા માટે ફરીથી ગણત્રી કરવા લાગ્યા, ત્યારે જે ગણનારો છે, તે એકથી નવ પર્યંત ગણે, અને પોતે જે દસમો, તેને ગણતો ન હતો એ પ્રમાણે સર્વની ગણત્રી કરી પણ, 'દસમો છે' એમ લાગ્યું નહિ તેથી તે વિચારમાં પડયા કે, આપણામાંનો જે દસમો હતો તે પાણીમાં બૂડી ગયો! હવે શું કરવું!

તે જ પ્રમાણે સ્ફૂર્તિથી દેહ પર્યંતનો જે સમુદાય, તે અધિષ્ઠાન સહિત, અવિદ્યારૂપી અરણ્યમાં ભૂલ્યો. અધિષ્ઠાન સહિત કહેવાથી કાંઈ આત્મા ભૂલ્યો નથી. તે તો આકાશની પેઠે ચંચળમાં રહેવા છતાં અચળ છે. પેલા દસ જણા જેમ નદી ઊતર્યા તેમ આ સમુદાય જન્મ-મરણરૂપ નદી, પુનઃપુનઃ ઊતરી જાય છે અને દસ જણ જેમ ગણત્રી કરતા હતા તેમ આ સંઘ, પોતે કોણ, એ જોવા માટે જાય છે પરંતુ જે નિર્વિકલ્પ અગોચર આત્મા છે, તેને એ જડ સમુદાય શી રીતે જાણે?. સદ્રુપ અને ચિદ્રુપ તો સદાય જેમ છે તેમ જ છે. છતાં એ જડ સમુદ્ર, અધિષ્ઠાનને જાણતો નથી. હું છું એવું જે લાગે છે તે દેહાદિકના ભાવથી લાગે છે, માટે જે છે તે દેહ જ છે એવો નિઃસંશય નિશ્ચય જ્યારે થયો ત્યારે ઉપર કહ્યા પ્રમાણે નિજાત્માનું વિસ્મરણ થયું જેમ દસ જણામાં દસમો પોતે હોવા છતાં પોતાને ભૂલ્યો, તેમ પોતાને પોતાનું વિસ્મરણ થયું એ જ આ સંઘને અજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી સંઘમાંનો જીવ કહેવા લાગ્યો કે: જીવરૂપથી હું જ છું. કેમકે હું અને દેખાઉં (ભાસું) છું. આત્મા એમ મારી માફક ભાસતો નથી, માટે તે કયાંય પણ છે જ નહિ. એમ આત્માનું નાસ્તિપણું અને બીજું અભાનપણું, અર્થાત્ ન અસ્તિ, ન ભાતિ એ બે પ્રકારનું આવરણ, અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયું

દસજણમાંનો દસમો નથી, માટે તે દેખાતો નથી એ જેમ બે પ્રકારની કલ્પના કરી, તેમ જીવને અસત્વાપાદક અને અભાનાપાદક એમ બે પ્રકારનું આવરણ પડયું. એ અજ્ઞાનનું આવરણ પડવાને લીધે જીવે 'હું દેહ છું.' એવું અભિમાન માથે લીધું, અને દેહાદિકની જે જે ક્રિયા થાય તે હું જ કરું છું. પાપ પુણ્ય હું જ કરું છું. માટે પાપપુણ્યથી પ્રાપ્ત થતાં સુખ દુઃખ મારે જ ભોગવવાં પડે છે. મેં પહેલાં જે પાપપુણ્ય કરેલાં તે અત્યારે ભોગવું છું. અને અત્યારે જે પાપપુણ્ય કરીશ તે પછીથી ભોગ-વીશ, એમ કહે છે. આ વિક્ષેપ ઊઠયો તેને લીધે કહે છે કે, જન્મ-મરણ એ સર્વ મને જ છે ફાવે તે ઉપાય કરે, પણ જન્મ-મરણ છૂટતું નથી. પેલા દસ જણ, દસમા માટે માથાં ફોડતા હતા અને રડતા હતા.

અનહોતી ઉત્પત્તિ થઈ ત્યારે જ તેની દેહાદિક સંતતિ પણ પેદા થઈ; અને ત્યારે જ સ્વરૂપનું વિસ્મરણ થયું આ વિસ્મરણરૂપ અજ્ઞાનથી 'હું જ દેહ છું' એ અભિમાન ઊઠયું. એ સવિકલ્પ જીવનું સંપૂર્ણ નિરૂપણ પહેલાંના શ્લોકમાં થયું. જે વૃત્તિમાં ન હોવા છતાં પ્રતિબિંબ રૂપે ઉત્પન્ન થયો તે જીવનું રૂપ પણ પહેલાં સ્પષ્ટ કહેલું છે. દેહની અહંતા લેવાને લીધે જીવને બંધન થયું હતું, ને તે જ જીવ, 'અહંબ્રહ્મ' એ અભિમાનથી મુક્ત થયો.

એ પણ તને પહેલાં કહેલું છે કે, જાગૃતથી લઈને મોક્ષ પર્યંત જેટલું છે, તે સર્વ જીવ-વિકલ્પમાં આવ્યું, અને મુખ્ય નિર્વિકલ્પ તો તેનાથી જુદો જ છે. ફરીથી તે જ સ્પષ્ટ કરું છું, કે જેથી તને સવિકલ્પ-નિર્વિકલ્પનો નિર્ણય કરતાં આવડે.

## સવિકલ્પ-નિર્વિકલ્પનું પુનઃસ્પષ્ટીકરણ

ત્રણે અવસ્થામાં ત્રણ પ્રકારનું દેહાભિમાન લઈને જે બેઠો, અને જેના તે અભિમાનને લીધે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, એવાં ત્રણ નામ પડ્યાં, તે આ સવિકલ્પ જીવ છે. તેને જ અહંતાને લીધે અનંત કલ્પોથી જન્મ-મરણ સહન કરવાં પડે છે અને તેને જ અજ્ઞાનને લીધે સુખદુઃખાત્મક અનેક યોનિનાં કષ્ટ ભોગવવાં પડે છે. કોઈ દસ જણા બીજે ગામ જતા હતા, ત્યાં રસ્તામાં એક નદી આવી. તેને આ કાંઠે પ્રથમ પોતે દસ જણા છે એમ ગણત્રી કરીને સામે કાંઠે જવા માટે નદીમાં પેઠા, અને નિર્વિઘ્નતાથી સામે કાંઠે પહોંચી ગયા. પોતે દસ જણા હતા તેટલાજ છીએ કે નહિ, એ જોવા માટે ફરીથી ગણત્રી કરવા લાગ્યા, ત્યારે જે ગણનારો છે, તે એકથી નવ પર્યંત ગણે, અને પોતે જે દસમો, તેને ગણતો ન હતો. એ પ્રમાણે સર્વની ગણત્રી કરી પણ, 'દસમો છે' એમ લાગ્યું નહિ તેથી તે વિચારમાં પડ્યા કે, આપણામાંનો જે દસમો હતો તે પાણીમાં બૂડી ગયો! હવે શું કરવું!

તે જ પ્રમાણે સ્ફૂર્તિથી દેહ પર્યંતનો જે સમુદાય, તે અધિષ્ઠાન સહિત, અવિદ્યારૂપી અરણ્યમાં ભૂલ્યો. અધિષ્ઠાન સહિત કહેવાથી કાંઈ આત્મા ભૂલ્યો નથી. તે તો આકાશની પેઠે ચંચળમાં રહેવા છતાં અચળ છે. પેલા દસ જણા જેમ નદી ઊતર્યા તેમ આ સમુદાય જન્મ-મરણરૂપ નદી, પુનઃ પુનઃ ઊતરી જાય છે અને દસ જણ જેમ ગણત્રી કરતા હતા તેમ આ સંઘ, પોતે કોણ, એ જોવા માટે જાય છે. પરંતુ જે નિર્વિકલ્પ અગોચર આત્મા છે, તેને એ જડ સમુદાય શી રીતે જાણે ?. સદ્રૂપ અને ચિદ્રૂપ તો સદાય જેમ છે તેમ જ છે. છતાં એ જડ સમુહ, અધિષ્ઠાનને જાણતો નથી. હું છું એવું જે લાગે છે તે દેહાદિકના ભાવથી લાગે છે, માટે જે છે તે દેહ જ છે એવો નિઃસંશય નિશ્ચય જ્યારે થયો ત્યારે ઉપર કહ્યા પ્રમાણે નિજાત્માનું વિસ્મરણ થયું. જેમ દસ જણામાં દસમો પોતે હોવા છતાં પોતાને ભૂલ્યો, તેમ પોતાને પોતાનું વિસ્મરણ થયું એ જ આ સંઘને અજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી સંઘમાંનો જીવ કહેવા લાગ્યો કેઃ જીવરૂપથી હું જ છું. કેમકે હું મને દેખાઉં (ભાસું) છું. આત્મા એમ મારી માફક ભાસતો નથી, માટે તે કયાંય પણ છે જ નહિ. એમ આત્માનું નાસ્તિપણું અને બીજું અભાનપણું, અર્થાત ન અસ્તિ, ન ભાતિ એ બે પ્રકારનું આવરણ, અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયું.

દસજણમાંનો દસમો નથી, માટે તે દેખાતો નથી એ જેમ બે પ્રકારની કલ્પના કરી, તેમ જીવને અસત્વાપાદક અને અભાનાપાદક એમ બે પ્રકારનું આવરણ પડયું. એ અજ્ઞાનનું આવરણ પડવાને લીધે જીવે 'હું દેહ છું.' એવું અભિમાન માથે લીધું, અને દેહાદિકની જે જે ક્રિયા થાય તે હું જ કરું છું. પાપ પુણ્ય હું જ કરું છું. માટે પાપપુણ્યથી પ્રાપ્ત થતાં સુખ દુઃખ મારે જ ભોગવવાં પડે છે. મેં પહેલાં જે પાપપુણ્ય કરેલાં તે અત્યારે ભોગવું છું. અને અત્યારે જે પાપપુણ્ય કરીશ તે પછીથી ભોગવીશ, એમ કહે છે. આ વિક્ષેપ ઊઠયો તેને લીધે કહે છે કે, જન્મ-મરણ એ સર્વ મને જ છે. હવે તે ઉપાય કરે, પણ જન્મ-મરણ છૂટતું નથી. પેલા દસ જણ, દસમા માટે માથાં ફોડતા હતા અને રડતા હતા.

માથા ફોડવાને લીધે ઢીમણા થવાથી જખમ પડયા અને તેમાથી લોહી વહેવા માડયું તે રીતે જીવ આ સસૃતિમા પડેલો છે તે પુન પુન જન્મે છે અને મરે છે, તેમજ ઊચનીચ યોનિમા સુખ-દુ ખ ભોગવે છે એ પ્રમાણે સુખદુ ખાત્મક વિક્ષેપ, એ ત્રીજી અવસ્થા કહી આ ત્રણે અવસ્થા જીવ જ ભોગવે છે આત્માને તેનો સ્પર્શ પણ થતો નથી

અજ્ઞાન, આવરણ અને વિક્ષેપ, એ ત્રણ અવસ્થા બધનરૂપ છે, જીવ, અભિમાનને લીધે એ બધનમા ગુચવાયેલો છે જેમ આ ત્રણ અવસ્થા જીવ ભોગવે છે તેમ તે મોક્ષપણ ભોગવે છે કારણકે જે બધાયેલો હશે તે જ મોકળો થશે જેને રોગ હશે તે જ નીરોગી થશે. જે ભ્રાન્ત હશે તે જ સમજશે તેમ જીવ બધન પામ્યો છે માટે તે જ મુક્ત થશે જીવવિના મુક્તિ બીજા કોને છે? આત્મામા મુક્તપણાની વાત જ નથી જીવને મોક્ષરૂપ ઉત્તર અવસ્થા છે સુખદાયક ચાર ઉત્તર અવસ્થા જીવ જ ભોગવે છે તે નિરૂપણ હવે કરુ છુ

## મોક્ષરૂપ ચાર ઉત્તર અવસ્થાનુ નિરૂપણ

બધનમા પડેલો જીવ, અનત જન્મ ભમે છે એમ ભ્રમણ કરતા કરતા અચાનક મનુષ્ય દેહ પ્રાપ્ત થયો. પરતુ મનુષ્ય દેહમા આવેના પ્રાણીઓમા કોઈક જ સમજે છે જે મનુષ્યની પાસે અનેક જન્મના પુણ્ય હોય છે તેને જ એ પુણ્યથી સસારમા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને તેથી તે સર્વ કર્મોનો ત્યાગ કરીને મુમુક્ષુ બને છે પછી તે મુમુક્ષુ સદ્ગુરુનો દાસ થઈને તેની સેવા કરે છે શ્રવણ-મનન વિચાર અને નિદિધ્યાસન કરે છે તેથી જો તે તીવ્ર બુદ્ધિવાળો હોય તો વિચારથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને મદ બુદ્ધિવાળો હોય તો અભ્યાસથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે આ પ્રમાણે જીવરૂપે જે સાધક સદ્ગુરુને શરણે જાય છે તે જ મોક્ષનો અધિકારી થાય છે

પેલા દસ જણાને જેમ અગિયારમો આપ્તજન મળ્યો તેમ અનત પુણ્ય બળથી છેવટે સદ્ગુરુનાથ ભેટયા. પછી તે મુમુક્ષુ શિષ્યને સદ્ગુરુ બોધ કરે છેકે, જ્ઞાનરૂપ બ્રહ્માત્મા, અલગ જ છે તે તું વિચાર કરીને જો જેમ પેલા દસ જણાને અગિયારમા આપ્તજને કહ્યું કે 'દસમો છે રે છે' તેમ સદ્ગુરુ કહેછે કે, અવિનાશી આત્મા સર્વ વ્યાપી છે *અગિયારમા આપ્તજનના* બોલવાપર દસ જણને વિશ્વાસ હોવાથી તેને જેમ દસમો હોય એમ લાગ્યું, તેમ ગુરુના વચનપર વિશ્વાસ હોવાને લીધે બ્રહ્માત્મા હોય એમ પરોક્ષ રીતે લાગ્યું અસત્વાપાદક આવરણનો લોપ થાય ત્યારે પરોક્ષજ્ઞાનપણ મોક્ષરૂપ છે પરોક્ષ જ્ઞાનથી એટલુ જ થયું કે, આત્મા નથી એમ જે માનતો હતો તે, હવે આત્મા છે એમ માનવા લાગ્યો પેલા દસજણામાનો દસમો છે એમ જાણ્યું ત્યારે તેનો શોક ગયો ને હર્ષ થયો, તેમ પરોક્ષ જ્ઞાન, સાધકનુ દુ ખ હટાવીને સુખદાયક થાય છે એ પરોક્ષ જ્ઞાન, કયાથી કયા સુધી છે તેનો વિચાર કરીને જો

દેહ, પ્રાણાદિ પચકોશ જડ અને પરપ્રકાશ છે તેમા અવિનાશી આત્મા, અસ્તિ, ભાતિ પ્રિયરૂપે છે અસ્તિ, ભાતિ પ્રિય, એ લક્ષણો ત્રણેકાળમા પરિપૂર્ણ છે અને ચેતનજ્યોતિ સર્વથી અલગ છે, એ નિરૂપણ પહેલા થયેનુ છે સચ્ચિદ્રૂપ તે જ અખડ પ્રિય અને તે જ સદા ઉદિત સદ્રૂપ એનાથી જુદા બાકીના જે, તે દુ ખરૂપ, અસત્ અને જડ છે, એમ સમજાયું બત્રીસ તત્ત્વો અસત્ જડ દુ ખાત્મક છે અને તેને જાણનારો પરમાત્મા છે, એ પણ સમજવામા આવ્યું વિચારથી અને અભ્યાસથી દેહથી લઈને સ્ફૂર્તિ પર્યંત સર્વમિથ્યા છે, એ સર્વ મારા આત્મપ્રકાશથી જાણે છે, એવુ અનુભવથી સમજવા લાગે છે પરોક્ષ જ્ઞાનથી લય સાક્ષીમાત્ર જાણ્યો નથી, પણ દ્રષ્ટા-સાક્ષી અનુભવમા આવ્યો, તો એ પરોક્ષજ્ઞાન મોક્ષકર કમ નહિ? મોક્ષકર જ છે આ આત્મા, દૃશ્યનો જોનારો દ્રષ્ટા છે, ચિદાભાસનો મ ત્રી છે, તો હવે તેનુ નહીપણુ કયા રહ્યુ? આત્માનુ અસ્તિત્વ બતાવતુ હોવાથી પરોક્ષજ્ઞાન મોક્ષકરજ છે અને પરોક્ષજ્ઞાન જીવને સુખકર છે પરોક્ષજ્ઞાન વડે,દેહથી *આત્મા વિલક્ષણ છે એમ સમ*જાવાથી સુખદુ ખની દરિદ્રતા પણ ગઈ હવે અપરોક્ષજ્ઞાનથી જીવને શો ફાયદો થાય છે તે કહું છુ

સદ્ગુરુ કહે છે હે, શિષ્ય! જ્યારે વૃત્તિનો લય થયો ત્યારે વૃત્તિના લયનો જેને અનુભવ છે તે જ તુ પ્રત્યક્ષ છે

જેમ પેલા દસ જણામાં નવને ગણનાર તે જ તું દસમો; તેમ લયને જાણનાર, શૂન્યાતીત તે જ તું પ્રત્યક્ષ! વિચારથી જેમ દસમાને લાગ્યું કે હું જે નવને ગણનારો પોતે પોતાને ભૂલ્યો હતો તે આ અગિયારમા આપ્તજનની કૃપાથી પોતે પોતાને ભેટયો. તેવી રીતે ખરો વિચારવંત સાધક વિચારથી નિશ્ચય કરીને જોશે કે, આ હું લયસાક્ષી સ્વયંપ્રકાશ ન જાણીને જાણું છું. એવો જ્યારે ખરો અનુભવ થયો ત્યારે આ નંદથી વૃત્તિની સાથે ઉત્પન્ન થઈ ને પોતે ઊછળ્યો અને કહેવા લાગ્યો કે, સદ્ગુરુના પ્રસાદથી આ હું પ્રત્યક્ષ જાણવામાં આવ્યો. હું પ્રત્યક્ષ હોવા છતાં દેહાદિકને હું માનીને બેઠો હતો. હવે હું કોણ, એ, મેં પોતાને જાણ્યો ત્યારે આ દેહાદિ સર્વસમુદાય મિથ્યા ઠર્યો અને એ સમુદાય હું નથી એમ અનુભવમાં આવ્યું: આ પ્રમાણે અપરોક્ષજ્ઞાનથી જીવનું અભાનાપાદક આવરણ ભાંગ્યું અને પોતે પોતાને ન જાણવાનું જે અજ્ઞાન હતું તે ગયું. જેમ પેલા દસજણામાંનો દસમો તે હું પોતે છું, પછી ન દેખાવું કયા રહ્યું? તેમ સ્વતઃ સિદ્ધ લયસાક્ષીને જાણ્યા પછી અજ્ઞાન કયાં રહે ભલા? એ રીતે પરોક્ષજ્ઞાનથી અસત્ પણું ગયું અને અપરોક્ષજ્ઞાનથી અભાન નષ્ટ થયું. બન્ને આવરણ ગયાં.

અપરોક્ષ જ્ઞાનથી પોતેપોતાને ભેટયો, એ અવસ્થા આત્માની છે એમ કદાચ તું માનીશ પણ આત્માની, એ અવસ્થા નથી. કારણ કે આત્માને અજ્ઞાનરૂપ વિસ્મરણ કદીપણ થયું નથી પણ તે જે જે ઉત્પન્ન થયાં તેને જાણ તો જ હતો. જે જાણે છે તે જ છે. જે છે, તે જ પોતેપોતાને પ્રિય છે. એ પ્રમાણે સચ્ચિદાનંદ પૂર્ણબ્રહ્મને સ્મરણ નથી અને વિસ્મરણ પણ નથી. આભાસરૂપથી જીવ જ ઉત્પન્ન થયો ને તે જ બ્રહ્માત્માને ભૂલ્યો. આ અજ્ઞાનથી અને અભિમાનથી અનેક યોનિમાં તે જન્મે છે અને મરે છે. જે જીવને વિસ્મરણ થયું તે જ જીવને અપરોક્ષ જ્ઞાન થયું અને તે જ્ઞાનથી તેનું જન્મમરણ છૂટયું. એ રીતે અપરોક્ષ જ્ઞાન થયા પછી જીવન્મુક્તિને વખતે જીવની ઉત્તર અવસ્થા બે પ્રકારની છે. પોતે પોતાને ભેટ્યો તેથી, પાછળનું દુઃખ વિસારે પડ્યું. અને હું જન્મું છું–મરું છું, આ જે વિક્ષેપ લાગતો હતો તે હટી ગયો. અજ્ઞાનથી હું જ દેહ એમ માનેલું હતું, તેથી પાપ–પુણ્ય મેં કર્યાં એવું અભિમાન લેતો હતો અને તે અભિમાનથી માથે લીધેલાં પુણ્ય પાપને લીધે થનારાં સુખ–દુઃખનો ભોગવનાર હું જ થયો અને મેં જ સુખ દુઃખ ભોગવ્યાં; એવો જે શોક થયો હતો તે અપરોક્ષ જ્ઞાનથી ભાંગ્યો ત્યારે કહેવા લાગ્યો કેઃ– આ એટલાં બત્રીસ તત્ત્વો આભાસરૂપ મિથ્યા છે. તે મિથ્યાસમુદાય હું નથી, તો તેનાં સુખદુઃખ મને શી રીતે હોય?

હું સચ્ચિદ્ઘન આત્મા બ્રહ્મ છું. હું એ, નામ રૂપાદિ બત્રીસ નથી. 'એ હું છું. એ હું છું' એવો જે મિથ્યા ભ્રમ માન્યો હતો તે આ અપરોક્ષ જ્ઞાનથી ગયો. હવે મારું જન્મ-મરણ છૂટયું. બંધનો નિઃસંતાન થયાં. એવા વિક્ષેપરૂપ શોકનું ખંડન થયું. એ શોકમોક્ષ અવસ્થા છે. જેમ પેલા દસ જણ દસમા માટે રડયા બરાડયા, પણ જ્યારે ગણત્રી કરનારો દસમો હું છું એમ જાણ્યું ત્યારે તેનો શોક ભાંગ્યો. તેમ આ જીવ અજ્ઞાનથી જન્મ–મરણ સહન કરતો હતો તે સર્વ આત્માનું જ્ઞાન થતાં જ ભાંગ્યું. એ રીતે ઉત્તર અવસ્થામાં શોકભંગરૂપ પહેલી અવસ્થા કહી. હવે બીજી નિરંકુશાતૃપ્તિ કહું છું.

બ્રહ્માત્મા જે અપનાઆપ અસંગ, અભંગ તે આ અપરોક્ષ જ્ઞાનથી બ્રહ્માત્મા થયા ત્યારે જે સાધ્ય હતું તે સાધ્યું. પછી તેને પ્રાપ્ત કરવાનું શું બાકી રહ્યું? સાધ્ય પોતાનું સ્વરૂપ જ છે, તેથી તેને અમુક પામવાનું એવું કાંઈ રહ્યું જ નહિ. કરેલાં સર્વ સાધનોની સફળતા થઈ, ત્યારે કરવું પણ સમાપ્ત થયું. પછી તેને કશું કરવાનું રહ્યું જ નહિ. બસ, એ જ કૃતકૃત્યતા. જે કરવાનું હતું તે પૂરું થયું. જે પ્રાપ્ત કરવાનું હતું તે પ્રાપ્ત કર્યું અને જે સાધવાનું હતું તે સદ્ગુરુના પ્રસાદથી સિદ્ધ થયું. પેલા દસ જણામાં ગણત્રી કરનારા દસમાનો સર્વને લાભ થયો ત્યારે તેઓની દસમાની શોધ વિષેની સર્વ ખટપટ છૂટી અને તેને દસમો જોઈતો હતો તે પ્રાપ્ત થયો તેથી પોતાને તે કૃતાર્થ માનવા લાગ્યો. તેમ બ્રહ્માત્મા સાધવાનું જીવે મનમાં આણ્યું

ને પછી તે જ બ્રહ્માત્મા થયો. પછી તેને કરવાનું કે પામવાનું શું રહ્યું ? રાજાને જોઈને રંકના મનમાં આવ્યું કે પોતાને રાજાના જેવી સંપત્તિ પ્રાપ્ત થાય; પછી તે જ રંક, રાજા થયો; તો તેને આગળ કઈ પદવી પામવાની રહી ? કોઈ જ નહિ. તેમ જીવનું કરવું પૂરું થયું. તેને પ્રાપ્ત કરવાનું કશું રહ્યું નહિ; એવું જે સમાધાન થયું એ જ નિરંકુશાતૃપ્તિ. આ તૃપ્તિ જેવી બીજી પૂર્ણ તૃપ્તિ નથી. આના કરતાં સર્વ નીચે છે, માટે એ નિરંકુશા તૃપ્તિ. એ પ્રમાણે શોકભંગ અને નિરંકુશા તૃપ્તિ, એ બે અવસ્થારૂપ જીવન્મુક્તિ, જીવને અપરોક્ષ જ્ઞાન થયા પછી થાય છે. આત્માને શોક નથી, માટે તેને શોકભંગ અવસ્થા નથી. તેમ જ આત્માને આત્મા પ્રાપ્ત થયો નથી માટે તેને નિરંકુશા તૃપ્તિ નથી. શોકભંગ અને નિરંકુશા તૃપ્તિરૂપ જીવન્મુક્તિ આત્માને નથી, પણ જીવને છે. પહેલાં જીવ થઈને પછી છૂટે છે, માટે તેને જીવન્મુક્તિ કહે છે.

અજ્ઞાન, આવરણ અને વિક્ષેપ, એ ત્રણ અવસ્થા બંધનકારક છે. અને એ જીવને જ સુખદુઃખ દાતા છે. તેમ જ પરોક્ષ-અપરોક્ષ, એ બે પ્રકારનું જ્ઞાન જીવને જ મોક્ષદાયક થાય છે. શોકભંગ, નિરંકુશાતૃપ્તિ, એ ઉત્તર અવસ્થા જીવન્મુક્તિ સવિકલ્પ, જીવરૂપ ચિત્તિની અવસ્થા છે. નિર્વિકલ્પ બ્રહ્મ અમુક, જેવો છે એમ કહેવાનું બની શકતું નથી. કેમકે તે અસંગ, અભંગ, અનિર્વાચ્ય છે.

### ब्रह्म एवं निर्विकल्पक

નિર્વિકલ્પ બ્રહ્મ, કેવળ પૂર્ણપણે આત્મારામ છે. તેમાં કોઈ સંશય નથી. જે બ્રહ્મમાં માયાજ ઉત્પન્ન થતી નથી, ત્યાં જીવ-ઈશ્વર ક્યાંથી હોય ? જીવ-ઈશ્વર એ નામરૂપ, રજ્જુ-સર્પ પ્રમાણે મિથ્યા જ છે. રજ્જુ પર ભાસેલો સર્પનો વિકાર, અણુમાત્ર પણ રજ્જુને સ્પર્શતો નથી, તેમ એ અનેક પ્રકારના મિથ્યા જીવ-ધર્મ નિર્વિકલ્પમાં નથી. જ્યાં માયા જ ઉત્પન્ન થઈ નથી, ત્યાં વિદ્યા-અવિદ્યા ક્યાંથી હોય ? વિદ્યા અવિદ્યા જ્યાં નથી ત્યાં જીવ ઈશ્વર ક્યાંથી હોય ? ઈશ્વર જ નથી, પછી જગત્ ક્યાંથી ઉત્પન્ન થાય ? ભૂત-ભૌતિક ક્યારે થયાં ? અને ચાર ખાણીમાં જીવ-ઈશ્વર ક્યારે પ્રવેશ્યા ? એ બોલવું જ મિથ્યા છે. પ્રવેશ જ થયો નથી. પછી વિસ્મરણરૂપ અજ્ઞાન કઈ રીતે પેદા થયું ? અને નાસ્તિ, ન ભાતિ, એ ઉભય લક્ષણનું આવરણ ક્યાંથી આવ્યું ? જીવ જ નથી. પછી વિક્ષેપ કોને થયો ? દેહનું અભિમાન કોણે લીધું ? પાપ પુણ્ય કોણ કરવા લાગ્યો ? સંચિત ક્યાં સાંચેલાં છે ? તે સંચિતનું પ્રારબ્ધ બનીને જીવને ઊંચ-નીચ અને મધ્યમ યોનિમાં સુખદુઃખનો ક્યારે ભોગ દેવા લાગ્યું ? આ સર્વ મિથ્યા કલ્પિત ભ્રમ છે, સવિકલ્પ નામરૂપ ખરાં ક્યાં છે ? જો, તે ખરાં નથી તો તેનો લય અથવા ઉપક્રમ થયો એ બોલવું પણ મિથ્યાજ છે. જે જે ભ્રાન્તિથી થયું તે ખરું શાનું ? જે ખરું ઉત્પન્ન થયું નથી, તેણે અમુક કર્મ કર્યાં તે ભોગવ્યા વિના છૂટકો નથી, એ પણ ખરું શાનું ? વાદીનો સર્પ ક્યારે ખરો થયો ? તેણે કોને દંશ કર્યો ? અને તે દંશથી મરેલા ગૃહસ્થને કોણે મંત્રથી ઉઠાડયો, કે, જે અત્યારે ગંધર્વ નગરમાં ક્રીડા કરે છે ! એ બધું બોલવું જેમ મિથ્યા છે, તેમ જીવપણું નિર્માણ જ થયું નથી, તો પછી અજ્ઞાન-આવરણ કોને થવાનું ? અને વિક્ષેપ રૂપ અભિમાન કોને થવાનું ? કોણ જન્મે, ને કોણ મરે ? કોઈ જ જન્મ-મરણના બંધનમાં પડેલ નથી. પછી તેને ગુરૂરૂપી ગારૂડીએ આવીને અજ્ઞાનરૂપી રજ્જુ સર્પ ઉતારીને જન્મ મરણમાંથી ક્યારે છોડાવ્યો ? અને છોડાવ્યા પછી તે જીવન્મુક્ત થઈને જન સ્થાનરૂપી ગંધર્વ નગરીમાં ક્યારે વિચરવા લાગ્યો ! બંધ અને મોક્ષ એ બોલવુંજ નિષ્ફળ છે. બંધ અને મોક્ષ જીવને નથી, તો બ્રહ્માત્માને ક્યાંથી હોય ! સર્પમાં જ ગમનાદિ વિકૃતિ નથી તો તેના અધિષ્ઠાન રજ્જુમાં તે વિકાર ક્યાંથી હોય ? બ્રહ્માત્માને વળી દેહ કેવો ? તેને અજ્ઞાન-આવરણ શાનું ? તેને સુખદુઃખાત્મક વિક્ષેપ શાનો ? બ્રહ્માત્મા ગુરૂને શરણે પણ આવ્યો નથી. તેનામાં સેવ્ય-સેવક ભાવનો જ અભાવ છે, તો ગુરુશિષ્ય ભાવ ક્યાંથી ? સદ્‌ગુરૂએ ઉપદેશ કર્યો કે તું પહેલેથી જ બ્રહ્માત્મા છે. એ બ્રહ્માત્મામાં

વાણીની ગમ નથી 'બ્રહ્મ છે' એવું પરોક્ષ જ્ઞાન બ્રહ્માત્માને થયું નથી. અને તે બ્રહ્માત્માએ પાંચ કોશનો વિવેક કર્યો નથી. તે બ્રહ્માત્મા મંદ બુદ્ધિવાળો પણ નથી. તેણે અભ્યાસ કે વિચાર કશું જ કર્યું નથી અને તેણે લયસાક્ષીનો સાક્ષાત્કાર જાણ્યોજ નથી. તે સમાધિમાં બેઠો નથી, અને તેણે અહંબ્રહ્માસ્મિનું અભિમાન લીધું નથી.

તે સમાધાન પામ્યો નથી. તે સમાધિ-સુખથી સુખી થયો નથી, અને ત્યાંથી કદી પણ ઉત્થાન પામ્યો નથી પછી તે જીવન્મુક્તિનું સુખ શી રીતે ભોગવે ? તેને શાનો શોક થયો છે, કે તે અપરોક્ષ જ્ઞાનથી નાશ પામે ? કોણ, કયા સાધ્યને પામ્યો ? જો કોઈ જ સાધ્યને પામેલ નથી, તો તેને કૃતકૃત્યતા શાની ? જીવન્મુક્તિ, વિદેહસ્થિતિ, અલિપ્તપણું, કૈવલ્ય મુક્તિ, સહજ સ્થિતિ અને નિત્યમુક્તિ, એ સર્વ નિર્વિકલ્પને શી રીતે હોય ? એકચભક્તિ, સમાધાન અને અસંગસ્થિતિ, એમાંનું અમૂક એક પણ નિર્વિકલ્પમાં છે એમ કોણ કહેશે ? જે આદિ મધ્ય, અંતમાં સચ્ચિદાનંદ મૂર્તિ છે, તે નિર્વિકલ્પમાં સવિકલ્પના ધર્મ કયાંથી આવે ? જે જે વાણીથી બોલાય તે બધું સવિકલ્પને જ શોભે છે. એટલું સવિકલ્પ-નિર્વિકલ્પનુ જે સ્પષ્ટીકરણ કર્યું તેનું કારણ શું છે તે ટૂંકામાં કહું છું.

હે રવિદત્ત ! તને એમ લાગ્યું કે લયસાક્ષીનું અપરોક્ષજ્ઞાન થયા પછી સવિકલ્પનું ઉત્થાન ન થતાં નિર્વિકલ્પ જ રહે; તો જે પૂર્ણ નિર્વિકલ્પ છે, તેને કોઈ નિર્વિકલ્પ કરતું નથી; અને તેનું સવિકલ્પરૂપે ઉત્થાન થયું એવું જે તને લાગે છે તે ભ્રાન્તિ છે. **જે નિર્વિકલ્પ લય સાક્ષી-તેજ તું છે પણ તેં માન્યું કે હું તેનાથી જુદો આભાસરૂપ જીવ છું** જે આભાસ રૂપ સવિકલ્પ જીવે જુદાપણાથી સુખદુ:ખ ભોગવ્યાં છે તેણે જ અભ્યાસ કરીને વિચારથી લયસાક્ષી નિર્વિકલ્પને ઓળખ્યો. નિર્વિકલ્પ અખંડ એકરસમાં સવિકલ્પનું બહુ દિવસે મિલન થયું, એવો અનુભવ સવિકલ્પનો ત્યાગ કર્યા પછી આવ્યો. ઈશ્વરથી લઈને તૃણ પર્યંત સર્વને મિથ્યા સમજીને જેણે ત્યાગ કર્યો, અને નિ:સંશય એ મિથ્યા પદાર્થ હું નથી; પણ હું સ્વત:નિર્વિકલ્પ બ્રહ્મ છું. પુષ્કળ દિવસોથી સમજાતું ન હતું, તે મને મારા ગુરુએ સમજાવ્યું. એવા આનંદથી જે ઊછળે છે તે સવિકલ્પ જ છે. નિર્વિકલ્પ વિકાર પામ્યો જ નથી. પણ તે નિર્વિકલ્પ રૂપમાં જ છે. એમ છતાં તને નિર્વિકલ્પ, સવિકલ્પાકાર થયો એવું લાગે છે તે ભ્રાન્તિ જ છે. અરે, જ્યારે આ સવિકલ્પમાં જુદાપણાનું અજ્ઞાન હતું ત્યારે પણ તું નિર્વિકલ્પમાં સવિકલ્પપણું લેશ માત્ર આવ્યું ન હતું તો હવે અપરોક્ષ જ્ઞાન થયા પછી નિર્વિકલ્પ, સવિકલ્પ થયો એમ કહે છે તે તારું બોલવું જ વ્યર્થ છે. માટે એ ભ્રમ કાઢીને તું માની લીધેલી સવિકલ્પતા છોડ. **તું જેવો આદિ-અંતમાં છે તેવોજ મધ્યમાં પણ છે. એ પ્રમાણે પોતાને ઓળખ. તને ઓળખવાની નવી રીત શા માટે જોઈએ ?**

" ઓળખ " એમ કહેવાથી નિર્વિકલ્પ ઓળખતો હશે એમ તને લાગશે, પણ નિર્વિકલ્પ કાંઈ પોતાને ઓળખતો નથી. સવિકલ્પે જ નિર્વિકલ્પને ઓળખ્યો ત્યારે સમાધાન થયું. સવિકલ્પને અજ્ઞાન હતું, ને તેને જ હું નિર્વિકલ્પ છું. એમ અપરોક્ષ જ્ઞાન થયું. માટે તે સવિકલ્પને જ જાણવું જોઈએ. આ **સવિકલ્પે અજ્ઞાનથી દેહાભિમાન લીધું હતું તેથી તેને બંધન પ્રાપ્ત થયું હતું તેણે જ 'હું બ્રહ્મ છું' એ અભિમાન લીધું ત્યારે તે જ મુક્ત થયો.** અહંબ્રહ્માસ્મિનું અભિમાન ચંચળ સવિકલ્પ જ લે છે. જે નિર્વિકલ્પ, તે તો નિર્વિકલ્પ જ છે. તે રજમાત્ર પણ ચલિત થતો નથી. ચંચળ જ અચંચળપણું લઈને બંધનમાંથી છૂટયો; તેથી નિર્વિકલ્પને કંઈ પણ હાનિ થઈ નથી. પોતાનું નિર્વિકલ્પ પણું જેમનું તેમ કાયમ રહે, ને સવિકલ્પને મોટો લાભ પ્રાપ્ત થતો હોય તો ભલેને થાય ? તારું શું ગયું ? તેં અભ્યાસથી નિર્વિકલ્પને જરા પણ નિર્વિકલ્પ કર્યો નથી; પણ તેતો પ્રથમથી જ અસંભાવ્ય, અમૂપ, પરિપૂર્ણ, જેવો ને તેવો જ નિર્વિકલ્પ છે.

તું મોટી મહેનત કરીને હવે અભ્યાસથી સવિ-

કલ્પને સ્થિર કરીને નિર્વિકલ્પને અનુભવમાં લાવ્યો કે, લયસાક્ષી બ્રહ્મ હું છું. તે જ સવિકલ્પે તુરત પોતાનો સંકલ્પ છોડીને ત્યાં હતો તેજ નિર્વિકલ્પ થઈને જાણ્યા વિના લયસાક્ષી-જ્ઞાન અનુભવ્યું. જ્યારે તે નિર્વિકલ્પ જ થયો ત્યારે તેને ત્રિપુટી રહિત અનુભવ મળ્યો. તે અનુભવવું સવિકલ્પનું છે. નિર્વિકલ્પનું નથી. આ હું લયસાક્ષી નિર્વિકલ્પ, એમ પૂરું ન જાણતાં અલ્પ માત્ર જાણે, ને ઉત્થાન કાળે અનુમાન કરે કે એટલો વખત હું નિર્વિકલ્પમાં એકરૂપ થઈ રહ્યો હતો; એ સવિકલ્પનું જ રૂપ છે. ઉત્થાન કાળે એવું અનુમાન થાય છે માટે તે વખતે અનુભવનાર કોઈ પણ હતો, અને તે સામાન્ય સવિકલ્પ હતો. જો તે વખતે ત્યાં સવિકલ્પ ન હોત તો ત્યાંની સ્મૃતિ ઉત્પન્ન થઈ, તે ન થાત. સ્મૃતિ થાય છે માટે ત્યાં સવિકલ્પ હતો. તે સવિકલ્પ, લીનપણાથી રહ્યો હતો, તેથી ' આ જ સવિકલ્પ' એમ કહેવામાં આવતું ન હતું. એવો એ જે લીનપણાથી રહેનારો સામાન્ય સવિકલ્પ, કે જે, નિર્વિકલ્પનો અનુભવિતા છે, તે જ ઉત્થાનનું કારણ છે, અને તેનાથી ઉત્થાનકાળમાં વૃત્તિ ઊછળે છે. વૃત્તિઊછળતાં જ મનબુદ્ધિ પણ 'અહંબ્રહ્મ' ની સુધ લઈને ઊઠી, અને પછી તે સર્વ પરમ આનંદમાં આનંદિત થઈ. તે પછી મન-બુદ્ધિ આ દેહાદિકનો પણ 'હું' એવો કુતર્ક ગ્રહણ કરતી નથી, પણ જે મુક્તિનું કારણ છે. તે, 'હું બ્રહ્મ જ છું' એવો નિશ્ચય કરે છે.

**દેહબુદ્ધિના અભિમાનથી જીવને બંધન થયું હતુ તે બંધન, " અહંબ્રહ્માસ્મિ " નું અભિમાન લેવાથી અકસ્માત તૂટયું.** એ પ્રમાણે તારા જ્ઞાનસ્વરૂપ નિર્વિકલ્પના અભિમાનથી સવિકલ્પ મુક્ત થયો; તું પરિપૂર્ણ જેમનો તેમ જ છે. હાલ્યો-ચાલ્યો નથી. સવિકલ્પ જ ક્ષણભર નિશ્ચળ થઈને પુન : ચંચળ થાય છે. તું તો જેવોને તેવો જ પૂર્ણ-પણાથી રહ્યો છે. પછી તે ચંચળ થયો તેમાં તારું શું ગયું? તારી એક શંકા છે કે, મેં સવિકલ્પને બળપૂર્વક હઠથી રોધીને નિર્વિકલ્પ કર્યો હતો, તે તેમજ સ્થિર કેમ રહેતો નથી? તેણે ભ્રાન્તિથી ઘણાં દુઃખ ભોગવ્યાં હતાં. હવે તેને વિશ્રાન્તિસ્થળ મળ્યું છે, તો ત્યાં તે સ્થિર થઈને કેમ ન રહ્યો? વિકાર કેમ પામ્યો? તેને મોટો લાભ થયો હતો તે છોડીને શા માટે ઊછળ્યો? ત્યાં જ સુખરૂપ થઈને કેમ ન રહ્યો? હે. રવિદત્ત! તારી શંકાનો ખુલાસો હવે શ્રવણ કર. વૃત્તિનો સ્વ-ભાવ જ એવો છે કે ઊછળવું, ને લોપાવું.

વૃત્તિ ઉઠતાં જ મન-બુદ્ધિ ઊઠે છે. પછી તેના વિકલ્પથી ઇન્દ્રિયોની વિકૃતિ થતાં, પ્રારબ્ધ પ્રમાણે સર્વ સુખદુઃખ ભોગવે છે. જેમ સુષુપ્તિમાંથી સર્વ મનુષ્યો બળાત્કારે જાગૃત થાય છે, તેવો જ આ પ્રાર-બ્ધનો બળાત્કાર, સ્થિર હોય ત્યાંથી ખેંચી કાઢે છે. વારુ, ઉત્થાન પામે અને જો સર્વ ભોગવે, તો તે બંધ-નકારક નથી, પણ 'હું દેહ' માનીને અભિમાનથી સર્વ ગ્રહણ કરે, તો તે બંધનકારક છે. **અહં બ્રહ્માસ્મિ-નું અભિમાન લીધું ત્યારે દેહબુદ્ધિનો ઘાત થયો. માટે 'અહંબ્રહ્મ' સ્ફુરણનું વિસ્મરણ ન થવું જોઈએ.**

શિષ્ય–જેવી દેહ બુદ્ધિ બાધક છે તેવી અહંબ્રહ્મ સ્ફૂર્તિ પણ વિઘ્નરૂપ જ છે.

ગુરુ–યથાર્થ જ્ઞાન થયા પછી નિર્વિકલ્પ લય સાક્ષી જે બ્રહ્મ, તે જ હું બ્રહ્માત્મા; એવું આ કેવળ સત્યનું જ અભિમાન છે તે બાધક નથી. પણ જ્યાં સુધી લય સાક્ષી જ્ઞાન સમજવામાં આવ્યુ ન હતું અને 'અહં-બ્રહ્માસ્મિ,' એવું અભિમાન લેતો હતો ત્યારે તે અજ્ઞા-નીએ શૂન્યને જ બ્રહ્મ માન્યો હતો એ બ્રહ્મ કેવળ અયથાર્થ છે. તેને યથાર્થ બ્રહ્મ જાણવામાં આવ્યો જ નથી. છતાં જો, તે અહંબ્રહ્માસ્મિ કહે તો તે વ્યર્થ છે. જેમ દેવને બ્રહ્મત્વ નથી, તેમ વૃત્તિને કે શૂન્યને બ્રહ્મત્વ નથી. દેહને હું, એમ જો માન્યું તો બંધન છૂટતું નથી. તેમ શૂન્યને કે વૃત્તિને 'હું બ્રહ્મ' એમ માનીને ગોખ્યું હોય તો તેમાંથી કાંઈ જ ફળપ્રાપ્તિ થતી નથી. માટે લયસાક્ષી બ્રહ્મને સમજ્યા વિનાની 'અહંબ્રહ્માસ્મિ' વૃત્તિ, અયથાર્થ તેમજ પરમ બાધક છે. યથાર્થ રહસ્ય સમજાય છે ત્યારે, તે જ અહં-બ્રહ્માસ્મિ અભિમાન મુક્ત કરે છે. માટે સંતસજ્જન કહેછે કે, જે સત્યનું અભિમાન છે તેને નિરભિમાન જ સમજવું; અને તે નિરભિમાન હોવાને લીધે સાધકે

'અહંબ્રહ્માસ્મિનું' અભિમાન લેવું. તેથી દેહબુદ્ધિક્ષીણ થશે. લયસાક્ષીનું જ્ઞાન થયા પછી જો 'અહંબ્રહ્માસ્મિ' સ્ફુરે નહિ તો, દેહબુદ્ધિ ક્ષીણ થતી નથી. બોલ્યા વિના પણ વૃત્તિને, દેહબુદ્ધિ કેવી સુદૃઢ થઈ છે? તેવી જ શબ્દોચ્ચાર કર્યા વિનાની બ્રહ્મ બુદ્ધિ દૃઢ થાય ત્યારે જ નિઃશંસય પદ મળે. તે નિરૂપણ, આગળ પર વિસ્તારથી કરવામાં આવશે ત્યારે સમજાશે. દૃઢ સમાધાન, વૃત્તિનો ખલ કર્યા વિના થતું નથી. વૃત્તિનો હરદમ એજ ખલ (આવૃત્તિ) થાય કે, "હું બ્રહ્મ છું" આ "અહંબ્રહ્માસ્મિ"નું તેને કદી વિસ્મરણ પડે નહિ. અને વિસ્મરણ ન પડવા માટે તેણે અહંબ્રહ્માસ્મિનું અભિમાન પણ લેવું. બુદ્ધિએ અથવા મને, કે એકલી સ્ફૂર્તિવૃત્તિએ અહંબ્રહ્માસ્મિ અભિમાન લેવું; ને ત્યારે જ કરેલો નિશ્ચય દૃઢ થશે **અહંબ્રહ્માસ્મિનું અભિમાન જેમ જેમ વધતું જશે, તેમ તેમ આ દેહબુદ્ધિનો ઘાત થતો જશે.**

મૂખ્ય વૃત્તિએ અજ્ઞાનને લીધે વિપરીત્ત અભિમાન લીધું હતું માટે તેને જ ખલીને દૃઢ કરવું કે, હું નિર્વિકલ્પ બ્રહ્મ છું. દેહબુદ્ધિક્ષીણ કરવા માટે હે રવિદત્ત! અપરોક્ષ જ્ઞાન થયું છે, તોપણ 'અહંબ્રહ્માસ્મિ"નું અભિમાન ધર. **અહંબ્રહ્માસ્મિનું એક ક્ષણભર સુદ્ધાં વિસ્મરણ પડવા દેવું નહિ. ત્યારે જ દેહબુદ્ધિ ગળશે.**

શિષ્ય–અહો! ગુરુમહારાજ! જે સવિકલ્પ ઉત્પન્ન થયો તે, આકાશથી જેમ વાયુ ભિન્ન, તેમ નિર્વિકલ્પથી અતિ ભિન્ન છે. તે સવિકલ્પ, પોતાનાથી જુદા, બીજા નિર્વિકલ્પનો પોતાના પર આરોપ શા માટે કરે? અર્થાત્ સવિકલ્પ, 'હું નિર્વિકલ્પ છું' એમ શી રીતે કહે?

ગુરુ–હે રવિદત્ત! તું સવિકલ્પ અને નિર્વિકલ્પને જુદા કહે છે, પણ તે જુદા નથી. જેવો નિર્વિકલ્પ છે, તેવો જ જો સવિકલ્પ હોય, તો એ, તેના જેવો બીજો છે એમ કહેવામાં આવત, પણ અરીસામાં જે પ્રતિબિંબ પડયું તે મુખ્ય બિંબથી જુદું નથી. તેવી જ રીતે સવિકલ્પ,એ નિર્વિકલ્પનું પ્રતિબિંબ છે, તેથી તે તેનાથી જુદું કેમ હોય? નિર્વિકલ્પનો જે સ્વભાવ છે, તેજ આ સવિકલ્પમાં ઉત્પન્ન થયો છે. બિંબ અને પ્રતિબિંબનો આકાર કાંઈ ઓછો ન દેખાતાં એકસરખો જ છે. પણ **બિંબ સત્ય, અને પ્રતિબિંબ મિથ્યા;** એટલો માત્ર તે બન્નેમાં ભેદ છે. માટે આ મિથ્યાભાસ સવિકલ્પ હું નથી પણ તેનું અધિષ્ઠાન જે નિર્વિકલ્પ તે જ હું છું. એવો નિર્વિકલ્પનો ધ્યાસ, સવિકલ્પને માટે યોગ્ય છે. જે વૃક્ષ પર બેઠેલો, પ્રવાહમાં પડયા જેવો ભાસ્યો હતો, તે વૃક્ષ પર બેઠેલા માટે પ્રવાહમાં પડેલા આભાસે માનવું કે, હું પ્રવાહમાં પડેલો દેખાઉંછું તે હું નથી, પણ જે વૃક્ષ પર બેઠોછે તે જ હું છું, આ જેવો તે આભાસને, વૃક્ષ પર બેઠેલાનો સ્વીકાર કરવો ઇષ્ટ છે, તેવો જ સવિકલ્પ જીવને, હું નિર્વિકલ્પબ્રહ્મ છું, આ ભાવ માનવો ઇષ્ટ છે. સવિકલ્પનું યથાર્થ જે મુખ્યરૂપ તે નિર્વિકલ્પ છે, માટે સવિકલ્પે, હું નિર્વિકલ્પ જ છું એમ માનવું જોઈએ. સવિકલ્પે, હું નિર્વિકલ્પ છું, એ અભિમાન લીધેલું છે તેથી તે પોતાનું નિજ ધામ જે નિર્વિકલ્પ ત્યાં ઐક્ય પામશે.

શિષ્ય–સવિકલ્પ પોતાનો નાશ ઈચ્છીને, એટલે કે હું સવિકલ્પ નથી જ, જે છે તે સર્વ નિર્વિકલ્પ જ છે, એમ કેમ માનશે?

ગુરુ–આગળ તને રાજ્ય-પ્રાપ્તિ જોઈતી હોય તો તે રાજ્ય માટે તું પોતાનો દેહ કરવતથી કાપીને ઈશ્વરને અર્પણ કર. એમ જ્યારે કોઈ સામર્થ્યવાને કહ્યું ત્યારે રાજ્યપ્રાપ્તિ તો પછી થશે પણ પહેલાં પોતાનો દેહ કરવત પર રાખે છે, તે પ્રમાણે નિર્વિકલ્પની અવિનાશ સંપત્તિ છે, એ લાભ મોટો છે એમ જાણીને, અલ્પપણાદારિદ્ર જાય અને તે સચ્ચિતસુખ પ્રાપ્ત થાય તે માટે સવિકલ્પે પોતાનો ઘાત ઈચ્છયો.

**સાધકને અહંબ્રહ્માસ્મિનું વિસ્મરણ થવું ન જોઈએ અને તેણે સ્ફુર્તિથી લઈને દેહ પર્યંત કોઈનું હુંપણું જરાપણ લેવું નહિ.**

શિષ્ય–મનુષ્ય સર્વપ્રકારના વ્યાપાર કરશે ત્યારે વારંવાર હુંપણું લેશે, તેથી નિર્વિકલ્પનું વિસ્મરણ થશે, તો પછી તે બાબતમાં સાધકે શું કરવું?

**ગુરુ**-ચિત્તમાં સવિકલ્પની જો ભીતિ હોય તો તેને વિસ્મરણ થવાનું નહિ. વ્યાપારમાં "એ હું" એવું સ્ફુરણ થતાંની સાથે જ, "હું નિર્વિકલ્પ બ્રહ્મ છું." એમ સ્મરણ કરવું. કોઈ એક શુદ્ધ બ્રાહ્મણ હતો, તેને અંત્યજોએ બળજબરીથી વટલાવ્યો. પછી તે બ્રાહ્મણ, અંત્યજોના હાથમાથી છૂટીને બ્રાહ્મણોમાં આવ્યો. બ્રાહ્મણોને શરણે આવી, પોતાનો થયેલો ખરો વૃત્તાંત કહીને પોતાની શુદ્ધિ કરાવી. પછી તે ફરવા જતાં એક દિવસે તેની પાસે પુષ્કળ અંત્યજો આવ્યા, ત્યારે તેને જોઈ ને ભયથી તે બ્રાહ્મણોમાં જ પેસી ગયો. તેને મહાર દૃષ્ટિમાં આવતાં તુરત જ, "હું પહેલાં વટલાયો હતો, તેવો અત્યારે ભ્રષ્ટ નથી, પણ બ્રાહ્મણ જ છું" એમ જાણીને તે બ્રાહ્મણોમાં જ રહેતો. તે પ્રમાણે નિર્વિકલ્પ જે બ્રહ્માત્મા, તે જ પોતાનું સ્વરૂપ છે, છતાં અજ્ઞાનથી સવિકલ્પતા આવી, તેને લીધે જન્મવું અને મરવું. વધતું જ જાય એવું દુઃખનું આવા-ગમન પુષ્કળ ભોગવ્યું; તેનાથી મનમાં અનુતાપ થયો કે આ જન્મમરણના ફેરામાંથી છૂટવું જોઈએ અને તે માટે જ સદ્‌ગુરુને શરણે જઈ ને કહે છે કે, હે, મહારાજ! તમે આ ગરીબને તારો, પછી સદ્‌ગુરુએ તેને ઉપદેશ કર્યો, તેથી તે પોતાનું નિજરૂપ પામ્યો. ત્યારપછી તેને સવિકલ્પનો સમુદાય જ્યારે નજરે પડે છે ત્યારે તુરત જ પોતાનુ નિજરૂપ યાદ કરે છે, ને કહે છે કે, મને આ સવિકલ્પને લીધે જ બંધન પ્રાપ્ત થયું હતું; માટે હું આ સવિકલ્પનું હવે હુંપણું લેવાનો જ નથી. હું સ્વતઃ બ્રહ્મ છું. એ જ પ્રમાણે જો અંતઃકરણમાં સવિકલ્પની ભીતિ હશે તો, આ સમુદાય હું નથી. હું તો નિર્વિકલ્પ બ્રહ્મ છું,' એમ તુરત જ સ્મરણ થશે. તે સ્મરણ થવામાં બીજું એક કારણ એ છે કે, એક વખત અપરોક્ષ જ્ઞાન થયું કે, તેની વૃદ્ધિ જ થવા લાગે છે. બીજી વિદ્યા જેવી આ અપરોક્ષ સંપત્તિ નથી. બીજી વિદ્યા પ્રાપ્ત થઈને ભુલાય છે તેવી આ વિદ્યા નથી. એ અપરોક્ષ સંપત્તિ એકવાર પ્રાપ્ત થઈ કે પછી આગળ તે ક્ષીણ નહિ થતાં વધતી જ જાય છે. જ્યારે અહંબ્રહ્મ યથાર્થ સમજાય છે, ત્યારે તે સ્મરણ કાયમ રહે છે અને પછી અનાયાસે જ દેહાભિમાન ગળે છે. તેમાં કાંઈ સંશય નથી. મૌંજીબંધનથી બ્રાહ્મણપણું આવ્યું તે બ્રાહ્મણપણું પછી વધતું જ ગયું; અને મૌંજીબંધન પહેલાં જે શુદ્રપણું હતું તે આપોઆપ ગળતું ગયું. તેમ **અહંબ્રહ્માસ્મિ અભિમાન ક્ષણે ક્ષણે વધતું જશે ત્યારે દેહબુદ્ધિ ક્ષણે ક્ષણે ક્ષીણ થતી જશે.**

માટે 'અહં બ્રહ્માસ્મિ.' એ અભિમાન સાક્ષાત નિર્વિકલ્પ જ છે, છતાં દેહબુદ્ધિનો કદી ઉદય થાય, તો તે બંધનકર્તા નથી. વહેવારમાં જીવ, હું જોઉં છું. હું ખાઉં છું. હું ચાલું છું, હું લઉં છું. હું દઉં છું. ઇત્યાદિ વહેવાર કરે છે પણ હુંપણાથી તે તેમાં મળતો નથી. કારણ કે પોતે નિર્વિકલ્પ હોવાથી સવિકલ્પથી ભિન્ન છે અને એ કલ્પિત પદાર્થ મારાથી જુદા છે. એમ ખરા વિચારથી જાણેલું છે. પછી તે પદાર્થ, આ નિર્વિકલ્પમાં કેવી રીતે મિશ્રિત થાય? **સવિકલ્પમાં નિર્વિકલ્પ અને નિર્વિકલ્પમાં સવિકલ્પ-કદીપણ મિશ્રિત થનાર નથી. એજ ચિદ્દજડ ગ્રંથીનું તુટવું સમજવું.**

ચિદ્દજડ ગ્રંથી તૂટયા પછી વહેવારમાં હુંપણું ઊઠે છે તે બે પ્રકારનું છે. એક શાસ્ત્રીય અને બીજું લૌકિક. એ બે પ્રકારનું હુંપણું સત્ય મિથ્યા વિભાગથી જુદું જુદું છે, એમ તું જાણ. હું અસંગ નિર્વિકલ્પ પરિપૂર્ણ છું. એ શાસ્ત્રરીતિનું હુંપણું. આ હુંપણું ઊઠે છે ત્યારે હું નિર્વિકલ્પ છું એવી સત્યતા સ્થાપે છે અને હું ખાઉં છું. હું બોલું છું. એ વહેવારમાં લૌકિક રીતે હુંપણાનું અભિમાન ધરે છે, ત્યારે 'એ જીવકૃતિ-મિથ્યા છે.' એમ અંતરમાં સ્મરણ કરવા લાગે છે. માટે સાધક, સવિકલ્પનું કાર્ય નિર્વિકલ્પમાં ઘુસાડતો નથી અને નિર્વિકલ્પનું જે શાસ્ત્રીય અસંગત્વ, તે આભાસમાં સ્થાપિત કરતો નથી. જે કાર્યને એકત્ર કરતો નથી તે કારણને એકત્ર કેમ કરશે? માટે અસંગમાં અહંપણું આવતું નથી અને અહંપણામાં અસંગત્વ આવતું નથી. અહંબ્રહ્માસ્મિ'નું જે અભિમાન ઊઠે છે તે સવિકલ્પમાં જ સ્થાપે છે. પછી પોતે જે નિર્વિકલ્પ છે તેમાં અહંસ્ફૂર્તિ ક્યાંથી? આ પ્રમાણે સત્યનું અભિમાન લે છે ત્યારે તે નિર્વિકલ્પમાં સ્થાપતો નથી,

તો પછી દેહાદિકની વાત નિર્વિકલ્પને શાની લાગુ પડે ? ઉપર કહ્યા પ્રમાણે બે પ્રકારનું અભિમાન, જ્ઞાન થયા પછી જ્ઞાનીને બંધન કરતું નથી; માટે આ અભિમાન અમુખ્ય છે. મુખ્ય નથી. જેને આ શરીર સમુદાય શું છે ? હું કોણ છું ? એ વિચાર નથી તે અજ્ઞાનીઓનું અભિમાન મુખ્ય છે. તેણે આ દેહાદિ સંઘ ને રાત દિવસ 'હું જ' એમ માનેલ છે. આ મુખ્ય અહંકાર જ જીવને બળજબરીથી બંધનમાં નાખે છે. એવો મુખ્ય અહંકાર, જ્ઞાનીને જ્ઞાન થયા પછી કદી પણ ઉત્પન્ન થતો નથી; માટે તે જ્ઞાનીનાં અભિમાનને અમુખ્ય કહેલ છે. હે, **રવિદત્ત! જ્ઞાનસ્વરૂપ લયસાક્ષી નિર્વિકલ્પ જે બ્રહ્મ, તે જ હું પોતે છું. એ સ્મૃતિનું નિરંતર જતન કર.** અહં બ્રહ્માસ્મિનું અભિમાન, એ સત્યનું જ અભિમાન છે માટે સવિકલ્પે તે નિયમિત ગ્રહણ કરવું જ. નિર્વિકલ્પ થયા પછી તું જેવો નિર્વિકલ્પ છે તેવોજ છે. તું કદીપણ સવિકલ્પ થતો નથી; પછી તે સવિકલ્પની કૃતિ તને શા માટે બાધે ? તારા સ્મરણથી સવિકલ્પ મુક્તિ પામીને તારામાં મળશે. જે સહજ થવાનું હોય તે ભલેને થાય ? તેમાં તારું શું ગયું ? એટલું જ છે કે, જો તું તેનું 'હુંપણું' લઇશ, તો જ તે તને બંધન કર્તા થશે. **સવિકલ્પનું હુંપણું અજાણતાં પણ લેવાઇ જાય તો આંખમાં પડેલા કસ્તરને જેમ શોધી કાઢે છે તેમ તે હુંપણાને શોધીને કાઢી નાખ; અને પોતાનું અસંગપણું કદી પણ ભુલ નાહ.** પછી સવિકલ્પનું ઉત્થાન થશે તો પણ તારું નિર્વિકલ્પપણું જેમનું તેમ ભરપૂર રહેશે. તું પહેલેથી જ નિર્વિકલ્પ રૂપથી રહેલો છે. કદી પણ તું, સવિકલ્પ થયો નથી. છતાં હુ સવિકલ્પ થાઉં છું.' એવી જે તને ભ્રાન્તિ થાય છે તેનો ત્યાગ કરીને નિર્વિકલ્પપણાથી જ સ્વસ્થ રહે.

જે આંખે, દીવો ન હતો ત્યારે અંધારું સહજ જોયું હતું, તે જ આંખનું દીવા વખતે જોવું શું બીજું થઇ ગયું ? જે જોનારાએ અંધારું જોયું તે જ જોનારાએ દીવો જોયો. અહીં અંધારું જોનારો જુનો અને દીવો જોનારો એક બીજો નવો; એવો કુતર્ક લેવો નહિ. અંધારાં પ્રમાણે સવિકલ્પના લયનો તને અનુભવ આવે છે, કે કાંઈ જ નથી. કેવળ શૂન્ય અભાવ છે. તું નિર્વિકલ્પ, જોનારો છે, તે તારું જોવું જેમ નિર્હેતુક અને જાણવું જેમ નિર્વિકાર છે, તેમ તે જ જ્ઞાનથી તું વૃત્તિ ઊઠે છે ત્યારે જાણે છે. શૂન્યને જાણનારો જે નિર્વિકાર છે, તેને વૃત્તિ ઊઠયા પછી વિકાર શાનો થયો ? શૂન્યને જાણનારું જ્ઞાન, શું વૃત્તિને વખતે બીજું થઈ ગયું ? તે બીજું થયું નથી અને વિકાર પણ પામ્યું નથી. એ રીતે જ્ઞાનની એક રૂપતા છે; પછી ચાહે તે લયને જાણે કે ચાહે વૃત્તિની ઉત્પત્તિને જાણે ત્યાં જો મન બુદ્ધિ ઊઠે, ને તે મનોમયી સૃષ્ટિ કલ્પે. તો તેને એ જ જ્ઞાન જાણે છે. એ જ આત્મજ્ઞાન છે અને એ જ્ઞાન એક રૂપ જ છે. ઘરમાં દીવાને લીધે પદાર્થ અલગ અલગ દેખાય છે, પણ તેથી કાંઈ પદાર્થને દેખનારી આંખમાં ભેપણું આવતું નથી. તેનું સર્વ પદાર્થને જોવાનું તો પ્રથમની પેઠે એક જ છે. તેમ વૃત્તિને લીધે બુદ્ધિ અને કલ્પિત સૃષ્ટિ સાક્ષીની દૃષ્ટિથી દેખાય છે પણ જ્ઞાન એક જ છે. બીજું નથી. ઈન્દ્રિય દ્વારા વિષય ગ્રહણ કરવા લાગે એવી જાગૃત અવસ્થામાં પણ એ જ્ઞાનનું જોવું એક રૂપ જ છે.

દીવો કરીને પુસ્તક વાંચવા વખતે અક્ષર સાફ દેખાય તે માટે આંખ પર ચશ્મા લગાવ્યાં ત્યારે આંખને જોવા વિના બીજું શું કર્તવ્ય છે? તેમ વૃત્તિથી માંડીને વિષયો સુધીના પદાર્થને એકલું જ્ઞાન જાણે છે. હવે 'એ અમૂક વિષય છે' એમ વિશેષ રૂપે જે જીવ સ્ફુરે છે, તે આંખને સ્પષ્ટ અક્ષર દેખાડવા માટે ચશ્મા ઉપયોગી છે પણ જાણવા માટે (જ્ઞાન કરવા માટે) જેમ ચશ્મા ઉપયોગી નથી, તેમ જીવ, વિષય સ્પષ્ટ દેખાડવા માટે ઉપયોગી છે. જ્ઞાન માટે ઉપયોગી નથી. ચશ્મા પહેરીને કે એકલા દીવાના પ્રકાશમાં પુસ્તક વાંચે અથવા બીજું કાંઈ જુએ, પરંતુ આંખનું જોવું સદા એકરૂપ જ છે. તેમ વૃત્તિ અને મનાદિના સંકલ્પમાં સ્ફુરણ રૂપ જીવ પ્રકાશે છે. તેને લીધે ઈન્દ્રિયો દ્વારા વિષય ગ્રહણ કરાય છે પરંતુ જ્ઞાન સદા એક રૂપ જ છે. વૃત્તિના લયને જે જાણે છે, તે જ, વૃત્તિ

ઊડયા પછી તેના કાર્યને જાણે છે, પછી તે જાણવુ અતર દ્રષ્ટિનુ હોય, કે મનાદિ બાહ્ય દૃષ્ટિનુ હોય પણ તે જ્ઞાન એક જ છે વૃત્તિના લય વખતે કે વૃત્તિની ઉત્પત્તિને વખતે ચિદ્રૂપતામા વધ-ઘટ થતી નથી. પછી તે વૃત્તિ, લય પામે કે ઉત્પન્ન થાય, પણ નિર્વિકલ્પતા અકૃત્રિમ છે આ પ્રમાણે નિર્વિકલ્પતા સહજ પરિપૂર્ણ છે પછી ચાહે તો સવિકલ્પતા ઊઠે કે લોપે, અને 'હુ બ્રહ્મ' એ અભિમાનની વૃત્તિ લે, તો પણ ભલેને લે? દેહના વેપાર ધધા ભલેને થાય? હુ નિર્વિકલ્પ જે પરિપૂર્ણ છુ તે કદી પણ સવિકલ્પ થતો નથી. એવુ સ્મરણ રાખવુ

હે રવિદત્ત! સાવધ રહે! અરે, જેથી એક દેહની સવિકલ્પતા, તુ નિર્વિકારપણે જાણે છે, તેવી જ રીતે તુ સર્વનો જાણનારો છે. બ્રહ્માથી લઈ ને કીડી સુધી સર્વમા સવિકલ્પ એક જ છે તે સવિકલ્પ સ્થાવરમા લીન થઈને રહે છે પણ લયનો જોનારો જેમ તુ છે તેમ તેનો જોનારો પણ તું જ નિર્વિકલ્પ છે એક દેહમા જેમ સ્વપ્ન જાગૃત છે તેમ જગમમા પણ સવિકલ્પતા સ્પષ્ટ છે એક દેહમા જેમ મૂર્છા અને સુષુપ્તિ છે, તેમ સ્થાવરમા સવિકલ્પતા ગુપ્ત રૂપે છે ગુપ્ત એટલે અજ્ઞાનમા લીન હોવુ સ્થાવરની સવિકલ્પતા અજ્ઞાનમા લીન છે અને જગમમા વૃત્તિથી લઈને દેહ પર્યંત સર્વમા સવિકલ્પતા પ્રગટ છે એવી સ્થાવર જગનાત્મક સર્વ સૃષ્ટિરચના, કીડીથી લઈને બ્રહ્મા સુધી, એક પદાર્થના નમુનારૂપ જીવ સહિત સવિકલ્પતા, તે જેવી એક પિડમા જોઈ, તેવી જ સર્વમા સવિકલ્પની એકરૂપતા જો, જેવુ પોતાનુ લયસાક્ષીપણુ નિર્વિકલ્પ છે તેવુ જ, જેના પર સવિકલ્પ ઉત્પન્ન થાય છે તે સવિકલ્પનુ અધિષ્ઠાન નિર્વિકલ્પ છે એમ સર્વમા જો સર્વનુ પિડ જુદુ જુદુ છે, તેથી સર્વમા નિર્વિકલ્પ ભિન્ન છે એમ માનવુ નહિ **સ્થાવર-જગમમાં તુ એકલો જ નિર્વિકલ્પ છે** અરે, સર્વમા સવિકલ્પતા એક જ છે, તો સર્વની નિર્વિકલ્પતા ભિન્ન શી રીતે હોય? સર્વ ઘડાના જલમા પ્રતિબિબિત થયેલુ આકાશ અભિન્ન છે, તો પછી મુખ્ય બિબ જે મહાકાશ, તે જુદુ શી રીતે હોય?

પાચ ભૂતથી માડીને તણખલા પર્યંત સર્વને સ્થાવર કહે છે સ્થાવર પદાર્થ જેમ જડ છે, તેમ સર્વ જગમના દેહ જડ છે જેમ ચાર ભીતોવાળા ચોખડા ઘરમા, પાણી ભરેલા અથવા ખાલી પડેલા સર્વ ઘડામા માટી એક જ છે, તેમ પચભૂતાત્મક બ્રહ્માડ અને તેમાના સર્વ ભૌતિક પદાર્થ, એ સર્વ પણ જડપણામા એકરૂપ જ છે

જલથી ભરેલા ઘડામા આકાશ પ્રતિભાસિત છે અને ખાલી ઘડામા આકાશ અદષ્ટ છે તેમ સ્ફૂર્તિથી લઈને પ્રાણ સુધીના જે તત્ત્વો પિડમા છે, તેમા સવિકલ્પતા સ્પષ્ટ છે અને આકાશથી લઈને તણખલા સુધી, જેમા પ્રાણ ગૂઢ રહેલ છે, તેમા સવિકલ્પતા ગુપ્ત છે સપ્રાણ એવા જે કીડીથી લઈને બ્રહ્મા સુધીના સર્વ પ્રાણી છે તેમા સવિકલ્પ પ્રગટ છે પાણી ભરેલા ઘડામા આકાશનુ પ્રતિબિબ જેવુ સ્પષ્ટ દેખાય છે, તેવી સવિકલ્પતા સર્વમા સ્પષ્ટ ભાસે છે—સર્વમા વ્યાપક છે, પણ એ સવિકલ્પનુ અધિષ્ઠાન, નિર્વિકલ્પ એક જ છે જેમ જુદા જુદા પાણી ભરેલા અને ખાલી ઘડાઓમા તથા મકાનમા આકાશ એક જ છે, તેમ નાના-મોટા, જુદા જુદા નામરૂપાત્મક સ્થાવર જગમ પ્રાણી પદાર્થમા નિર્વિકલ્પ ચિદ્રૂપ-સદ્રૂપ એકરૂપ જ છે જેમ નિર્વિકલ્પ સર્વમા વ્યાપ્યુ, તેમ સવિકલ્પ સર્વમા ઊપજ્યું સવિકલ્પ અહનિશ રહ્યુ, પણ નિર્વિકલ્પ તો નિર્વિકલ્પપણાથી જ છે જેમ જલ સહિત પ્રતિબિબ ચચલ દેખાય છે, ઊપજે છે, નષ્ટ થાય છે અને હાલક-ડોલક થાય છે, તેમ સવિકલ્પ ઊપજે છે, લોપાય છે અને ભાસે છે કોઈપણ વસ્તુમા સવિકલ્પ, કદીપણ નિશ્ચળ થતુ નથી તેમ જ સર્વ વ્યાપક નિર્વિકલ્પ, કદીપણ ચચળ થતુ નથી ઘડામા અને મકાનમા આકાશ ભરેલુ છે તે કદીપણ ઉપાધિને લીધે હાલતુ નથી એ પ્રમાણે પિડ બ્રહ્માડ તેમ જ સ્થાવર જગમાત્મક જગત સર્વ પાચભૂતોનુ પાખડ છે જેવો એક દેહ છે તેવા બધાય ભૌતિક છે પોતાના દેહમા સ્ફૂર્તિથી પ્રાણ સુધી જેવી સવિકલ્પતા ઉત્પન્ન થાય છે, તેવી કીડીથી લઈને બ્રહ્મા પર્યંત, સર્વમા સવિકલ્પતા ઊઠે છે એમ તુ જાણ તે જેવી લય સાક્ષીની નિર્વિકલ્પતા અતરમા અનુભવી છે, તેવી

જ નિર્વિકલ્પતા, આકાશ પ્રમાણે સર્વમાં એક રૂપે જો. સર્વમાં નિર્વિકલ્પ બ્રહ્માત્મા એક રૂપ છે. તેણે સવિકલ્પ નામ રૂપને સ્પર્શ સુદ્ધાં, નથી કર્યો. ધર્મ ધર્મી સાથે સર્વનાં અનંત કર્મો થતાં જાય છે, પણ સવિકલ્પ નામરૂપ નિર્વિકલ્પ બ્રહ્માત્માને સ્પર્શ કરતાં નથી. સર્વ પ્રાણીમાં હું હોવા છતાં તેનાં પાપ-પુણ્ય હું લેતો નથી; તો પછી આ એક દેહ ઉપાધિનું ચલન, હું શા માટે માથે લઉં ? જેવા મને તમામ દેહ પરોક્ષ છે, તેવો જ, આ પ્રત્યક્ષ દેહ પણ પરોક્ષ છે. અને લયસાક્ષી જે હું અપરોક્ષ, તે સર્વમાં નિર્વિકલ્પ એક જ છું. જે અહં સ્ફુર્તિ લે છે, તે સવિકલ્પ-ચેતન, જેવું આ દેહમાં છે તેવું જ બીજાના દેહમાં પણ છે. જેવી એક દેહમાં એ સવિકલ્પતા, હું નિર્વિકલ્પથી પરોક્ષ છે, તેવી જ, સર્વમાં ચંચળતા રૂપ સવિકલ્પતા ઊઠે છે, તે નિર્વિકલ્પથી ભિન્ન છે. સર્વ નામરૂપનું નિર્વિકલ્પ અધિષ્ઠાન જે સર્વમાં વ્યાપક બ્રહ્મ પ્રત્યગાત્મા, તે જ હું એક અપરોક્ષ છું. મારા સિવાયનાં બાકીનાં સર્વ પરોક્ષ છે. સવિકલ્પ અહંનિષ્ઠ અને નિર્વિકલ્પ તે સ્વત: હું જ અપરોક્ષ સ્પષ્ટ છું. એ બે પ્રકાર સર્વમાં જો. આકાશથી લઈને તૃણ પર્યંત જડ અને બ્રહ્માથી લઈને કીડી પર્યંત જંગમ, એ ગમે તે અવસ્થામાં એકરૂપ જો. નિર્વિકલ્પ તો હું બ્રહ્મ, ઓતપ્રોત એકરૂપ સમ છુ. કે જેમાં સવિકલ્પનો ઉદય, સ્થિતિ અને લય થાય છે સવિકલ્પતા, સર્વ પિંડ સહિત નિર્વિકલ્પ ચિદ્દગગનમાં છે અને નિર્વિકલ્પ ચિદ્દગગન સર્વ સવિકલ્પમાં વ્યાપકપણે અપરોક્ષ છે જેમ ઘટ, મઠ આકાશના પેટમાં છે તેમ ઘટ-મઠમાં આકાશ છે એ રીતે આપણામાં જગત અને જગતમાં આપણે છીએ. આ સર્વ જગત સવિકલ્પ છે. પાણી પર તરંગ અને તરંગમાં પાણી છે, તેમ સવિકલ્પમાં બ્રહ્મ છે. એ પ્રમાણે જગતમાં પરિપૂર્ણ નિર્વિકલ્પ અનંત અને અનંતમાં સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. સવિકલ્પ ઉત્પન્ન થતાં જ, તેની અંદર-બહાર નિર્વિકારી લય સાક્ષી બ્રહ્મ વ્યાપી રહે છે, એટલું જ નહિ પણ સવિકલ્પ જ્યાંસુધી રહે છે ત્યાં સુધી તેની સર્વ તરફ નિર્વિકલ્પ બ્રહ્મવ્યાપી રહે છે, અને લયકાળે લયસાક્ષી બ્રહ્મ છે જ. એ રીતે સવિકલ્પ અને નિર્વિકલ્પ જરા પણ ભિન્ન નથી. નામરૂપાત્મક જગત ઉત્પન્ન થયું, તેની તે નિર્વિકલ્પથી પૃથક્ સત્તા છે જ કયાં ? સવિકલ્પમાં અહંપણું પરબ્રહ્મનું છે. બ્રહ્મના ચિદ્રૂપપણાથી એ સવિકલ્પ ભાસે છે અને વ્યાપાર કરે છે; માટે તેમાં ભાતિપણું બ્રહ્મનું જ છે. પ્રિયત્વ, આ સ્વભાવ આનંદનો છે, અને આનંદ એ બ્રહ્મનું જ લક્ષણ છે. તેથી આ સવિકલ્પમાં અસ્તિ, ભાતિ પ્રિય એ બ્રહ્મનાં જ લક્ષણો છે. એ લક્ષણો અલગ કરીને સવિકલ્પ શું છે તે જોવા જાઓ તો મળનાર જ નહિ! માટે સવિકલ્પ, નિર્વિકલ્પથી ભિન્ન નથી. બન્ને એક રૂપ જ છે. દોરીથી જુદું સર્પનું, છીપથી જુદું ચાંદીનું, અને ઠુંઠાથી જુદું પુરૂષનું બીજું રૂપ છે કે ? તેમ અસ્તિ-ભાતિ, પ્રિય, અધિષ્ઠાનથી નામરૂપનું કયું જુદાપણું છે ? જો જુદાપણું હોત, તો તે લક્ષણથી અમુક જુદાપણું છે એમ કહેવામાં આવ્યું હોત.

વાયુ, રજ્જુ, સર્પાદિક દૃષ્ટાન્ત વિવર્તાત્મક છે. પરંતુ જે સોપાધિક ઉત્પન્ન થયાં છે, તે પણ અધિષ્ઠાન વિના અરૂપ છે. શું માટી વિના ઘડાનું કે કાપુસ વિના તંતુ અથવા વસ્ત્રનું અને સુવર્ણ વિના દાગીનાનું કોઈ રૂપ છે ખરું ? જેમ પાણી વિના તરંગ નથી અને આકાશ વિના મેઘ નથી. તેમ નિર્વિકલ્પ વિના આ જગત સવિકલ્પરૂપે છે જ કયાં ? ઘટ અને સર્પની કલ્પના વ્યર્થ છે. રજ્જુ અને માટીજ છે. સર્પ અને ઘટ છે જ નહિ; તેમ જે આકારોમાં આવે છે તે તું રૂપ છે તેનાં આ અમુક, આ અમુક, એવાં નામ છે, પણ તે નામ-રૂપ બન્ને અસત્ રૂપ છે. તેની ઉત્પત્તિ નથી અને સ્થિતિ પણ નથી. એ તમામ અજ્ઞાનની કલ્પના છે. એ સિવાય તેનું અસ્તિત્વ કયાં છે ? અનેક પણું પણ છે જ નહિ. નામ રૂપનો બાધ કરતાં સર્વ બ્રહ્મ જ છે એમ શ્રુતિ કહે છે. માટે પૂર્ણપણે એક નિર્વિકલ્પ જ છે, સવિકલ્પ છે જ નહિ. સર્પ નથી. કેવળ દોરી જ છે. રૂપું નથી. કેવળ છીપ જ છે. તેમ એક નિર્વિકલ્પ જ છે. સવિકલ્પ છે જ નહિ. ઠુંઠું જ છે. પુરૂષ કયાં છે ? માટી જ છે. ઘડો કયાં છે ? કાપુસ જ છે. તંતુ-પટ કયાં છે ? તેમ નિર્વિકલ્પ જ એક છે. સવિકલ્પ કયાં

છે? અલંકાર નથી. સુવર્ણ જ છે. તરંગ શાનો? કેવળ પાણી જ છે. તેમ ધર્મધર્મી લક્ષણવાળો સવિકલ્પ વળી કેવો? એક નિર્વિકલ્પ જ છે.

ઘટાદિકમાં જોવા જઈએ તો માટી ભાસે છે પણ કેવળ માટીમાં જોવા જઈએ તો ઘટાદિકનો લેશ પણ મળતો નથી. તેમ સવિકલ્પમાં જોવા જઈએ તો નિર્વિકલ્પ જ ઓતપ્રોત ભરેલો છે. લયસાક્ષીના અનુભવથી કેવળ નિર્વિકલ્પમાં સવિકલ્પ લુપ્ત થયો. લયસાક્ષી નિર્વિકલ્પમાં સવિકલ્પ છે જ નહિ, પછી કાંઈ ઊઠે તો પણ એક નિર્વિકલ્પ વિના બીજું કશું જ નથી. એ પ્રમાણે અન્વય-વ્યતિરેકની યુક્તિથી યથાર્થ જોઈએ છીએ ત્યારે, ત્રણ પ્રકારના પ્રમાણથી કયારે પણ સવિકલ્પ નથી જ નથી. પણ ત્રણે કાળમાં એક નિર્વિકલ્પ જ છે. એ રીતે વિચારથી નામ રૂપનો ત્યાગ કર્યા પછી સર્વ અસ્તિ, ભાતિ, પ્રિય રૂપ જ છે. પછી સ્થાવર જંગમ કેવાં? ભૂત ભૌતિક કેવાં? બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પણ કયાં છે? અને કીટાદિ અનેક પિંડ કયાં છે? એકલો અવિનાશી નિર્વિકલ્પ જ છે. તેમાં નામરૂપ છે જ નહિ, આપણો દેહ અને જગત્ ઉત્પન્ન જ થયાં નથી; પછી સવિકલ્પ કયાં પેદા થાય! એ રીતે સવિકલ્પનો અભાવ થયો અને સદૈવ એક નિર્વિકલ્પ જ રહ્યો. તેમાં હું-તું પણું કયાં છે? પરોક્ષ અપરોક્ષ કયા છે?' એવો જેને નિશ્ચય થઈ ગયો, તેને સમાધિ ઉત્થાન થયા છતાં તેની સમાધિનો ભંગ થતો નથી.

## સમાધિના પ્રકારોનું વર્ણન.

વૃત્તિનો લય થયા પછી જે સમાધિ થાય છે તે અસંપ્રજ્ઞાત સમાધિ, અને સર્વનો ઉદ્ભવ થાય ત્યારે પણ એકરૂપ સ્થિતિ રહે, તે સંપ્રજ્ઞાત સમાધિ. સુવર્ણને ગાળીને જોઈએ તો તેમાં અલંકારનો લેશ પણ પ્રાપ્ત થતો નથી. તેમ સવિકલ્પ જરા પણ રહે નહિ, તે જ નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિ, અલંકાર હોય ત્યારે પણ જેમ નામ રૂપ વિના સુવર્ણ રહે છે તેમ સવિકલ્પ ઊપજે છે ત્યારે પણ નિર્વિકલ્પ જ રહે છે, એ સવિકલ્પ સંપ્રજ્ઞ સમાધિ. સવિકલ્પ ઊઠે છે પણ તે મિથ્યાપણાથી અનુભવમાં આવે છે તે સવિકલ્પમાં રહીને પણ જે ચલિત થતો નથી તે જ નિર્વિકલ્પ છે. અલંકાર બને, તેથી કાંઈ સુવર્ણમાં વધ-ઘટ થતી નથી. અલંકાર રહે, કે નષ્ટ થાય પણ સુવર્ણ એકરૂપ જ છે. તેમ સવિકલ્પ ઊપજે કે લોપાય પણ નિર્વિકલ્પ સહજ એકરૂપ જ છે

શિષ્ય–જો ખરેખર એમ જ છે, તો સવિકલ્પના સમયે સવિકલ્પ અને નિર્વિકલ્પના સમયમાં નિર્વિકલ્પ, એવાં બે નામ શા માટે જોઈએ? નિર્વિકલ્પને વખતે નિર્વિકલ્પ જ છે અને સવિકલ્પ ઊઠે ત્યારે પણ નિર્વિકલ્પ જ છે; પછી સંપ્રજ્ઞ અને અસંપ્રજ્ઞ નામ શું વ્યર્થ નથી થતાં?

ગુરુ–નામ તો વ્યર્થ થાય છે જ, પણ સાધકને સવિકલ્પ અને નિર્વિકલ્પ, એમ બે ભાવ ભાસ્યા તે માટે જ સમાધિને સવિકલ્પ સંપ્રજ્ઞ અને નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ, એવા બે નામ આપ્યાં, તે એ રીતે કે, સવિકલ્પના અભાવમાં નિર્વિકલ્પતા તે અસંપ્રજ્ઞાત સમાધિ અને સવિકલ્પમાં એકરૂપતા, તે સંપ્રજ્ઞાત સમાધિ. પૂર્ણજ્ઞાનીને સવિકલ્પને વખતે અને નિર્વિકલ્પને વખતે જરાપણ બીજી સ્થિતિ થતી નથી, તે જ હવે સાધકને નિશ્ચય થાય તે માટે કહું છું.

સવિકલ્પ, નિર્વિકલ્પથી જુદો નથી જ, એમ અન્વયનું હમણાં કથન કર્યું, તે હિસાબથી જોઈએ છીએ તો સવિકલ્પ, મધ્યમાં ઉત્પન્ન થયા જેવું માત્ર લાગે છે પરંતુ આદિ અંત અને મધ્યમાં ખરેખર તો એક નિર્વિકલ્પ ચેતન જ છે એવો નિશ્ચય થવાથી જેનો સંશય મૂળમાંથી ગયો, તે કોઈ પણ અવસ્થામાં હોય તો પણ તેને સહજ સમાધિ જ છે.

## સહજસમાધિ અને સહજ અવસ્થાનું વર્ણન.

સવિકલ્પ ચિદ્રૂપ હું જ છું, નિર્વિકલ્પતો હું સ્વભાવથી જ છું. અલંકાર ભાંગ્યો કે ઘડાયો તો પણ સુવર્ણ જ છે. તેમ સવિકલ્પ–નિર્વિકલ્પના વિષયમાં બીજો ભાવ જ નથી. જ્ઞાની, બ્રહ્માથી કીડી સુધી સર્વ જગતને જુએ છે અને તે મારાં પોતાનાં અંગ છે એમ માને છે પેલું જડ અને આ ચેતન એવા બે ભાવ તે માનતો નથી.

બોલવા માટે સવિકલ્પ-નિર્વિકલ્પ એમ બે ભાગ કર્યા, પણ જ્ઞાની, તે પ્રકારને પણ પોતાનું જ રૂપ માને

છે. સ્ફૂર્તિથી લઇને દેહ પર્યંત, તમામ વસ્તુજાત સવિકલ્પ છે, પણ જ્ઞાની, નામરૂપ છોડીને એક નિર્વિકલ્પ ને જ ગ્રહણ કરે છે તે એવી રીતે કે, સવિકલ્પ ચિદ્રૂપ પણ હું જ છું. અલંકારમાં એક રૂપ સુવર્ણ જ છે. બીજાપણાનું તેને ભાન નથી. એ રીતે જ્ઞાનીને નામરૂપ જગતનું ભાન નથી. તેની સામે વિષ્ણુ આદિ દેવ આવે અથવા સામે કીડાને દેખે, ત્યારે દેવ શ્રેષ્ઠ અને કીડો નીચ એમ માનતો નથી પણ તેણે વિષ્ણુ અને કીટક સર્વ હું જ એક નિર્વિકલ્પ છુ એમ માન્યુ. તેમજ આકાશમોટું અને તણખલું નાનું એ જુએ છે પણ તેના નાના-મોટાની ભાવના કરતો નથી, પરંતુ હું જ એક સ્વત: સિદ્ધ નિર્વિકલ્પ છું એમ સમજે છે. જેમ સર્વસંઘસહિત એક દેહ હું જ છું એવો મનુષ્ય અનુભવ કરે છે, તેમ જ્ઞાનીને મન આ સર્વ બ્રહ્માંડ, અપરોક્ષ બ્રહ્મ જ છે. સવિકલ્પને વખતે સર્વ સવિકલ્પ હું જ નિર્વિકલ્પરૂપથી છું એમ માને છે. કેવળ નિર્વિકલ્પ પોતે ખુદ છે. નિર્વિકલ્પ સ્વત: ખુદ પોતે અનુભવનારથી રહિત અનુભાવ્યરૂપ છે, ત્યા સવિકલ્પના અભાવમાં હું–તું પણું ઊઠવાનું જ ક્યાંથી ? સવિકલ્પમાં નિર્વિકલ્પ એકરૂપ ગ્રહણ કરે છે, પણ નામ-રૂપ કે ઊંચ-નીચ ભાવ તેને સ્પર્શ કરતો નથી. ભલે એ સર્વ સવિકલ્પરૂપ હોય કે, નિર્વિકલ્પરૂપ હોય પરંતુ જ્ઞાનીમાં બેપણાનો ભાવ જ નથી. નિસ્તરંગ કે સતરંગ સમુદ્ર જેમ એકરૂપ, અખંડ છે, તેમ સવિકલ્પમા કે નિર્વિકલ્પમા જ્ઞાની અસંગ સ્વત: નિર્વિકલ્પજ છે. જેમ મેઘ સહિત કે મેઘ રહિત આકાશમાં ન્યૂનાધિકતાનો લેશ પણ નથી, તેમ સવિકલ્પમાં કે નિર્વિકલ્પમાં અવિનાશી નિર્વિકલ્પ જ છે. જ્વાલા, જલે કે બુઝાય ત્યારે જેમ અગ્નિની એકરૂપતા છે, તેમ સવિકલ્પ નિર્વિકલ્પમા શુદ્ધ નિર્વિકલ્પની એકરૂપતાજ છે. મૃગજળ પડો કે નાસો, પણ સૂર્યે પોતાના તેજથી સ્થિર રહેવું. સવિકલ્પમાં અને નિર્વિકલ્પમાં સ્વત: નિર્વિકલ્પ જ પ્રગટ છે. પછી ચાહે સવિકલ્પતા ઊઠે કે ચાહે નિર્વિકલ્પતા સંચિત રહે, પણ બીજી સ્થિતિ આવતી નથી. તો પછી ભેદ ક્યો થવાનો ? આ જગત વહેવાર કરે છે કે પડેલું છે, તેનું જેમ જ્ઞાનીને સ્મરણ નથી, તેમજ પોતાનો દેહ વહેવાર કરે છે કે પડેલો છે તેનું યે તેને ભાન નથી; પોતે, જેવો નિર્વિકલ્પ પરિપૂર્ણ છે તેવોજ પોતાને માને છે.

સ્ફૂર્તિથી લઇને દેહ પર્યંત સર્વ જાગૃતમાં વ્યાપાર કરે છે અથવા સ્વપ્નમાં સૂક્ષ્મદેહ ક્રીડા કરે છે અથવા સુષુપ્તિમાં બધાં જ લીન થઈ જાય છે. દેહ, મુર્છિત થાય, અથવા મરે કે સમાધિમાં એકાગ્ર થાય, પરંતુ નિર્વિકલ્પ તમામ અવસ્થામાં પરિપૂર્ણ એકરૂપ જ છે. ક્રાવે તે વર્તનમાં, સુખમાં, દુ:ખમાં અથવા ભોગ ભોગવે ત્યારે પણ નિર્વિકલ્પની એકરૂપતા એ જ સહજ સમાધિ. પોતે એક જ સર્વ જગતરૂપ અથવા સર્વ જગત પોતામાં; ત્યાં એક દેહનું કર્તાપણું ક્યાંથી રહે ? જગત ઉત્પન્ન થાય કે લય પામે, તેનો જે નિર્વિકલ્પને સ્પર્શ થતો નથી, ત્યાં એક શરીરના વ્યાપારથી નિર્વિકલ્પ, વ્યાપારી કેમ થશે ? હવે સવિકલ્પ ઊઠો કે રહો, દેહાદિ જગતનો ઉદ્‌ભવ થાઓ કે લોપ થાઓ, પરંતુ જ્ઞાનીની સ્થિતિ એકરૂપ એ જ સહજ સમાધિ. હે રવિદત્ત ! એ ચરમ સ્થિતિ એક રૂપ સહજમાં સહજ છે. આ સ્થિતિથી શ્રેષ્ઠ બીજી સ્થિતિ નથી; માટે તેને ચરમસ્થિતિ કહે છે. જીવન્મુક્તિ વિદેહ સ્થિતિ; અલિપ્ત સ્થિતિ, કૈવલ્યમુક્તિ આદિ સર્વ સ્થિતિ આ ચરમ સ્થિતિમાં છે. એ પ્રાપ્ત થયા પછી તેનાથી જુદું કાંઈ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી અધિક શું કહું ! નિત્ય મુક્તિ પણ તેના વડે જ છે. સર્વ જ્ઞાનીઓનું વર્તન, આ ચરમ સ્થિતિના યોગથી થાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શંકર, એજ સ્થિતિમા વ્યાપાર કરે છે. તેમજ વશિષ્ઠ, નારદ, સનત્કુમાર અને તે સિવાય બીજા પણ મોટા મોટા જ્ઞાની, પૂર્વે દત્તાત્રેય આદિ થયા અને વર્તમાનકાળમાં અત્યારે છે તે આ જ સ્થિતિથી લોકોમાં વિચરે છે. તેમાં ભેદભાવ છે જ નહિ. વિષ્ણુ અને શિવ પ્રગટ થતાં તુરત જ તેને ગુરુ વગર આ સ્થિતિ પ્રાપ્ત થઇ. અને બીજાને ગુરુમુખથી પ્રાપ્ત થઇ. એટલો જ વિષ્ણુ-શંકર અને બીજા જ્ઞાનીઓમાં ભેદ છે. પણ સ્થિતિમાં અણુંમાત્ર ભેદ નથી. જ્ઞાનીને આ એકરૂપ સહજ સ્થિતિ પ્રાપ્ત

છે. વધારે શું કહું ? હે રવિદત્ત ! અમે પણ આ સ્થિતિમાં જ છીએ. અને તેજ સ્થિતિ તને પ્રાપ્ત થાય તે માટે કહું છું.

જેને અપરોક્ષ જ્ઞાન થયું અને લયસાક્ષીત્વ અભિન્નપણે જાણ્યું હોય તે જ્ઞાનીને આ સ્થિતિ પ્રાપ્ત ન થાય એવું કલ્પાન્તે પણ બનવાનું નહીં. પરંતુ કોઇને એ સ્થિતિ, જ્ઞાન થતાંજ વિચારના નિશ્ચયથી તત્કાળ પ્રાપ્ત થાય છે. અને કોઈ ધીરે ધીરે વૃત્તિના અભ્યાસથી દૃઢ કરે છે. જેમ અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બે અધિકારી છે, એક વિચારથી જલદી પ્રાપ્ત કરે અને એક મંદ બુદ્ધિ અભ્યાસથી ધીરે ધીરે પ્રાપ્ત કરે, તેમજ અપરોક્ષ જ્ઞાન થયા પછી ઉત્તમ અને કનિષ્ઠ, એમ બે અધિકારી છે; તેમાં ઉત્તમને આ ચરમ સ્થિતિ તુરત પ્રાપ્ત થાય છે અને કનિષ્ઠ, વૃત્તિના અભ્યસથી ધીરે ધીરે પ્રાપ્ત કરે છે. ઉત્તમ અધિકારીના નિશ્ચય એવો છે કે હું પોતે બ્રહ્મ જ છું. મારાથી જુદો કોઈ સવિકલ્પ પેદા થયો જ નથી.

અજ્ઞાનથી જગત સત્ય અને પોતાનું જુદાપણું કલ્પેલું હતું તે મિથ્યા છે. જ્ઞાન થયા પછી અજ્ઞાન સહિત એ બધું ગયું. પહેલેથી જ હું પોતે બ્રહ્માત્મા છું કોઈએ નવો કર્યો નથી. તેમજ દેહસહિત સંપુર્ણ જગત પહેલેથી જ મિથ્યા છે, એવો નિશ્ચય જેણે દૃઢ કર્યો તે અભિન્ન કદીપણ ભિન્ન થવાનો નહિ અને ભિન્નરૂપે જેટલું જગત છે તે સવિકલ્પમાં જ્ઞાની સત્યત્વ આવવા દેતા નથી. એવા નિશ્ચયથી દેહાદિ જગતરૂપ સવિકલ્પની જેટલી વર્તણુક થવાની હોય તે ભલેને થાય! એ બાબતનો સંશય જેણે ખોદી કાઢયો છે એ જ સહજ સ્થિતિ. એ સ્થિતિ, અપરોક્ષજ્ઞાન થયા પછી પૂર્ણ વિચારવંતને તુરત જ પ્રાપ્ત થાય છે પણ મંદને જલદી પ્રાપ્ત થતી નથી. કારણકે તેને અપરોક્ષ જ્ઞાન અભ્યાસની સહાયનાથી થયેલું છે. તેના સંશયને લીધે દૃઢ નિશ્ચય એકાએક થતો નથી.

શિષ્ય–ક્ષણભર નિર્વિકલ્પ દૃઢ કરવું, ક્ષણમાં સવિકલ્પ પ્રતિ આવવું, ક્ષણભર વૃત્તિનું સમાધાન થાય અને ક્ષણમાં તાલાવેલી લાગે, એવું અપરોક્ષ જ્ઞાન થયા પછી પણ કેમ થાય છે ?

ગુરૂ–આ પૂર્વનો અભ્યાસ એમ કરે છે. અપરોક્ષ જ્ઞાન, જો કે થયું; પણ દૃઢ અપરોક્ષતાને પામ્યું નથી. માટે પૂર્વનો દૃઢ અભ્યાસ હતો તે વૃત્તિમાં ઊઠયો. વૃત્તિને "હું દેહ છું" એવો પુરાતન દૃઢ અભ્યાસ છે. અને "અહંબ્રહ્માસ્મિ" જ્ઞાન અત્યારે જ થયું છે તેથી 'અહંબ્રહ્માસ્મિ' નિર્વિકલ્પ થઈને જ્યાં એક નિમિષ માત્ર રહે છે, તેટલા વખતમાં તો ત્યાં દેહનો અધ્યાસ ઊછળે છે. એમ પૂર્વાધ્યાસની પરિપાટીથી ક્ષણક્ષણમાં વિક્ષેપ ઊઠે છે. અને ત્યાં સુધી તે જ્ઞાન દૃઢ અપરોક્ષ થયું એમ માનવું નહિ પણ તેને લયસાક્ષીનું જ્ઞાન થયું, એટલું જ સમજવું. એવા મંદ અધિકારીએ દૃઢ અપરોક્ષતાનો અભ્યાસ કરવો જોઈએ. અને ત્યારે જ જેવી દેહબુદ્ધિ દૃઢ થઈ છે તેવી બ્રહ્મબુદ્ધિ દૃઢ થશે. તેથી તે મંદ અધિકારી માટે વૃત્તિનો અભ્યાસ અર્થાત્ સ્મરણરૂપ નિદિધ્યાસ જ જોઈએ. આ અભ્યાસથી દેહ બુદ્ધિ ક્ષીણ કરીને બ્રહ્માત્મ નિશ્ચય વધારવો. સંકલ્પ ઊઠે–રહે, કે જાય, પરંતુ તેમાં સત્યત્વ આવવા દેવું નહિ, પણ મિથ્યાનું સ્મરણ રાખવું. આ પ્રમાણે લાંબો વખત અભ્યાસ થાય છે ત્યારે વૃત્તિની અહંતા મમતા ગળે છે. સંકલ્પ ઊઠે ત્યારે મિથ્યાપણાના સ્મરણ સિવાય બીજો ઉપાય નથી. અહીં પોતાના લયસાક્ષી બ્રહ્માત્મ સ્વરૂપનું સ્મરણ કરવું અને ત્યાં સકલ્પ ઊઠે ત્યારે તેના મિથ્યાપણાનું સ્મરણ રાખવું. પછી દેહબુદ્ધિનો વિક્ષેપ ઉંઠતો નથી અને બ્રહ્માત્માનો નિશ્ચય થાય છે

શિષ્ય–અહીં બ્રહ્માત્માનું સ્મરણ અને ત્યાં સવિકલ્પનું મિથ્યા દર્શન, એમ બન્ને તરફ ખેંચતાણ શા માટે કરવી ? તેના કરતાં તો સર્વ સવિકલ્પનો નિરોધ કેમ ન કરવો ? સવિકલ્પનો નિરોધ કર્યા પછી બાકી જે લયનો સાક્ષી રહેશે તેજ પોતે નિર્વિકલ્પ સ્વત: રહે છે. એ માટે સર્વ સવિકલ્પનો નિરોધ કરીને અસંપ્રજ્ઞ નિર્વિકલ્પ અખંડ સમાધિ સ્થિર કરવી, અને સવિકલ્પનું જરાપણ ઉત્થાન થવા દેવું નહીં. ( રવિદત્તનો પ્રશ્ન સાંભળીને ગુરુ મહારાજ હસ્યા અને કહેવા લાગ્યા. )

ગુરુ–હે રવિદત્ત! હવે તું આ વિરોધાત્મક પ્રશ્ન કેમ કરે છે? અરે, પહેલાં તેં કહ્યું હતું કે, દેહ બુદ્ધિ મને સ્પર્શતી નથી. ભલેને મૃગજલવત્ સર્વ મિથ્યા ભૂત દેખાયા કરે? એ તું ભૂલી ગયો અને હવે કહે છે કે સર્વ સવિકલ્પનો નિરોધ થાય! પણ હે, રવિદત્ત! એ વાયુનો રોધ તો કલ્પાંતે પણ થવાનો નહિ.

શિષ્ય–હું તે ભૂલ્યો નથી; પણ આપ બોલ્યા કે, સમાધિનાં લક્ષણ બે પ્રકારનાં છે. એક સવિકલ્પ સંપ્રજ્ઞ અને બીજું નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ. એમ બે પ્રકારનાં સમાધિનાં લક્ષણ છે. માટે મેં વિનંતિ કરી કે, એક નિર્વિકલ્પ સ્થિતિ જ થાય. મને અસમ્પ્રજ્ઞ સમાધિ યથાર્થ સમજવામાં આવી નથી માટે હે સ્વામીજી! તમે મને તે સમાધિ સમજાવો.

ગુરુ–હે વત્સ! અમે સમાધિના બે પ્રકાર કહ્યા તેના ભાવ જુદા જ છે.

### અસંપ્રજ્ઞ સમાધિનું યથાર્થ નિરૂપણ.

આ અસંપ્રજ્ઞાત સમાધિ સાધવા માટે સવિકલ્પને કેવળ નિર્મૂળ કરવો જોઈએ, એવો અમારા કહેવાનો ભાવ નથી. કારણ કે દેહ ઊપાધિ છે ત્યાં સુધી સવિકલ્પતા ઊઠશે, અને તે સાથે મન-બુદ્ધિ આદિનો પણ ઉદ્ભવ થાય છે, એ પહેલાં જ અમે તને કહેલું છે. જ્ઞાન અને અજ્ઞાન બન્ને વૃત્તિમાં જ છે. નિર્વિકલ્પનો અનુભવ કરવાનું ઊઠયું તેથી સ્મરણ કે વિસ્મરણ, એ વૃત્તિનેજ છે. પરોક્ષ–અપરોક્ષ, શોક ભંગ, અને નિરકુશા તૃપ્તિ; એ મોક્ષરૂપ અવસ્થા સવિકલ્પની જ છે.

તે વૃત્તિનો નિરોધ કર્યા પછી અખંડિત રહેલ નિર્વિકલ્પતાને અજ્ઞાન કયાં છે કે, તેને હટાવવા માટે હવે જ્ઞાન થવું જોઈએ? નિર્વિકલ્પ તો નિર્વિકલ્પ જ છે. તેના પર જ્ઞાન કે અજ્ઞાન અને સ્મરણ કે વિસ્મરણ આદિ કોઈપણ પ્રકારનો આરોપ નથી. વૃત્તિની જ્ઞાનાદિ અવસ્થા થાય છે ત્યારે અજ્ઞાનનું આવરણ તથા વિક્ષેપાદિ બંધન હટી જાય છે. જો તે વૃત્તિનો નિરોધ કરવામાં આવશે તો પછી જ્ઞાનના અનુભવનું સ્મરણ કોણ રાખશે? જ્ઞાનાનુભૂતિનું સ્મરણ થયા વિના અજ્ઞાનબંધન સહજમાં તુટવાનું નહિ. અજ્ઞાન ફીટે નહિ ને વૃત્તિનો નિરોધ કરે, તો તેમાં શો ફાયદો? તેને જ્ઞાન કહેવાય નહિ અને તે સમાધિ નથી, પણ તેને ઉંઘ જ સમજવી.

વૃત્તિનું સર્વ અજ્ઞાન જાય અને અખંડ નિર્વિકલ્પજ્ઞાન સ્ફુરે તે જ જ્ઞાન કહેવાય; ને તેનાથીજ મુક્ત થવાય. એમ હોવાથી વૃત્તિનો નિરોધ કરવો એ વ્યર્થ છે. બીજું એ છે કે ઈશ્વરે જે જે ઉત્પન્ન કર્યું છે તે તે જીવ કાઢી નાખે તો પણ તેનો લોપ થતો નથી. મન-બુદ્ધિ ઈશ્વરે ઉત્પન્ન કરી છે તે શી રીતે નષ્ટ થાય? તે તો નષ્ટ થાય તેમ નથી, પણ ઈશ્વરે કરેલી સૃષ્ટિપર જીવની જે કલ્પનાથી બાધક રચના થઈ હોય તેનો ત્યાગ કરે ત્યારે સાધક સમાધાનને પાત્ર થાય છે. માટે સાધકે સ્વતઃ સિદ્ધ જીવના બાધા રૂપ જે વિકલ્પ હોય તેનો નિરોધ કરવો તે જ ટૂંકામાં અહીં કહું છું, જેથી આગળ નિર્વિકલ્પ સહજ સમજાશે.

સ્વત : સિદ્ધ જે બાધક વિકલ્પ, તે જરાપણ ન રહે તેમ મોટા પ્રયત્નથી નિરોધ કરવો. તે સિવાય ધર્મધર્મીસહિત મનબુદ્ધયાદિ સર્વ મિથ્યા ભૂત ઇન્દ્રિયો પણ ભલે દેખાય; તેનો નિરોધ કરવો નહિ. પહેલાં તને જીવસૃષ્ટિનું વિસ્તૃત નિરૂપણ સંભળાવ્યું છે. તેમાં બધું જ બાધક નથી. થોડુંક મોક્ષ માટેઉપયોગી છે. જાગૃતથી લઈને મોક્ષ પર્યંત સર્વ જીવકૃત જ છે; પણ તેમાં મોક્ષ દેનાર જે શાસ્ત્રીય દ્વૈત છે, તેનો ત્યાગ કરીએ તો મોક્ષ શી રીતે પ્રાપ્ત થશે? શ્રવણ મનન નિદિધ્યાસન અને અહંબ્રહ્માસ્મિનો અભ્યાસ, એ વિચાર સહિત સાધકને મોક્ષ દેનાર છે. વૃત્તિનો લય કરીને જોવું, લયસાક્ષીની પ્રતીતિ થવી, એ પણ સવિકલ્પ જીવ વડે જ થાય છે. એ પ્રમાણે શ્રવણથી લઈને લયસાક્ષી.પર્યંત જે શાસ્ત્રીય છે તે જીવને જ કરવાનું છે. તે અજ્ઞાનને હટાવીને મોક્ષદાતા થાય છે, માટે તેનો નિષેધ કરવામાં આવતો નથી. તેની તો સાધકને જરૂર છે. અને દેહાદિકની પણ સાધકને અપેક્ષા છે. હવે તું જે નિરોધ કરવાનું કહે છે તેમાં કોનો નિરોધ કરવો, તે કહે. સાધન કરવા માટે શરીરની જરૂર છે.

શ્રવણાદિ વ્યાપાર માટે શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો જોઈએ પ્રશ્ન કરવા માટે વાચા જોઈએ મનન કરવા માટે મન-બુદ્ધિ અને ચિત્ત જોઈએ અહંબ્રહ્માસ્મિરૂપ નિદિધ્યાસ માટે વૃત્તિની જરૂર છે વૃત્તિ ભલે સામાન્ય હોય કે વિશેષ વૃત્તિ હોય પણ અભિમાનપૂર્વક અહંકૃતિ હોવી જોઈએ "અહં બ્રહ્મ" પ્રતીતિ દઢતર થશે ત્યારે જ દેહબુદ્ધિ ગળશે. તે માટે વૃત્તિથી લઈને દેહ પર્યંત સર્વ ઈશ્વરસૃષ્ટિની સહાયતા જોઈએ તેમજ બુદ્ધિમા પ્રતિબિંબનારો જીવ પણ જોઈએ એ બધાની જરૂર છે માટે જ તેનો નિરોધ કરવો નહિ, પણ અશાસ્ત્રીય સ્વત સિદ્ધ વિકલ્પનો નિરોધ કરવો જ જોઈએ કામક્રોધાદિ બાધક છે તેનો, તથા હુ અને મારાપણાનો અને કૃષ્યાદિ વ્યાપારનો બળપૂર્વક નિરોધ કરવો જ જોઈએ. એ રીતે જે વિકલ્પ બાધક છે અને જેનુ રૂપ પહેલા કહેલુ છે તેને જરા પણ રહેવા ન દેતા પ્રયત્નપૂર્વક નિરોધ કરવો નિરોધ એટલે વિચારથી ઘોર અને મૂઢ વૃત્તિનો ફરીથી ઉદ્ભવ ન થાય એવો લય જ કરવો. તેમજ મારુ-તારુ સારુ નરસુ, દ્વેષ્ય, ઉપેક્ષ્ય, પ્રિય, એ સર્વ જીવની કૃતિ છે વધુ શુ કહુ? જેનાથી દેહબુદ્ધિ વધે તે જીવકૃતિ શાસ્ત્રીય અથવા સ્વધર્મરૂપ લૌકિકી કેમ ન હોય પણ તેનો ત્યાગ કરવો પુણ્યપાપના બીજ ઉત્પન્ન થાય એવુ જે જે અભિમાન ઊપજે, તે તે બધન કર્તા છે માટે બળજબરીથી તેનો ત્યાગ કરવો કોનો કોનો ત્યાગ કરવો એ કહેવા માડુ તો પાર આવે તેમ નથી પણ અલ્પ ઇશારાથી સમજવુ કે જે સ્વત સિદ્ધ બાધક હોય તે બધુ મૂળમાથી કાઢી નાખવુ અને જે બાધક નથી પણ ઊલટુ અનુકૂળ છે તે તે જીવકૃત સ્નાન ભોજનાદિ વ્યાપાર છોડવાનો નહિ વૃત્તિથી પ્રાણપર્યંત જેટલુ ઈશ્વર નિર્મિત છે તે સર્વ સાધનમા ઉપયોગી છે માટે તેનો જરાપણ નિરોધ કરવો નહિ

**શિષ્ય**-જ્યા સુધી શુદ્ધ લયસાક્ષીજ્ઞાન થયુ ન હતુ ત્યા સુધી વૃત્યાદિ સર્વ સાધનની જરૂર હતી હવે તો તે લયસાક્ષીનુ જ્ઞાન થયુ છે તો પછી સાધનોની અપેક્ષા શામાટે રાખવી? જ્ઞાન થયા પછી વૃત્યાદિનુ કામ નથી, તો પછી તેનો નિરોધ કરવામા વાંધો શો છે?

**ગુરુ**-જ્યારે અજ્ઞાન હતુ ત્યારે વૃત્યાદિકનો વિકાર બાધક ન હતો, અને હવે તો જ્ઞાન થયુ છે તે વખતે વૃત્યાદિ બાધક લાગતી હોય તો તે તમારુ જ્ઞાન નથી પણ કેવળ ભ્રાન્તિ છે કારણકે એ વૃત્યાદિ મિથ્યા છે છતા તેમા તને સત્યતાની પ્રતીતિ આવી છે માટે તેનો ત્યાગ કરવાનુ કહેવુ એ મિથ્યા અભિમાન છે એથી તો અહી ઈશ્વર સૃષ્ટિમા સત્યતા આવી અને ત્યા દ્વૈત અહંતા બળવાન બની, હવે અહી અપરોક્ષજ્ઞાન ક્યા છે? જે છે તે સર્વ ભ્રાન્તિ જ છે સર્વ સત્ય છે, એવી દઢ બુદ્ધિ થઈ, માટે તેનો ત્યાગ કરવા જતા, ત્યાગના અભિમાનનો જુદો દૈત્ય પેદા થવાથી તુ ભયભિત થયો છે માટે સર્વનો નિરોધ કરીને બેસનારા તમે કોઈ કલ્પાતે પણ મુક્ત થવાના નહિ રોગીને માટે ઉપચાર કરીને તેને નીરોગી કરવો જોઈએ તે નહિ કરતા જેમ રોગીને ઢાકી રાખીને મારે, તેમ જેને આ સર્વ હોવા છતા મિથ્યાપણુ સમજાય નહિ, ને ખાલી નિરોધ કરીને બેસે છે તેને મૂર્ખ સમજવો ઘરમા આગ લાગે ત્યારે દરવાજો બધ કરીને અદર બેસે, તેમ જીવ અભિમાનથી બધાયલો છે છતા નિરોધ કરીને બેસે છે તેને આત્મહત્યારો સમજવો

અરે, જ્યા સુધી આત્મજ્ઞાન થયુ ન હતુ, ત્યા સુધી મિથ્યા સમજીને સર્વ ક્ષીણ કર્યું, તે સર્વજ્ઞાન થયા પછી શી રીતે બાધા કરે? અગર જો બાધા કરવા લાગે તો વિવેકાદિ શુ મરી ગયા છે? આ બાબતમા બીજો એક વિચાર એ છે કે, જો સર્વનો નિરોધ કરીને બેસીએ તો જીવન્મુક્તિનુ સુખ કોણ ભોગવે? તમામ પ્રજાને તો મારી નાખી, પછી રાજ્યપદવી શેની ભોગવે? તેમ સર્વને લય પમાડયા પછી જીવન્મુક્તિ કોને પ્રાપ્ત થવાની? જ્ઞાન થયા પછી સાધનની ગરજ નથી, એ તારુ બોલવુ અયોગ્ય છે, કારણ કે દેહબુદ્ધિ જે સજ્જડ બેઠી છે તે અભ્યાસ વિના મરવાની નથી વૃત્તિને પહેલેથી જ દેહબુદ્ધિનો અભ્યાસ છે હમણા 'હુ બ્રહ્મ' નો ભાવ લીધો તે વ્યર્થ છે કેમકે 'હુ બ્રહ્મ' માનવુ એ જ કેવળ કૃત-કૃત્યતા સમજીને સર્વનો નિરોધ કરીને બેઠા, પણ ઉત્થાન થતાની સાથે જ દેહબુદ્ધિ ઊઠશે, અને

'હું બ્રહ્મ છું' એવો જરા જેટલો ભાવ હતો તેનો પણ લોપ થતાં પહેલાંની પેઠે દેહનું અભિમાન, રોક્યું રોકાય નહિ એવું ઊછળશે.

શિષ્ય-ઉત્થાન કેમ થાય? તે તો થવાનું જ નહિ!

ગુરુ-હે તાત! એમ તો કલ્પાંતે પણ બનવાનું નથી. કારણકે જ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ બાકી છે, તે ભોગવવા માટે વ્યાપારમાં આવવું જ પડશે. વ્યાપારમા આવ્યો એટલે, આ બધું ખરું છે એમ માનીને દેહાભિમાન રાખી કર્મ ભોગવીશ ત્યારે થયેલુ સર્વ જ્ઞાન નિષ્ફળ જવાથી અજ્ઞાનને લીધે પાછો બધનમા પડીશ

શિષ્ય-ઉત્થાન થયા પછી તુરત જ 'આ મિથ્યા છે' એવો વિવેક કરી નાખીએ તો?

ગુરુ-ઉત્થાન થયા પછી જે વિવેક કરવાનો છે તે અત્યારે જ શા માટે કરતો નથી? નિરોધ કરીને ઊઠ્યા પછી જે વિવેક કર્યો. તે પણ વિચારનું જ ફળ પ્રાપ્ત થયું, એમ સમજવું જોઈએ તો પછી તેં અતિ કષ્ટથી નિરોધ કર્યો તેનું ફળ શું મળ્યું? કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી, માટે નિરોધ કરવો નહિ; પણ એ સર્વ હોય છતાં વૃત્તિને તાલીમ આપીને બ્રહ્માત્મ બુદ્ધિ વધારવી તેથી દેહબુદ્ધિ ક્ષીણ થશે બાકી નિરોધથી ક્ષીણ થાય તેમ નથી. જેવી દેહ બુદ્ધિ સજ્જડ થઈ છે, તેવી બ્રહ્માત્મ બુદ્ધિ દૃઢ કરવી જોઈએ. તે બ્રહ્માત્મબુદ્ધિ, લાંબા વખત સુધી વૃત્તિનો ખલ (આવૃત્તિ) કરવાથી દૃઢ થશે

અપરોક્ષ જ્ઞાન થાય, અને એકવાર લય સાક્ષીનો અનુભવ આવે, ત્યાર પછી વૃત્તિએ, દૃઢ અપરોક્ષતા થવા માટે 'હું બ્રહ્મ છું' એમ ગોખવું જોઈએ. ત્રણે ઠેકાણે ઉત્થાન ન થાય તેને જ દૃઢ અપરોક્ષ જ્ઞાન માનવુ. પહેલું, સત્યમાં મિથ્યાપણું આવે નહિ. બીજું, મિથ્યામાં સત્યપણું આવે નહિ. અને ત્રીજું દેહબુદ્ધિ જેવી જ બ્રહ્મબુદ્ધિ સ્વપ્નમાં પણ દૃઢ થાય. દેહ ગમે તે વ્યવહાર કરે પરંતુ અહંસ્ફૂર્તિ ઉત્પન્ન થાય નહિ. આ પ્રમાણે દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય ત્યાં સુધી સ્મરણયુક્ત દૃઢ અભ્યાસ કરવો જોઈએ. આ અભ્યાસ કરવાનો છે ત્યાં સુધી, લય સાક્ષીને જાણ્યા પછી પણ વૃત્યાદિકની જરૂર છે. લયસાક્ષીને જાણ્યા પછી વૃત્યાદિકનું કામ નથી, એમ જ્ઞાની તો બોલવાનો નહિ, પણ ભ્રાન્તિમાં પડેલો હોય તે જ બોલે છે. લય સાક્ષીનું જ્ઞાન થયા પછી વૃત્યાદિકની જરૂર છે એમાં તો કહેવું જ શું પણ અપરોક્ષ અનુભવ થયા પછી પણ સર્વ પૂર્ણ જ્ઞાનીઓને વૃત્તિ અને શરીરાદિકની જરૂર પડે છે, અને તેનાથી તે શ્રવણ, સંભાષણાદિ કરીને સંત-સમુદાયને આનંદ આપે છે તેમજ સાધક-મુમુક્ષુ આદિને ઉપદેશ આપે છે, તેથી જ્ઞાન થયા પછીના સમયમાં વૃત્તિ વગેરેની ગરજ નથી એવું મંદ બુદ્ધિવાળાનું બોલવું કેવળ વ્યર્થ છે વૃત્તિ વગેરેની જરૂર ન પડે એવું કદીપણ બનવાનું નથી, માટે તે હોવા છતાં તેનું મિથ્યાપણું સ્મરણમાં રાખવું. એ સર્વનું મિથ્યાપણું જાણીને, "તે હું નથી, પણ હું તો અખંડ એકરસ આત્મા જ છું," એ સ્મરણ ભૂલવું નહિ.

શિષ્ય-બધું પહેલાંની પેઠે રહેવાથી સર્વ કામ ક્રોધાદિ વિકલ્પો ઉત્પન્ન થશે. મન-બુદ્ધિ જીવતી હોવાથી સર્વને વિષયરૂપથી ગ્રહણ કરશે. પછી તે વિષયોનું ચિંતન થવા લાગ્યું એટલે કામ ઉત્પન્ન થશે કામના અપૂર્ણ રહેતાં ક્રોધ ઉત્પન્ન થશે ક્રોધ ઉત્પન્ન થઈને મોહમાં પાડશે, મોહમાં પડવાથી સ્મૃતિભંગ થશે, અને સ્મૃતિ ભંગ તે જ નાશ એમ પરંપરાથી ઘાત થશે માટે આ વિકલ્પો ઉપયોગના નથી

ગુરુ-તારા કહેવા પ્રમાણે પરંપરાથી અનર્થરૂપ સંકલ્પ પેદા થઈને આવે ત્યાં સુધી વિવેકાદિને શું ઊંઘ આવી ગઈ છે? અને દૃઢ થયેલા બ્રહ્માત્મ જ્ઞાનનો શું લોપ થઈ ગયો છે? જેને આત્મજ્ઞાન થયું છે તે, વિષય ચિંતન થવા લાગે ત્યારે પ્રથમ તેના મિથ્યાપણાનું સ્મરણ કરશે, અને સ્મરણ થયા પછી વિષય ભોક્તા જ ઉત્પન્ન થવાનો નહિ. જો ભોક્તા ઉત્પન્ન ન થાય તો વિષયોની ઇચ્છા કોણ કરે? એ પ્રમાણે અહીં ભોક્તા જન્મતો

નથી અને ત્યાં વિષયોમાં સત્યતા આવતી નથી. પછી કામ ઉત્પન્ન થઈને અનર્થ કરે એમ શી રીતે બને? થયેલા અભ્યાસનું વિસ્મરણ કરાવીને કામ અનર્થ કરે એટલો સમય મળે ક્યાંથી? ભેદ ઉત્પન્ન થાય ત્યારે 'હું સર્વ બ્રહ્મ છુ' એવું સ્મરણ થશે. હું પ્રત્યક્ષ બ્રહ્માત્મા છું, એવું જ્યાં સ્મરણ છે, ત્યાં તે જીવરૂપે પોતે ભોક્તા કેમ થશે? તેને તો સર્વ દશ્યાભાસ મિથ્યા છે એવું જ સ્મરણ થશે. જેનામાં અભ્યાસની ખામી છે તેને માટે શ્રુતિ કહે છે કે, જન્મે ત્યાંથી તે મરે ત્યાં સુધી અને સવારે જાગે ત્યાંથી તે રાત્રે ઊંઘમાં પડે ત્યાં સુધી નહિ ભૂલતાં,સ્મરણ દૃઢ રાખે. કામાદિકને ઉત્પન્ન થવા માટે જરાપણ અવકાશ આપવો નહિ. અર્થાત્ તેનું સત્યપણું બુદ્ધિમાં હોવું ન જોઈએ, માટે રાત-દિવસ એકતાન બ્રહ્મ સત્ય જગત મિથ્યા, એમ સ્મરણ રાખે; એ વાત આગળ કહેવાની છે તે જ્યારે કહીશ ત્યારે સાધક જાણશે કે, તતૂચિંતન અને તતકથનમાં જે પહોચ્યા છે તેને વિસ્મરણ થવાનું નહિ. અત્યારે તો અહીં સ્મરણ જ રાખે, દેહથી માંડીને સ્ફૂર્તિ સુધી સર્વને મિથ્યાપણાથી જુએ એ પ્રમાણે સ્મરણ રહે, તો સવિકલ્પને નિરોધવાની જરૂર નથી. સવિકલ્પતા પહેલાંની જેમ હોય તો પણ અભ્યાસની જ્યારે દૃઢતા થશે ત્યારે નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિ સ્વયં પ્રાપ્ત થશે કેવળ સવિકલ્પ નિરોધીને અસંપ્રજ્ઞ સમાધિને પામે એવું કદી પણ બનવાનું નહિ. પણ વૃત્યાદિ સર્વ હોય છતાં અભ્યાસથી નિર્વિકલ્પતા પ્રગટે છે. અભ્યાસ માત્ર કરવો જોઈએ. ત્યારે જ અસંપ્રજ્ઞતા પ્રાપ્ત થશે તે પણ સવિકલ્પ સમાધિના નિમિત્તથી બનશે; માટે તે સવિકલ્પ સંપ્રજ્ઞ સમાધિ, જ્ઞાની-ઓને જે પ્રમાણે માન્ય છે તે પ્રમાણે અત્રે કહું છું.

### સવિકલ્પ સમાધિના પ્રકાર

દશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ, એમ સવિકલ્પ સમાધિના બે પ્રકાર છે. તેમાં જે ચંચલપણાને રહેવા ન દેતાં અચૂક નિર્વિકલ્પને પ્રાપ્ત કરાવે એવો દશ્યાનુવિદ્ધ સમાધિનો અભ્યાસ પ્રથમ કહું છું.

શિષ્ય–સાવકલ્પ, સ્વભાવથી જ ચંચલ છે. તેનાજ બે દશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ એવા બે પ્રકાર છે, તેથી તે પણ ચંચલ રૂપ જ હશે એવા ચંચલ સમાધિ યોગથી નિર્વિકલ્પ સમાધિ થાય એમ કોણ માને ભલા?

ગુરુ–જેવો બાણથી બાણનો નિરોધ થાય, મૃગથી મૃગ પકડાય, કાંટાથી કાંટો કાઢી લેવાય અને શબ્દથી શબ્દ છેદાય છે, તેમ સવિકલ્પ, સવિકલ્પનો નાશ કરીને બન્ને આપોઆપ નષ્ટ થાય છે. પછી જે બાકી રહે, તે નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ. એ રીતે નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ પ્રાપ્ત થાય છે, માટે સવિકલ્પ સમાધિને તે સવિકલ્પ છે એમ કહેવું નહિ, પણ જે નિર્વિકલ્પને પ્રાપ્ત કરી દે તેને જ પહેલાં સ્વીકારવી. હવે દશ્યાનુવિદ્ધ સમાધિ કહું છું.

આ દશ્યાનુવિદ્ધ સમાધિ સાધવા માટે એકાંત કે આસન આદિની જરૂર નથી, પણ દેહની ક્રિયા થતી હોય ત્યારે જે જે દેખાય તે તે જોવું. એ બધું મિથ્યા છે એમ પ્રથમથી જાણેલું છે પછી વિચારથી નામરૂપનો બાધ કર્યો છે રજ્જુ ઉપર સર્પ થયો જ નથી, જે ભાસ લાગતો હતો તે દીપકથી ગયો તેમ અનહોતા અજ્ઞાનથી નામરૂપો અમથાં કલ્પેલા તે યથાર્થ સત્ય સ્વરૂપના જ્ઞાનથી નષ્ટ થયાં. વૃત્તિનો લય થતાં બાકી જે સદાપ્રકાશમાન પરબ્રહ્મ રહે છે તે જ હું સચ્ચિદાનંદ, એમ યથાર્થ સમજાયું. જેનો ત્રણે કાળમાં નાશ નથી તે સદ્રૂપ જરૂર છે; પણ સડજમાં દેખાતો નથી, અને આ જડ તેને ગ્રહણ કરી શકતાં નથી; પણ લયને જે જાણે છે, તે છે જ, અને છે તેથી જાણે છે. પણ તે વૃત્યાદિકને મળતો નથી. કેમકે તે અદશ્ય છે.

આ પ્રમાણે અસ્તિપણાથી જે છે, તે સદ્રૂપ. જે લય જાણે છે તે ચિદ્રૂપ અને તે જ આનંદરૂપ છે. સુખ ગ્રહણ કરનાર જડ હોવાને લીધે તે આનંદને ગ્રહણ કરી શકતાં નથી એવા સચ્ચિદાનંદ લક્ષણવાળો બ્રહ્મ, વૃત્તિના અભાવમાં યથાર્થ જાણવામા આવે એવું નામ જ જ્ઞાન એ પ્રમાણે જ્ઞાન થયા પછી વૃત્તિ સહિત સર્વ રહે, તો પણ તે આકારને રૂપ જ નથી એમ સમજવું. વ્યવહાર માટે તેનાં નામ

ઠરાવેલાં છે. પરંતુ અદ્યાપિ તે જન્મેલ જ નથી જે અસ્તિપણું રહેલું તે સદ્રૂપનું છે. દેખાવાપણું જે રહ્યું તે ચિદ્રૂપનું છે અને પ્રિયપણું તે આનંદનું છે. ત્યારે આ ત્રણ વિના તેમાં બીજું શું રહેલું છે? કાંઈ જ રહ્યું નથી. માટે નામરૂપ જગત પેદા થયું જ નથી. જે છે તે બ્રહ્મ જ છે. એ પ્રમાણે સર્વપણાનું વિવેચન થયું. મિથ્યા એટલે થયું જ નથી. જે નથી તે કદી પણ નથી જ. પછી દેખાય છે એવો ભાસ, સહસા ઊઠવાનો નહિ. એમ મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય થયા પછી બ્રહ્માથી લઈને કીડી સુધી સર્વ દૃશ્યનું જે દેખાવાપણું, તે સાધકને દેખાતું નથી. અને તે જોતો નથી. જુએ છે છતાં તે જોતો નથી એમ જ સમજવું કારણ કે તેને "એ અમુક" એવી ભાવના જ હોતી નથી, પણ જે છે તે સર્વ નામરૂપથી રહિત સચ્ચિદાનંદ બ્રહ્મ જ છે. આ પ્રમાણે દૃશ્ય જોતી વખતે નામરૂપ ઊઠતાં નથી. આ દૃશ્યાનુવિદ્ધ, સર્વ જોવા છતાં એકરૂપ સમાધિ છે

કીડા નજરે દેખાયો તો, તે સચ્ચિદાનંદરૂપ જ સમજીને જુએ છે. તે જ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ. શંકર, આદિ દેવ દેખાયા તો તે પણ સચ્ચિદાનંદરૂપ જુએ છે. કીડા એ નીચ પ્રાણી અને વિષ્ણુ આદિ શ્રેષ્ઠ, એવો નાનામોટાનો ભાવ તેનામા ઉત્પન્ન થતો નથી, પણ તે સર્વને સચ્ચિદાનંદ રૂપ જ જુએ છે મૂળમાં જ સમષ્ટિરૂપ સર્વ જગત મૃગજલવત્ મિથ્યા છે. તે મૃગજલમાં નાનાં-મોટા માછલાં, શિવ, કીડા વગેરે છે. જે સાધક મૃગજલને ખરું માનતો નથી, તે, તેમાં રહેલાં માછલાંનું નાના-મોટા-પણું અને નામરૂપાદિ અનેક ભાવ, સત્યરૂપે શી રીતે જુએ? જેવો વિષ્ણુ તેવો જ કીડા, જેવું આકાશ તેવું જ તણખલું, એમ અનેક પદાર્થ નજરે પડે, પણ નાના મોટાપણાનો કે નામરૂપનો ભાવ અથવા સર્વપણું ઉત્પન્ન ન થતાં તે સર્વ સચ્ચિદાનંદ બ્રહ્મ જ છે, એ જ્ઞાનીઓની જ્ઞાન થયા પછીના સમયની દૃશ્યાનુવિદ્ધ સમાધિ છે. માટે સાધકે એવો સમાધિયોગ સાધવો જોઈએ. તે તુરત એકરૂપ નહિ થાય, માટે ધીરે ધીરે અભ્યાસ કરવો. નામરૂપની ભાવના અંત કરણમાં થઈ, કે તુરત પુનઃ પુનઃ વિચાર કરવો, નામરૂપ ભાસે તો તુરત તેનો ત્યાગ કરવો, ને સર્વમાં સચ્ચિદાનંદરૂપ સ્થાપવું. પછી જોવા ન જોવાનો આગ્રહ છોડીને જે દેખાય તે સહજ જોવું. જડ કે ચેતન હોય તો પણ, આ સ્થાવર છે, પેલું જંગમ છે એવો ભાવ મનમાં ન લાવતાં નામરૂપ છે જ નહિ. કેવળ સચ્ચિદાનંદ છે, એમ જોવું. દેવ, દૈત્ય કે દાનવ; પશુ, પક્ષી કે માનવ; એ તમામરૂપે હું એક સચ્ચિદાનંદ છું. બીજો ભાવ જ નહિ. એમ નાનાંમોટાં દૃશ્ય જુએ ત્યારે તેમાં પોતાનું શરીર પણ જુદું કોઈક છે એમ ન જોતા એક સચ્ચિદાનંદ જોવો. સર્વ નામરૂપ દૃશ્ય જોવા છતાં તેના સર્વપણાને અને નામરૂપને કાંઈ જુદાં જોતો જ નથી. પણ એક પોતે સચ્ચિદાનંદ છે એમ જોવાથી બ્રહ્મભાવના અખંડ થાય, એ જ દૃશ્યાનુવિદ્ધ સમાધિ. આ સમાધિ જે સાધક, અભ્યાસથી સાધશે, તેને કોઈ પણ અવસ્થામાં કદી એકાંત નથી એમ નથી, પણ તેને સર્વત્ર એકાંત છે. તેને મારું-તારું હું, તું, તે, આ, એવી ઊર્મિ જ ઉત્પન્ન થતી નથી; પણ તે સદા એકતાન સુખધામમાં વિશ્રાન્તિ પામે છે. એવી એકરૂપ સમાધિ જ્ઞાનીને સહજ હોય છે. સાધકને તેનો અભ્યાસ કરવો જોઈએ. તેની વૃત્તિ દૃઢ થશે ત્યારે તેને પણ આ એકરૂપ સમાધિ થશે આ પ્રમાણે વ્યવહાર થાય તો પણ દૃશ્યાનુવિદ્ધ સમાધિ કેવી રીતે સાધી શકાય છે તે કહ્યું. હવે શબ્દાનુવિદ્ધ, જે બીજા પ્રકારની સમાધિ છે તે કહું છું

## શબ્દાનુવિદ્ધ સમાધિ

આ શબ્દાનુવિદ્ધ સમાધિમાં એકાંત તથા આસનાદિ સાધનની જરૂર નથી. દેહ ગમે તે ક્રિયા કરે તો પણ આ સમાધિ અભ્યાસ બની શકે છે. અંતઃકરણમાં જે મૂળ સ્ફૂર્તિ ઊઠે તેને સામાન્ય વૃત્તિ કહે છે. તેને કોઈ પણ પ્રકારે શરૂઆતમાં ભય અથવા હર્ષરૂપ અમસ્થું નિર્વિકલ્પ સ્મરણ ઊઠે છે ત્યારે સાંભળેલો શબ્દ કે જોયેલું રૂપ, તે અંતઃકરણમાં ઊપજે છે. અથવા કેવળ સ્થિર હોય ત્યારે અમસ્તું અંતઃકરણમાં સ્મરણ થાય છે તે વખતે કોઈ-કોઈવાર મનબુદ્ધિ પણ નથી હોતી, એવા સહજ ગતિ ઊઠનાર સંકલ્પને પરાવાચા કહે છે આ સંકલ્પ અમુક પ્રકારનો છે એવું સ્મરણ નહિ થતાં, અથવા તે

સંકલ્પમાં બીજું કશું ન સ્ફુરતાં જે સામાન્ય અંતઃકરણનું ચલન, તે જ કેવળ સ્ફુરે છે. પછી જરા મન ઊઠે છે ત્યારે પૂરતો સંશય નથી. અને પૂરતો નિશ્ચય નથી, તેથી 'એ અમુક' એમ સમજાતું નથી પણ ભાસ થાય છે, તેને પશ્યંતિ વાચા કહે છે. તેમાં અંતઃકરણના પરિણામરૂપ મનનો કોમળ અંકુર છે કે જેને સ્પષ્ટ સંશય નથી થતો, તે મન પછી સ્પષ્ટ ઉત્પન્ન થઈને સ્પષ્ટપણે મનન કરવા લાગે છે, તે જ મધ્યમા વાચા. અંતરમાં સંશયાત્મક કલ્પના મનની છે અને નિશ્ચયાત્મકતા બુદ્ધિની છે. એ બન્ને મળવાથી અંતરમાં જે સ્વપ્નાકારતા થાય છે એ જ મધ્યમા વાચા. માતૃકાનો ઉચ્ચાર કરીને જે સ્પષ્ટ બોલાય, તથા એકનો ગુપ્તભાવ, બીજામાં પ્રગટ થાય એમ બોલવું તે જ વૈખરી વાચા. પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી, એવી ચાર વાચા ઊઠે છે. તેમાં શબ્દ ઊઠે છે. એ શબ્દનો ઉચ્ચાર કરવા માટે વૃત્તિથી લઈને પ્રાણ પર્યંત સર્વ તત્ત્વસામગ્રી તથા સ્થૂળ દેહ કામે લાગે છે. ચારે વાચાના ઘોષરૂપ શબ્દવ્યાપારનો ભલો-બૂરો કે સમાન વિકાર, જીવની ભાવનાથી થાય છે જે શબ્દ, મુખ અને જીભ દ્વારા પ્રગટ થાય છે, તે જ શબ્દ કાન દ્વારા અંતઃકરણમાં જાય છે, પછી તેમાંથી પ્રિય, દ્વેષ્ય કે ઉપેક્ષ્ય ભાવ અંતઃકરણમાં ઊઠે છે. એવા શબ્દાકારમાં બીજી નામરૂપની મિથ્યા ચંચળ કલ્પના પણ ઊઠે છે. ખરું જોતાં એક સચ્ચિદાનંદ બ્રહ્મ વિના તેમાં બીજું કશું નથી.

શબ્દથી પાંચ તત્ત્વના પાંચ વ્યાપાર; અને એક-એક વ્યાપારના બે બે પ્રકાર મળીને દસ પ્રકારથી સૂક્ષ્મ દેહનો વ્યાપાર, સ્થૂળ દેહમાં રહીને થાય છે. તે સર્વ ક્રિયા, તથા ક્રિયામાં લાગનારાં તત્ત્વો અને શબ્દ, સ્પર્શાદિ પાંચ વિષયો; એટલો આ ચંચળ સમુદાય માયા જનિત છે. જેવી માયા નામરૂપાત્મક છે, તેવો જ આ ચંચળ સમુદાય નામ રૂપાત્મક છે. આ સર્વ સમુદાયનું અધિષ્ઠાન એક સચ્ચિદાનંદ બ્રહ્મ છે. તે આ રીતેઃ-સર્વમાં છે. (અસ્તિ)પણું બ્રહ્મનું છે. દેખાવાપણું (ભાતિપણું) બ્રહ્મનું જ છે. તેમજ આ નામરૂપમાં પ્રિયપણું પણ બ્રહ્મનું જ છે. માટીના પિંડામાં જેવી માટી વ્યાપેલી છે. તેવી જ ઘડા અને કુંજામાં પણ માટી જ વ્યાપેલી છે. તે જ પ્રમાણે માયામાં અસ્તિ, ભાતિ, પ્રિયતા છે, તે આ બુદ્ધિ આદિ તત્ત્વોમાં આવેલી છે. માટીના પિંડાનું માટી વિના જો બીજું રૂપ નથી, તો તે માટીના પિંડાનું કાર્ય જે ઘડા, કુંજા, શકોરાં વગેરેનું પણ માટી વિના બીજું રૂપ ક્યાંથી થવાનું ? તે જ પ્રમાણે માયામાં અસ્તિ, ભાતિ, પ્રિય વિના બીજું કશું નહીં હોવાથી નામરૂપ નથી; તો તેનાં કાર્ય, બુદ્ધિ આદિ તત્ત્વોમાં પણ નામરૂપ ક્યાંથી હોય? કેમકે તેમાં પણ અસ્તિ, ભાતિ, પ્રિય બ્રહ્મ જ પરિપૂર્ણ છે. તેના વિના કોઈ પણ પ્રકારથી તે દેખાત નહિ. માટે બુદ્ધિ આદિ તત્ત્વો મિથ્યા-ફોસ છે. તે ફોસ બુદ્ધ્યાદિકનાં અમથાં જુદાં જુદાં નામ ઠરાવ્યાં છે. ખરી રીતે તે સચ્ચિદાનંદ બ્રહ્મથી જુદાં નથી. તે સચ્ચિદાનંદ ઉપર નામરૂપ કલ્પિત છે. ઘડા અને કુંજા વગેરેમાં માટી છે, પણ માટીમાં ઘડા અને કુંજા વગેરે નથી. એ રીતે અન્વય-વ્યતિરેકની યુક્તિથી જોઈએ ત્યારે નામરૂપ કેવળ મિથ્યા સિદ્ધ થાય છે શબ્દાદિ સર્વ ચંચળ તત્ત્વોનાં જે ફોગટ નામરૂપ ભાસ્યાં, તેમાં સચ્ચિદાનંદ બ્રહ્મ છે એમ જોવું તે શબ્દાનુવિદ્ધ સમાધિ છે. આ સમાધિનો અભ્યાસ થાય ત્યારે કોઈપણ અવસ્થામાં ફાવે તે વ્યવહાર થાય તોપણ નામરૂપના સિક્કા ઊઠતા નથી, પણ એકરૂપ બ્રહ્માત્મા જ જણાય છે પોતે બોલે, સાંભળે, સૂંઘે, ચાખે, સ્પર્શ કરે, જુએ, વગેરે અનેક ક્રિયા કરે છે પણ તેમાં નામરૂપ જોતો નથી. તે જ રીતે બીજાનું બોલવું, જોવું, ચાલવું, સૂંઘવું વગેરે સર્વ ક્રિયા થતી રહે પણ જે નામરૂપને સ્પર્શ કરતો નથી, તેને બ્રહ્મ વિના નામરૂપાદિ બીજો ભેદ જ દેખાતો નથી. તું-હું એ-ન સ્મરતાં એકતાન આત્મારામને જ દેખે છે. એ પ્રમાણે જ્ઞાની નિઃશંસય સહજ એકરૂપ હોય છે પરંતુ સાધકે સ્મરણ રાખીને અભ્યાસ કરવો જોઈએ. નામરૂપ અને હું-તું ઊઠે છે ત્યારે મારું-તારું એ, દ્વૈત ઉત્પન્ન થાય છે. દ્વૈત ઉત્પન્ન થાય કે તુરત અસ્તિ, ભાતિ, પ્રિય સંભારવું. વૃત્તિને અભ્યાસની ચતુરાઈથી લગની લાગે છે

ત્યારે નામરૂપ દ્વૈત તેને દેખાતું જ નથી પણ તે બ્રહ્મને જ દેખે છે. પહેલાં સાધકને લયસાક્ષીનું જ્ઞાન, વિચારથી અને અભ્યાસથી થયું પછી વૃત્તિનો ખલ થયો (વૃત્તિને બ્રહ્મસ્મરણની આદત પાડી.) પછી શું ન થાય ભલા? અભ્યાસના આરંભમાં વારંવાર વિક્ષેપ ઊઠશે, પણ જેમ જેમ અભ્યાસ દૃઢ થશે, તેમ તેમ વિક્ષેપ હટતો જશે પછી ચાહે દૃશ્યાનુવિદ્ધ સમાધી હો, કે શબ્દાનુવિદ્ધ 'સમાધિ હો; નામરૂપ ક્ષીણ થશે અને બુદ્ધીમાં બ્રહ્મનિશ્ચય વધતો જશે નાનુ-મોટું દૃશ્ય ન સ્મરતાં અખંડ એકરૂપ અનુભવાય તે દૃશ્યાનુવિદ્ધ સમાધિ, અને શબ્દાદિ ચચલતા જરાપણ ન સ્મરતાં સર્વને બ્રહ્મરૂપ જાણવુ એ શબ્દાનુવિદ્ધ સમાધિ. એમ સવિકલ્પ સમાધિના બે પ્રકર, અભ્યાસ કરવા માટે કહ્યા. તે અભ્યાસ દૃઢ થાય છે ત્યારે નામરૂપનો વિક્ષેપ કદી પણ ઉત્પન્ન થતો નથી મૂળ પદમાં સ્વતઃ સિદ્ધ બાધક જે વિકલ્પ, તે જરાપણુ ન રહે એવો પોતે બળવાન પ્રયત્નથી નિરોધ કરવો એમ કહ્યું. તેમાં અતિ પ્રયત્ન જે કહ્યો તે જ આ દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ સમાધિ-અભ્યાસ. અર્થાત્ વૃત્તિને બ્રહ્માભ્યાસની આદત પાડવી તે. એ આદતથી બાધકરૂપ સવિકલ્પનો મૂળમાંથી ઘાત થાય છે.

પોતાનું વિસ્મરણ એ મુખ્ય બાધક છે. યાને આત્માનું અજ્ઞાન બાધક છે. એ અજ્ઞાનથી બીજાને, (શરીરને) હું માનીને દૃઢ બંધનમાં પડે છે તેને આ નામરૂપ ખરા જ લાગે છે. પછી હું અને મારું, સારું અને ખરાબ, એ અભિમાનને લીધે કામ-ક્રોધાદિ દેહમાં ઘર કરીને બેસે છે; માટે એ જ વિકલ્પનો નિરોધ કરવો. એ નિરોધ કરીશ ત્યારે જ તું સુખરૂપ થઈશ; પણ અજ્ઞાન-બીજ છે ત્યાં સુધી એ વિકલ્પ, નિરોધવાથી પણ જતો નથી. માટે પોતાના વિસ્મરણરૂપ અજ્ઞાનને મૂળમાંથી ખોદી કાઢવું. મૂળમાંથી અજ્ઞાનને કાઢવાના બે જ ઉપાય છે. એક વિચાર, બીજો અભ્યાસ. વિચારથી લયસાક્ષીપદ જાણવું અને અભ્યાસથી તે જ હું પોતે એમ સ્મરણ કરવું. સ્મરણ દૃઢ થયા પછી વિસ્મરણ થતું નથી. અને બીજાને (શરીરને) હું એમ કહેતો નથી. આ અભ્યાસને લીધે મૂળ સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત, કોઈમાં પણ સત્યત્વ આવતું નથી તેમ દેહાદિમાં હુંપણું આવતું નથી, અને મારાપણું પણ સ્ફુરતું નથી. પછી કામ-ક્રોધ વગેરે ક્યાંથી ઊઠે? કામાદિક નહિ ઊઠવાથી બાધક વિકલ્પનો નિરોધ થઈ જાય છે-અજ્ઞાન સહિત તેનો લય થાય છે. માટે સાધુજન કહે છે કે પ્રયત્ન કર. મનમાં કદી પણ પોતાનું વિસ્મરણ ન થાય તો બાધક વિકલ્પ નષ્ટ થાય છે, અને તે જ તેનો નિરોધ સમજવો

સ્મરણરૂપ અભ્યાસના બે નામ· એક દૃશ્યાનુવિદ્ધ, બીજું શબ્દાનુવિદ્ધ. દૃશ્ય જોવા છતાં દૃશ્ય સ્ફુરે નહિ, એ દૃશ્યાનુવિદ્ધ સમાધિનું સ્વરૂપ છે. એ સાધવા માટે વિવેક સાથે વૈરાગ્ય જોઈએ. વિવેક, વૈરાગ્ય હોવાથી અનેક પ્રકારનાં નામરૂપ પેદા થતા નથી. નામરૂપ ઊઠે નહિ એટલે સ્વાભાવિક રીતે જ અસ્તિ, ભાતિ, પ્રિય લક્ષણથી યુક્ત બ્રહ્મ જ, દૃશ્યાનુવિદ્ધથી દૃઢ થાય છે. અને સ્ફૂર્તિમાંથી સર્વ ચંચળ ઉત્પન્ન થયા છતાં એ સત્ય છે, અને એ જ હું છું એમ ન સ્મરતાં હું તેમાં રહેવા છતા તેનાથી અલગ-અસંગ છું, એમ જાણવું તે શબ્દાનુવિદ્ધ સમાધિ. આ સમાધિ સાધવા માટે ઉપરામતા-અહંબ્રહ્માસ્મિની' નિશ્ચળતા જોઈએ.

વાયુથી આકાશ હાલતું નથી, તમ હું બ્રહ્માત્મા, વૃત્યાદિ ચંચળ પદાર્થોથી ચંચળ થતો નથી. એવી અચલ ઉપરામતાથી શબ્દાનુવિદ્ધ સમાધિ સદૃઢ થાય છે. અનેક પ્રકારના શબ્દો ઊઠે તેને ન સ્મરતાં બ્રહ્માત્માને જ સ્મરે છે. આ પ્રમાણે દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ, એવા સમાધિના બે પ્રકાર, વૈરાગ્ય અને ઉપરામથી સદૃઢ થાય છે.

સાધકને પ્રથમ લયસાક્ષી જ્ઞાનની જરૂર છે અને પછી સ્મરણરૂપ અભ્યાસ જોઈએ યથાયુક્ત સ્મરણરૂપ અભ્યાસ, જાગૃતના બાહ્ય વ્યાપારમાં બને છે. આ અભ્યાસ, જેને લીધે થાય છે, તે બે પ્રકારની સમાધિનો સાધકે અભ્યાસ કરવો. તે આ રીતેઃ-અમસ્તાં શાન્ત બેઠાં હોઈએ ત્યારે અંતઃકરણમાંથી વિકલ્પ ઊઠવા લાગે છે. પછી તેનો ભાસ, મન-બુદ્ધિથી ખરેખરા દૃશ્ય જેવો દેખાવા લાગે છે. એ ભાનરૂપ

પદાર્થ દેખાય ત્યારે, તેનાં નામરૂપ દૂર હટાવીને અસ્તિ, ભાતિ, પ્રિય અખંડ આત્માનું સ્મરણ કરવું. આ અંતર પ્રદેશની દૃશ્યાનુવિદ્ધ સમાધિ છે. તે ભાસરૂપ કલ્પિત દૃશ્યમાં શબ્દ ઉત્પન્ન થાય છે અને ચંચલપણું પણ ઉત્પન્ન થાય છે. તે વ્યાપારમાં પણ અસ્તિ, ભાતિ, પ્રિયનું સ્મરણ કરવું. પરાવાચાથી મધ્યમા વાચા સુધી નાના પ્રકારની કલ્પનાઓ ઊઠે છે, તે દૂર કરીને અસ્તિ, ભાતિ, પ્રિય આત્માનું સ્મરણ કરવું. નામરૂપ અને ચંચળપણું હું છું, એમ નહિ સ્મરતાં એકરૂપ બ્રહ્માત્માને સ્મરવો તેને આંતરિક શબ્દાનુવિદ્ધ સમાધિ કહે છે. એમ અંદરની તથા બહારની દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ સમાધિ, જે સાધક સાધે છે, તે નિર્વિકલ્પને પ્રાપ્ત કરે છે. બે પ્રકારની સવિકલ્પ સમાધિ સદૃઢ થાય છે ત્યારે સર્વપણાનો લય થાય છે અને પરિપૂર્ણ નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિ પ્રાપ્ત થાય છે. સવિકલ્પ સમાધિ દૃઢ કરવા માટે અભ્યાસના બળથી નામરૂપ વિકલ્પ ઉત્પન્ન થવા દેવો નહિ. સવિકલ્પથી નિર્વિકલ્પ સમાધિ સધાય છે, માટે સાધકે અતિ પ્રયત્નથી આ સવિકલ્પ સમાધિ પૂરતી રીતે સાધવી. ઉપર કહેલા બે પ્રકારની સવિકલ્પ સમાધિથી પણ જુદી, સવિકલ્પ સંપ્રજ્ઞસમાધિ છે તે હવે સ્પષ્ટ કરું છું.

### સવિકલ્પસંપ્રજ્ઞ સમાધિ

જ્યારે વૃત્તિ ચિદ્‌ગગનાકાર થાય છે ત્યારે તે માત્ર ધ્યેયનો અનુભવ કરે છે. પછી લય પામીને ચેતન આકાશમાં મળે છે. આ મહાન સવિકલ્પસંપ્રજ્ઞસમાધિ છે. સુખરૂપ બ્રહ્મમાં સુખી થઈ તદાકારતા પામેલી સામાન્ય વૃત્તિ, એ અનુભવને જાણે છે, એ પહેલાં કહેલું છે. ત્યાં તે રૂપ જ થઈ ને રહેવાથી સહેજે અહંબ્રહ્મ સ્મરણ થાય છે. પછી શબ્દઉદ્‌ગાર થયો તેને શબ્દાનુવિદ્ધ કહે છે. શબ્દ ન થતાં સામાન્યવૃત્તિ સહજ સુખ ગ્રહણ કરે છે, તે સવિકલ્પ સમાધિ નિજ રૂપમાં સ્થિર કરે છે. શબ્દ વિના ધ્યેયાકારતા સવિકલ્પ અનુભવે છે. તે વખતે ધ્યેય અને ધ્યાતા જુદા ન હોવાથી સવિકલ્પ સુખ લે છે. આ મુખ્ય સવિકલ્પ સમાધિ. એ નિર્વિકલ્પમાં નિર્વિકલ્પ થઈ ને રહે છે. તેમાં શબ્દ કે દૃશ્ય જરાપણ નથી. માટે એ શબ્દાનુવિદ્ધ અને દૃશ્યાનુવિદ્ધથી અલગ છે. એ પ્રમાણે દૃશ્યાનુવિધ્ધ, શબ્દાનુવિદ્ધ અને ત્રીજી શુદ્ધ સવિકલ્પ; આ ત્રણેના અભ્યાસથી નામરૂપ કદીપણ ઉત્પન્ન થતાં નથી. દેહ ગમે તે કોઈપણ વ્યવહાર કરે અને સૂક્ષ્મદેહ પણ વ્યવહાર કરતો હોય, પરંતુ નામરૂપ ઉત્પન્ન થતાં નથી. કેવળ એકતાન બ્રહ્માત્માનું જ સ્મરણ થાય છે. બહારના વ્યવહારમાં કે એકાંત સ્થળે અંતઃકરણમાં બીજી ઊર્મિ જ નથી; એકમાત્ર બ્રહ્માત્માનું જ સ્મરણ થાય છે. આ સવિકલ્પ સમાધિના અભ્યાસથી એ રીતે બ્રહ્માત્મા થાય છે. બ્રહ્મભાવ દૃઢ કરવા માટે સંકલ્પનો રોધ કરવાની જરૂર નથી, અને દૃશ્યનો નાશ કરવાની પણ જરૂર નથી. માત્ર સંકલ્પમાં અને દૃશ્યમાં અભિન્નપણાથી એક બ્રહ્મને જ જુએ છે. તેથી દૃશ્યમાં શ્યભાવ નથી અને શબ્દમાં શબ્દભાવ ઉત્પન્ન થતો નથી. પણ ગમે તે અવસ્થામાં પોતે બ્રહ્માત્મા જ હોય છે.

સર્વ નિરોધનું ફળ ઐકયરૂપથી નિર્વિકલ્પ જ છે અને તે જ જ્ઞાનીને પ્રિયકર છે, તે હવે વિસ્તારથી કહું છું.

**ऐक्यं सर्व निरोधश्च समाधि योगिनां प्रियः ॥**
**तदशक्तौक्षणं रुध्वा श्रद्धालु ब्रह्मतात्मनः ॥१५॥**

સર્વ પૂર્વવત્ તેવું જ હોવા છતાં સર્વ નિરોધરૂપ ઐકયતા પામે એ જ સમાધિ જ્ઞાનીઓને પ્રિયકર છે. આ સમાધિ વિના, નિગ્રહ કરીને નિરોધન કરવું, એવી સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે. અને એ સમાધિ ઉપાધિ હોય ત્યાં સુધી બનતી નથી; માટે સર્વકાળ નિરોધ કરવાની ઇચ્છા ન કરતાં ક્ષણભર રોધ કરીને, લય સાક્ષી પૂર્ણપણે જાણીને, પોતાની બ્રહ્મતા સર્વમાં, સર્વ હોવા છતાં દૃઢ કરવી. અભ્યાસથી નિયમિત, વૃત્તિને ખલવી. (વૃત્તિને તાલીમ આપવી. ટેવ પાડવી.) એવી રીતે વૃત્તિને ખલવી કે દ્વૈતની ઊર્મિ જ ન ઊઠે. એ રીતે પોતાની બ્રહ્મતા, શ્રદ્ધાવંતોએ દૃઢ કરવી. તે અર્થ હવે યથાયુક્ત સવિસ્તર કહું છું.

### વૃત્તિના ખલનું વર્ણન.

**ऐक्यं सर्व निरोधश्चेत्ति ॥**

બ્રહ્માથી માંડીને તણખલા સુધી તેમજ સ્ફૂર્તિથી લઈને પ્રાણ સુધી, એ બધું હશે તો ચાલશે; પણ નામરૂપનો ઘાત થવો જોઈએ; એ જ આ સર્વનો નિરોધ સમજવો. નિરોધ એટલે લય. જે પ્રથમ ઉત્પન્ન જ નથી થયાં, પણ ઉત્પન્ન થયાં હોય એવું લાગે છે, તે નામરૂપ રજ્જુ સર્પવત્ લુપ્ત થયાં; આ જ નિરોધ છે. વિચારથી જોઈએ તો અસ્તિ, ભાતિ, પ્રિયથી જુદાં નામરૂપ ક્યારે ઉત્પન્ન થયાં છે? ક્યારે પણ નથી થયાં માત્ર અજ્ઞાનથી ઉત્પન્ન થયા જેવાં લાગતાં હતાં, તે જ્ઞાનથી નષ્ટ થયાં, બાકી જે છે તે બ્રહ્મ સદ્રૂપ. જે દેખાય છે તે બ્રહ્મ ચિદ્રૂપ. જે પ્રિય તે બ્રહ્મઆનંદ રૂપ. આ પ્રમાણે સર્વ નિર્વિકલ્પ છે ત્યાં સવિકલ્પ મૂળમાં જ નથી અલંકાર ઘડેલા હો, કે ભાંગેલા હો, પણ સોનું સદા એકરૂપ જ છે તેવી રીતે એકરૂપ બ્રહ્મ પર કલ્પિત નામરૂપમાં જુદાપણું શી રીતે આવે? જુદાપણું આવતું નથી માટે જ નામરૂપ થયા છતાં એકરૂપ બ્રહ્મ જ છે તેના પર વૃત્તિ આદિ ઊઠે તો પણ તેને સ્વરૂપ નથી. એ નામરૂપ, પહેલાં થયાં જ નથી. તેમાં વૃત્તિ ખલીને દૃઢ કરી, પછી ત્રિવિધ સમાધિના અભ્યાસથી વિસ્મરણ નષ્ટ થાય છે. વૃક્ષ પર બેઠેલો પ્રવાહમાં પડયો જ નથી તે વૃક્ષ પર હતો તેવો જ છે, એમ સમજ્યા પછી ગોખવા લાગ્યો કે, "હું પડયો નથી, હું પડયો નથી." પછી તેને હું પડયો, એવી ભ્રાન્તિ ઉત્પન્ન થશે કે? ભ્રાન્તિ તો ઉત્પન્ન થવાની નહિ પણ હું વૃક્ષ પર જ છું, એ વાતનું વિસ્મરણ સુદ્ધાં થવાનું નહિ. તે જ પ્રમાણે સ્ફૂર્તિમાંથી નાના પ્રકારનું આ સર્વ જગત ઉત્પન્ન થયું જ નથી તેમાં વળી લયનાશી જાણીને સર્વ જગતનું મિથ્યાપણું દૃઢ કર્યું.

ત્રણ પ્રકારની નવિકલ્પ સમાધિના અભ્યાસથી ભેદાત્મક નામરૂપનો નિરોધ કર્યો, તેથી દેહાદિ હું, અને આ જગત સત્ય, એવો વિક્ષેપ ઉત્પન્ન જ થવા ન દીધો એ પ્રમાણે સમાધિનો અભ્યાસ ખલીને વૃત્તિનો દૃઢ ભાવ કર્યો કે, હું બ્રહ્માત્મા એક સત્ય છું અને મારા સિવાય સર્વ જગત મિથ્યા છે. સ્વપ્નમાં પણ, "હું અસંગ પરમાત્મા છું અને મારાથી જુદું જગત માનવું તે મિથ્યા ભૂત છે" એમ સ્ફુરવા લાગ્યું, તો પછી જાગ્રતમાં ભેદ ક્યાંથી રહે? તેને પોતાના સિવાય બીજું ઉત્થાન જ નથી. એ રીતે ગમે તે અવસ્થામાં અદ્વૈત પૂર્ણ રહે એવું દૃઢ સમાધાન થાય તેને સમાધિ કહે છે.

સમાધિ યોગનાં પ્રિયઃ ઇતિ.॥

જેમાં નામરૂપ કદી પણ ઉત્પન્ન થતાં નથી, એ જ એક પૂર્ણ સમાધિ. એ જ જ્ઞાનીઓને પ્રિયતર છે અને ત્રણે કાળના યોગીઓને પણ એ જ પ્રિયતર છે. એક પૂર્ણ પરમાત્મામાં દ્વૈતનું તૂત કદી પણ ઉત્પન્ન થયું નથી. નિશ્ચિય એવો દૃઢ કરવો કે ફાવે તે અવસ્થામાં બ્રહ્મ વિના બીજો ભાવ ઊઠે જ નહિ. આ પ્રમાણે મૂલાજ્ઞાન સહિત સંશયને બ્રહ્માંડ બહાર કાઢયો.

હવે સ્ફૂર્તિ ઊઠીને પસરો અથવા મન-બુદ્ધિ ઉત્પન્ન થાઓ, કે તે નિર્વિકલ્પમાં જઈને વિલીન થાઓ, પરંતુ સમાધિ અભંગ રહે છે.

મન-બુદ્ધિ અંતરમાં વિહાર કરો, સ્વપ્નભાસને ઉત્પન્ન કરો કે ઇન્દ્રિય દ્વારા બહાર આવીને વિષયો માં ક્રીડા કરો; પરંતુ સમાધિભંગ થતો નથી. અલભ્ય પદાર્થ પ્રાપ્ત થઈને સર્વ ઇન્દ્રિયોને ભોગ આપો અથવા તે ભોગ નાશ પામો પણ સમાધિ અભંગ છે.

ઉપર કહેલા લક્ષણવાળો યોગી નિશ્ચેષ્ટ થઈ પડો કે વ્યાપાર કરો, ઉપવાસી રહો કે ખૂબ ખાઓ, બોલતો રહો, કે મૂંગો રહો પણ સમાધિ અભંગ. તે યોગી સમુદાયમાં હો કે એકલો હો, ચાલતો હો, કે અમથો બેસો, હસો કે ગમે તેવી ગાળો દો; પણ સમાધિ અભંગ. તે યોગી સમાધિસ્થ હો, કે દેવાર્ચન કરતો હો, શ્રવણ, પઠન, નિરૂપણ કરતો હો, કે પછી જડ થઈને પડો કે દોડી જાઓ પણ સમાધિ અભંગ.

વધારે શું કહું? તે યોગીના પ્રારબ્ધથી જે જે બનવાનું હોય તે બનો, અને તેનાથી સુખ-દુઃખ ભોગવો, પણ સમાધિ અભંગ. તે યોગીની કોઈ પૂજા કરો કે તેને પીડા કરો, સ્તુતિ કરો કે તેની નિંદા કરો, પણ સમાધિ અભંગ.

આ યોગી, લોકોની નિંદા કરે કે સ્તુતિ કરે, તેને

દૂર રાખે કે તે સાથે મૈત્રી કરે, આ પોતાનું આ પરાયું એમ માને તો પણ સમાધિ અભંગ. આ યોગીને વિષ્ણુ વૈકુંઠમાં લઈ જાય, કે તે વિમાનમાં બેસીને મોજ કરતો હોય, અથવા કુગ્રામમાં ઉકરડા પર પડયો હોય, પણ સમાધિ અભંગ.

એવી રીતે કેટલાંયે યોગીનાં લક્ષણો કહીએ તો પણ પાર આવે તેમ નથી; કેવળ એટલું જ સમજવું કે તે યોગી દ્વારા ગમે તે થાય તો પણ સમાધિ કદી પણ હટતી નથી. હે રવિદત્ત! એ ચરમસ્થિતિ, આ પહેલાં મેં તને કહેલી જ છે. એ જ ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના જ્ઞાનીઓની સમાધિ છે. એ સમાધિરૂપ સહજ સ્થિતિ, કોઈ વિચારથી અને કોઈ અભ્યાસથી પ્રાપ્ત કરે છે. અભ્યાસથી, સર્વ હોય છતાં નામરૂપ ન ઉદ્દ્ભવતાં જે એકતા પ્રાપ્ત થાય છે તે સર્વ નિરોધના ફળરૂપ, જ્ઞાનીઓની ચરમ સ્થિતિ છે, અને એ જ ઐકયરૂપ સમાધિ છે. એ જ્ઞાનીઓને અતિ પ્રિય છે. એ સિવાય નિરોધાદિક સમાધિ, જ્ઞાનીઓને અપ્રિય છે. યોગી એટલે હઠયોગી નહિ. જે શૂન્ય વિભાગમાં વાયુનો નિરોધ કરીને થાય છે તે સમાધિ નથી પણ તેને લાંબી ઊંઘ સમજવી અને તેને યોગી નહિ પણ સ્વરૂપ-વિયોગી માનવો. એવા સ્વરૂપવિયોગીને જ્ઞાનીઓની સમાધિ અપ્રિય છે. કેટલાક, કોઈ એક કર્મથી પોતાને યોગી મનાવે છે, એટલે કે કોઈ અઘોર ક્રિયાથી પોતાને યોગી મનાવે છે. કોઈ અમુક વેશ ધારણ કરીને પોતાને યોગી મનાવે છે. કોઇ મંત્રતંત્રના પ્રકારથી પોતાને યોગી મનાવે છે. કોઈ મુદ્રા કરે છે. કોઈ લોલી, ધોતી-પોતી કરી પોતાને યોગી મનાવે છે, પણ અમે તેને યોગી તરીકે સ્વીકારતા નથી. એવા યોગીને જ્ઞાનીની સમાધિ અપ્રિય છે. તેમજ જે લય સાક્ષીને જાણીને પણ સંશયયુક્ત હોય છે, તેને આ સમાધિ પ્રિય નથી. પૂર્ણ જ્ઞાની યોગીરાજ તે જ, કે જે ગમે તે અવસ્થામાં એકરૂપ છે. તે યોગીરાજને જ આ સમાધિ પ્રિય છે અને જ્ઞાનીઓને પણ પ્રિય છે. એ સિવાય બાકીની સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે, એ જ થોડું વર્ણન સાધકને જાણવા માટે કરું છું.

જે પ્રાણવાયુને રોધીને કલ્પ પર્યંત શૂન્યમાં જઈને પડે છે તે તેની સમાધિ નથી પણ દીર્ઘ નિદ્રા છે. એવી સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે.

કેટલાક પ્રાણાયામથી દ્વિદલ પર્યંત ગમન કરે છે. તે સમાધિ એક દિવસ રહે છે, માટે જ્ઞાનીઓને એવી સમાધિ અપ્રિય છે. કેટલાક, આધાર આદિ છ કમળો છે તેમાંથી એક કમળમાં લક્ષ રાખે છે અને પોતાને સમાધિસ્થ માને છે. તે સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક સર્વ ચક્રોમાં પ્રાણવાયુ સાથે પ્રતિશ્વાસમાં લક્ષ રાખે છે, અથવા સોઽહં શબ્દમાં મનને સ્થિર કરે છે, આ સમાધિ પણ જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક પ્રાણવાયુ ઉપર જતાં ને નીચે આવતાં સોઽહં મંત્રનો જપ કરે છે અથવા એકેક કમળમાં દેવતાનું ધ્યાન કરે છે, આ સમાધિ પણ જ્ઞાનીઓને અપ્રિય છે.

કેટલાક દસ નાદમાં નિમગ્ન થાય છે. કેટલાક ચકચક ઊઠતા પાણીમાં મન લગાવીને બેસે છે. તે સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક હૃદયમાં અષ્ટદલ કમલ કલ્પીને તેમાં પોતાને પ્રિય હોય તે દેવતાનું સ્થાપન કરીને કલ્પિત પૂજાસામગ્રી લાવે છે. તે સમાધિ જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક પોતાની સામે મૂર્તિ બેસાડીને માનસપૂજા કરે છે અને ચિત્ત એકાગ્ર કરે છે, તે પ્રકાર પણ જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક ભ્રુકુટિના મધ્ય ભાગમાં દષ્ટિ કરીને અંતરમાં લક્ષ રાખે છે તેને ખેચરી મુદ્રા કહે છે; એ મુદ્રા પણ જ્ઞાનીઓને અપ્રિય છે.

પાંપણો હલાવીને બન્ને ડોળાને ભ્રકુટિ મધ્યે લાવી જુએ છે તેને ચાંચરી મુદ્રા કહે છે, તે જ્ઞાની-ઓને અપ્રિય છે.

અંતરદષ્ટિથી જ્ઞાનને જોવું તેને અલક્ષ મુદ્રા કહે છે. કેટલાક પ્રકાશને જુએ છે, એ વાત જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક આંખ, કાન અને નાક દાબીને ષણ્મુખી મુદ્રા કરે છે. કેટલાક માત્ર આંખો બંધ કરીને બેસે છે; એ મુદ્રા, જ્ઞાનીઓને અપ્રિય છે. કેટલાક લોલી, ધોતી, પોતી, નેતિ અને નાના પ્રકારનાં આસનો કરે છે. તેને તે તે કષ્ટ જ છે. માટે આ વાત જ્ઞાનીઓને અપ્રિય છે.

ઉપર કહેલા પ્રકારથી કેટલાક, લોકોને ઠગે છે

તે તે વાત જ્ઞાનીઓને અપ્રિય છે. કારણકે પૂર્ણ જ્ઞાનીએ સહજ સમાધિ પ્રાપ્ત કરેલ છે તેથી તેને ઉપર કહેલ મુદ્રા વગેરે પ્રકારની અપ્રીતિ છે. અને ત્યાં આસનાદિ નાના પ્રકારની અપ્રીતિ હોય એ તો ખુલ્લું જ ઠરે છે. એ અજ્ઞાની ભ્રાન્ત લોકોની વાત જવા દો, પણ સ્ફૂર્તિથી સાક્ષીપર્યંત સર્વ જાણી-નિશ્ચય કરીને જે બેસે છે તે પ્રકાર પણ જ્ઞાનીઓને અપ્રિય છે. લય-સાક્ષી જાણ્યા પછી નિરોધ કરવાનો પ્રકાર જ્ઞાનીને અપ્રિય છે, તો એ સિવાયના બીજા પ્રકાર જ્ઞાનીને અપ્રિય હોય તેમાં તો કહેવાનું જ શું? માટે સર્વ હોવા છતાં નામરૂપનો ક્ષય થાય એ સ્થિતિ ઉત્તમ છે. સર્વ નામરૂપ પ્રથમની જેમ દેખાય કે લોપાય, પણ તે મૃગજલવત્ મિથ્યા છે. અને અસ્તિ, ભાતિ, પ્રિય આત્મા જ હરેક અવસ્થામાં છે; એ સહજ સ્થિતિ જ્ઞાનીઓને પ્રિય છે. આ સ્થિતિનું કદી પણ ઉત્થાન નથી. તેનાથી એકરૂપ સમાધાન થાય છે, માટે આ સમાધિ જ ઉત્તમ છે. આ સમાધિથી નિત્યમુક્તપદ પ્રાપ્ત થાય છે તો નિર્વિકલ્પ અસંપ્રજ્ઞપદ કેમ પ્રાપ્ત ન થાય? રાજા એકવાર રાજ્યાસન પર બેસે છે ત્યારે તેને રાજચિહ્નો, પ્રયત્ન વિના જ પ્રાપ્ત થાય છે. તેમ યથાર્થ જ્ઞાન દૃઢ થાય છે ત્યારે ચિહ્નો આપોઆપ સમજમાં આવે છે. સહજ સ્થિતિ, જીવન્મુક્તિ, વિદેહ સ્થિતિ, અલિપ્ત સ્થિતિ, સંપ્રજ્ઞ, અસંપ્રજ્ઞ, એ ચિહ્નો દેહ છે ત્યાં સુધી જ છે. માટે તેને દેહ સાથે સંબંધ છે. દેહ નષ્ટ થયા પછી નિર્વિકારી આત્મામાં એ ચિહ્નો નહિ રહેવાનાં. વારુ, સહજ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે તેમાં સંપ્રજ્ઞ-અસંપ્રજ્ઞ આવે છે, એ જાણવા માટે તેને અલગ કરી બતાવું છું

સંકલ્પ ઊઠે કે લોપાય, પણ નામરૂપ લેશમાત્ર સ્ફુરતું નથી. કેવળ સચ્ચિદાનંદ આત્મા જ સર્વ અવસ્થામાં સ્ફુરે છે. નામરૂપ અથવા કિંચિત્ ભેદભાનનું ન હોવું તેને સર્વ નિરોધ કહે છે અને સર્વમાં એક રૂપતાથી એકયતા, તે સર્વ નિરોધનું ફળ છે. ભેદની જરાપણ સ્ફૂર્તિ હોય નહિ એ જ મુખ્ય સહજ સ્થિતિ છે. પણ સંપ્રજ્ઞમાં સામાન્ય વૃત્તિ 'અહંબ્રહ્મ' સ્મરે છે. નામરૂપનો ભેદ ન સ્ફુરતાં બ્રહ્માત્માનો અનુભવ લેવો, તેને સવિકલ્પ સંપ્રજ્ઞસમાધિ-સમાધાન કહે છે. તે સવિકલ્પ સંપ્રજ્ઞના બ્રહ્માનુભવનો અભાવ થયા પછી જે રહે છે, તેને અસંપ્રજ્ઞ નિર્વિકલ્પ કહે છે. સવિકલ્પ સંપ્રજ્ઞ અને નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ; આ બન્નેમાં નામરૂપનું ભેદભાન સ્ફુરતું નથી, પણ સવિકલ્પ સંપ્રજ્ઞ સમાધિમાં બ્રહ્મસુખ સ્ફુરે છે અને નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિમાં તે સ્ફુરતું નથી.એટલો જ ફરક હોવાથી એક સવિકલ્પ સંપ્રજ્ઞ અને બીજો નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ, એવા બે ભેદ થયા. સવિકલ્પ સંપ્રજ્ઞમાં બ્રહ્મસ્ફૂર્તિ છે તે સ્ફુરે નહિ, તો તે જ અસંપ્રજ્ઞ સમાધિ થાય છે. સવિકલ્પ સંપ્રજ્ઞમાં જેમ નિરોધ કરવાનો નથી, તેમ નિર્વિકલ્પ અસંપ્રજ્ઞમાં પણ નિરોધ કરવાનો નથી. સવિકલ્પ સંપ્રજ્ઞમાં વૃત્તિના અભ્યાસથી નામરૂપનો ઉદ્ભવ થતો નથી, તેમ નિર્વિકલ્પ અસંપ્રજ્ઞમાં પણ નામરૂપનો ઉદ્ભવ થતો નથી. સવિકલ્પ સંપ્રજ્ઞમાં અહંબ્રહ્માસ્મિ સ્ફૂર્તિ સ્ફુરે છે, તેની હયાતી નિર્વિકલ્પ-અસંપ્રજ્ઞમાં નષ્ટ થાય છે, પછી એકલું અદ્વૈતરૂપ રહે છે. એનું નામ અસંપ્રજ્ઞાત સમાધિ છે. વૃત્તિ ઊઠે કે લોપાય તેની સ્મૃતિ સુદ્ધાં નહિ, અને પોતાની બ્રહ્મતા પણ સ્ફુરે નહિ, એ અસંપ્રજ્ઞાત સમાધિ છે જેમાં મનબુદ્ધિનો સંકલ્પ થાય છે, પણ તે કેવા પ્રકારનો અને કેવો છે, અને એ વિકલ્પ છે કે બ્રહ્મ છે એ સમજાય નહિ તે અસંપ્રજ્ઞ સમાધિ છે. મન-બુદ્ધિ આદિ અંતઃકરણ ચતુષ્ટય ઇન્દ્રિયોના દ્વારેથી બહાર નીકળીને પહેલાંની જેમ વિષય ગ્રહણ કરે છે પણ એ જગત છે કે બ્રહ્મ છે એનું ભાન નથી તે અસંપ્રજ્ઞાત સમાધિ છે.

દેહ ક્રિયા કરે છે કે એમજ ચેષ્ટાહિન છે, બોલે છે કે મૂંગો છે અને વિકારી છે કે બ્રહ્મરૂપ છે, એ સ્મૃતિ નથી, તે અસંપ્રજ્ઞાત સમાધિ છે. જેવી દેહબુદ્ધિ મૂળમાંથી ગઈ, તેવી,. બ્રહ્મબુદ્ધિ પણ ગઈ; ને તે પછી જે વર્તન થાય છે, તે અસંપ્રજ્ઞાત સમાધિ છે. સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત સર્વ જગત મિથ્યા, એવો નિશ્ચય થયો. પછી મિથ્યાપણું પણ સાંભરે નહિ, એ અસંપ્રજ્ઞ સમાધિ. હું જ એક બ્રહ્માત્મા છું, એવો નિશ્ચય થઈ ગયો. પછી સ્મૃતિ વિના જે અદ્વિતીય, તે અસંપ્રજ્ઞ સમાધિ. ઉપર

કહ્યા પ્રમાણે મિથ્યાને મિથ્યાપણાથી સ્મરતો નથી અને સત્યપણાને સ્વપ્નમાં પણ જોતો નથી, તથા 'આ સર્વ બ્રહ્મ છે' એ પણ સ્મરણ નથી. તે અ-સંપ્રજ્ઞાત સમાધિ છે.

સ્વભાવથી જ પોતે સચ્ચિત્-ઘન ઓતપ્રોત છે, પરંતુ તે વાતનું કિંચિત્ પણ સ્મરણ થતું નથી અને સ્વપ્નમાં પણ ભેદભાન દેખાતું નથી, એ અસંપ્રજ્ઞાત સમાધિ છે.

એ પ્રમાણે અસંપ્રજ્ઞાત સમાધિ સ્મરણ વિના સ્વત: જ છે, પણ સવિકલ્પના અભ્યાસ વિના કેવળ નિરોધથી તે સાધ્ય નથી. સવિકલ્પ સમાધિના અભ્યાસથી મિથ્યાનું મિથ્યાપણું, વૃત્તિના ખલ વડે દઢ કરવું, અને ત્યારે જ તેમાં સત્યત્વ ન આવતાં સ્મર્યા વિના નિર્વિકલ્પ દઢ થાય છે. આ દશ્ય સર્વ છે જ નહિ, કેવળ હું બ્રહ્માત્મા છું, એમ વૃત્તિને ખલીને (વારંવાર આવૃત્તિ કરીને-ગોખીને) અભ્યાસ કર્યો, એટલે પછી સ્મરણ વિના, ઉત્થાનના અભાવે નિશ્ચય થઈ જાય છે, માટે સવિકલ્પના અભ્યાસથી નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિ દઢ થાય છે. સવિકલ્પના અભ્યાસ વિના ખાલી નિરોધ કરવાથી તે સાધ્ય થાય તેમ નથી. કારણ કે મિથ્યાપણું દઢ થયા વિના અને હું અસંગ છું, એ નિશ્ચય પૂરેપૂરો થયા વિના ખાલી નિરોધ કરીને બેઠા પછી ઉત્થાનકાળે પૂર્વવત્ સંશય ઊઠે છે. પ્રથમ, સ્ફૂર્તિઆદિ તત્ત્વો સત્ય છે કે મિથ્યા ? એ સંશય ઊઠે છે. તેમજ આ સર્વ ભેદભાવમય સૃષ્ટિમાં મને બ્રહ્મ ક્યારે મળશે ? એમ ઉત્થાનમાં જ્ઞાન સ્ફુરે છે અને લુપ્ત થાય છે. આ નથી જ્ઞાન કે નથી સમાધિ; માટે સવિકલ્પના અભ્યાસથી નિર્વિકલ્પ નિશ્ચય પ્રાપ્ત કરવો. પછી સર્વ પ્રપંચ પડયો હોય તો પણ નામરૂપનો ભેદ દેખાતો નથી. ખરું જોતાં સવિકલ્પ અને નિર્વિકલ્પમાં કશો ભેદ નથી. એકરૂપ હોવાથી સવિકલ્પ સંપ્રજ્ઞનો અભ્યાસ સહેલો છે. તે આ રીતે:-સર્વ ઉત્પન્ન થાય ત્યારે તેના સર્વપણાનો ત્યાગ કરવો અને સર્વ બ્રહ્મ છે, એમ સ્મરણ કરવું. એવી રીતે કરવાથી સર્વાત્મતા દઢ થાય છે. આ સંપ્રજ્ઞાત સમાધિ

સર્વકાંઈ સ્ફુરે નહિ તેમજ સર્વના અભાવે 'બ્રહ્મ ' છે, એ પણ સ્મરણ ન થાય; પરંતુ કેવળ વિસ્મૃતિ થાય તે અસંપ્રજ્ઞ સમાધિ.

## નામરૂપ વિના સર્વ પોતે જ થવું એ સવિકલ્પ સંપ્રજ્ઞસમાધિ.

સર્વ છે, અથવા હું બ્રહ્માત્મા જ છું, એ બન્નેનું વિસ્મરણ એ નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિ છે. નિર્વિકલ્પ અસંપ્રજ્ઞ સમાધિમાં જગત છે કે બ્રહ્મ છે, તેનું સ્મરણ ન થતાં કેવળ નિશ્ચયથી રહેવું, એ સમાધિનો કદી પણ ભંગ થાય ખરો ? જેવી નિર્વિકલ્પ સમાધિ અભંગ છે, તેવી સવિકલ્પ સમાધિ નથી. સવિકલ્પ સમાધિમાં જો સ્મરણ થશે, તો સર્વ બ્રહ્મ છે અને સ્મરણ નહિ થાય તો તે અખંડ એકરસમાં સ્થિત છે; માટે કાંઈ જ ન હોય તેના કરતાં સર્વનું હોવું એ જ ઉત્તમ એકરસ સ્થિતિ છે. જ્યાં કોઈપણ અવસ્થામાં ભેદ ઉત્પન્ન થતો નથી એ સહજ સ્થિતિ છે.

શિષ્ય-સવિકલ્પ સમાધિથી નિર્વિકલ્પ સમાધિ ક્યારે દઢ થાય છે ?

ગુરુ-જ્યારે વૃત્તિ ઊઠે ત્યારે સવિકલ્પનો વિધિ યોજવો. પછી કયારેય પણ ઉત્થાન છે જ નહિ. માટે સાધકે સવિકલ્પ સમાધિ દઢ કરવી. પછી નિશ્ચય થયા બાદ નિર્વિકલ્પ દઢ થાય છે. વૃત્તિના ખલરૂપી અભ્યાસથી જે દઢ કરી અને જેનું કદીપણ ઉત્થાન નથી થતું તે સમાધિ સંપ્રજ્ઞ હો, કે અસંપ્રજ્ઞ હો, પરંતુ તે બન્ને સમાધિ જ્ઞાનીઓને પ્રિય છે. વૃત્તિનો અભ્યાસ નહિ કરતાં નિરોધ કરીને સમાધિ લેવી, એ જ્ઞાનીઓને અપ્રિય છે. માટે તે કનિષ્ઠ છે. એવી કનિષ્ઠ સમાધિના કરતાં વૃત્તિના ખલરૂપી અભ્યાસથી પૂર્ણ સમાધાન પ્રાપ્ત કરવું એ ઉત્તમ છે. એ પ્રમાણે સહજ સ્થિતિ પ્રાપ્ત થઈ; પછી સંપ્રજ્ઞ-અસંપ્રજ્ઞ સમાધિ સાધવી અઘરી નથી.

વૃત્તિમાં, અજ્ઞાનને લીધે દેહાદિકનો દઢ અધ્યાસ બેઠો છે; જ્યારે વૃત્તિનો 'અહંબ્રહ્માસ્મિ' એવો ખલ (વારંવાર આવૃત્તિ) થશે ત્યારે તે અધ્યાસ જશે. સર્વ વ્યવહારમાં વિશેષરૂપ દશ્ય છે જ નહિ, પણ હું બ્રહ્મજ છું. એમ મુખથી બોલીને સ્મરણ પણ રાખવું એટલે દ્વૈત સ્ફુરશે નહિ. અંતરમાં

સ્વપ્નરૂપ કલ્પના થવા લાગે ત્યારે ચંચળ ભાસનો ત્યાગ કરીને તેની અંદર-બહાર બ્રહ્માત્મા જ જોવો. ખાલી અંતઃકરણની વૃત્તિ સ્થિરતાથી સ્ફુરે, તે ગાઢ સુષુપ્તિ હો, કે ઉદાસિનતા હો, અથવા તે વૃત્તિ ચિદ્‌ગગનાકારે સમાધિમાં આત્માનુભવ કરો કે તે સામાન્ય વૃત્તિ ચંચળ વિકારી બનો; તેનો નામ સહિત નિષેધ કરવો અને તેની અંદર-બહાર ચોતરફ ઓતપ્રોત બ્રહ્મ જ છે એમ ગ્રહણ કરીને સમાધિ સહિત તે વૃત્તિના ધર્મોનો ત્યાગ કરવો. સમાધિ, વાસનાનંદ, સ્તબ્ધતા, સામાન્યતા, વગેરે અનેક પ્રકારના સવિકલ્પના ભેદ છે. તેનો ત્યાગ કરીને કેવળ ચિદ્રૂપ ગ્રહણ કરવું. તે સામાન્ય વૃત્તિનો પણ લય થાય ત્યારે તે લયાકારતામાંથી શૂન્યપણાનો ત્યાગ કરીને તેમાં ગ્રાહક વિના કેવળ અનંત સાક્ષીનું સ્મરણ કરવું. એવી રીતે સ્મરણપૂર્વક અભ્યાસ કરવામાં આવે છે ત્યારે સમાધિભંગની ક્યારેય પણ ભીતિ નથી રહેતી. આ એકરૂપ સમાધિ ફાવે તે પ્રસંગે બની શકે છે. વૃત્તિનો લય કે ઉત્થાન થાય ત્યારે, સમાધિ લગાવે ત્યારે, સ્તબ્ધતા થાય ત્યારે, સુષુપ્તિ લાગે ત્યારે, બુદ્ધિ આદિ ઉત્પન્ન થઈને સ્વપ્નાકાર થાય ત્યારે, અથવા ઇન્દ્રિયો સહિત જાગ્રતિ થાય ત્યારે તે સર્વની અંદર, તેના વિકારને ન લેતાં નિર્વિકાર બ્રહ્માત્માનું જ સ્મરણ થાય એ સવિકલ્પ સંપ્રજ્ઞ સમાધિ છે. નિર્વિકલ્પ બ્રહ્મના સ્મરણથી સવિકલ્પ સુખ લે છે, અને તેથી પોતાનું નિર્વિકલ્પપણું ઓછું નહિ થતાં સવિકલ્પને મોટો લાભ થાય છે. માટે હે રવિદત્ત! જાગૃત કે સ્વપ્ન હોય અને વૃત્તિની સમાધિ કે સુષુપ્તિ હોય અથવા સ્તબ્ધતા હોય, પણ તું તે તે ભાવનો ત્યાગ કરીને પોતાનું સચ્ચિદાનંદ સ્વરૂપ સંભાર. એ સ્મરણ, સાધકે તે અભ્યાસથી બળાત્કારે પણ કરવું જોઈએ. નામરૂપાદિ તમામ ભેદનો ત્યાગ કરીને ખરું બ્રહ્મપણું અલગ કરી લેવું જોઈએ. જ્ઞાનીઓને એમ કરવું સહજ હોય છે. તેઓને નામરૂપાદિ રહિત પોતાના બ્રહ્મપણાની દૃઢ ખાત્રી, સ્મરણ-વિસ્મરણ વિનાં પણ હોય છે. સાધકને તો એ સ્થિતિ પ્રાપ્ત થાય તે માટે સ્મૃતિનો અભ્યાસ કરવો જોઈએ.

હે રવિદત્ત! તું સાધક જ છે, માટે ઉપર કહ્યા પ્રમાણે સદા કોઈપણ અવસ્થામાં સ્મૃતિનો અભ્યાસ કર. અભ્યાસ વિના સવિકલ્પના નિરોધની કલ્પના કદીપણ ન કર. સવિકલ્પ સમાધિ, આ બધું હોય તો પણ સહજ બની શકે છે. તે જ પ્રમાણે અસંપ્રજ્ઞ નિર્વિકલ્પતા, પણ પાછળ કહ્યા પ્રમાણે બની શકે છે.

સર્વના મિથ્યાપણાનું સ્મરણ અને નિર્વિકલ્પ-બ્રહ્મની સ્મૃતિ, એ જ એકતાન સંપ્રજ્ઞ સમાધિ સમજવી. સર્વ મિથ્યા છે એ ન સ્મરતાં તેમ જ પોતાના બ્રહ્મત્વની સ્મૃતિ ન થતાં પોતાને પોતાનો નિશ્ચય રહે, એ જ એકરૂપ અસંપ્રજ્ઞ સમાધિ છે. બન્ને સમાધિમાં સર્વ નિરોધનું ફળ કેવળ ઐક્ય થવું એ છે. એ સ્થિતિ સર્વ જ્ઞાનીઓને રુચે છે. માટે એ જ સાધવી.

શિષ્ય—આપના પાછળના નિરૂપણમા વિરોધ આવ્યો; કારણકે વૃત્તિના લય વિના અસંપ્રજ્ઞ સમાધિ થતી નથી. વૃત્તિનો લય તે જ અસંપ્રજ્ઞાત સમાધિ. એમ હોવા છતાં હવે તમે એમ કહો છો કે, બધું જ પૂર્વવત્ હોય તોપણ અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે; તો તે કેવી રીતે?

ગુરુ—અમે અત્યારે જે નિરૂપણ કર્યું તેમાં અમારો જે હેતુ પ્રગટ કર્યો. તે તારા સમજવામાં આવ્યો નથી, તેથી જ આ શંકા તને ઉત્પન્ન થઈ. હવે તે હેતુ શો છે, તે સ્પષ્ટ કરીને તને કહું છું. વૃત્તિનો લય કરવો એવો અમારો હેતુ નથી, પણ લય થાય એમ જે કહ્યું તે એટલા જ માટે કે સર્વ હોવા છતાં નામરૂપ સ્ફુરે નહિ. આ સર્વ નામરૂપ કોઈપણ અવસ્થામાં સ્ફુરે નહિ, એ જ લય, ખરેખરો સ્મરણવિનાનો છે. અને એ જ અસંપ્રજ્ઞ સમાધિ છે. એ સિવાય સમૂળો વૃત્તિનો લય થાય ત્યારે અસંપ્રજ્ઞ સમાધિ થાય એમ કોઈ કહે તો તેમાં બહુ વિરોધ આવે છે. સમૂળો લય થયા પછી જીવન્મુક્તિનું સુખ કોણ ભોગવશે? કારણકે સુખ ભોગવનાર સવિકલ્પને તો નિર્મૂળ કર્યો છે! નિર્વિકલ્પનું સુખ નિર્વિકલ્પ પોતે લઈ શકતો નથી. સુખ લેનાર તો સવિકલ્પ જ છે. તે સવિકલ્પ તો નર્યો, પછી સુખ કોને પ્રાપ્ત થશે? સવિકલ્પનો નાશ કર્યો તેથી જીવન્મુક્તિનું સુખ બૂડ્યું, અને આગળ પરંપરા ચાલવાની તે પણ બંધ પડી; કારણકે જ્ઞાની નિર્વિકલ્પ થઈ ગયા, પછી કોણ કોને ઉપદેશ કરવો? એક સાધક, જ્ઞાની થઈ ગયો તે નિર્વિકલ્પ જડ થઈને પડયો!

હવે કોણે કોનો ઉદ્ધાર કરવો ? આ મોટો વિરોધ આવ્યો. જે નિર્વિકલ્પ થાય તે જ જ્ઞાની છે એમ માનવાથી તો શંકરાચાર્ય અને યાજ્ઞવલ્કયાદિ ઉપદેશકર્તા આચાર્યો અજ્ઞાની ઠરે છે; કેમકે તે નિર્વિકલ્પ થયા નથી, માટે અજ્ઞાની ઠર્યા ! ભલા, તે અજ્ઞાની હોત તો અત્યારનું જ્ઞાન, તેઓના વિના બીજા કોની પાસેથી પ્રાપ્ત થયું ? આ એક વિરોધ, અને શ્રુતિ, "જ્ઞાનાત્ એવ તુ કૈવલ્યં" કહે છે, તે વચનમાં પણ વ્યર્થતા આવે છે. કારણકે જો ક્રિયાથી નિર્વિકલ્પતા આવે, તો જ્ઞાનની જરૂરત શી છે ?

શિષ્ય–તો જ્ઞાન થઈ ગયા પછી લય કરવો !

ગુરુ–તેમાં શ્રુતિનો વિરોધ આવે છે. કેમકે અભ્યાનયોગ વિના એકલા જ્ઞાનથી મોક્ષ થતો નથી. જ્ઞાનને જો ક્રિયાની અપેક્ષા હોય તો 'જ્ઞાનાત્ એવ' એ વચનમાં વ્યર્થતા આવે છે. માટે સર્વદા નિર્વિકલ્પ થાય એવી કલ્પના કરવી નહિ. પૂર્વે જે આચાર્યો થયા તે નિર્વિકલ્પ થઈને પડયા નથી, માટે તે તારી માન્યતા પ્રમાણે જ્ઞાની નહિ, પણ સર્વ અજ્ઞાની ઠરે છે.

શિષ્ય–તેણે ઉપદેશ પૂરતા સવિકલ્પ થવું અને પછી નિર્વિકલ્પ થઈને પડવું !

ગુરુ–તારું કહેવાનું એમ થયું કે તે નિર્વિકલ્પ હોય ત્યારે જ્ઞાની છે અને સવિકલ્પ સમયમાં અજ્ઞાની ભ્રાન્ત છે. જો સવિકલ્પ સમયે તેનામાં અજ્ઞાનની ભ્રાન્તિ છે, તો તે, એ વખતે ભ્રાન્ત હોવાને લીધે ઉપદેશ કરવા માટે યોગ્ય નથી. અને નિર્વિકલ્પ હોય ત્યારે વૃત્તિ ન હોવાને લીધે ઉપદેશ કરવાનું બની શકતું નથી. માટે તે વખતે પણ તે ઉપદેશ માટે યોગ્ય નથી. અને તારી માન્યતા પ્રમાણે જો તે સમયે જ્ઞાન છે, તો તે વાણીમાં આવતું નથી. કેમકે વાણી તો નિર્વિકલ્પમાં વિરામ પામી ગઈ છે.

શિષ્ય–સવિકલ્પ અને નિર્વિકલ્પ, બન્ને સમયમાં જ્ઞાન હોય તો ?

ગુરુ–એમ કહેવામાં તો બહુ મોટો વિરોધ આવે છે. કેમકે સવિકલ્પ સ્ફૂર્તિ અને નિર્વિકલ્પ જડ પદાર્થો, એ બન્નેમાં જ્ઞાન છે. માટે અર્ધા જ્ઞાનની ભાગીદાર સવિકલ્પ સ્ફૂર્તિ છે અને અર્ધા જ્ઞાનના ભાગીદાર નિર્વિકલ્પ જડ પદાર્થ છે. ઘટ જેવા જડ પદાર્થોમાં જ્ઞાનનો અર્ધો ભાગ આવ્યો! કેમકે તેમાં જરાપણ સવિકલ્પ નથી. હવે સવિકલ્પ સ્ફૂર્તિના ભાગમાં જ્ઞાનનો અર્ધો હિસ્સો આવ્યો પણ તે અભંગ નથી. કારણ કે સંશય અને વિક્ષેપથી ક્ષણે ક્ષણે તેમાં ભંગ થાય છે. તે આ રીતેઃ—કોઈ સાધક સમાધિ સાધતો હોય ત્યારે પૂરતી નિર્વિકલ્પતા થતી નથી. કાનમાં મચ્છર ગુણગુણ કરે કે તુરત વિક્ષેપ પેદા થાય છે. વિક્ષેપને લીધે ખરી નિર્વિકલ્પતા થતી નથી. માટે તે સવિકલ્પ, અર્ધા ભાગનો ભાગીદાર નથી. સવિકલ્પનો એ અર્ધો ભાગ, વિક્ષેપને લીધે ખૂટયો ! હવે જે નિર્વિકલ્પ જડ ઘટ, તે જ્ઞાનના અર્ધા ભાગનો ભાગીદાર છે; પણ સાધકને સંશય થાય છે તેથી તેને જ્ઞાનનો અર્ધો ભાગ મળતો નથી. આ પ્રમાણે નિર્વિકલ્પમાં જ્ઞાન છે એમ માનવાથી બહુ વિરોધ આવે છે. માટે સાધકે વૃત્તિનિરોધની ઇચ્છા કરવી નહિ. પહેલાં વિરોધ બતાવ્યો તે રહેવા દો, તો પણ એકલી નિર્વિકલ્પતાથી સાધકને જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

જે સવિકલ્પને જ્ઞાન થવાનું છે, તે સવિકલ્પે વૃત્તિને રોધી રાખી છે, તો "એ જ જ્ઞાન" એવો નિશ્ચય કોણ કરશે ? અને જો દેહબુદ્ધિ સાથે અજ્ઞાન ગયું નહિ, ને નિર્વિકલ્પની જેમ નિશ્ચેષ્ટ થયો તો તેને મુક્ત કોણ કહે ? વળી તેની વૃત્તિ નિ:ચેષ્ટિતપણાને લીધે અજ્ઞાનમાં લીન છે, ત્યારે તે જ્ઞાની છે એમ શી રીતે માનવામાં આવશે ? વૃત્તિનો લય કરીને ખાલી બેઠો, તેથી લયસાક્ષી તેના જાણવામાં આવતો નથી. લય સાક્ષીને જાણવા માટે વૃત્તિની જરૂર છે. વૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે વિચાર કરવો જોઈએ; વિચાર કર્યા પછી વૃત્તિ નહિ હોય તો લયસાક્ષી હોવાનું અનુમાન કોણ કરશે ? તે અનુમાન કરનાર બીજું કોઈ નથી. માટે કેવળ નિરોધથી બ્રહ્માનુભવ પ્રાપ્ત થતો નથી.

શિષ્ય–વિચારથી લયસાક્ષીનું યથાર્થ જ્ઞાન થયા પછી વૃત્તિનો નિરોધ કરીને બેસવું !

ગુરુ–રોધ કરીને બેઠો રહીશ તો થયેલું લય સાક્ષીનું જ્ઞાન, અભ્યાસ વિના દૃઢ થશે નહિ અને

અનંત જન્મોથી રૂઢ થઈ બેઠેલી દેહબુદ્ધિ નિર્મૂળ થશે નહિ. જેવી દેહબુદ્ધિ દઢ થઈ છે તેવી જ બ્રહ્મબુદ્ધિ દઢ કરવી જોઈએ અભ્યાસથી વૃત્તિનો ખલ (વારંવાર આવૃત્તિ) કરવામા આવે છે ત્યારે જ ખરી અપરોક્ષતા થાય છે વૃત્તિનો નિરોધ કરીશ તો નિઃસંશય જ્ઞાન પ્રાપ્ત થવાનું નહિ ત્રણ કાળમાં કોઈથી પણ વૃત્તિનો નિ.શેષ લય થઇ શકયો નથી.

તદ્શક્તો ॥

જે ઉપાધિસહિત પ્રાણી છે, તે જ્ઞાની હો કે અજ્ઞાની હો, તે સર્વનો લય કરવા માટે મોટો પ્રયત્ન કરે તો પણ તેનાથી સર્વનો લય થનાર નથી. જે યોગસાધનાથી પ્રાણને મસ્તક પર ચડાવીને બેસે છે તે માત્ર લાંબો વખત નિરોધ કરીને બેઠો એમ સમજવું, પરંતુ તે શૂન્ય અજ્ઞાનમાં જ રહ્યો છે. તો પછી તેમ કરવામાં તેને ફાયદો શો થયો? હઠયોગ ઉપરાંત બીજા કોઈપણ યોગથી નિરંતર સર્વનો નિરોધ, પહેલાં કોઇએ કર્યો નથી અને ભવિષ્યમાં પણ કોઈ કરી શકનાર નથી. વૃત્તિનો લય કરીને એકરૂપ થઈ રાત–દિવસ બેસવા માટે જ્ઞાની કે અજ્ઞાની, કોઈપણ સમર્થ નથી. જેમ ખાંણુમાંથી વાયુ વહ્યા વિના રહેતો નથી, તેમ સ્ફૂર્તિવૃત્તિ ઉત્પન્ન થયા પછી તે કદી પણ સ્થિર રહેવાની નથી. મનબુદ્ધિને ઊઠવા ન દેવાનો નિશ્ચય કર્યો, તો તે નહિ ઊઠે, પણ પ્રાણ વહેતો હોવો જોઈએ. તે પ્રાણ વહેતો હોવાથી ભૂખ–તરસ લાગશે, ને તે પ્રાણને વ્યાકુળ કરશે તેની વ્યાકુળતાથી ગભરાઈને વિકલ્પરૂપ મન–બુદ્ધિ ઊઠશે. તથાપિ બળપૂર્વક ફરી પાછો તેનો નિગ્રહ કરીને બેસશે તો પ્રાણાન્ત થશે! એમ અતિ નિગ્રહથી બેહોશ થઈ મર્યો, તેમા તે આત્મહત્યારાએ પોતાનું શું સાર્થક કર્યુ? તે કહેશે કે, મેં મનબુદ્ધિનુ જરા પણ ઉત્થાન ન થવા દેતાં નિરોધ કર્યો કે નહિ? નિરોધનો તેણે પ્રયત્ન કર્યો અને પોતાનુ કહેવું યથાર્થ કર્યું, પણ તે તેનું માનવું વ્યર્થ છે. કેમકે મન બુદ્ધિ પણ ભ્રાન્તપણાને લીધે પૂરતા વ્યાપાર કે લય વિનાની છે. માટે એવો વૃત્તિનિરોધ કરવાથી અનર્થ જ થશે. વૃત્તિનો રોધ કરવા કોઈપણ સમર્થ નથી. છતાં દેહને પીડા આપીને નિરોધ કર્યો તોપણ ફશો જ ફાયદો નથી.

પૂર્વે યાજ્ઞવલ્કય અને સનકાદિક આદિ મોટા મોટા જ્ઞાનીઓ થઈ ગયા, પરંતુ કોઈ નિર્વિકલ્પ, જડ થઈને પડયા એવું કદી પણ સાંભળ્યું નથી. તે પૂર્ણ સમાધાન પામેલા જ્ઞાનીઓ જગતમાં કર્માનુસાર સુખથી વર્તતા હતા. તેઓ ચેષ્ટાહીન થઈ પડી રહ્યા એવું કદી પણ સાંભળ્યું નથી. જનકનું જો કે વિદેહી એવું નામ હતું, તો પણ તે નિર્વિકલ્પ જડ થઈને ન પડતાં પ્રારબ્ધ પ્રમાણે જનમાં, વનમાં અને ભુવનમાં વિચરતો હતો. તેને અજ્ઞાની કોણ કહે? જે અજ્ઞાની કહેશે તેની જીભ બળશે! એવો કયો જ્ઞાની મનુષ્ય છે, કે જે પ્રારબ્ધ પ્રમાણે ન વર્તતાં જડ થઈને પડે? જડ થઈને ન પડવાથી જનકાદિક જ્ઞાનીઓને અજ્ઞાની કેમ મનાય? તે તો પૂર્ણ જ્ઞાની હોવાથી ઉત્થાન રહિત સહજ સ્થિતિમાં નિયમિત વર્તતા હતા જ્ઞાનીની સ્થિતિ જ્ઞાની જ જાણે છે. બીજાને તે સ્થિતિ સમજાવાની નહિ.

જો કાયમ નિર્વિકલ્પ થઈને પડી રહેવાથી પૂર્ણ સમાધાન થતું હોત તો હર પ્રયત્નથી સમાધાન સાધત, પણ તેમ કરવાથી પૂર્ણ સમાધાન થતું નથી; માટે જ્ઞાની નિર્વિકલ્પ થવાની ઇચ્છા કરતો નથી, પણ સર્વ હોવા છતાં દઢ જ્ઞાનથી સમાધાન પામે છે.

એ નિઃશંસય ખરું છે અને વેદમાં યાજ્ઞવલકયે ગુરુપદેથી જનકને કહ્યુ છે કે, હે જનક! તને દઢ જ્ઞાનથી સમાધાન પ્રાપ્ત થયું છે. નિર્વિકલ્પ થવાની જરૂર નથી. તે નિર્વિકલ્પ થઈને પડયો નહિ તેથી શું તેને જ્ઞાની માનવામાં નથી આવતો? તે જ્ઞાની નથી, એમ જે કહે, તેને અધમથી પણ અધમ સમજવો.

જે પૂર્ણ સમાધાની છે તે જ જ્ઞાની છે એમ વેદ વર્ણન કરે છે. માટે મુમુક્ષુએ પૂર્વકાળના જ્ઞાનીઓના વર્તન પ્રમાણે ચાલવું. પહેલાનો કોઇપણ જ્ઞાની, નિર્વિકલ્પ થઈને રહ્યો ન હતો.

શિષ્ય–જડભરત નિર્વિકલ્પ સ્થિતિમાં નહોતો રહ્યો?

ગુરુ–નહિ. તે પૂર્વજન્મની ખરાબ સંગતિના સ્મરણથી અને હવે પછી તેવી સંગત ન થાય એવા

ભયથી લોકોમાં જડની જેમ વર્તતો હતો. તે ઇન્દ્રિયોનો વ્યાપાર કરતો હતો જ. તેણે રહૂગણ રાજાને ઉપદેશ કર્યો. જો તે નિર્વિકલ્પ હોત તો ઉપદેશ શી રીતે કરત? પોતાને લોકોની ઉપાધિ નડે નહિ તે માટે ઉપર–ઉપર જડપણું બતાવીને અંતરમાં મન આદિ સર્વ સાધનોથી સંપન્ન હતો. તે માટે કોઈપણ સાધક વૃત્તિનો સમૂળો લય કરવા સમર્થ નથી.

શિષ્ય–(હાથ જોડીને) જી, જી મહારાજ! વૃત્તિનો સમૂળો લય કલ્પાન્તે પણ બની શકે તેમ નથી. અર્થાત્ કોઈ પણ સદા નિર્વિકલ્પ સ્થિતિમાં રહેનાર નથી. પરંતુ સાધકની વૃત્તિ સદા બ્રહ્માકાર થઈને રહે. બ્રહ્મને છોડીને તે બીજું કાંઈ પણ ગ્રહણ ન કરે.

ગુરુ–અમે પણ તને એ જ કહીએ છીએ કે, નામરૂપ ભેદનું દર્શન ન થતાં, વૃત્તિ એકતાન કેવળ સચ્ચિદાનંદ બ્રહ્મનું જ દર્શન કરે. અંતઃકરણની વૃત્તિ અથવા મન–બુદ્ધિ ઇન્દ્રિયોનાં દ્વારથી વિષય ગ્રહણ કરો; પરંતુ પોતે નામરૂપનો ભેદ ન જોતાં એક સચ્ચિદાનંદ બ્રહ્મને જ જુએ, એ ખરી એકાકારતા છે. તેનું એક નિમિષ પણ વિસ્મરણ કરવું નહિ. સાધકને સહજ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી એ જ સાધન કરવું જોઈએ. ત્યાર પછી ક્ષણભર સમૂળો લય પણ કરવો જોઈએ; તે એટલા માટે કે શૂન્ય સદેહ હટાવીને લય સાક્ષીનો અનુભવ કરવો.

**ક્ષણંરુધ્વા**

ક્ષણભર વૃત્તિનો લય કરીને શૂન્યનો નિષેધ કર્યા બાદ લય સાક્ષીની અપરોક્ષતા અનુભવથી ખરી કરવી જોઈએ.

ચાર વિઘ્નો ઉત્પન્ન ન થતાં સહજ ગતિથી વૃત્તિનો લય થાય તે પોતાના જ્ઞાનથી જાણવો. લય થયા પછી અનુભવનારા વિના જે શુદ્ધ જ્ઞાન રહે છે, તે જ ચિદ્રૂપ. જે ચિદ્રૂપ તે જ સદ્રૂપ અને આનંદરૂપ છે આ પ્રમાણે યથાર્થ અનુભવ થાય ત્યાર પછી મન–બુદ્ધિ વ્યાપાર કરવા લાગે તો તેમાં તે જ સચ્ચિદાનંદ બ્રહ્મ જોવો. ભૂલવું નહિ, ને નામરૂપનો ભેદ દૃષ્ટિમાં લાવવો નહિ એકવાર લય સાક્ષીનો અનુભવ લઈને ક્ષણભર તદાકારતાથી જોવું, અને પછી વૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે તે જ અનુભવ લેવો. પુનઃ લય સાક્ષીનો અનુભવ લેવા માટે વૃત્તિનો લય કરવો. વૃત્તિ ઊઠ્યા પછી તેનું સુખ લઈને પુનઃ લય કરવો. એ પ્રમાણે ક્ષણેક્ષણે વૃત્તિના લયનો અભ્યાસ અને ક્ષણેક્ષણે લય સાક્ષીનો અનુભવ લેવો. એથી સાધકને કોઈપણ અવસ્થામાં એકરસતા અખંડ રહેશે. એકવાર લય સાક્ષીનો અનુભવ લીધો એટલે ફરી તે અનુભવ લેવો નહિ, એમ નહિ; પણ અનેક વાર લય સાક્ષીનો અનુભવ લેવો, ને વૃત્તિ ઊઠ્યા પછી તે જ સ્મરણ કરવું. પુનઃ લયસાક્ષીનો અનુભવ લઈને વૃત્તિ ઊઠ્યા પછી તે સ્મરણ કરવું. આ પ્રમાણે ક્ષણેક્ષણે લયરૂપ નિરોધ અને વૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે ક્ષણેક્ષણે સ્મરણમાં સાવધાન રહેવું, એ જ સાધકને માટે બે પ્રકારનો અભ્યાસ યોગ્ય છે.

**શ્રદ્ધાલુર્બ્રહ્મતાત્મમ : ॥**

જે અધિકારી, શ્રદ્ધાળુ સાધક હોય તેણે લય સાક્ષીને જાણીને તે જ દૃઢતર કરવા માટે ઉપર કહ્યા પ્રમાણે અભ્યાસ કરવો. શ્રદ્ધા એટલે પ્રીતિ. બીજાના શરીરો પર જે પ્રીતિ છે તેના કરતાં પોતાના દેહ ઉપરની પ્રીતિ અપ્રતિમ છે. એ પોતાના દેહ ઉપરની પ્રીતિ જેવી અકૃત્રિમ છે, તેવી જ પોતે, જે લયસાક્ષી અપરોક્ષ પરમાત્મા, તેના પર તે અકૃત્રિમ પ્રીતિ, રહે તેમ કરવું

વિચારથી બત્રીસ તત્ત્વોમાંનો હું કોઈપણ નથી; પરંતુ અભ્યાસથી જે લયસાક્ષી જાણ્યો, તે જ ત્રિવિધ પ્રતીતિથી પોતાનું નિજ રૂપ છે. એવો ખરો નિવેડો કર્યો ત્યારે જે મિથ્યા છે, તે તો મિથ્યા જ, તેના પર પ્રીતિ કોણ કરે? માટે તેનો ત્યાગ કરવો, અને પોતે જે લયસાક્ષી અપરોક્ષ, તેના પર પ્રીતિ કરવી. તે સિવાય બીજા પર કરેલી પ્રીતિ વ્યર્થ સમજવી. આત્મા પર જે પ્રીતિ તે જ શ્રદ્ધા. બીજા યજ્ઞ–યાગાદિમાં જે શ્રદ્ધા, તે શ્રદ્ધા નથી. જેને અકૃત્રિમ પ્રીતિ છે તેને જ શ્રદ્ધાળુ માનવો. જેણે બ્રહ્માત્માને અપરોક્ષ રીતે જાણ્યો તે જ સાધક છે. એવા શ્રદ્ધાળુ સાધકે પોતાની આત્મતા યથાર્થ જેવી જાણી હોય તેવી તેની દૃઢતા પણ કરવાની છે.

દૃઢતા એવી કે પોતે શુદ્ધ બ્રહ્મ છે એ બાબત-

માં સંશય આવે નહિ ને ભ્રાન્તિ થાય નહિ. મિથ્યાપણાથી જે નામરૂપ છોડયાં, તેમાં સત્યતા આવે નહિ જે બત્રીસ તત્ત્વો આત્માથી જુદાં છે, તે દેખાતાં હોય છતાં તેમાં સત્યતા આવે નહિ ને તેમાં સત્યતા ન આવી તો પછી તેમાં "આ હું અમુક," એવી આત્મતા પણ કેવી રીતે ઉત્પન્ન થશે? પોતે અપરોક્ષ આત્મા છે, તે પરોક્ષ કેમ થશે? આ પ્રમાણે ભેદભાન કદી પણ ઉત્પન્ન થાય નહિ, એ જ દૃઢતર સ્થિતિ છે. એવી દૃઢતર સ્થિતિ થવા માટે અભ્યાસ કરવો જોઈએ. વૃત્તિના અભ્યાસથી સંશય મૂળમાંથી જાય છે માટે અમે જેવો અભ્યાસ કહીએ તેવો કરીને દૃઢ અપરોક્ષનો અનુભવ લે.

હે રવિદત્ત! પહેલેથી જે નિરૂપણ થયું તેનો વિચાર કર. તને સંશય ન રહે એવું નિઃસંશય નિરૂપણ થયેલુ છે. વળી અભ્યાસ દ્વારા તને નિઃસંશય બ્રહ્માત્મા પણ ભેટાડયો અને તેં વચમાં પ્રશ્ન કર્યા તે સર્વનું સમાધાન કર્યું. વળી સવિકલ્પ-નિર્વિકલ્પ સ્પષ્ટ કરી દીધા. હવે તારો એક પ્રશ્ન રહેલો છે, તેની તને સ્મૃતિ નથી, પણ મને તે યાદ છે પ્રશ્નમાં બાબત એ હતી કે:-દેહાદિક પ્રથમ પ્રમાણે જેમ છે તેમ રહેવા દો. તેમાં જરા પણ આત્મતા આવે નહિ અને પોતાનું બ્રહ્મત્વ દૃઢ થાય. આમાં તારી મતલબ એ છે કે દેહબુદ્ધિ બળે નહિ ને પોતાની બ્રહ્માત્મતા દૃઢ કરવી! તે જ નિરૂપણ કરવાનો હવે સમય છે, તેથી શ્રદ્ધાળુ સાધકે પોતાના આત્માની અપરોક્ષતા દૃઢ કરવી, અને તે માટે વૃત્તિનો અભ્યાસ કહું છું; જેથી દેહબુદ્ધિ સમૂળી જશે અને પોતાને-પોતાની આત્મતા દૃઢ થશે. ખીજામાં આત્મતા સંભવતી નથી અને આત્મામાં પરોક્ષતા આવતી નથી. તે જ અભ્યાસ હવે કહું છું.

### વૃત્તિનો અભ્યાસ

અભ્યાસ એટલે સગુણ-નિર્ગુણ ઉપાસના. કેવળ વિચારથી અપરોક્ષ આત્માને જાણે અને લયસાક્ષીને જાણ્યા પછી એકરૂપ નિઃસંશય અદ્વૈત પરમાત્માને પામે એવા અધિકારી થોડા. માટે મંદ બુદ્ધિવાળા સાધકે વિચારથી અને અભ્યાસથી લયસાક્ષીને જાણવો અને તે દૃઢ કરવા માટે વૃત્તિને ખલવી. (વારંવાર આવૃત્તિ કરવાની ટેવ પાડવી-તાલીમ આપવી.) એનું નામ જ ઉપાસના. રવિદત્ત, જા, તું એ ઉપાસના કર, એમ પહેલાં તને ઉપાસના-અભ્યાસ કહેલ છે. ઉપાસના અને અભ્યાસ, એ બન્ને પણ એકરૂપ છે. માટે સાધકે અભ્યાસરૂપી ઉપાસના, આ નિરૂપણ સાંભળીને દૃઢ કરવી.

**श्रद्धालुर्ब्रह्मतांस्वस्य चिंतयेत् बुद्धिवृत्तिभिः ॥**
**वाक्यवृत्त्या यथाशक्त्या ज्ञात्वात्वभ्यस्यतां सदा । १६**

શ્રદ્ધાળુ સાધકે પોતાની બ્રહ્માત્મતા અલગ કરેલી છે અને લયસાક્ષીની તેને પ્રતીતિ થયેલી છે. તે જ પ્રતીતિનું બુદ્ધિ-વૃત્તિ દ્વારા સ્મરણ કરવું તેને જ વાક્યવૃત્તિ કહે છે. આ વાક્યવૃત્તિથી યથાશક્તિ અનુક્રમે જાણીને અભ્યાસ કરવો.

**श्रद्धालुर्ब्रह्मतांस्वस्य ॥**

પોતાની બ્રહ્માત્મતા જો કે અપરોક્ષ જાણી છે, પણ તે દૃઢ અપરોક્ષતા થઈ નથી. કારણકે, સંશય સમૂળો ગયો નથી, તેથી વૃત્તિ ક્ષણભર બ્રહ્મતા સ્મરે, . ક્ષણભર અહંબ્રહ્મ લયસાક્ષીનો અનુભવ યાદ કરે અને ક્ષણમાં 'હું દેહ' એમ સ્મરણ કરે છે. તેમ જ સ્ફૂર્તિથી લઈને દેહ પર્યંત મિથ્યા કોસ બત્રીસ તત્ત્વોનું વિવેચન કરેલું છે, છતાં પણ તે નામરૂપમાં પુનઃ સત્યતાનો ભાવ કરી બેસે છે.

શિષ્ય-અનાત્મા સમજીને જેનો ત્યાગ કર્યો તેને 'હું' માનીને ગ્રહણ કરે શી રીતે? અને વિચારથી મિથ્યા સમજીને જે છોડયાં, તેમાં સત્યતા આવે કઈ રીતે?

ગુરુ-દેહનો વ્યાપાર થશે ત્યારે બુદ્ધિવૃત્તિ ઇન્દ્રિયો દ્વારા વિષય ગ્રહણ કરશે, તે વખતે ત્યાં કંઈક દેહમાં અહંતા ઉત્પન્ન થશે, ને તેથી સર્વમાં સત્યતા આવશે. જરા પુણ્યકાર્ય થશે તો સહજ લાગશે કે, આ મેં સારું કામ કર્યું. અને કંઈક પાપાત્મક કાર્ય થશે તો સહજ એમ લાગશે કે, આ મેં ખરાબ કામ કર્યું. બસ, એ જ પોતાની બ્રહ્મતા છેદીને દેહબુદ્ધિ

લીધી. એ વાત તો જવા દો, પણ જેને વૃત્તિનો અભ્યાસ છે, તેને પણ એમ ગુપ્તપણે ઉત્થાન થાય છે. નવોસવો અભ્યાસી હોય, તેને તો વિશેષ ઉત્થાન થાય છે; તેથી દેહના વ્યાપાર દરમ્યાન તે પાપપુણ્યનો કર્તા હું જ છું એમ માને છે, અને જે કર્યું તે મારે જરૂર ભોગવવું પડશે, તેમાં છૂટકો જ નથી; એવો કર્તા ભોક્તાપણાનો જે સંશય છે તે જરૂર જન્મમરણમાં નાખશે. બ્રહ્મત્વ જાણ્યા પછી પણ અજ્ઞાનનો પાશ સહજમાં તૂટતો નથી. જે ગુપ્તપણાથી અહંતા લેશે, તેને પણ તે અહંતા જન્મમરણમાં નાખશે.આ પ્રમાણે ગુપ્ત અથવા પ્રગટ અહંતા ઉત્પન્ન થઈ, તો તે બ્રહ્મત્વ જાણ્યા છતાં પણ મિથ્યા પદાર્થમાં સત્યતા લાવીને નામરૂપનો ભેદ ઉત્પન્ન કરશે. વૃત્તિનો અભ્યાસ નહિ થવાને લીધે એ પ્રમાણે વિક્ષેપના ઘા પડે છે, માટે સાધકે, અમે કહીએ તેવો અભ્યાસ કરવો જોઈએ.

चिंतयेत् बुद्धिवृत्तिभि ॥

લયસાક્ષીની દૃષ્ટિરૂપી બ્રહ્માત્મતા, જે સર્વ સવિકલ્પથી વિલક્ષણ છે, તેનું જ, ભૂલ્યા વિના, એકતાન બુદ્ધિવૃત્તિથી ચિંતન કરવું.

વૃત્તિની અથવા મનબુદ્ધિરૂપ ઉપાધિની ગમે તે અવસ્થા હોય, પરંતુ પોતાની બ્રહ્માત્મતા કદી પણ ભૂલવી નહિ. મનબુદ્ધિ ઉત્પન્ન થઈ ન હોય, ને એકલી નિર્વિકલ્પ વૃત્તિ ઊઠે, ત્યારે, 'તે વૃત્તિને જાણનારો હું આત્મા છું, અને વૃત્તિ મિથ્યા છે' એવું સ્મરણ કરવું. મનબુદ્ધિ ઉત્પન્ન થશે ત્યારે અંતરમાં મનનરૂપ સ્વપ્ન ઉત્પન્ન થશે. તે સ્વપ્ન સારું હોય કે ખરાબ હોય પણ હું આત્મા છું, એ સ્મરણ ભૂલવું નહિ. હું સાક્ષી બ્રહ્માત્મા ખરો છું; મારાથી જુદાં મન-બુદ્ધિ, સ્ફૂર્તિવૃત્તિ તથા આભાસ (જીવ) દેખાય છે, પરંતુ તે રજ્જુ-સર્પ પ્રમાણે મિથ્યા છે. પ્રારબ્ધના ભોગ પ્રમાણે મનબુદ્ધિ ઊઠીને ઇન્દ્રિયો દ્વારા વિષય ગ્રહણ કરે ત્યારે જે શુભ-અશુભ બને તે મનમાં ન લાવતાં પોતાનું સ્મરણ રાખવું.

વૃત્તિ, મન-બુદ્ધિ, પ્રાણ, ઇન્દ્રિયો અને ગોલક સહિત સ્થૂલ દેહ, તથા શબ્દ-સ્પર્શાદિ વિષય, એ સર્વ નામરૂપની, અધિષ્ઠાનથી અલગ સત્તા નથી: માટે જે છે તે, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપથી એકલો બ્રહ્મ જ છે. ગમે તે થાય, પણ એ પોતાનું બ્રહ્મત્વ ભૂલવું જ નહિ. ખરું જોતાં પ્રથમ નામરૂપ થયાં જ નથી; છતાં તે અત્યારે ભાસ્યાં, તેથી તે છે, એમ માનવું નહિ. મન-બુદ્ધિ ઇન્દ્રિયાદિની જાગૃત, સ્વપ્ન કે સુષુપ્તિ અથવા બાહ્ય વ્યાપારરૂપ પ્રવૃત્તિ અને અંતર્મુખતારૂપ નિવૃત્તિ ઇત્યાદિ ગમે તે અવસ્થા હો, પરંતુ તે મિથ્યા અને મારી બ્રહ્માત્મતા સત્ય છે, એ કદી પણ ભૂલવું નહિ.

દેહ અતિ સુખથી સુખી હો કે અતિ દુ:ખથી દુ:ખી હો, અથવા છેવટે મરણ ભલે થાય, પણ પોતાનું વિસ્મરણ પડવા દેવું નહિ. ક્ષણવાર જો વિસ્મરણ થાય તો બળાત્કારથી પોતાનું સ્મરણ કરવું, અને ક્ષણભર વિસ્મરણ થતાં ચિત્તમાં એમ લાગે કે, અરે! આ કેવડો મોટો ઘાત થયો! વૃત્તિએ એવી પ્રતિજ્ઞા કરવી કે, જો મને અર્ધનિમિષ પણ વિસ્મરણ થશે તો ગુરુની હત્યા કરવા સમાન પાપ લાગશે! તેમજ અનેક બ્રહ્મહત્યા કરવા જેવું થશે! માટે ગુરુની પ્રાર્થના કરીને કહેવું કે, ઉપર કહ્યા પ્રમાણે મેં જે પ્રતિજ્ઞા કરી છે તે આપની કૃપાથી સિદ્ધ થાઓ. અર્ધનિમિષ વિસ્મરણ થશે તો ગુરુહત્યાનું પાપ લાગવાનું છે, એટલા માટે ભયભીત થઈને પ્રાર્થના કરી, પોતાને સ્મરતા જ રહેવું. આ પ્રમાણે પ્રવૃત્તિ અને આત્મસ્મૃતિ ગમે તે અવસ્થામાં એકતાનતા રાખવી. સવારમાં જાગ્યા ત્યાંથી તે રાતના ગાઢ નિદ્રા લાગે ત્યાં સુધી પોતાની વિસ્મૃતિ થવા દેવી નહિ. જાગૃતમાં કે સ્વપ્નમાં અવિસ્મર-અખંડ સ્વરૂપસ્મૃતિ હશે તો સુષુપ્તિમાં પણ તે જ સ્મરણ રહેશે. એ અખંડ સ્મૃતિનું ફળ છે.

સુષુપ્તિમાં સામાન્ય એકરૂપ નિર્વિકલ્પ વિના બીજો ભાવ નથી. કલ્પિત અજ્ઞાન હતું તે સ્મૃતિના અભ્યાસથી નષ્ટ થઈ ગયું.

એ પ્રમાણે જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, સમાધિ, મૃત્યુ, મૂર્છા, કે ગમે તે આધિ-વ્યાધિ હો, પરંતુ એ સર્વ અવસ્થામાં કદી પણ બ્રહ્માત્માની વિસ્મૃતિ

પડવા દેવી નહિ. એવા આત્માના અનુસંધાનનું સંતમહાત્માઓએ ઉપાસના નામ ઠરાવ્યું છે. જે ઉપાસનામાં ઉપાસ્ય ઉપાસક એવો ભેદ કલ્પાન્તે પણ નથી, એવી ઉપાસના સગુણ અને નિર્ગુણ, એમ બે પ્રકારની છે. વાક્યવૃત્તિથી જ્ઞાનસ્વરૂપ લયસાક્ષીને પૂર્ણ રીતે જાણવો. અને કાયમ યથાશક્તિ તેજ સ્મરણરૂપ અનુસંધાનનો અભ્યાસ કરવો. 'યથાશક્તિ' કહેવાથી કોઈ એમ માનશે કે, જેટલું સમજાય તેટલું જ જાણીને સ્વસ્થ રહેવું. પણ તેનો એવો અર્થ નથી યથાર્થ જાણ્યા વિના સમાધાન થતું નથી, માટે અભ્યાસથી અને વિચારથી પૂરેપૂરું જાણવું જોઈએ. 'યથા' એટલે જેવો હોય તેવો સાક્ષી જાણવો જોઈએ. અને 'શક્તિ' એટલે સામર્થ્ય. તે સામર્થ્યથી અભ્યાસમાં જે અસાધ્ય હોય તે પણ સાધવું. એ લયસાક્ષી જ્ઞાન, સામર્થ્યરહિત મામૂલી સાધકના અનુભવમાં આવતું નથી જેની તીવ્ર બુદ્ધિ હશે તે જ વિચારથી લયસાક્ષીને જાણશે પહેલાં મંદ બુદ્ધિ હોય, પણ તે અભ્યાસ કરે ત્યારે બુદ્ધિ તીવ્ર થવાથી, તે બુદ્ધિના સામર્થ્ય વડે લયસાક્ષીને જાણશે માટે એવા બુદ્ધિના સામર્થ્યથી લયસાક્ષી, જેવો છે તેવો પૂર્ણ રીતે જાણીને પછી અભ્યાસ વધારવો, દૃઢતા કરવી. હવે જેને વાક્યવૃત્તિ કહે છે, તે વાક્યવૃત્તિ, પહેલેથી થયેલા નિરૂપણના સારાંશનો વિચાર કરીને આવી છે તેનો થોડોક અનુભવ ફરીથી કહું છું.

## વાક્યવૃત્તિનો અનુભવ.

વેદાન્તનો મુખ્ય વિષય અદ્વિતીય પ્રત્યગાત્મા બ્રહ્મ છે. ચાર વેદનાં ચાર મહાવાક્યો એ જ અર્થ, નિશ્ચયપૂર્વક કહે છે સામવેદનું મહાવાક્ય, શ્રી ગુરુ શિષ્યને કહે છે કે, તે તું છે, એ સાધકે શ્રવણ–મનનથી અનુભવમાં લાવવાનું છે. ત્રણ અવસ્થા અને બત્રીસ તત્ત્વોને જાણનારી જે ચેતનજ્યોત, તે જ પ્રજ્ઞાન બ્રહ્મ, એમ ઋગ્વેદનું મહાવાક્ય કહે છે. અહંકાર આદિ બત્રીસનો નિષેધ કરીને પછી જે રહે તે, પોતે બ્રહ્મ છે એવો અનુભવ લેવો, એમ યજુર્વેદનું મહાવાક્ય કહે છે. વિચારથી અને અભ્યાસથી વૃત્તિનો લય કરીને સ્વપ્રકાશ અપરોક્ષ સાક્ષીનો અનુભવ લેવો, એમ અથર્વવેદનું 'અયમાત્મા' એ મહાવાક્ય કહે છે.

એવાં ચાર મહાવાક્યો, પરમાર્થના મુખ્ય વિષયરૂપ, વેદાન્તપ્રતિપાદિત એક બ્રહ્મને જ દેખાડનારાં છે. તે સિવાય પુષ્કળ નિરૂપણ થયાં તે, આ અર્થ સાધવાનાં સાહિત્યો છે. આ વિષય ખરો છે, એમ બતાવવા માટે અનેક યુક્તિ–દૃષ્ટાન્ત આપ્યાં. માટે ગુરુ અને શાસ્ત્રના વિચારથી શ્રવણ–મનનયુક્ત થઈને દૃઢ અનુભવ કરવો. સાધકે યથારીતિ અભ્યાસથી ગમે તે અવસ્થામાં બુદ્ધિની શક્તિથી એકતાન અનુભવ લેવો. સાધક, સ્ફૂર્તિથી લઈને તૃણ પર્યંત નામરૂપાદિ સર્વ સવિકલ્પનો ત્યાગ કરે, અને કેવળ નિર્વિકલ્પ એક સચ્ચિદાનંદ અહંબ્રહ્મરૂપનું સ્મરણ કરે. સામાન્યવૃત્તિથી એ જ ગ્રહણ કરે. સ્મૃતિથી સચ્ચિતઘનનો સ્વીકાર કરે. અથવા બુદ્ધિથી દૃઢ નિશ્ચયમાં લાવીને વિશેષરૂપે સ્મરણ કરે અંતઃકરણમાં એકતાન સ્મરણ રાખવું એ તો યોગ્ય જ છે, પરંતુ વાણીથી પણ 'અહં બ્રહ્માસ્મિ' એમ ઉચ્ચાર કરવો. વાક્યવૃત્તિ–વાણીમાં, બુદ્ધિમાં અને સામાન્ય વૃત્તિમાં કાયમ વાક્યાર્થનું વ્રત (પ્રતિજ્ઞા) હોય તેને વાક્યવૃત્તિ માનવી. સાધકે વાક્યવૃત્તિનું આવર્તન, સામાન્ય કે વિશેષ વૃત્તિથી અને વાણીના ઉચ્ચારથી કરવું. હે સ્વિદત્ત ! તું ભલે કોઈપણ રીતે સ્મરણ કર, પરંતુ 'અહંબ્રહ્માસ્મિ' એ ભૂલ નહિ અને સર્વ પૂર્વવત્ હોય છતાં પણ નામરૂપ ઉત્પન્ન થવા દેવાં નહિ. તેને ધ્યાસ કહે છે. અને એ જ નિજ ધ્યાસ સમજવો. આ નિજ ધ્યાસરૂપ અભ્યાસ સાધકે કાયમ રાખવો. વધારે શું કહું ! સાધકે વાણીથી પણ એ જ ભજન કરવું. હે સ્વિદત્ત ! એ જ સગુણ–નિર્ગુણ બે પ્રકારની ઉપાસના છે. તેમાં અને જ્ઞાનમાં થોડો પણ ફરક નથી.

**અભેદભક્તિ**–સાધકને 'અહંબ્રહ્માસ્મિ'નું અનુસંધાન એકતાન હોવું જોઈએ. 'એ અમુક' એવો ભેદ હોય નહિ એ જ અભેદભક્તિ.

**નિર્ગુણ ઉપાસના**–નામરૂપ ઉદ્ભવ ન થતાં, સર્વ છે કે નથી એ ન સ્મરતાં, સચ્ચિતઘનાકાર એકરૂપતા એ જ નિર્ગુણ ઉપાસના.

**સગુણ ઉપાસના**–બત્રીસ તત્ત્વો મિથ્યા છે એવું સ્મરણ, અને જરા પણ ભૂલ્યા વિના બત્રીસમાં

સચ્ચિત્ ઘન છે એવી સ્મૃતિ એ જ સગુણ ઉપાસના. વ્યતિરેકથી દ્વૈતની ભ્રાન્તિને મૂળમાંથી કાઢીને લયસાક્ષીનો અનુભવ લેવો, એ સાધક માટે નિર્ગુણ-ઉપાસના છે. સહજ સર્વમાં અસ્તિ, ભાતિ, પ્રિય છે. ત્યાં નામરૂપ આદિ બીજું કશું નથી. એવું સ્મરણ કરવું એ સગુણ ઉપાસના. સર્વપણાનો ગુણ હટાવીને જે રહ્યું તે અનિર્વાચ્ય બ્રહ્મ; માટે તેને નિર્ગુણ બ્રહ્મ કહે છે. એ નિર્ગુણ બ્રહ્મનું સ્મરણ તે નિર્ગુણ ઉપાસના. ગુણ અને રૂપાદિ, સર્વ હોવા છતાં તેને 'આ ગુણરૂપ' એવું સ્મરણ નથી, પણ એક સચ્ચિત્ ઘન છે એવો અનુભવ રહે છે, એ સગુણ ઉપાસના.

ગુણ સહિત બ્રહ્મનું સ્મરણ કરવું તેને સગુણ ઉપાસના કહે છે. ગુણનો ત્યાગ કરીને કેવળ બ્રહ્માત્માનો ધ્યાસ રહે એ નિર્ગુણ ઉપાસના. સગુણ અને નિર્ગુણ, એ ઉપાસનાના બે પ્રકાર અમસ્તા માન્યા છે. ખરું જોતાં એ એક જ ઉપાસના છે. કારણ કે તેમાં એકરૂપ અભેદ અદ્વિતીય બ્રહ્મભાવ દૃઢ થાય છે.

ઉપાસના–કદી પણ બ્રહ્મનું વિસ્મરણ પડે નહિ, માટે તેને ઉપાસના કહે છે. ઉપાસનામાં દેવ અને ભક્ત, એવી ભિન્નતા કદી પણ પ્રાપ્ત થવી ન જોઈએ. મિથ્યા ગુણો અને તત્ત્વો ઉત્પન્ન જ થયાં નથી, તો પછી સગુણ શી રીતે કહીએ? અને એ સર્વ ન હોવાને લીધે નિર્ગુણ શબ્દ પણ મૃગજલ પ્રમાણે નિષ્ફળ થયો. મૃગજલ પડ્યું ત્યારે જ તે નથી, તો લોપાયા પછી નથી એમાં તો કહેવું જ શું? આ જગત ઉત્પન્ન થાઓ કે નાશ પામો, પણ બ્રહ્મ તો એકરૂપ જેમનો તેમ જ છે. એ સર્વ નિરૂપણ પાછળ સવિસ્તર કરેલું છે. તે સાધકે યથાર્થ ગ્રહણ કરવું જોઈએ. મિથ્યા બત્રીસ તત્ત્વોમાં જરા પણ સત્યત્વ આવે નહિ. અને પોતાની બ્રહ્મતામાં કદી પણ મિથ્યાત્વ આવે નહિ. બ્રહ્માત્મામાં ભેદ લાગે નહિ. દેહાદિકમાં હુંપણું આવે નહિ. એટલો વૃત્તિનો સ્મરણરૂપ અભ્યાસ દૃઢ રહેવો જોઈએ. એ જ સ્મરણરૂપ સગુણ-નિર્ગુણ બે પ્રકારની ઉપાસના છે. આ ઉપાસનાથી વિસ્મરણ વિના સચ્ચિત્ઘનનું ધ્યાન કરવું. આ ઉપાસનામાં નથી ધ્યેય કે નથી ધ્યાતા. નથી સાધ્ય કે નથી સાધકતા. અને નથી ઉપાસ્ય કે નથી ઉપાસક. કાંઈ પણ ભેદ-લક્ષણ ન હોવાથી એકલા બ્રહ્મમાં બ્રહ્મ વિલસે છે. સતરંગ અથવા નિસ્તરંગ સમુદ્ર તો એકરૂપ જ છે. બન્ને સ્થિતિમાં એક જ પ્રકાર; સમુદ્ર સમુદ્રમાં જ વિલસિત છે. બ્રહ્માથી લઈને તૃણ પર્યંત આ સર્વ જગત સચ્ચિદાનંદ સાગરમાં તરંગવત્ છે. તે ઉત્પન્ન થાઓ કે લય પામો; પણ સચ્ચિત્ સાગર તો અખંડ એકરૂપ વિલસે છે.

બ્રહ્માથી કીડી પર્યંત જંગમ અને આકાશથી તૃણ પર્યંત સ્થાવર, એ બ્રહ્માત્મામાં, જેમ સોનામાં અલંકાર રહે છે તેમ રહે છે. જે બ્રહ્મ, તે જ આ કુટસ્થ આત્મા. અને કુટસ્થ આત્મા જ બ્રહ્મ–પરમાત્મા છે. જડ ચંચળ નામરૂપાદિ અનાત્મા મૂળથી જ નથી. કીડો પણ હું બ્રહ્માત્મા છું, અને વિષ્ણુ પણ હું બ્રહ્માત્મા. અધિક શું કહેવું? હું બ્રહ્માત્માથી એક તણખલું પણ જુદું નથી. તણખલું પણ બ્રહ્માત્મા જ છે. પોતાનો દેહ, વિષ્ણુ, કીડો, આકાશ, તણખલું આદિ સર્વ એકસમાન બ્રહ્માત્મા જ છે. બીજો ભાવ જ નથી. એવો એકરૂપ, પોતે-પોતામાં–પોતાતાપણાથી પરિપૂર્ણ, ઉપાસ્ય ઉપાસક વિનાનો ઉપાસિત છે. એ ગાઢ અભેદ ભક્તિરૂપ ઉપાસના છે. એવી અભેદ ભક્તિની ઉપાસના જે જ્ઞાનસંપન્ન સાધકમાં હોય, તેને એ ઉપાસનારૂપ સહજ સ્થિતિ પ્રાપ્ત થાય એમાં તો કહેવું જ શું? તે પ્રથમથી જ સર્વપણા સાથે ખુદ બ્રહ્મ થઈને વિચરે છે, માટે તેને બંધ-મોક્ષ જેવું કશું જ રહ્યું નહિ અને તેથી તેને સાધક પણ કહેવાય નહિ. તે સર્વાત્મા એકરૂપ અદ્વય છે. તે જો સાધકરૂપે સ્મરણ કરતો હોય તો પણ તેને ધ્યાતા કે જ્ઞાતા પણ માનવો નહિ. આ અભેદ ઉપાસના જેવી બીજી કોઈ પણ ઉપાસના નથી, કે જે પૂર્ણ કૈવલ્ય પદને પ્રાપ્ત કરાવે. સર્વ પરિપૂર્ણ બ્રહ્માત્માને નહિ જાણતાં જ્ઞાન વિનાનું સાકાર ધ્યાન કરવું એ ઉપાસના કેવળ નામમાત્ર છે. તેનાથી કૈવલ્યમુક્તિ પ્રાપ્ત થતી નથી. અમથું

વધારે શું કામ કહું? એ તો સાધકે ચુપકીથી જાણી લેવું. સાકાર ધ્યાનાદિ ઉપાસના એકદેશી છે, માટે તે અલ્પ છે, એ કહેવાની જરૂર નથી.

જે સર્વાત્મ ભાવથી અકૃત્રિમ અદ્વૈતની ઉપાસના કરે છે તેને, આંખ બંધ કરીને સ્થિર બેસવાની જરૂર નથી. તેને એકાંતની અને આસન-વિધિની જરૂર નથી. પ્રાણાયામ અને સમાધિની જરૂર નથી. ગળામાં માળાની જરૂર નથી. પુસ્તકની જરૂર નથી. પૂર્વ-ઉત્તર બ્રાહ્મી મુહૂર્તની જરૂર નથી. કાશી આદિ પવિત્ર દેશની જરૂર નથી. સ્નાનાદિ બહુ ઉપકરણોની જરૂર નથી કર્મઠપણા, ઉપોષણ, તાંબુલ વર્જન અને વ્રતનિયમની કે જપની જરૂર નથી. હવન, તર્પણ અને પુરશ્ચરણની જરૂર નથી. વાણીના મૌનની, મનની એકાગ્રતાની અને વૃત્તિના નિરોધની પણ જરૂર નથી. કોઈ પણ પ્રકારનું બંધન નથી. માત્ર ચાલતાં બોલતાં, ભાષણ કે ભોજનાદિ ક્રિયા કરતી વખતે, જોવા-સાંભળવા અને ઊંઘવા વખતે પણ હું બ્રહ્મ છું એવું સ્મરણ અચૂક રહેવું જોઈએ.

શિષ્ય-આપે ઉપર કહ્યું તે પ્રમાણે અન્ય પ્રવૃત્તિ કરવા માંડશે ત્યારે વિસ્મરણ થશે જ.

ગુરુ-એવું કદી પણ બનવાનું નહિ. સંસ્કારથી સાધારણ સ્મરણ હતું જ, તેના પર અભ્યાસથી બેવડું સ્મરણ થાય છે. તથાપિ અર્ધનિમિષ જો વિસ્મૃતિ થાય તો, તેથી મોટો દોષ લાગતો નથી. કેમકે એ કાંઈ જીવન્મુક્તિનું વ્રત નથી. જીવન્મુક્તિનું વ્રત ભંગ થશે તો ફળનો નાશ થશે, એવું આ વ્રત નથી. અર્ધ નિમિષ વિસ્મૃતિ થવાથી દેહની અહંતા આવતી નથી. દેહાભિમાન આવે એટલો વચમાં અવકાશ જ જવા દેતો નથી. તુરત તે વખતે સાધક 'અહંબ્રહ્માસ્મિ'નું સ્મરણ કરે છે. દેહબુદ્ધિ લીધી ન હોય તો એકલું વિસ્મરણ બંધનકર્તા નથી. દેહબુદ્ધિ લીધી હોય તો માત્ર તે બંધન કરે છે. દેહબુદ્ધિ આવે ત્યાં સુધી તે સાધક વચમાં અવકાશ જવા દેતો નથી ચાલવા-બોલવા અને સર્વ વ્યવહાર કરવા વખતે નામરૂપ છોડીને કાયમ બ્રહ્માત્માનું સ્મરણ કરવું. એથી મન-બુદ્ધિ પર બળાત્કાર કરવો પડતો નથી, પણ તેને વારંવાર ઉલ્લાસ થાય છે. જેમ કોઈ જાદુઈ ખેલ જોવા વખતે શ્રમ લાગતો નથી, તેમ મન-બુદ્ધિને આ સ્મરણમાં ત્રાસ લાગતો નથી. રમવા વખતે બાલકના આનંદમાં જેમ વૃદ્ધિ જ થાય છે, તેમ વૃત્તિને સ્મરણથી અધિકાધિક સુખ જ લાગે છે. સ્મરણ કરવા માટે નિરોધ કરવાની જરૂર પડી હોત તો વૃત્તિને ત્રાસ આવ્યો હોત; પરંતુ આ સ્મરણમાં નિરોધ કરવો પડતો નથી તેથી વૃત્તિને ત્રાસ ન લાગતાં ઊલટું તેનું લાડ વધે છે અને સુખનો સ્વાદ લાગે છે. ક્યારેક એકતાન તદાકાર થવું, ક્યારેક મનનરૂપ ચિંતન કરવું અને ક્યારેક તે સુખનું પરસ્પર સંભાષણ કરવું.

**तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनं ॥**

**एतदेक परत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥१७॥**

તેનું જ સ્મરણરૂપ ચિંતન થાય, અધિકારી પણ સાધકને એ જ વાત કહે અથવા જ્ઞાનીઓ સાથે પરસ્પર એ જ વાતનું સંભાષણ કરે, કે જેનાથી જ્ઞાન વધે અને એ જ એકપરત્વ સમાધાન છે. સવિકલ્પ કે નિર્વિકલ્પ સમયે જેમાં જરાપણ ઉત્થાન નથી, એવો આ એક જ અભ્યાસ, પૂર્ણ જ્ઞાની જાણે છે. મનનાત્મક ચિંતન સાધકને કેવી રીતે કરવાનું છે, તે હવે કહું છું. શ્રવણ કરીને તે રીતે જ મનનરૂપ અભ્યાસ સાધકે કરવો જોઈએ.

**तच्चिंतनं ॥**

**तत्** એટલે તે જ લયસાક્ષી પરબ્રહ્મ, કે જે, વૃત્તિનો તથા શૂન્યનો ભ્રમ છોડીને અભ્યાસથી અપરોક્ષરૂપે અનુભવેલ છે, તે જ પુન સ્ફૂર્તિ ઊઠે ત્યારે નામરૂપ છોડીને માયાથી માંડીને તૃણ પર્યંત સર્વની અંદર પરિપૂર્ણ દેખે અને તે જ અનુભૂત બ્રહ્મ ખુદ પોતે ત્રિવિધ પ્રતીતિથી છે એ વાતનું સ્મરણ-ચિંતન સદા પ્રીતિપૂર્વક કરતો રહે.

શિષ્ય-(સદ્ગુરુની પ્રાર્થના કરીને) અહો, હે સદ્ગુરુનાથ! અમારો મોક્ષધ્વજ, ચિદ્ગગનમાં જઈ અડે એવડો વધી ગયો છે. જેમાં જરા પણ અનર્થ રહ્યો નથી. ધન્ય ધન્ય, હું પરમાર્થમાં લાગ્યો ને વેદાન્તનો અર્થ પામ્યો. અમને માયાદિનો કિંચિત્ સંબંધ

રહ્યો નથી, માટે અમે ધન્ય. અહા! શું વેદાન્ત શાસ્ત્ર! જેણે અજ્ઞાન સહિત સંશયનો નાશ કર્યો! અને સર્વનો આત્મા જે હું અનંત, તેને હું ભૂલી ગયો હતો તે એકાએક ભેટ્યો! જેને મનબુદ્ધિ જાણી શકતાં નથી અને જે દૃશ્ય ન હોવાથી હું બ્રહ્માત્મા મને જાણી શકતો નથી. અહા, હું કેવડો અને કેટલો પરિપૂર્ણ છું! હું સર્વજ્ઞ છું. તમામ વૃત્તિઓ સહિત સર્વને અકૃત્રિમપણે હું જાણું છું, અને વૃત્યાદિકનો શૂન્યરૂપ લય પણ મારા પ્રકાશથી પ્રકાશે છે. તે જ હું સ્વયંપ્રકાશ અપરોક્ષ, ન જાણતો સતો પ્રત્યક્ષ જાણું છું. એવા હું બ્રહ્માત્માને બંધ નથી, તો મોક્ષ ક્યાં છે?

અનંત કલ્પો વીત્યા, પણ મને દ્વૈતની વાતાંએ સ્પર્શ કર્યો નથી. નિજ રૂપના અજ્ઞાનને લીધે મેં દેહાભિમાન વ્યર્થ માથે લીધું હતું. સદ્ગુરુનાથે મારું નિજ રૂપ મને બતાવીને ભ્રાન્તિનો નાશ કર્યો. હવે હું મારા પોતાના જ્ઞાનસ્વરૂપને જાણું છું તેથી અજ્ઞાન મૂળમાંથી ગયું! અત્યારે આખું બ્રહ્માંડ શોધીએ તો પણ અજ્ઞાન મળવાનું નહિ. અરે, જે હતું જ નહિ તે ગયું કઈ રીતે? એ વિષે બોલવું જ વ્યર્થ છે. અજ્ઞાન તો છે જ નહિ, તેમ આ બ્રહ્માંડમાં હું એક બ્રહ્માત્મા વિના નામરૂપાદિ બીજું કશું જ નથી. જેમાં બેપણાનો લેશ પણ નથી, એવો હું બ્રહ્માત્મા સ્વયં પ્રગટ જ છું, અને ઓતપ્રોત સંપૂર્ણ અનુભવરૂપ છુ. હું પરિપૂર્ણ પ્રગટ છું, છતાં મને કોઈ જાણતું નથી. નથી જાણતું તેથી કોઈએ મને દૂર કરી દીધો એવું પણ નથી. માટે નથી હું લોપાયો કે નથી પ્રગટ થયો. પણ આદિથી અંત સુધી પરિપૂર્ણ જેવો ને તેવો જ વ્યાપેલો છું. ત્રણે કાળમાં અનંતરૂપથી અનંતપણામાં એકરૂપે ભરેલો છું.

## ત્રિધા પરિચ્છેદ

**દેશ પરિચ્છેદ**–મેરૂ પર્વત કે જંબુદ્વીપમાં છે અથવા કાશી આદિ તીર્થોમાં છે અને બીજા દ્વીપમાં કે કુગ્રામમાં નથી, એવો દેશ પરિચ્છેદ મારામાં નથી.

**કાલપરિચ્છેદ**–સત્યયુગમાં અથવા શીતકાળમાં કે પર્વણીના દિવસે પ્રગટેલો દેખાય અને કલિયુગમાં ખરાબ દિવસે નષ્ટ થાય એવો કાલ પરિચ્છેદ મારે વિષે નથી.

**વસ્તુપરિચ્છેદ**–ઉત્તમ પદાર્થમાં કે શંકરાદિના શરીરમાં કાયમ બેઠેલો રહે અને ખરાબ પદાર્થમાં કે કીડા આદિ પ્રાણીના શરીરમાં ન રહે, એવો વસ્તુપરિચ્છેદ પણ મારામાં નથી.

હું અનંત, સર્વ દેશસહિત પિંડબ્રહ્માંડમાં વ્યાપી રહ્યો છું. નાનામોટા પદાર્થમાં અને કોઈપણ કાળમાં હું વ્યાપક છું. અમુક એક પદાર્થ મારા વિનાનો ખાલી છે, એમ શોધીને જોવા જતાં એક અણુરેણુ પણ ખાલી નથી. મારા વિના કોઈપણ દેશ ખાલી નથી. મારી સત્તા વિના કાળની એક ક્ષણ પણ વીતી શકતી નથી. એવો હું ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત, પરિપૂર્ણ, અનંત, એક ચેતનઘન છું. મારા જેવો બીજો સચ્ચિદાનંદ છે જ નહિ.

## ત્રિવિધ ભેદ

**સજાતીય ભેદ**–જીવ અને ઈશ્વર ચેતનપણાને લીધે મારા જેવા દેખાય છે, પરંતુ એ તો મારાં પ્રતિબિંબ છે, તે મારા સમાન શી રીતે થાય? માટે મારા પર સજાતીય ભેદનો આરોપ ઘટતો નથી.

**વિજાતીય ભેદ**–હું એકલો જ એકપણે સચરાચરના આદિ અંત અને મધ્યમાં છું. મારાથી જુદા જડ–ચંચળ, બન્ને પદાર્થ સાચા નથી. માટે મારા પર વિજાતીય ભેદનો આરોપ નથી

**સ્વગત ભેદ**–માયાથી લઈને તૃણ પર્યંત સર્વ મારાં જ અંગ છે. જગતરૂપે અનેક મારા પોશાક (શરીરો) દેખાય છે, પણ તે રજ્જુ સર્પવત્ થયાં જ નથી! માટે મારા પર સ્વગત ભેદનો આરોપ ઘટતો નથી.

જીવ–ઈશ્વર મિથ્યા છે, માટે સજાતીય ભેદ, જડ–ચંચળ સાચાં નથી માટે વિજાતીય ભેદ અને માયાદિ ઉત્પન્ન થયાં જ નથી, માટે સ્વગત ભેદ પણ મારામાં નથી. હું ત્રણે ભેદથી રહિત આદિ–અંત અને મધ્યમાં ત્રણ પરિચ્છેદ વિના ઓતપ્રોત છું. કોઈને પણ મારો અંત લાગતો નથી, એવો હું પરિપૂર્ણ અનંત છું. હું વ્યાપ્ય વિના વ્યાપક છું. દૃશ્ય વિના દ્રષ્ટા છું. અને સાક્ષ્ય વિના સાક્ષી

છું. હું અમુક પ્રકારનો છું એમ કોઈ બતાવી શકતું નથી. મને પરોક્ષ-અપરોક્ષ શબ્દ પણ લાગતો નથી; એવો હું અનિર્વાચ્ય છું.

માયાદિ પદાર્થ ઉત્પન્ન થાઓ કે લય પામો; તેનો મારી સાથે સંબંધ નથી હું આદિ, અંત અને મધ્યમાં પૂર્ણ છું. હું સચ્ચિદાનંદ સાગર છું. જળ ઉપર જેમ તરંગ ભાસે, તેમ માયાદિ સર્વપદાર્થ મારા પર ભાસે છે તેના ઉદ્ભવ અને લય સાથે મારો ઉદ્ભવ કે લય થતો નથી. મારા પર માયારૂપી મેઘ, જગતરૂપી પાણીની વર્ષા કરે છે. તેની અતિવૃષ્ટિથી કે અનાવૃષ્ટિથી મને કાંઈપણ હાનિ-લાભ થતો નથી. માટે આ જગત ઉત્પન્ન થાઓ કે નાશ પામો; અથવા ભલેને, તેનુ ગમે તેમ થાય, પણ હું બ્રહ્માત્મા, અખંડ, જેવો ને તેવો જ મોજૂદ છું. હું એકરૂપ પોતે પોતામાં વિલસી રહ્યો છું. માટે સ્મરણ થાય ત્યારે અથવા સ્મરણ ન થાય ત્યારે, ગમે તે અવસ્થામાં અને ગમે તે પ્રસંગમાં હું છું ને છું જ. આંખ બંધ હોય કે ખુલ્લી હોય ત્યારે અંદર-બહાર જે પૂર્ણ ભરેલો છે તે હું, શબ્દ સાંભળતી વખતે અને ન સાંભળવા ટાણે પણ મારામાં હું વિલસી રહ્યો છું. દશ ઇન્દ્રિયોની ક્રિયા થાય ત્યારે અને ન થાય ત્યારે પણ હું મારામાં જ વિલસું છું. ઇન્દ્રિયોની ક્રિયા ન થાય ત્યારે તો બ્રહ્મ, બ્રહ્મમાં સહજ જ છે પરંતુ ક્રિયા થાય ત્યારે પણ બ્રહ્મ બ્રહ્મમાં છે.

મન-બુદ્ધિ આદિ સર્વ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે બ્રહ્મરૂપે હું ડોલું છું. જ્વાલા સહિત અગ્નિ પ્રજ્વલિત થાય છે ત્યારે જેમ જ્વાલા અને અગ્નિ, એકરૂપ હોય છે, તેમ મનબુદ્ધિ ઊપજે છે ત્યારે અભેદરૂપમાં બ્રહ્મ જ છે અને મનબુદ્ધિનો લોપ થાય છે ત્યારે પણ તે જ નિર્વિકાર પરબ્રહ્મ છે. જેવો જ્વાલા રહિત ગાર્હપત્ય અગ્નિ, તેવો સ્વયં-જ્યોતિ હું બ્રહ્મ, પોતામાં પોતે એકલો છું. વૃત્તિ ઊઠીને પસરો કે નષ્ટ થાઓ, પણ ત્રણે કાળમાં મારી એકાત્મતા છે. એ પ્રમાણે વૃત્તિ, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો અને પ્રાણાદિ સમુદાય ઉત્પન્ન થઈને પોતપોતાનો વેપાર કરે છે ત્યારે પણ બ્રહ્મને દ્વૈતભાવ સ્પર્શ કરતો નથી.

વૃત્યાદિ સમુદાય જ્યારે જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે જ તે મિથ્યા ભૂત છે. નામરૂપ છે જ નહિ. માત્ર હું જ એક પૂર્ણ બ્રહ્મ છું. પછી સહજ જ તેનો ઉદ્ભવ અને લય સરખો. અર્થાત્ ઉદ્ભવકાળે અને લયકાળે હું જ એકલો છુ. દ્વૈત છે જ નહિ. હું બ્રહ્મ એટલો ઘન-ઠાઠ છું કે, મારામાં પ્રવેશ કરવા સારુ એક અણુ માત્ર દ્વૈતને માટે માર્ગ નથી. નામરૂપ સર્વ કેવળ મારા પર મિથ્યા ભાસે છે. હું આદિ, મધ્ય, અંતમાં પરિપૂર્ણ હોવા છતાં મારા પર અજ્ઞાનના એવા ઘા પડ્યા કે, જેથી હું ગુમ થયા જેવો હતો તે સદ્ગુરુની કૃપાથી હું મને મળ્યો! હવે હું કેવડો અને કેટલો વ્યાપક છું, તે મને મારો અંત માલૂમ પડતો નથી. અહો, આ કેવું આશ્ચર્ય! હું એટલો અનંત હોવા છતાં શરીર જેવડો થઈને બેઠો હતો! એ અજ્ઞાનને હું ગળા નીચે ઉતારી ગયો, ને એકલો થઈને રહ્યો છું. આ પ્રમાણે પહેલાંની સંકુચિતતા સંભારીને અત્યારે થયેલા જ્ઞાનથી હું ડોલું છું. ભેદના સંતાપથી હું સુકાઈ ગયો હતો, તેથી નિર્લજ્જ થઈને લાંબા સાદે રડતો હતો, હવે હું મારા અનંત સ્વરૂપમાં પૂર્ણ છું એમ જાણવાથી મને હસવું આવે છે. અહો, હું સદ્ગુરુની કૃપાથી ધન્ય થયો. ભવસિન્ધુને એક થપ્પડ મારીને ઉડાવી દીધો! હવે માયા સહિત સર્વ બ્રહ્માંડનો મારી વૃત્તિમાંથી લોપ થઈ ગયો! વિદ્યા-અવિદ્યાને હું ગળે ઉતારીને બેઠો, તેથી તેમા પડેલાં પ્રતિબિંબ મારામાં મળી ગયાં! વિદ્યા-અવિદ્યા જીવ અને ઇશ્વર, તથા તે સિવાય રહેલાં સર્વ તત્ત્વો નિઃસ્તત્ત્વ છે. તે ભલે ઉત્પન્ન થાઓ કે લય પામો, પણ દ્વૈતરહિત હું એકલો સર્વમાં સર્વનો આત્મા એકરૂપ છું. એવા સર્વરૂપ મને, મારા નમસ્કાર છે. ધન્ય છે શાસ્ત્ર, ધન્ય વિચાર, ધન્ય હું, ધન્ય સદ્ગુરુ, ધન્ય ધન્ય નિશ્ચય અને ધન્ય સમાધાન. અહો, કેવું હતું, ને કેવું થઈ ગયું! જે કદી જોયું કે સાંભળ્યું ન હતું તે મારા સદ્ગુરુએ એકાએક કંઈનુ કંઈ કરી દીધું! દેવપણુ જોવા માટે ગયો, ત્યાં હું જ દેવનો દેવ થઈને બેઠો! પછી દેવપણાનો ત્યાગ કરીને હું અનિર્વાચ્ય સહજ રહેલો છું. બીજા લોકો

દેવ-દેવ કરતા અમથા દુઃખી થાય છે, અને દેવ વૈકુંઠમાં હશે કે કૈલાસમાં હશે એમ માનીને તેને મળવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તે દેવ એકદેશી નથી. માયાનો આ મિથ્યા સ્વભાવ, લોકોને ઠગે છે. જેઓ અજ્ઞાની ભ્રમિત થયા છે, તેને કદી જ્ઞાનનો લેશ પણ પ્રાપ્ત થતો નથી. અરે, બીજાને ઉપદેશ કરવાની મને શી ગરજ છે? મને મારા સદ્‌ગુરુએ યથાર્થ જે ગુપ્ત હતું તે દીધું છે.

હું મારામાં પૂર્ણ છું. હવે મને દ્વૈત ક્યાંય મળતું નથી. હું ત્રણે કાળમાં અધિક-ઓછો ન થતાં જેમનો તેમ સહજ છું. અનંત બ્રહ્માંડ મારા પેટમાં છે. મારામાં સર્વની સ્થિતિ છે. અને સર્વમાં નિર્વિકાર રૂપથી હું જ ભરેલો છું. આ પ્રમાણે હું અદ્વૈતપણાથી એકલો, સમષ્ટિરૂપે સર્વાત્મા, પોતે પોતાને ન અનુભવતાં અનુભાવ્યરૂપે રહેલો છું. એ પ્રમાણે અનેક પ્રકારથી જે જે પ્રસંગે જેમ જેમ યાદ આવે તેમ તેમ ભૂલ્યા વિના ચિંતન કરવું. ઐક્યનો કદી પણ ભંગ ન થાય અને નામરૂપનો ભેદ ઊઠવો ન જોઈએ. પછી જેમ યાદ આવે તેમ પોતાની બ્રહ્મતા દૃઢ કરવા માટે ચિંતન કરવું. જ્ઞાનીઓને એવો પ્રકાર સહજ હોય છે. એ જ સહજ સ્થિતિ છે. પરંતુ સાધકને આ કહેલી બ્રહ્મ-ચિન્તનિકા બળાતકારે કરવી જોઈએ. અહીં બ્રહ્મ-ચિન્તનિકા ટૂંકામાં કહી છે. સાધકે એ બ્રહ્મચિન્તનિકા અવશ્ય કરવી જોઈએ.

### तत्त्वकथनं

શિષ્ય-એ બ્રહ્મચિન્તનિકા તો વિના બોલ્યે બની શકે એમ છે. બોલીને તો બની શકે નહિ.

ગુરુ-પ્રસંગ પર અનેક પ્રકારનો વ્યાપાર થતો હોય ત્યારે કોઈ સાથે બોલવું પડે તો ત્યાં ઉપર કહેલું ચિંતન શી રીતે કરવું તે કહું છું. આપણને બોલ-વાનો પ્રસંગ આવે ત્યારે બ્રહ્મચિંતનમાંની વાત કહેવી. દ્વૈતભાવ ઉત્પન્ન ન થાય અને બ્રહ્માત્મા ન ભુલાય એ રીતે સ્મરણ રાખવું. અનેક પ્રકારનાં દૃષ્ટાન્ત યુક્તિ અને શ્રુતિના સામર્થ્યથી બ્રહ્મ અને આત્મા એક જ છે, એ જ સાધકને કહેવું; અને સાધુજનોને બ્રહ્માનુભવનો સંતોષ થાય એવા પ્રકારથી દૃષ્ટાન્તની યોજના તથા શ્રુતિ-અનુભવની યોગ્ય રચના કરવી. ક્યારેય અને કોઈ પણ પ્રકારે દ્વૈત ઉત્પન્ન થાય નહિ અને બ્રહ્માત્માની દૃઢતા વધે એવી રીતે દૃષ્ટાન્ત-યુક્ત બોલવું અને અન્ય ફોગટ બોલવાનો ત્યાગ કરવો. દૃષ્ટાન્ત માટે બ્રહ્માંડ શોધવું. વક્તાના સાહિ-ત્યનો કોઈ પણ રીતે ભંગ ન થાય અને બોલવામાં વિરોધ પણ આવવો ન જોઈએ, પહેલાં એક બોલેલ અને પછી બીજે વખતે તે બોલવાનો નિષેધ કરવો; એવી રીતે બોલવું નહિ. નિરૂપણની પૂર્વાપર એક-રૂપતા રાખવી. જે નિરૂપણથી સાધકને અધિકાધિક સમાધાન થાય અને પૂર્ણ જ્ઞાનીને સંતોષ થાય એવી રીતે યથાર્થ બોલવું જોઈએ.

શિષ્ય-સાધક અથવા જ્ઞાની પાસે બોલવાનું થાય ત્યારે તો બ્રહ્માનુભવ કહેવો; પણ અજ્ઞાની સાથે બોલવાનો પ્રસંગ આવે ત્યારે કેવી રીતે બોલવું?

ગુરુ-અજ્ઞાની સાથે બોલવાનો પ્રસંગ પડે ત્યારે પ્રાસ્તાવિક કથન કરવું અથવા સારાંશથી બ્રહ્મજ્ઞાન કહીએ તો ચાલે. તેનાથી એ બોલેલું ગ્રહણ થવાતું નહિ. તેથી કહેલું નિરૂપણ વ્યર્થ જશે, પરંતુ બોલવાથી આપણું પોતાનું સમાધાન ખેવડું થશે. અજ્ઞાની સાથે બોલવું પડે તો રૂપકથી વર્ણન કરીને બોલવું પણ બ્રહ્મની યથાર્થ સ્થિતિ વિષે બોલવું નહિ. તેને કશું સમજાતું નથી ને આપણો અનુભવ ઊછળે છે. માટે મુખ્ય એટલું જ કરવું કે ગમે તે પ્રસંગમાં આપણું ઐક્ય અભંગ રહે અજ્ઞાની સાથે ખાસ વેદાન્તના નિરૂપણ વિષે સંવાદ કરવો જ નહિ. તેના પૂરતું તેટલું જ બોલીને માત્ર ચૂપ રહેવું. મુખ્ય જ્ઞાનીને અથવા સાધકને યથાર્થ સ્વાનુભવ કહેવો. મુમુક્ષુને પ્રબોધ-શક્તિના બળથી ઉપદેશ કરવો. મુખ્ય અનુભવનો સંત મળે તો તો સૌથી મોટી એકાંત છે. તેની સાથે નિઃશંકપણાથી, ગુપ્ત રાખવા જેવું હોય તે પણ બોલવું अन्योन्यं तत्प्रबोधनं ॥ અથવા તેનું નિરૂપણ સાંભ-ળવું, જેથી સમાધાન વધારે દૃઢ થાય એવું પરસ્પર પ્રબોધન કરવું. પ્રબોધન એટલે આપણો જે બોધ, તે પૂર્ણરીતે ખેવડાવો જોઈએ. અને તે ખેવડાય એવો જ બન્ને પક્ષનો સંવાદ થવો જોઈએ. આપણા કરતાં

તેમાં અપૂર્ણતા હોય તો બોધથી પૂર્ણતા કરી દેવી. બન્નેની સમાનતા હોય તો પરસ્પર તે પ્રમાણે બોલવું. તેનું સમાધાન આપણે ગ્રહણ કરવું અને આપણું સમાધાન તેને કહેવું. તેની અપૂર્ણતા આપણે રહેવા દેવી નહિ અને આપણી અપૂર્ણતા તેના વડે રહેવા દેવી નહિ. જેમ બે દીવા સામસામા હોય તો નીચે રહેલા અંધારાને હટાવે છે, તેમ પરસ્પર એકમેકનાં ગુપ્ત ઉત્થાન નષ્ટ થાય છે.

જે આપણા કરતાં અધિક જ્ઞાની હોય, જેનું કદી પણ નિશ્ચયથી ઉત્થાન થતું ન હોય તેના સેવક થઈને સહજ સ્થિતિ પ્રાપ્ત કરવી. આ પ્રમાણે પરસ્પર પ્રબોધનો સંવાદ રાતદિવસ થવાથી સુખ થાય છે અને ત્રણ કાળમાં પણ અખંડ એકરસથી ઉત્થાન ન થતાં વૃદ્ધિ જ થાય છે. આ પ્રમાણે એકલા હોઈએ ત્યારે ચિંતન કરવું, બીજો મળે ત્યારે કથન કરવું અને જ્ઞાની કે સાધક મળે ત્યારે પ્રબોધનો પરસ્પર સંવાદ કરવો.

एतदेकपरत्वं च ब्रह्माभ्यासंविदुर्बुधा ॥

આ પ્રમાણે નિશ્ચયાત્મક ચિન્તનરૂપ કથન થાય, તેને જ્ઞાની એકપરત્વ અભ્યાસ જાણે છે. મુમુક્ષુ અથવા સાધકને માટે સદા શ્રવણ-મનન અને એકરૂપ ચિંતનના અનુસંધાનથી અધિક બીજું કોઈ સાધન નથી. માટે એ જ સાધન, એ જ અભ્યાસ, એ જ યોગ, અને એ જ ધ્યાનનું બુદ્ધિને કદી પણ વિસ્મરણ થાય નહિ, એ જ એક પરત્વ છે.

સાધક જ્યારે એવો અભ્યાસ કરશે ત્યારે જ તે સહજ સ્થિતિ પ્રાપ્ત કરશે. પૂર્ણજ્ઞાની આ અભ્યાસને માને છે. તે કહે છે કે, વાહ-વાહ, આ સાધકે બ્રહ્માભ્યાસનો આરંભ કર્યો છે, અને તે અપરોક્ષ જાણીને તત્ ચિંતનાદિ કરે છે, એ બહુ જ ઉત્તમ છે. સાધકને માટે એ સિવાય બીજું સાધન નથી. એના વડે જ તે પૂર્ણતા પ્રાપ્ત કરશે. આ અભ્યાસ સિવાય નિરોધ કરવો વગેરે અનેક અભ્યાસ કષ્ટકારક છે એમ જ્ઞાની માને છે. માટે તેવો અભ્યાસ કરવા વિષે જ્ઞાની સંમત થતો નથી, ને અનુમોદન આપતો નથી. સ્મરણ-અભ્યાસની પ્રવૃત્તિને જ જ્ઞાની અને સાધક એકપરત્વ અભ્યાસ કહે છે. જ્ઞાની અને સાધક સિવાય કર્મ કરનારને, ઉપાસકને તથા હઠયોગીને આ અભ્યાસ પ્રિય નથી; પરંતુ જે બ્રહ્માત્મસંયોગી જ્ઞાની છે તેને આ અભ્યાસ પ્રિય છે. સ્નાન, સંધ્યા અને યાગ ન થાય તો કર્મઠને સર્વ કરવું વ્યર્થ લાગે છે. ભજનપૂજન અને મૂર્તિનું ધ્યાન ન થવાથી ઉપાસકને આ અભ્યાસ અપ્રિય લાગે છે. મુદ્રાદિ સાધનો, પ્રાણાયામ, મૂળબંધ, ધારણા અને બુદ્ધિનો નિરોધ ન થાય તો, આ સ્મરણાભ્યાસ પરમ યોગ હોવા છતાં પણ હઠયોગીને પ્રિય લાગતો નથી. જ્ઞાનીને પ્રિય છે માટે તે સર્વ કર્મનો, ભજન, પૂજનનો અને મનબુદ્ધિના નિરોધની તમામ ખટપટનો ત્યાગ કરીને શ્રવણ-ચિંતન કરે છે. શ્રવણ, ચિંતન, કથન, ધ્યાન અને સદા એકરૂપ અનુસંધાનનો પૂર્ણ બ્રહ્માભ્યાસ જે સાધક કરે છે તે, જ્ઞાનીને પ્રિય લાગે છે.

હે ગવિદત્ત! એવા અભ્યાસ સમક્ષ દેહબુદ્ધિ શી રીતે ટકી શકે? પ્રજ્વલિત અગ્નિમાં જેમ કાપુસ-કાપુસપણાથી રહી શકતું નથી, તેમ આ અભ્યાસથી દેહબુદ્ધિ રહી શકતી નથી. તે સમૂળી જાય છે અને સહજ સ્થિતિ પ્રાપ્ત થાય છે. **દેહબુદ્ધિ કાઢવા માટે જગતમાં આ બ્રહ્મચિન્તનિકા જેવી સમર્થ બીજી કોઈ વિદ્યા જ નથી. ત્રણ પ્રકારના અભિમાન સહિત મૂલાજ્ઞાનને આ બ્રહ્મચિન્તનિકા ખાઈ જાય છે, પછી સર્વ હોય તોપણ ઉત્થાન રહિત સમાધાન પ્રાપ્ત થાય છે.** અજ્ઞાનીઓમાં જેવી દેહબુદ્ધિ દૃઢ છે, તેવી જ્ઞાનીમાં બ્રહ્મબુદ્ધિ દૃઢ થશે. એ જ જ્ઞાનની પરાકાષ્ઠા છે.

देहात्मधिवत् ब्रह्मात्मधि दार्ढ्यें कृतकृत्यता ॥
यदा तदायं म्रियतां मुक्तो नास्त्यत्र संशयः ॥१८॥

'દેહ જ હું છું.' એવી સર્વને દૃઢ દેહબુદ્ધિ થઈ છે, તેવી જ બ્રહ્માત્મ બુદ્ધિ જ્યારે દૃઢ થશે ત્યારે જ કૃતકૃત્યતા થઈ એમ સમજવું. ઉત્થાન રહિત કૃતકૃત્યતા થયા પછી શરીરને જ્યારે મરવું હોય ત્યારે ભલે મરે, પણ તે પૂર્ણ જ્ઞાની જન્મમરણની સંસૃતિથી

નિ:શેષ મુક્ત થયો એ વિષે સંશય નથી. હે રવિદત્ત! તારામાં જેવી દેહબુદ્ધિ દઢ થઈ છે, તેવી જ અભ્યાસથી બ્રહ્મબુદ્ધિ દઢ થશે.

દેહાત્મધિવત્ બ્રહ્માત્મધિ દાર્ઢ્યે કૃતકૃત્યતા ॥

પહેલાં વિચારથી કે અભ્યાસથી લયસાક્ષીનું ખરું જ્ઞાન તને થયેલું છે, ને તેમાં પાછો તેનો ખલ પણ થયો તેથી બ્રહ્માત્મ બુદ્ધિનો નિશ્ચય દઢ થયો, પરંતુ વૃત્તિનો એટલો ખલ કરવો જોઈએ કે વચમાં અર્ધ નિમિષનો અવકાશ પણ જવા દેવો નહિ; ને તો જ ભુલાયા વિના એકતાન બ્રહ્માત્મ વૃત્તિ સદઢ થશે **બ્રહ્માત્માનું ચિંતન, તેનું જ કથન અને પરસ્પર તેનું જ સંવાદન; તથા ગમે તે અવસ્થામાં તેનું જ સ્મરણરૂપ અનુસંધાન રહેવાથી દેહાત્મભાવ તૂટી જાય છે.**

પ્રથમ અજ્ઞાનથી બ્રહ્માત્માને ન જાણીને 'હું દેહ' એવું દઢ અભિમાન, બુદ્ધિએ અનંત કલ્પથી અનંત દેહમાં ધરેલું છે. એક દેહને જાગૃત, સ્વપ્ન સુષુપ્તિ, એવી ત્રણ અવસ્થા છે. તે ત્રણ અવસ્થામાં પણ દેહબુદ્ધિ દઢ થયેલી છે. પહેલાં આ ત્રણ અવસ્થાના ત્રણ અભિમાની કહેલા છે, તે સ્પષ્ટ જાણવા માટે ફરીથી કહું છું.

## ત્રણ અભિમાનીઓનું વિવેચન

જાગ્રતમાં સ્થૂળ દેહનો જ્યારે પ્રત્યક્ષ વિષયોમાં ભોગરૂપી વ્યાપાર થાય છે ત્યારે આ બત્રીસ તત્ત્વોના સંઘને દઢ અભિમાનથી 'હું' એમ કહે છે. તેનુ અભિમાન ભુલાતું નથી. પછી બીજાને મારુ-મારું કહીને સર્વ પદાર્થ મેળવવા મથે છે. એ રીતે દેહનુ હું પણું અને અન્ય મારું, એ ભારે બોજો માથે લઈને બેઠો. આ હું અને મારું એ બે પ્રકારનુ અભિમાન લેનારને **વિશ્વાભિમાની** કહે છે.

પ્રત્યક્ષ વિષય વિના, જાગૃતના સંસ્કારથી ઇન્દ્રિયો દ્વારા બહિર્મુખ નહિ થતાં, અંતઃકરણમાં સ્વપ્નાવસ્થા થાય છે તેમાં અગાઉનું કરેલું બધું યાદ કરે છે. અને પછી 'અમુક કરીશ,' એમ કર્તાપણાની મિથ્યા ગર્જના કરે છે. જે જે પુણ્ય-પાપ કર્યાં છે તે તે ભોગવીશ અને પછી પણ મારા સામર્થ્યથી સુખ ભોગવવા માટે પુણ્ય-પાપ કરીશ.' એવો **કર્તા-ભોક્તાપણાનો દૃઢ અધ્યાસ અંતરમાં હોય છે. એ જ જન્મમરણ દેનારો તૈજસ-અભિમાની સમજવો.**

જાગૃત અને સ્વપ્નનો લય થયા પછી **સુષુપ્તિ અવસ્થામાં જે અજ્ઞાનપણાનું અભિમાન ધરનારો છે તે ઉત્પત્તિના બીજરૂપ પ્રાજ્ઞ અભિમાની છે.**

એ પ્રમાણે જાગૃતમાં હું અને મારું ' એ વિશ્વાભિમાન, સ્વપ્નમાં 'કર્તા-ભોક્તા ' એ તૈજસ અભિમાન અને સુષુપ્તિમાં અજ્ઞાન, એ જ પ્રાજ્ઞ અભિમાન છે. એમ સ્થૂળ—સૂક્ષ્મ અને કારણ; એ ત્રણ દેહનું ત્રણ પ્રકારનું અભિમાન છે તે અભિમાન, પ્રાણી મૂકતો નથી તેથી કરોડો કલ્પથી, અનહોતાં જન્મમરણ પામે છે. એ તો થઈ અજ્ઞાનીઓની વાત; પરંતુ અભ્યાસથી અને વિચારથી જેને અત્યારે લયસાક્ષીનું જ્ઞાન થયું છે તે પણ પહેલાના અધ્યાસને છોડતો નથી. દેહ, પ્રાણ, વગેરે બત્રીસ તત્ત્વો હું નથી. એ બધાં ખોટાં છે, અને હું તેનથી જુદો સત્યસ્વરૂપ બ્રહ્માત્મા છું; એમ ત્રણ પ્રતીતિથી જાણેલું છે તો પણ એકાએક આ દેહાદિકનો પૂર્વાધ્યાસ છોડતો નથી, પણ હરેક પ્રસંગે 'હુ દેહ' એવી દેહબુદ્ધિ ગુપ્ત અથવા પ્રગટપણે હ્યે છે, તે જ આગળ વર્ણન કરી સમજાવું છું

## અભિમાન કાઢવાનો ઉપાય

ઉપર કહેલું દુસ્તર અભિમાન, તતચિન્તનાદિ સાધનથી સમૂળું જાય છે. 'અહંબ્રહ્માસ્મિ' એ ચિંતન, જે લયસાક્ષી જ્ઞાન થયેલું છે તેજ બ્રહ્મ હું છું એમ સતત સ્મરણ કરવુ. જરા પણ ભૂલવું નહિ, તેમજ દેહાદિક હું નથી, એ વાતનું પણ નિરંતર સ્મરણ રાખવું. લેશ માત્ર વિસ્મરણ પડવા દેવું નહિ. જગત મિથ્યા, બ્રહ્મ સત્ય; એ વાતનું એકતાન અનુસંધાન રાખવું. બત્રીસ તત્ત્વનું આ સર્વ જગત રજ્જુસર્પવત્ મિથ્યા છે અને હું બ્રહ્મ સત્ય છું. એટલા નિશ્ચયનું સ્મરણરૂપ

અનુસંધાન, સદા એકતાન જાગે ત્યાંથી તે રાત્રે ઊંઘમાં પડે ત્યાં સુધી અથવા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી સાધકે રાખવું જોઈએ. કયારેક મનનરૂપ ચિંતન કરવું, કયારેક વાણીથી કથન થાય, એ સર્વમાં મુખ્ય હેતુ એ જ કે લય સાક્ષીનું વિસ્મરણ પડે નહિ. કેવળ ધ્યેયાકાર વૃત્તિ કરવી. તે તદાકાર રૂપે જ ઊઠીને પુન: લીન થાય અને જ્યારે બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે તેને બ્રહ્માત્માની યાદ આપવી. એવો સદઢ છંદ લાગે છે ત્યારે પ્રથમના અધ્યાસ સહિત દેહબુદ્ધિ, કયાંય પણ ન રહેતાં રુમૂળી જાય છે, અને બ્રહ્મબુદ્ધિ દઢ થાય છે. જેમ જેમ બ્રહ્મબુદ્ધિ દઢ થાય છે, તેમ તેમ દેહબુદ્ધિ હટે છે. પૂર્ણ જ્ઞાનીની દેહબુદ્ધિ નિર્મૂળ થવાથી તેને સહજ સ્થિતિ પ્રાપ્ત થાય છે, પરંતુ સાધકે તો સ્મરણનો અભ્યાસ જ કરવો જોઈએ. દેહાદિક હું નથી તો તેનું વર્તન હું શા માટે માથે લઉં? ગમે તે અવસ્થામાં તેનું ગમે તેવું વર્તન ભલેને થાય! તેમાં મારું શું જાય છે? એવો નિશ્ચય એકસરખો કરતા રહેવું. તેમજ બ્રહ્માભ્યાસ પણ કાયમ એકસરખો જ કરતા રહેવું. બત્રીસ તત્ત્વોનો સમુદાય સ્ફુરે તો તુરત બળપૂર્વક તેનો ત્યાગ કરવો. આ પ્રમાણે સ્મરણરૂપ અભ્યાસથી ત્રણ પ્રકારનું હુંપણું આપોઆપ નષ્ટ થાય છે. પછી જેવી દેહબુદ્ધિ દઢ થઈ હતી તેવી જ બ્રહ્મબુદ્ધિ દઢ થાય છે એ બધું એકદમ સાધી શકાતું નથી. ધીરે ધીરે સાધવું. પછી પોતાનો પૂર્વ સ્વભાવ છોડીને વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ નાશ પામે છે અને બ્રહ્માત્મા એકલો એક બાકી રહે છે. માટે સ્મરણરૂપ અભ્યાસ ન છોડતાં તત્ચિંતનાદિ એકપરત્વ અભ્યાસ કરવો. તેથી ત્રણ અભિમાન જશે ને બ્રહ્માત્મા શેષ રહેશે, એ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું; પણ કાયમ અનુસંધાન એકતાન કરવું જોઈએ; તે સિવાય ઉપર કહેલી વાત બની શકે તેમ નથી. અને દેહબુદ્ધિ ગયા વિના પારમાર્થિક સંપત્તિ મળતી નથી; માટે જેને ખરેખર તરવું હોય તેણે એવું અનુસંધાન રાખવું. પછી દેહબુદ્ધિ જશે, બ્રહ્મબુદ્ધિ દઢ થશે અને ત્રણે અભિમાન ગળી જશે.

### ત્રણે અભિમાનના નિ:શેષનાશની અવધિ

'હું અને મારું' એવા બે પ્રકારના અભિમાનનો ક્ષય, બ્રહ્માત્માના સ્મરણરૂપ અભ્યાસથી થાય છે. વિચારથી લયસાક્ષીનું જ્ઞાન થયું, તો પણ 'હું અને મારું' એકાએક નિર્મૂળ થતું નથી, અને હું બ્રહ્મ છું એમ સમજાયું તો પણ બુદ્ધિવૃત્તિ ઉત્પન્ન થઈને દેહનું 'હુંપણું' લીધા વિના રહેતી નથી. વિક્ષેપ અને આવરણ ગયું તો પણ તેને આ ગુપ્ત અથવા પ્રગટ હુંપણું ઉત્પન્ન થાય છે. હું દેહ, એમ માન્યું કે તુરત આપોઆપ મારાપણું આવશે.

**પ્રગટ હુંપણું**—હું અમુક કુળનો, અમુક આશ્રમી, અમુક વર્ણનો અને અમુક ગામમાં રહેનારો છું એવા ઉદ્દગાર બુદ્ધિમાંથી જ્યારે નીકળે ત્યારે તે પ્રગટ હુંપણું સમજવું.

**ગુપ્ત હુંપણું**—પ્રગટપણે નહિ પણ અંતઃકરણમાં સહજ દેહ-ઇન્દ્રિયાદિનું સુંદરપણું-સારાપણું લાગે તેને ગુપ્ત હુંપણું સમજવું.

ગુપ્ત કે પ્રગટ હુંપણું ઉત્પન્ન થાય છે ત્યારે બ્રહ્મબુદ્ધિનો નાશ થાય છે. પછી જે પહેલેથી ભેળું કર્યું હોય તેને મારું માને છે. 'મારાપણા'ના પણ ગુપ્ત અને પ્રગટ, એવા બે પ્રકાર છે.

**પ્રગટ મારાપણું**-'અમુક મારાં છે' એવો પ્રગટ ઉદ્દગાર નીકળે તે પ્રગટ મારાપણું.

**ગુપ્ત મારાપણું**-કંઈ નુકસાન થતાં ગુપ્ત રીતે અંતઃકરણમાં અરેરાટી-કકળાટ-કષ્ટ થાય તે ગુપ્ત મારાપણું છે.

### વિશ્વાભિમાન ગયાની નિશાની

ગુપ્ત અને પ્રગટ, હુંપણું તથા મારાપણું, લાંબા વખતના અભ્યાસથી નાશ પામે છે. એક બ્રહ્મ સિવાય બીજા તમામ પદાર્થ મિથ્યા છે, એમ વિવેચન

થયેલું હોવાથી તે સર્વ પદાર્થ મિથ્યા નિષ્ફળ છે એવું સ્મરણમાં રાખવાથી મારાપણું જાય છે. વિક્ષેપથી મારાપણાનું સ્ફુરણ થાય ત્યારે 'મિથ્યા' એમ જો યાદ કરે છે તો, તુરત તે લય પામે છે, અને ફરી ઉત્પન્ન થાય છે! પરંતુ તે મારાપણું ફરીથી ઉત્પન્ન થાય તે પહેલાં તેના મિથ્યાપણાનું સ્મરણ કરવું. એ રીતે મારાપણું મૂળમાંથી જાય ત્યાં સુધી ઉપર કહ્યા પ્રમાણે સ્મરણરૂપ અભ્યાસ કરવો.

## મારાપણું મૂળમાંથી ગયાની નિશાની

અમૂલ્ય વસ્તુનો નાશ થાય તોપણ અંતઃકરણ કકળતું નથી. આંત દુઃખરૂપ હતું તે નાશ પામ્યું અને અતિ સુખદેનાર ઈન્દ્રપદ પ્રાપ્ત થયું પણ ગુપ્ત રીતે હર્ષ નહિ થતાં જેવું પહેલાં અંતઃકરણ હતું તેવું નિર્વિકાર છે. અતિ સુખ દેનારો પદાર્થ નાશ પામે ને અતિ દુઃખ દેનારો પદાર્થ પ્રાપ્ત થાય ત્યારે ગુપ્ત રીતે પણ અંતરમાં ખેદ ઉત્પન્ન થતો નથી. જેવી રીતે રસ્તે જતો મુસાફર કોઈ પરાયાને ઘેર રોકાય ને ઘરવાળાનું ધન ચોરલોકો ચોરી જાય અથવા તેની સુંદર સ્ત્રી મરી જાય, તે બધું પોતાની નજરે જુએ છે છતા તે માટે જેમ તે મુસાફરને ખેદ જેવું ન લાગતાં તેનું મન સ્વસ્થ રહે છે, તેમ પોતાનાં ધન અથવા કુટુંબની હાનિ થાય ત્યારે ન કકળતાં મન સ્વસ્થ રહેવું જોઈએ. અથવા મુસાફર જેને ઘેર રોકાયો હોય તે ઘરવાળાને મોટો લાભ થાય છે તે મુસાફર પોતે જુએ છે. પણ તેને હર્ષ જેવું લાગતું નથી. તે જ પ્રમાણે ઈન્દ્રની સંપત્તિ આપણને પ્રાપ્ત થાય તોપણ ચિત્તમાં હર્ષ થાય નહિ. એ રીતે પોતાના પદાર્થોમા પરાયાપણાનો સંબંધ રાખીએ તો પછી હર્ષ–ખેદ શી રીતે ઉત્પન્ન થાય? વધારે શું કહેવું? નાભીના અંદરના મૂળમા કષ્ટકારક પીડ થાય છે તે થવા દેવી નહિ. (જ્યારે મોટું નુકસાન થાય છે ત્યારે ફાળ પડે છે—ફડકો પડે છે અને મોટો લાભ થાય ત્યારે સારું લાગે છે. એ બન્ને પ્રકારની અસર નાભી નીચે પરાવાણીના સ્થાનમાં થાય છે.) તે પીડ નહિ થાય તો મોટો લાભ કે હાનિ થયા છતાં અંતઃકરણમાં હર્ષ-ખેદ ઉત્પન્ન થવાનો નહિ. **બીજાના દેહનો નાશ થાય ત્યારે જેમ ખરાબ લાગતું નથી, તેમ પોતાના દેહનો નાશ થાય ત્યારે ખરાબ લાગે નહિ, એવી ખરી દૃઢતા થઈ જાય ત્યારે જ મારાપણાની ભૂલ, મૂળમાંથી ગઈ એમ સમજવું. અર્થાત્ એ પ્રમાણે પોતે પોતાના અંતરમાં અનુભવ કરીને જોઈ લેવું. દૃઢ સમાધાનને લીધે અંતઃકરણ જો કકળે નહિ–કષ્ટ પામે નહિ, તો મારાપણું ગયું એમ સમજવું.** કોઈ ઉપર–ઉપરથી 'મારું કાંઈ નથી' એમ બોલે છે અને પ્રિય વસ્તુની હાનિ થાય ત્યારે અંતઃકરણમાં કકળે છે, તેને આત્મઘાતી સમજવો. સાધકે એવા આત્મઘાતી થવું નહિ પણ **હાનિ કે લાભથી પોતાનું અંતઃકરણ હર્ષ-શોકનો વિકાર પામે છે કે કેમ, એ જોવું; અને તેમાં ગુપ્તરીતે પણ હર્ષ-શોક થાય નહિ એવો અભ્યાસ કરવો. હર્ષ-શોક જ્યારે મૂળમાંથી જાય ત્યારે જ શાન્ત થવું.** આ, 'મારાપણું' ગયાની અવધિ કહી; પરતુ જ્યારે **દેહનું હુંપણું જશે ત્યારે જ મારાપણાનો નાશ થશે. જ્યાં સુધી ગુપ્તરીતે પણ દેહનું હુંપણું રહે ત્યાં સુધી મારાપણું નષ્ટ થતું નથી.** જાણવાને માટે જ પહેલાં મારાપણાની અવધિનું લક્ષણ કહ્યું છે; ખરી રીતે તો પહેલાં હુંપણું જાય ત્યારે જ મારાપણું સહેજે જાય છે. હું પણું **કાઢવા સારુ 'હું સ્વયં બ્રહ્મ છું.' એવો સ્મરણરૂપ અભ્યાસ કરવો.** સ્ફૂર્તિવૃત્તિથી લય સાક્ષી પદ જોવું. બુદ્ધથી તેનો નિશ્ચય કરવો. મનથી તેનું જ મનન કરવુ અને વાણીથી તેનો જ ઉચ્ચાર કરવો. સ્ફૂર્તિથી દેહ પર્યંતનો સમુદાય હું નથી, પણ હું આત્મા છુ, એવું એકતાન સ્મરણ રાખવું. જો પૂર્વાભ્યાસથી દેહનું ગુપ્ત કે પ્રગટ હુંપણું ઊઠવા લાગે, તો તુરત વિચાર કરીને 'અહં બ્રહ્માસ્મિ'ના સ્મરણદ્વારા, તે દેહના હુંપણાને હઠાવી દેવું. 'અહં-બ્રહ્માસ્મિનું વિસ્મરણ, એક ક્ષણભર સુધાં પડવા દેવું નહિ. જો વિસ્મરણ ન પડે, તો પછી દેહનું હુંપણું ઊઠવાનો અવકાશ જ રહેવાનો નહિ. 'હું બ્રહ્મ' એવો નિશ્ચય વધે છે ત્યારે 'હું દેહ' એ ભાવ દબાય છે. માટે સાધકે 'અહંબ્રહ્મ'નો સ્મરણરૂપ અભ્યાસ કરવો, ને મિથ્યા દેહભાવને મારી નાખવો.

## હુંપણું મૂળમાંથી ગયાનું લક્ષણ

હુંપણું નિઃશેષ ગયા પછી કોઈપણ અવસ્થામાં 'હુ દેહ છું' એવું સ્ફુરણ થતું નથી. જાગૃતમાં વ્યવહાર થાય ત્યારે, હું અમુક વર્ણનો, અમુક આશ્રમી, અમુક નામનો અથવા સુખી કે દુઃખી છું એવું જો કે વર્તન થાય છે, પણ તેમાં 'હુંપણું' સ્ફુરતું નથી. એવી જાગૃતમાં દૃઢતા થાય, ત્યારે તેને સ્વપ્નમાં પણ 'હુંપણું' સ્ફુરતું નથી; પરંતુ સ્વપ્નદેહમાં 'અહંબ્રહ્માસ્મિ'નો અનુભવ આવે છે. અધિક શું કહેવું? ગાઢ સુષુપ્તિમાં અજ્ઞાન રહિત લય સાક્ષી રહે છે ત્યારે, કોઈ 'રવિદત્ત' કહીને પોકાર કરે, તો તેમાંથી ઊઠીને બોલે છે, પરંતુ **'હું નામરૂપ આકારવાળો નથી, પણ હું તો અવિકારી બ્રહ્મ છું.' આ અનુભવ યાદ કરીને પછી વ્યવહાર કરે છે.** આ પ્રમાણે **કોઈપણ અવસ્થામાં અથવા ગમે તે વ્યાપારમાં દેહ ક્રિયા કરતો હોય ત્યારે તેને અનુસરે છે પરંતુ 'હું દેહ' એવું અંતરમાં ગુપ્ત રીતે પણ સ્મરણ કરતો નથી.** સ્વપ્ન અને સુષુપ્તિના અંતમાં જો સ્ફુર્તિ, દેહાદિકનું સ્મરણ કરતી નથી તો પછી જાગૃતમાં તો જ્ઞાનની વિપુલતા છે, તેથી ત્યાં 'હુપણું' સ્ફુરવાનો અવકાશ જ ક્યાં મળવાનો છે? જ્યારે દેહબુદ્ધિ સમૂળી જાય, ત્યારે અંતરમાં દેહબુદ્ધિનો લય થયો, એમ પોતે પોતાની મેળાએ જોવું. (અનુભવવું.) દેહ પહેલાંની જેમ વ્યવહાર કરે તો પણ જો 'હુંપણું' જરાય ઊઠે નહિ તો સમજવું કે મારાપણા સહિત હુંપણું ગયું.

જો દેહનું હુપણું સ્ફુરતું નથી, તો મારાપણું પણ સ્ફુરવાનું નહિ. એ રીતે 'હું અને મારું' એ બે પ્રકારનો વિશ્વાભિમાન ગયો, એમ અંતરમાં અનુભવપૂર્વક જોવું. તેના ગયાની પૂર્ણ ખાત્રી થયા પછી વાણીથી 'હું અને મારું' કહેવામાં કશો બાધ નથી. ઉપર-ઉપરનું હું અને મારાપણું હશે તો ચાલશે. પરંતુ અંતરમાં દેહબુદ્ધિનો અંકુર પેદા થાય નહિ, એવો સમૂળો 'હું અને મારાપણાનો' ભાવ નીકળી જવો જોઈએ. એમ હું અને મારાપણું જાય ત્યારે સાધકે સમજવું કે, વિશ્વાભિમાનના નાશની પરાકાષ્ઠા થઈ. અંતરમાંથી વિશ્વાભિમાન નહિ જતાં ખાલી ઉપરઉપરથી માત્ર હું અને મારું નો વાણીથી ઉચ્ચાર કરે નહિ અને અંતરમાં 'હું સુખી થાઉં' એવો જો ભાવ રાખે તો તે નિરભિમાની છે એમ સમજવું નહિ. સાધકે જો ખરેખર તરવું હોય તો 'હું અને મારાપણું' અંતઃકરણમાંથી સમૂળું કાઢી નાખવું. અથવા તેમ થવા માટે ઉપર કહ્યા પ્રમાણે વિશ્વાભિમાન સમૂળો નાશ પામે ત્યાં સુધી અભ્યાસ કરવો. હું પણું ઊઠવાનું બિલકુલ બંધ થયું, એવો તેનો ખરો અનુભવ આવે ત્યારે સમજવું કે વિશ્વાભિમાનનું નિકંદન નીકળી ગયું! **'અહંબ્રહ્મ' અભ્યાસથી જ્યારે વિશ્વાભિમાન સમૂળો નાશ પામે, ત્યારે સ્થૂળ દેહનું ઉલ્લંઘન કર્યું; અર્થાત્ અન્નમય કોશમાંથી છૂટ્યા એમ સમજવું.** વિશ્વાભિમાન ગયો, પણ તૈજસ અભિમાન રહ્યો છે, તે ભ્રાન્તિથી 'હુ કર્તા-ભોક્તા' એમ ગુપ્ત અથવા પ્રગટપણે સ્ફુરે છે. શી રીતે સ્ફુરે છે, તે હવે કહું છું.

## તૈજસ્ અભિમાન સમૂળું ગયાનું લક્ષણ

દેહેન્દ્રિયના સમુદાય વડે સર્વ પ્રકારનું વર્તન થયા વિના રહેતું નથી. તેમજ અંતઃકરણ ચતુષ્ટય ચિંતન કર્યા વિના પણ ખાલી રહેતું નથી. એ બધું સહજ સ્વાભાવિક થાય છે. પરંતુ સાધક મનમાં સંકોચ પામીને કહે છે કે એ બંધ થતું નથી, તેથી તે કરેલું કર્મ સર્વ મારે પોતાને ભોગવવું પડશે. જે કર્યું તે ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી, એમ અનેક શાસ્ત્રો કહે છે, તેથી તે મારે પોતાને ભોગવવું જ જોઈશે, માટે સર્વની ક્રિયા બંધ રાખવી, એટલે પછી આપણને કાંઈ જ ભોગવવું પડશે નહિ.

**પ્રગટ તૈજસ્**–પુણ્યાત્મક થાય તો ઉત્તમ ગતિ મળશે. અને પાપાત્મક થાય તો અધમ ગતિ મળશે, એવું જ્યારે અંતરમાં સ્ફુરે છે ત્યારે તે પ્રગટ તૈજસ છે એમ સમજવું.

**બ્રહ્મજ્ઞાન થયા પછી, લય સાક્ષી સર્વથી નોખો છે એમ જાણી લીધું તો પણ પૂર્વાધ્યાસને લીધે જે શુભાશુભ થશે તે માથે લેશે.** પાપાત્મક છોડીને પુણ્યાત્મક થવા લાગે ત્યારે ઉલ્લાસથી ચિત્તમાં હર્ષ થશે. આ પ્રગટ તૈજ

સમજવો. ક્ષણાંતર એમ લગાડે કે, હું અસંગ, અ-કર્તા, નિર્વિકાર અખંડ છું. અને ક્ષણાંતર લગાડે કે હું કર્તા–ભોક્તા છું. જ્યારે પુણ્યને બદલે પાપ થવા લાગશે ત્યારે ચિત્તમાં અતિ ખેદ થશે. આ પણ પ્રગટ તૈજસ. આ પ્રમાણે જે પ્રગટ તૈજસ અભિમાન છે, તે જન્મમરણ દેશે જ; પણ જે ગુપ્તરૂપે અંતઃકરણમાં તૈજસ અભિમાન ઊઠે છે, તે પણ જન્મમરણમાં નાખ્યા વિના રહેતો નથી. હવે ગુપ્ત તૈજસનું રૂપ કહું છું.

ગુપ્ત તૈજસ્-ગુપ્ત તૈજસ, મનબુદ્ધિમાં વિશેષ રૂપે જાણવામાં આવતો નથી, પરંતુ તે સામાન્યવૃત્તિમાં સ્ફુરે છે. તે આ રીતે :–કોઈ પુણ્ય અથવા પાપ થયું ન હોય છતાં પણ, અને વૃત્તિએ વિશેષરૂપે ગ્રહણ કર્યું ન હોય તો પણ, સહજ હર્ષાકારતા ઊઠે છે. તેવી જ રીતે કર્મબળથી પુણ્યને બદલે પાપ થવા લાગે, તેને બુદ્ધિએ વિશેષ રૂપે જાણ્યું નથી, પરંતુ સામાન્ય વૃત્તિમાં સહજ ખેદ લાગે છે આ પ્રમાણે વિશેષ રૂપે નિશ્ચયમાં ન આવતાં સામાન્ય રૂપે હર્ષ-ખેદ સ્ફુરે ત્યારે તે ગુપ્ત તૈજસ અભિમાન સમજવો.

(શિષ્ય જો તૈજસ, વિશેષ રૂપે પ્રગટ નથી, તો બાધક કેમ થશે?

ગુરુ-હે રવિદત્ત! તું વિચાર કરીને જો, સર્વની ઉત્પત્તિનું બીજ આ ગુપ્ત તૈજસ છે. એ બીજ જો ગુપ્તરૂપે રહેલું છે, તો વિશેષરૂપે ઉત્પન્ન થશે જ. તે માટે ગુપ્ત રીતે પણ વૃત્તિને હર્ષ–ખેદાકારતા લાગે નહિ, એટલા સારુ અભ્યાસ કરવો જોઈએ.

**"અહંબ્રહ્માસ્મિ"નું એકતાનસ્મરણ કરવું, તે વિના બીજું બધું મિથ્યા. એ ન ભૂલતાં વૃત્તિએ સ્મરણ કરવું. એ રીતે અભ્યાસ કરે છે ત્યારે, ગુપ્તરૂપે તૈજસ્ અભિમાન ઊઠતું નથી. માટે જ અભ્યાસ કરીને તૈજસ અભિ-માન નિઃશેષ કાઢશો ત્યારે લયસાક્ષી જાણ-વામાં આવશે. તે લયસાક્ષીને જાણ્યા પછી ભવબંધનનો નાશ થશે.** લયસાક્ષીને જાણ્યા પછી પણ જો ગુપ્ત તૈજસને રહેવા દેશો તો મોક્ષ-પ્રાપ્તિ થશે નહિ. ગુપ્ત તૈજસ્ રહે તો પણ મોક્ષ થાય છે, એમ જો કોઈ ગુરુ કહે તો તે ગુરુને ખોટો સમજવો. જેને ખરેખર તરવું હોય તેણે યથાર્થ અભ્યાસ કરવો. અભ્યાસથી તૈજસ અભિમાનનો નાશ થાય છે. તે તૈજસ અભિમાનની અવધિ કહું છું.

## તૈજસ્ અભિમાન નિર્મૂળ થયાની અવધિ

તૈજસ અભિમાન ગયાનું લક્ષણ હું કહું છું તે પ્રમાણે: ગુપ્ત કે પ્રગટ તૈજસ ઊઠે છે કે નથી ઊઠતો તે સાધકે અંતરમાં ઓળખીને જોવું. આ દેહ ગમે તે ક્રિયા કરો, તે પુણ્ય કે પાપ કરવા તૈયાર થાઓ, મન-બુદ્ધિ જોઈએ તે ચિંતન કરો, વાણી જોઈએ તે બડબડો, વધારે શું કહું ? સર્વ જગતનો પોતાના હાથે વધ થાઓ અથવા સર્વનું રક્ષણ થાઓ, કે સર્વને ઉત્પન્ન કરો; પરંતુ તેને હર્ષખેદ ઉત્પન્ન થતો નથી.

અહા! આ હું શું પાપ કરવા લાગ્યો! મૂળથી જ મેં પુણ્યનું આચરણ કર્યું નથી. અથવા પાપ ન કરતાં ખૂબ પુણ્ય જ કર્યાં; એવો ખરખરો, અંતર-માં ગુપ્તરૂપે પણ ઉત્પન્ન થતો નથી; પરંતુ એમ જ સ્વાભાવિક વર્તનારનો પરોક્ષ રીતે તમાસો જુએ છે. સ્ફુર્તિથી માંડીને દેહ પર્યંત સર્વ સમુ-દાયને પરાયાપણાથી વર્તતો દેખે છે. તેમજ પોતાનું શરીર કે પોતાનું સગું તથા બીજાનું શરીર અને સગા મળીને જે આ સર્વ જગત ભાસે છે તેને ચાવી ચડાવેલા યંત્ર જેવું જુએ છે અને ભીંત ઉપર કાઢેલાં ચિત્રોમાં પોતાનો દેહ કાઢેલો છે તેથી તે સર્વ ચિત્રોને કાઢવા કે ભૂંસવાનું તેને આશ્ચર્ય નથી લાગતું. પછી પાપ-પુણ્ય ક્યાં રહે ? પોતાના દેહને 'હું' માનતો નથી અને આ સર્વ જગત પણ ગંધર્વનગર પ્રમાણે મિથ્યા છે. તો પછી કોણ મરે છે; કોણ જિવાડે છે ને કોણ જીવે છે? આ પ્રમાણે કર્તાપણું જરા પણ ઉત્પન્ન થતું નથી. શુભ-અશુભ સર્વ વ્યાપાર સહજ થતો હોય, પણ હવે અમુક વ્યાપાર ચાલે છે એમ જેને લાગતું જ નથી, તે ગમે તે વ્યાપારમાં વર્તવા છતાં કર્તાપણું અથવા મેં આ કર્યું એવું જેને લાગતું જ નથી, તો પછી

ગુપ્ત કે પ્રગટ હર્ષખેદ કેવી રીતે ઉત્પન્ન થાય? સર્વ વ્યાપારમાં વર્તવા છતાં કર્તાપણાનો ભાવ ઊઠે નહિ, અને ગુપ્તપણે ઊઠતા હર્ષશોકને આશ્રય મળે નહિ, તો ગુપ્ત હર્ષખેદ ઉત્પન્ન થાય નહિ. કર્તાપણું જ્યારે મૂળમાંથી જાય છે ત્યારે ભોક્તાપણું સહેજે નષ્ટ થાય છે. કર્તા-ભોક્તાપણાનો નાશ થાય ત્યારે પ્રત્યક્ષ વિઘ્ન ગયું એમ સમજવું અને હાલ જે ભોગ મળે છે તે માયિક છે. આ પ્રમાણે કર્તા અને ભોક્તા, એમ બે પ્રકારથી વિક્ષેપ કરનારો તૈજસ અભિમાન નિર્મૂળ થયો. પછી ગમે તે વ્યાપાર કરવા છતાં તૈજસ અહંસ્ફૂર્તિ સ્ફુરે નહિ તો તૈજસ્ અભિમાની નિઃશેષ ગયો, એમ પોતે પોતાના અંતરમાં અનુભવથી જાણી લેવું.

શિષ્ય-વ્યાપાર થાય ત્યારે અહંસ્ફૂર્તિ ઉત્પન્ન થાય નહિ અને જે વખતે વ્યાપાર થતો ન હોય ત્યારે તેનો રોધ કરાય તો?

ગુરુ-હે રવિદત્ત! તારી શંકા નિરર્થક છે. કારણ કે જ્યારે વ્યાપાર ન હોય ત્યારે દેહાભિમાન ઉત્પન્ન થતું નથી. એમ છે, છતાં જો રોધ કરીશ તો, નિર્વ્યાપારરૂપી સમાધિ વિસર્જન થયા પછી જ્યારે દેહબુદ્ધિ ઊઠશે ત્યારે, 'હું દેહ' એવું અભિમાન લેશે. માટે નિર્વ્યાપારમાં અહંસ્ફૂર્તિનો નિરોધ કરવો નહિ. બુદ્ધિથી લઈને દેહ પર્યંત જે વ્યાપાર થતો હોય તે ભલે થાય, પરંતુ ત્રણે અવસ્થામાં ગુપ્તરૂપથી પણ અહંસ્ફૂર્તિ ઊઠે નહિ. અહંસ્ફૂર્તિ જરા પણ ઊઠતી નથી એમ પોતાને પોતાની મેળાએ સમજાય ત્યારે તૈજસ્‌ના ઉત્થાનનો ક્ષય થયો એમ જાણવું. કોઈ અભ્યાસ વિના અંતરમાં અહંસ્ફૂર્તિ ઊઠે છે ત્યારે ખાલી અમસ્તું અકર્તાપણું બતાવે છે; તે અકર્તાપણું બતાવનાર મનુષ્ય મુક્ત નથી એમ સમજવું.

તૈજસ્ ખરેખરો નાશ પામ્યો એમ પોતાને અંતરમાં અનુભવ થવો જોઈએ. ગમે તે વ્યાપારમાં પણ તેનું ગુપ્ત રૂપથી ઊઠવું નષ્ટ થાય ત્યાં સુધી અભ્યાસ કદી પણ છોડવો નહિ. અભ્યાસ છોડવામાં નહિ આવે તો નિઃસંશય તૈજસ નો ક્ષય થશે. જો તેના વાસ્તવિક ક્ષયનો અનુભવ આવશે તો, તે સાધ્યરૂપ થયો એમ સમજવું. સર્વ વ્યાપાર થયા કરે છતાં તેનો વિક્ષેપ સ્ફુરે નહિ, એવો સમૂળો તૈજસ્ મરે, ત્યારે સમજવું કે, સાધકે સ્વપ્ન સહિત સૂક્ષ્મ દેહનું ઉલ્લંઘન કર્યું. તૈજસ્ નાશ પામે છે ત્યારે પ્રાજ્ઞ અભિમાન રહે છે તેનું લક્ષણ કહું છું.

## પ્રાજ્ઞ અભિમાન નિર્મૂળ થયાનું લક્ષણ

જ્યારે વાસ્તવિક અકર્તાપણું થાય છે ત્યારે તૈજસનું સ્ફુરણ લોપાય છે અને સહજ સ્થિતિથી વર્તવા લાગે છે, એ સહજ સમાધિ. સદા વૃત્તિ એકતાન બ્રહ્માકાર, બીજો કિંચિત્ ઉદ્ગાર પણ સ્ફુરતો નથી, અને આ જગત અથવા આ હું, એવો ઉચ્ચાર પણ થતો નથી; પણ ઓતપ્રોત એક બ્રહ્મ-આત્મા રહે છે એવી સહજ સમાધિમાં બીજી કોઈ પ્રકારની સ્ફૂર્તિ નથી; પરંતુ ત્યાં ધ્યાતા, ધ્યેય, ધ્યાન એ ત્રિપુટી રૂપે સહજ મૂલાજ્ઞાન રહે છે. એ મૂલાજ્ઞાન શું છે તે કહું છું.

### મૂલાજ્ઞાન

'હું અકર્તાપણાથી અખંડ એકરસમાં સમાધાન પામ્યો.' એમ સમાધાનરૂપ અનુભવનું હુંપણું સ્ફુરે છે, તે બ્રહ્મ-આત્મા નથી પણ પ્રત્યક્ષ દેહાદિકનો અધ્યાસ લીધેલો છે. પોતે શુદ્ધ અનુભાવ્યરૂપ હોવા છતાં જુદાપણાથી અનુભવ કરનારો થયો એ જ પોતાના બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ સમજવું. એ જ મૂલાજ્ઞાન છે. મૂલાજ્ઞાન સિવાય બ્રહ્માત્મા માયાથી ઉત્પન્ન થયો અને તે અનુભવરૂપ સમાધાન પામ્યો, એ સહસા બની શકતું નથી. પણ તેણે બીજાનો અધ્યાસ લીધો અને હું બ્રહ્મસુખ પામ્યો, એવું હુંપણું લીધું. એ જ વિસ્મરણરૂપ ભિન્નપણું થયું. અને તેને જ કારણ-દેહનો અભિમાની પ્રાજ્ઞ કહે છે. આ પ્રાજ્ઞ પણ ગુપ્ત અને પ્રગટ એમ બે પ્રકારથી ઉત્થાન પામે છે.

**પ્રગટ પ્રાજ્ઞ**-'હું સુખી' એવું વૃત્તિને જે ભાન, એ પ્રગટ પ્રાજ્ઞ. તેમજ હું ધન્ય છું, કે સર્વ સંઘને છોડીને મુક્ત થયો. હું જ અભિન્નતા પામ્યો; માટે ધન્યતા માને છે તેને પ્રગટ પ્રાજ્ઞ સમજવો.

**ગુપ્ત પ્રાજ્ઞ**-વિશેષ વૃત્તિ નહિ, પણ સામાન્ય વૃત્તિ

બ્રહ્મસુખને અનુકૂળ થઈને માત્ર સમાધાનની તૃપ્તિ લે છે; આ ગુપ્ત રૂપે પ્રાજ્ઞ સમજવો.

ઉપર કહ્યા પ્રમાણે બે પ્રકારનો પ્રાજ્ઞ હોવાને લીધે જે અભિન્નતા થાય છે તે પૂર્ણ અભિન્નતા છે એમ સમજવું નહિ. શુદ્ધ સ્વરૂપમાં કેવળ અભિન્નતા થવાની બાકી છે. બીજરૂપ આ મૂલાજ્ઞાન જ ઉત્પત્તિનું કારણ છે. પ્રાજ્ઞ અભિમાનમાંથી વિશ્વ-તૈજસની ઉત્પત્તિ થાય છે.

ઉત્પત્તિનું મૂળ બીજ પ્રાજ્ઞ જેમનો તેમ રહેવાથી વિશ્વ તૈજસ ગયા હોય તો પણ એમ સમજવું કે, તે પહેલાંની જેમ ફરીવી ઉત્પન્ન થશે! માટે મૂલાજ્ઞાન સહિત, બીજરૂપ પ્રાજ્ઞ અભિમાનનો અંત આવશે ત્યારે જ સાધક, સાધકપણું છોડી સાધ્યને-મોક્ષને પ્રાપ્ત કરશે. માટે એ મૂલાજ્ઞાન કાઢવું જોઈએ. તેને કાઢવાને માટે સાધ્યની અભિન્નતા થવી જોઈએ. અને તે થવા માટે અહંબ્રહ્માસ્મિનો ચિરકાળ અભ્યાસ થવો જોઈએ બ્રહ્મનો અનુભવ લેનાર જે સહજ સુખાકારતા પામ્યો, તે બ્રહ્મ હું નથી, પણ તે સિવાયનો હું કેવળ નિર્વિકાર લય સાક્ષી છું અને ધ્યાતા જે સુખથી સુખાકાર થાય છે, તે બ્રહ્માત્મા હું છું; એવા મને મારો અનુભવ શાનો? સુખ અને સુખી એબે નામ પણ શાનાં રહે? મને એમાંનું કંઈ જ નથી, તેથી દેહાધ્યાસરૂપ આ સર્વ સમુદાય માયિક છે એમ સમજવું.

પહેલાં સમાધિયોગ દ્વારા બ્રહ્મનો અનુભવ લેવો, લય સાક્ષીને જ્ઞાનથી ઓળખવો, એ આભાસનાં લક્ષણો છે. બ્રહ્મના સુખે સુખી થયો. જ્ઞાતા જ્ઞાન વડે મુક્ત થયો. તે આ જીવ પોતે બ્રહ્મથી નોખો નથી પણ ઐક્યપણાથી બ્રહ્મમાં અભિન્ન છે. માટે ઉપર કહેલાં લક્ષણો આભાસનાં છે. તે આભાસ, કેવળ સચ્ચિદાનંદ બ્રહ્મ નથી. પોતે સચ્ચિત્ નિર્વિકલ્પ છે એમ જેણે જાણ્યું ને અનુભવ્યું તે હું છું, એમ કદી પણ સ્ફુરવું ન જોઈએ; પણ તેનાથી જુદો અનુભાવ્યરૂપ જે જ્ઞેય, પરિપૂર્ણ છે તે જ હું પોતે છું એવો નિશ્ચય કરવો. સમાધિસુખ, બ્રહ્માનુભવ, નિયમપૂર્વક ધ્યાન, બ્રહ્મચિન્તનિકા, અને સદાય વૃત્તિથી સ્મરણરૂપ અભ્યાસ કરવો; પરંતુ જાણનારો, ધ્યાન કરનારો, સ્મરણ-ચિંતન કરનારો અને અનુભવ કરનારો જે આભાસ છે તે હું નથી, પણ હું બ્રહ્માત્મા તેનાથી જુદો છું એવો નિશ્ચય રાખવો. બ્રહ્માનુભવ કાયમ લેવો પણ અનુભવનારો હું છું એમ માનવું નહિ. એ જ સમાધાનનું મુખ્ય રહસ્ય છે. આ સર્વ આભાસનું કાર્ય છે; તે કાર્ય હું કેમ થાઉં? મુખ્ય આભાસ જ ખોટો છે તો તેના ધર્મો ખરા ક્યાંથી હોય? અનુભવ લેનારો હું નથી. હું ખુદ બ્રહ્મ છું; એ, ન ભૂલતાં કાયમ યાદ રાખવું. આ અભ્યાસ કાયમ રહેશે તો દ્વૈત નષ્ટ થશે અને પ્રાજ્ઞ સહિત મૂલાજ્ઞાન સમૂળું જશે.

## મૂલાજ્ઞાન સહિત પ્રાજ્ઞ ગયાની અવધિ

બ્રહ્માનુભવ વખતે 'હું અનુભવ લેનારો છું' એમ લાગે નહિ. દર્પણમાં દેખતી વખતે, એ દર્પણમાં દેખાતો આભાસ હું છું એમ કોઈ કદી પણ કહે છે કે? નથી કહેતો. તેવી જ રીતે બ્રહ્મચિંતન કરતી વખતે, ચિંતન કરનારો હું નથી એમ સ્મરણ રાખવું. કોઈપણ વખતે, ભૂલથી પણ "હું અનુભવનારો છું" એમ સ્ફુરવું ન જોઈએ. હું અનુભાવ્યરૂપ બ્રહ્મ છું એવી ઉત્થાન રહિત દઢતા સદા એકરૂપ થાય ત્યારે સમજવું કે, પ્રાજ્ઞ અભિમાનનો નાશ થયો. આ પ્રાજ્ઞના નાશનો અનુભવ જેને આવે, તેણે તે સ્વતઃ ઓળખીને જોવું. જ્યારે પ્રાજ્ઞ નિર્મૂળ થયો ત્યારે નક્કી પોતે શુદ્ધ સ્વરૂપ થયો એમ સમજવું. જેનો પ્રાજ્ઞ અભિમાની સમૂળો ગયો, તેણે કારણદેહનું ઉલ્લંઘન કર્યું એમ સમજવું. પછી તે સાધકને સાધક માનવો નહિ. કારણ કે તે નિઃસંશય સાધ્ય જ થયો છે.

## મુમુક્ષુ, સાધક અને સિદ્ધપણાની અવધિ

**પૂર્વાંગ મુમુક્ષુ**—વિચારપૂર્વક જ્યાં સુધી અનાદિ સાક્ષીની અનાદિ ઓળખાણ થાય નહિ ત્યાં સુધી શ્રવણ-મનનાદિ કરનારને પૂર્વાંગ મુમુક્ષુ કહે છે.

**ઉત્તરાંગ મુમુક્ષુ**—અભ્યાસથી જેણે હું અને મારુંના વિશ્વાભિમાનીને કાઢયો તેનું મુમુક્ષુપણું પૂરું થયું; પછી તેને ઉત્તરાંગ મુમુક્ષુ કહે છે.

**પૂર્વાંગ સાધક**—કર્તા-ભોક્તા તૈજસ અભિ-

માન જાય ત્યાં સુધી અભ્યાસરૂપ સાધન કરનારા સાધકને પૂર્વાંગ સાધક કહે છે.

**ઉત્તરાંગ સાધક**—પ્રાજ્ઞ નાશ પામે ત્યાં સુધી સાધન કરનાર સાધકને ઉત્તરાંગ સાધક કહે છે.

જ્યારે પ્રાજ્ઞ સમૂળો જાય છે અને મૂલાજ્ઞાનનો નાશ થાય છે ત્યારે તે સાધકપણાથી છૂટે છે અને સાધ્યરૂપ થાય છે. ત્રિપુટી ક્ષીણ થાય ત્યાં સુધી તે પોતાને સાધક મનાવે છે, પણ મૂલાજ્ઞાન સાથે પ્રાજ્ઞનો ઘાત થયા પછી તે જ સાધક પોતે સાધ્ય બ્રહ્મ થાય છે. 'બ્રહ્મવિદ્ સ્વતઃ બ્રહ્મ.' પરંતુ તે બ્રહ્મવેત્તા નહિ એમ શ્રુતિ કહે છે. તેથી તે સિદ્ધરૂપે કેવળ બ્રહ્મ જ બિરાજે છે. ત્રણે દેહનું ઉલ્લંઘન કરીને, ત્રણે અવસ્થાનો ત્યાગ કરીને અને ત્રણે અભિમાનનો વધ કરીને સ્વયં બ્રહ્મ થયો અભ્યાસથી એટલું બધું દઢ થયું કે, દેહાદિક ફાવે તે અવસ્થામાં વ્યવહાર કરે પરંતુ તે દેહ-ભાવથી રહિત પોતે વ્યાપક બ્રહ્મ છે એમ જાણે છે. સમાધિમાં કે જાગૃતમાં, સ્વપ્નમાં કે સુષુપ્તિમાં પણ તે બ્રહ્મને ભૂલીને આ દેહાદિ સમુદાયને 'હું' એમ માનતો નથી. જેવો દેહ જ આત્મા, એ નિશ્ચય દઢ થયો હતો તેવો જ બ્રહ્માત્મ નિશ્ચય દઢ થયો. જેમ કોઈપણ અવસ્થામાં દેહભાવ હટતો નથી, તેમ કોઈપણ અવસ્થામાં બ્રહ્મભાવ હટતો નથી. જેવી દેહાત્મ બુદ્ધિ, તેવી જ બ્રહ્માત્મ બુદ્ધિ દઢ કરી લીધી.

જેને જે દેહ પ્રાપ્ત થાય, તેને તે હું માનીને બેસે છે, તે તેનો હુંપણાનો ભાવ, કોઈપણ અવસ્થામાં બદલાતો નથી.

ગર્ભમાં, બાળપણામાં, જુવાનીમાં, વૃદ્ધાવસ્થામાં, મરણના સમયમાં અને શ્રીમંત કે દરિદ્રી થાય ત્યારે જરા પણ હુંપણું છોડતો નથી જાગૃતના પાંચ વ્યાપારમાં, સ્મરણ કરે ત્યારે અને ન કરે ત્યારે દેહનું હુંપણું અબાધિત હોય છે તે ભૂલથી પણ છોડતો નથી. એ જાગૃતની વાત રહેવા દો, પરંતુ સ્વપ્નમાંય હુંપણું મૂકતો નથી અને સુષુપ્તિમાં અજ્ઞાનનું અભિમાન છોડતો નથી. સમુદાયમાં હોય કે એકલો હોય અથવા મદિરાપાનથી ભ્રમિત થયો હોય, પણ તે બીજા કોઇને 'હું' કહેતો નથી. એટલું બધું 'હું' દઢ થયું છે. સર્વ લોકોને પોતાને જ્ઞાન થયા પહેલાં જેવી દેહાત્મ બુદ્ધિ દઢ છે, તેવી, જ્ઞાન થયા પછી 'હું બ્રહ્મ છું' એ બુદ્ધિ દઢ કરવાની છે.

જાગૃતના દસ પ્રકારના વ્યાપાર થાય, તે પરાયાના દેહ જેવો પોતાના દેહનો વ્યાપાર સમજવો. પરાયાનું હુંપણું, જેમ અણુ માત્ર સ્ફુરતું નથી, તેમ હું સ્વયં બ્રહ્મ છું એમ જ જાણવું. એ થઈ જાગૃતની વાત. હવે સ્વપ્નમાં સ્વપ્નભાસના દેહને 'હું' એમ કહેતો નથી. કારણકે, સર્વથી પર જે લયસાક્ષી છે, તે હું છું એવો નિશ્ચય થયેલો છે. સુષુપ્તિમાં દેહની વિસ્મૃતિ છે પરંતુ નિશ્ચયથી અજ્ઞાનને જાણે છે. સમાધિ વખતે સુખનો અનુભવ લેનારો હું છું એમ સ્ફુરતું નથી. દેહના ગમે તે સારા-નરસા વ્યાપાર થાય ત્યારે હું કર્તા, અથવા હું અમુક એવું ગુપ્ત સ્ફુરણ પણ થતું નથી. વૃત્તિને ખલવાથી 'હું બ્રહ્મ છુ'નો એવો અતિદઢ નિશ્ચય થયો છે કે જેવો અજ્ઞાનીને દેહના હુંપણાનો નિશ્ચય, બુદ્ધિમાં વિશેષ રૂપે બેઠેલો છે. જેને દેહાત્મ નિશ્ચય છે તે કદીપણ બીજાને 'હું' કહેતો નથી, તેમ જેને બ્રહ્માત્માનો નિશ્ચય થાય છે તે દેહાદિકને યાદ કરતો નથી. એવી દેહાત્મ બુદ્ધિ પ્રમાણે બ્રહ્માત્મ બુદ્ધિ ખરી થવી જોઈએ. પછી ગમે તે વ્યાપારમાં પણ દેહાત્મ બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. એવી જે દઢતા, તે જ સફળતા છે.

ઉપર કહ્યા પ્રમાણે યથાર્થ કૃતકૃત્યતા થઈ. પ્રાપ્ત કરવાનું હતું તે પ્રાપ્ત થયું. સમાધાનની પરાકાષ્ઠા થઈ. ભૂત–ભવિષ્યના જ્ઞાનીઓની ચરમ સ્થિતિ સહજ જ પ્રાપ્ત થઈ. નહોતું તે જન્મ–મરણ છૂટયું. મિથ્યા બંધપાશ ગયો. મૃગજલવત્ ભવભય નાઠો! સ્થાણુ પુરુષ મર્યો! અજન્માનો જન્મ છૂટયો! અમરનું મરણ ગયું! નિષ્કર્માનાં પ્રારબ્ધ, સંચિત, ક્રિયમાણ, એવાં ત્રણ પ્રકારનાં કર્મ તૂટયાં! અજ્ઞાન માયારૂપ ભ્રાન્તિ નષ્ટ થઈ, અને તે ભ્રાન્તિની સંતતિ, વિદ્યા–અવિદ્યા પણ નષ્ટ થઈ ગઈ. જીવ-ઇશ્વર નામનાં બે પ્રતિબિંબો પણ નષ્ટ થયાં; અર્થાત્ બ્રહ્મનાં પ્રતિબિંબ બ્રહ્મમાં મળી ગયાં. સર્વ સ્વપ્નના કર્તા-ભોક્તા મરણ પામ્યા! હવે ઉત્પત્તિ, સ્થિતિ શાની? જ્ઞાન પ્રાપ્ત થયા પછી અસંગને અસંગ કર્યો! અભંગને અભંગ કર્યો! જ્ઞાનની માત્રા મળતાંની

સાથે જ આરોગ્યનો રોગ ગયો! અજ્ઞાનરૂપી અંધકારમાં અર્થાત્ દ્વૈતમાં અદ્વય આત્મારૂપી સૂર્ય પડ્યો હતો. તેને નિજ પ્રકાશનો અનુભવ બતાવીને બહાર કાઢ્યો. પછી તે પોતાના સ્થાને ગયો. એવી કૃતકૃત્યતા ખરી થઈ. પ્રાપ્ત કરવાની હતી તે સ્થિતિ પ્રાપ્ત થઈ. પછી આગળ દેહની જે ક્રિયા થતી રહે તે જીવન્મુક્ત દશા સમજવી.

## જીવન્મુક્તોની સ્થિતિ

જીવન્મુક્ત થયેલાનો દેહ, ફાવે તેમ વર્તે. તેને અમુક કરવું એવો વિધિ કે અમુક ન કરવું એવો નિષેધાદિ કશું નથી. તે જે કરે તે જ તેનો વિધિ, અને ન કરે તે જ તેનો નિષેધ. એવા જ્ઞાની પર વિધિ-નિષેધ લગાડવા માટે વેદ પણ સમર્થ નથી. તેને કોઈપણ નિયમ લાગી શકતો નથી. તે ઈશ્વરની પ્રેરણામાં મળતો નથી. અધિક શું કહીએ? તે કાળને પણ ગણકારતો નથી, અને કાળનું તેના પર કાંઈ ચાલતું નથી. બ્રહ્માત્માને કાળ કેવો? તે ખુદ કાળનો મહાકાળ છે. તેના કલ્પિત દેહનો ક્ષય કરવા માટે કાળનું કામ નથી. તેનો દેહ પ્રારબ્ધથી ક્ષય પામશે. તે પ્રારબ્ધ કર્મ ખતમ થયા પછી ક્ષય પામે તેમાં બ્રહ્માત્માને કાંઈ પણ સંકટ નથી.

યદાતદાયં મ્રિયતાં ॥

પૂર્ણ જ્ઞાનીનો દેહ કર્મવશથી કલ્પ પર્યંત રહે, અથવા કર્મક્ષયથી આજે જ મરણ પામે, તે સાથે જ્ઞાનીને કશો સંબંધ નથી. કારણકે તે સ્વતઃ બ્રહ્મ છે. મૃગજલ નષ્ટ થાય કે તેમાં ભરતી આવે તે સાથે જેમ આકાશના સૂર્યને કશો સંબંધ નથી, તેમ દેહાદિકની સ્થિતિનો સંબંધ જ્ઞાનીને નથી. દેહનાં પ્રારબ્ધકર્મ ગમે ત્યારે પૂરાં થાય, તે ગમે ત્યારે પ્રાણવિયોગથી મરે અથવા કર્માધારથી લાંબો વખત વ્યવહાર કરે કે છેવટે મહાકલ્પમાં ભસ્મીભૂત થાય, તે બદલ પૂર્ણ જ્ઞાનીને કાંઈપણ લાગતું નથી.

એ સર્વ અજ્ઞાનમાંથી પેદા થયેલા પોશાક છે. તેનો જ્ઞાનીને કાંઈ સ્પર્શ થતો નથી. દેહ કેવળ પ્રારબ્ધને આધીન છે તેના કર્મ છે ત્યાં સુધી વર્તન છે. કર્મ પૂરાં થતાં તે મરે છે. કર્મ ત્રણ પ્રકારનાં છે. તેમાં જ્ઞાન થયા પછી સંચિત અને ક્રિયમાણ એવા બે પ્રકારનાં કર્મ નષ્ટ થાય છે. ત્રીજા પ્રકારનું કર્મ પ્રારબ્ધ. એ દેહ છે ત્યાં સુધી છે. તેનો ભોગ થઈ રહ્યા પછી તે પણ નાશ પામે છે. જ્યારે અપરોક્ષ જ્ઞાન થયું ત્યારે જ સંચિત બળી ગયાં. જેમ જાગૃત થતાં જ શુભાશુભ સ્વપ્ન દેખાતું બંધ થઈ જાય તેમ.

જો કર્તાપણું જ ઉત્પન્ન થતું નથી, તો ક્રિયમાણમાં સત્ત્વ ક્યાંથી આવે? જ્યારે તેમાં સત્યત્વ આવે નહિ ત્યારે જે શુભાશુભ થાય તેના ભાગીદાર બે જણ બને છે. પ્રારબ્ધના બળાત્કારથી જ્ઞાનીના હાથે જે શુભાશુભ થાય તેનું, તે અકર્તા હોવાથી સંચિત થતું નથી; તેનું કર્મ બે જણ ભોગવે છે. જે જ્ઞાનીની નિંદા કરે છે; દુઃખ દે છે, વ્યર્થ દુરાગ્રહથી અવગણના કરે છે તે પાપના ભાગીદાર થાય છે. અને જે એકભાવથી સ્તુતિ કરે છે, પૂજન કરે છે, સદા તેની સેવા કરે છે તેને જ્ઞાનીનું સર્વ પુણ્ય મળે છે. આ પ્રમાણે જ્ઞાનીનાં પાપપુણ્યના ભાગીદારની શ્રુતિએ જ યોજના કરી છે. જ્ઞાનીને ક્રિયમાણનો સંબંધ નથી. જ્ઞાનીનાં સંચિત અને ક્રિયમાણ, બન્ને કર્મો એ રીતે ગયાં; પ્રારબ્ધકર્મમાત્ર દેહના ભોગ માટે રહેલ છે. ખરું જોતાં જ્ઞાનીને ત્રીજા પ્રકારના કર્મ સાથે પણ સંબંધ નથી, પરંતુ અજ્ઞાનીને બોધ થાય તે માટે બે પ્રકારનાં કર્મોની વ્યવસ્થા કહીને ત્રીજું ભોગને માટે રહ્યું છે એમ શ્રુતિ કહે છે. વાસ્તવિક **જ્ઞાની કાંઈ દેહાદિક નથી. તે ખુદ કેવળ બ્રહ્મ છે.** તેમાં પ્રારબ્ધનો કુતર્ક કેવી રીતે લાગુ થાય? જ્ઞાનીનાં સર્વ કર્મો બળી ગયાં છે. પણ દેહ રહેલો છે તેથી જ પ્રારબ્ધ ભોગ માટે રહ્યો છે એમ માન્યું. પ્રારબ્ધને લીધે જ્ઞાનીનો દેહ રહ્યો છે તેથી મુમુક્ષુના ભાગ્યનો ઉદય થઈ આવ્યો એમ સમજવું. જો જ્ઞાનીનો દેહ ન રહેત, તો મુમુક્ષુને ઉપદેશ કોણ કરત? ઉપદેશ કરવા માટે જ જ્ઞાનીનો દેહ રહેલો છે, એમ કહીએ તો ચાલે. જ્ઞાનીના દેહને જો સુખ-દુઃખ થાય તો તેથી જ્ઞાનીનું શું ઓછું થાય છે? સુખ-દુઃખ સ્વતઃ આવીને, ભોગ દઈને પોતે જ નાશ પામે છે. પછી દેહ રહેવામાં કઈ બાધા છે? પ્રારબ્ધ, દેહને ભોગ દે છે. તેનાથી જ્ઞાનનો નાશ કરી શકાતો નથી.

શિષ્ય–જ્ઞાન વડે પ્રારબ્ધનો નાશ કેમ નથી થતો ?

ગુરુ–જ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી નથી. માટે તેનાથી પ્રારબ્ધનો નાશ થતો નથી. પ્રારબ્ધનો નાશ થતો નથી માટે તે ભોગ દીધા વિના ખતમ થતાં નથી. એ રીતે જ્ઞાન અને પ્રારબ્ધ કર્મનો પરસ્પર વિરોધ નથી, એવો 'જ્ઞાનીઓનો નિશ્ચય છે; માટે ભૂત–ભવિષ્યને જાણનારા પૂર્વના અને આગળ થનારા જ્ઞાનીઓ પ્રારબ્ધનો નાશ કરતા નથી. અને પ્રારબ્ધ ભોગવ્યા વિના પૂરાં થતાં નથી. એમ વિચારથી જાણીને આગ્રહ છોડી ચુપકીથી પ્રારબ્ધાનુસાર વર્તે છે. અને એમજ વર્તવું જોઈએ. પરંતુ કોઈ અવિચારી પ્રારબ્ધનો નાશ થાય એવી ઇચ્છા કરે છે. તે ઇચ્છા કરનાર શું અત્યારે શાણા થયા અને પાછળ જે જ્ઞાની થયા તે શું પાગલ હતા ? ના; પાગલ ન 'હતા પણ શાણાજ હતા, ને તેથી જ પ્રારબ્ધના નાશનો આગ્રહ ધરતા ન હતા. માટે સાધકે આગ્રહ ન ધરતાં સુખથી લોકોમાં વર્તવું. સર્વ પાપ–પુણ્ય ખતમ થયા પછી દેહ મરણ પામશે ત્યારે વિદેહ કૈવલ્ય મળશે.

શિષ્ય–પ્રારબ્ધના ત્રણ પ્રકાર છે. ઇચ્છા પ્રારબ્ધ, અનિચ્છા પ્રારબ્ધ અને પરેચ્છા પ્રારબ્ધ. તેમાં બે બાધક નથી, પણ ઇચ્છા કરીને ભોગવવું એ પ્રકાર બાધક છે.

ગુરુ–ઇચ્છીને ભોગવે એ પણ બાધક નથી; કારણ કે જ્ઞાની સર્વ ભોગ્ય જાતને સત્ય માનતો નથી અને પોતાને ભોક્તા પણ માનતો નથી; પછી તેને ઇચ્છા પ્રારબ્ધ બંધનકર્તા શી રીતે થશે ? ભોગ્ય જાતને સત્ય માને અને ભોક્તા પણ ખરો છે એમ માને તો જ ઇચ્છા પ્રારબ્ધ બાધક છે. જ્યારે ચિત્ જડ ગ્રંથિ તૂટી, ત્યારે જ ભોક્તાપણું ગયું, અને સર્વ ભોગ્ય જાત મિથ્યા છે એવી દૃઢતા થઈ. તેમાં હવે કલ્પાંતે પણ સત્યતા આવનાર નથી. મૂળમાં ભોક્તા જ ઉત્પન્ન થતો નથી અને ભોગ્ય જાતમાં સત્યતા સંભવતી નથી પછી કરોડો ઇચ્છા કરે તો પણ તેથી શું થવાનું છે ? વાસ્તવિક તે તેની ઇચ્છા જ નથી.

પ્રારબ્ધના ત્રણ પ્રકારના યોગથી દેહને ભલેને ભોગ થાય ! તે સાથે જ્ઞાનીને સંબંધ નથી. તેના દેહનું મૃત્યુ સુક્ષેત્રમાં, કુગ્રામમાં કે ગંદી ગટરમાં; ગમે તે સ્થળે થાય, તે એકલો હોય કે બહુ લોકોમાં હોય ત્યારે, રાત્રીમાં કે દિવસમાં તેના દેહનું મૃત્યુ આવે, તેનો જ્ઞાનીને કાંઈપણ બાધ નથી અજ્ઞાનીઓનું એવું માનવું છે કે, પોતાનો દેહ કાશી જેવા સારા ક્ષેત્રમાં પડે દેહ પડે ત્યારે ઉત્તરાયણ શુક્લપક્ષમાં તે પ્રાણી સ્મરણ કરતો સમુદાયમાં મરે. જુઓ, લોકો કેવા આંધળા અને મૂર્ખ છે ! તે એમ કહે છે કે જો કાગડો પિંડને અડે છે, તો જ ઉત્તમ ગતિ મળે છે ! તે ન અડે તો અધમ ગતિ જ પ્રાપ્ત થશે ! જવા દો, એવા મૂર્ખ જનોનો અનુભવ ન કહેતાં સાધકનો સંશય જાય તે માટે જ્ઞાનીનો અનુભવ કહું છું.

જેને સ્વર્ગલોકમાં જવું હોય તેણે ઉત્તરાયણના શુક્લ પક્ષના દિવસની મૃત્યુકાળે ઇચ્છા કરવી. જ્ઞાની તો સ્વસ્વરૂપ જ છે, પછી તેને ઉત્તરાયણાદિકની ઇચ્છા શા માટે થાય ? ઉપાસક સાલોક્ય મુક્તિ ઇચ્છે છે, તેથી જ તે મરણ સમયે દેવનું સ્મરણ કરે છે. જ્ઞાની પોતે જ દેવોનો દેવ છે, પછી તેણે અંતમાં કોનું સ્મરણ કરવું ?

યોગી સત્યલોકના વાસની ઇચ્છા કરીને બ્રહ્મરંધ્ર ભેદીને જાય છે. જ્ઞાની પોતે પૂર્ણ બ્રહ્મ હોવાથી તેના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી. મરણ આવે તો કાશી આદિ ક્ષેત્રમાં આવવું જોઈએ, એવો લોકોનો અનેક પ્રકારનો ખાલી ભ્રમ છે. તે જ્ઞાનીને લાગુ પડતો નથી. જ્ઞાનીનો દેહ કોઈપણ દેશમાં કોઈપણ કારણથી અને કોઈપણ સમયે પ્રારબ્ધની ગતિ પ્રમાણે પડે તો પણ તે મુક્ત જ છે, એ બાબતમાં સંશય નથી. તેના દેહનું ફાવે તે રીતે મૃત્યુ થાય તો પણ તે મુક્ત છે. અને તેની વર્તણૂક શુભ કે અશુભ હોય તોપણ તેના વિષે કોઈએ મનમાં વહેમ લાવવો નહિ. જ્ઞાનીનો સદાચાર કે દુરાચાર, કાંઈપણ જોવું નહિ. કેમકે કોઈપણ પ્રકારનો તેનો વિહાર થાય તોપણ તે મુક્ત છે, એ બાબતમાં અણુમાત્ર સંશય નથી. જેનો ખરો ગ્રંથિભેદ થયો છે, જે અભ્યાસથી અભિન્ન પરમાત્મામાં સમરસ થયો છે, જેને કાંઈપણ અવસ્થામાં 'હુંપણ' સ્ફુરતું પણ

નથી, જેને પોતાનો દેહ પરાયા જેવો થયો છે અને જેની દેહાત્મ બુદ્ધિ પ્રમાણે બ્રહ્માત્મ બુદ્ધિ ખરી થઈ છે, તેની જો યથેચ્છ ક્રિયા હોય તોપણ તે મુક્ત છે, તેમાં જરાય સંશય નથી.

જ્ઞાની જો યથેચ્છ વર્તે તોપણ તે પ્રારબ્ધને છોડીને વર્તતો નથી; પછી તેનું વર્તન સદાચારનું હોય કે દુરાચારનું હોય; ફાવે તેવું વર્તન કેમ ના હોય? પરંતુ તે મુક્ત જ છે એમ સાધકે શંકા રહિત થઈને ઓળખવું. જ્ઞાનીને પોતાને સંશય ન હોવાને લીધે તે કોઈનું પણ આચરણ જોતો નથી, તો પછી જે અભ્યાસથી અભિન્ન જ્ઞાન પામ્યો હોય તેનું આચરણ શા માટે જુએ? સાધક કદીપણ સંશય ન કરે તે માટે તેને કહું છું કે, જેની દેહાત્મવત્ બ્રહ્માત્મ બુદ્ધિ થઈ છે તેનું શુભ કે અશુભ ગમે તેવું આચરણ હોય તો પણ તે મુક્ત જ છે. તે બાબતમાં શંકા કરવી નહિ તેનું આચરણ જોઈને જો કોઈ સાધક અપૂર્ણતા માનશે તો તેને નુકસાન થશે અને તે એ, કે સાધુમાં દોષદૃષ્ટિ કરવાથી તેને દૃઢ અપરોક્ષતા પ્રાપ્ત થવાની નહિ. એવું નુકસાન ન થાય અને તે નિ:શંસય થાય તે માટે આ કથન કર્યું છે. જેનો ગ્રંથિભેદ થયો હોય તે મુક્ત જ થાય છે. તે સિવાય જે અજ્ઞાની ભ્રાન્ત છે, કાયમ દેહબુદ્ધિ લઈને બેઠા છે તેને માટે અમે એ કથન કર્યું નથી. કેમકે તેને એ વાત કહેવાથી તે વિશ્વાસ ન રાખતાં ઊલટી નિંદા જ કરશે, ને અમારું કહેવું વ્યર્થ જશે. તે, જ્ઞાનીનું શુભ આચરણ દેખે ત્યારે વાહવાહ કરે છે અને અશુભ દેખે ત્યારે નાક મરડે છે પણ પોતે શું કરે છે તે વિચાર કરીને દેખતા નથી પોતે ગમે તેવુ વર્તન કરશે તો ચાલશે પરંતુ જ્ઞાની અથવા અન્ય કોઈ ગમેતેમ વર્તે તો તેનાં નામ પાડે છે. શાસ્ત્ર વાંચનારો કોઈ શાસ્ત્રી હોય તો તે પણ સાધુનાં આચરણ જુએ છે. એવા ભ્રાન્ત અજ્ઞાની લોકને આંતરિક વિવેકની વાત ક્યાંથી સમજાય? તેઓ દેહની જ શુભાશુભ વર્તણૂક જોઈને પૂર્ણ જ્ઞાનીની નિંદા કરે છે. સાધક તથા મુમુક્ષુનો અનાદર કરે છે અને કહે છે કે, એ પાપી પૃથ્વી પર જન્મેલા છે તેની શી ગતિ થશે? કોણ જાણે? એવો તેના અંત:કરણમાં જ્ઞાનીઓ વિષે દ્રોહ જ હોય છે. તેથી બળતેબળતી કલ્પના કરીને તેઓ જ્ઞાનીને દુ:ખ દે છે. તેના મેઢા આડો હાથ કોણ દે? ચાલો, એવા લોકની અમને કશી ગરજ નથી. જે દ્રોહ કરશે તેની ઉત્તમ ગતિનો ક્ષય થશે. સાધકની ઉત્તમ ગતિનો ક્ષય ન થાય તે માટે તેને, આ નિરૂપણ કહે છે કે, જ્ઞાની સર્વદા મુક્ત જ છે.

આકાશની વચમાં એક મોટું વૃક્ષ છે. તેના પર કોઈ એક ગૃહસ્થ બેઠેલો છે. પછી બીજા ગૃહસ્થે તે વૃક્ષને મૂળમાંથી ઉખાડી નાખ્યું ત્યારે તે વૃક્ષ પૃથ્વી પર જ પડશે. પૃથ્વી વિના તેને પડવાનું બીજું ઠેકાણું જ નથી. વૃક્ષ પૃથ્વી પર પડ્યા પછી, તે વૃક્ષ પર બેઠેલો ગૃહસ્થ હવે આકાશમાં અદ્ધર રહ્યો એમ તો બોલવું જ કેમ સંભવે?

ઉપરના દૃષ્ટાંતનો વિચાર કરીને જુઓ; અને આ દૃષ્ટાન્તમાં વૃક્ષ કોણ અને તેના પર બેઠેલો પુરુષ કોણ, તે ઓળખી લ્યો.

માયાદ્વૈત શૂન્યરૂપ આકાશ વચ્ચે—જેને કશો આધાર નથી એવું દેહરૂપી વૃક્ષ, મોટું વિસ્તૃત વધ્યું. તે વૃક્ષ માટે અજ્ઞાનનો ક્યારો કર્યો છે, ને તેમાં કલ્પનારૂપી પાણી ભરી રાખીને પછી કર્મવાસનાનાં બીજ રોપ્યાં ત્યારે, દેહરૂપી વૃક્ષ, મોટા વિસ્તારપૂર્વક વધ્યું. તે વૃક્ષની પરિપકવતા એ જ સમજવી કે, સદ્ગુરુ અને સત્ શાસ્ત્રના યોગથી મોક્ષની ઈચ્છા ઉત્પન્ન થઈ. એ જ તેની પૂર્ણતાનો માર્ગ હોવાથી તેનું આયુષ્ય પૂરું થયું એમ સમજવું. કારણ કે સદ્ગુરુએ સત્ શાસ્ત્રરૂપી કુહાડો હાથમા લઈને, તેમા મુમુક્ષુતાનો હાથો બેસાડીને, વિવેચનરૂપી ધ્યાન યોજીને તેના પર એવો ઘા માર્યો કે, દેહરૂપી વૃક્ષ મૂળમાંથી ઊખડી ગયું! તેના અજ્ઞાનરૂપી ક્યારા ફૂટી ગયા! વાસનારૂપી બીજ પણ સમૂળાં ઊખડી ગયાં! હુંપણાંનાં જાળાં ગુંથાયલાં હતાં તેને અભ્યાસથી તોડી-ફોડી નાખ્યાં ત્યારે દેહવૃક્ષ નિરાધાર થયું. પછી તે વૃક્ષ માયારૂપી આકાશમાં સ્થિર ન રહેતાં, નીચે બ્રહ્મરૂપી ભૂમિ પર પડી ગયુ; તો પછી તે વૃક્ષ પર બેઠેલો જીવરૂપી ગૃહસ્થ દ્વૈતરૂપી આકાશમાં નિરાધાર કેમ રહે? આધાર ન હોવાથી તે બ્રહ્માત્મારૂપી નિજ કૈવલ્ય ભૂમિ પર સહેજે આવી પડશે! પછી તેના દેહની જે ક્રિયા થાય તે જ ખરી

જીવન્મુક્ત દશા છે. દેહરૂપી વૃક્ષને કૈવલ્ય ધામ મળ્યું, તો પછી તેના પર બેઠેલા જીવરૂપી પુરુષને કૈવલ્ય ધામ વિના બીજી કઈ ગતિ પ્રાપ્ત થવાની હતી? તેને કૈવલ્ય ધામ જ મળવાનું.

વૃક્ષ તૂટવાથી જેમ વૃક્ષ સહિત પુરુષ આકાશમા સ્થિર નહિ રહેતાં ભૂમિ પર પડે છે, તેમ જ્ઞાની; અભેદ ભક્તિથી મુક્તિને વરે છે. વૃક્ષ તૂટીને ભૂમિ પર પડવાનું નથી એમ કોઈ પણ કહેવાનું નથી, તો જેને અભિન્ન જ્ઞાન છે તે કૈવલ્ય મુક્તિ પામનાર નથી એમ કોણ કહી શકે? એ બાબતમાં તો સંશય કરવો જ નહિ. જ્ઞાનથી મુક્તિપદ પ્રાપ્ત કર્યા પછી જ્ઞાનીનો દેહ ફાવે તેમ ભલેને વર્તે! એતો પ્રારબ્ધ-કર્માનુસાર વર્તવાનો જ. દેહાત્મબુદ્ધિ પ્રમાણે જ બ્રહ્માત્મબુદ્ધિ દઢ પૂર્ણ થાય તેને જ, હે તાત! નિ શંસય દૃઢ અપરોક્ષ જ્ઞાન કહે છે. હે રવિદત્ત! કોઈ તીવ્ર બુદ્ધિવાળો સૂક્ષ્મ વિચારથી અને મંદ બુદ્ધિવાળો અભ્યાસથી જ્યારે અપરોક્ષ નિર્વિકારને પામે છે ત્યારે તેમાં કાંઈ પણ ભેદ રહેતો નથી. તીવ્ર બુદ્ધિવાળો અભિન્નતાને પહેલાં પામ્યો અને મંદ બુદ્ધિવાળો અભ્યાસથી અભિન્નતામાં પછીથી આવ્યો એવો કિંચિત્ પણ ભેદ રહેતો નથી. કારણ કે બન્નેની મુક્ત સ્થિતિ એક જ છે.

હે રવિદત્ત! તારી સમક્ષ વિવેચન થયેલું છે, અને લયસાક્ષી જ્ઞાન પણ ઠસાવ્યું છે, તેનો અભ્યાસથી કેવી રીતે ખલ કરવો, એ કહેલું છે. વિશ્વ-તૈજસના ઊપડી જવાની અવધિ પણ તને કહેલી છે, માટે ઊઠ, અને ત્યાં સુધીનો અભ્યાસ કરી અપરોક્ષની દઢતા સંપાદન કર તું અભ્યાસ છોડીને દેહની વર્તણૂક તરફ નજર કરીશ નહિ એ રીતે અમારા ઉપદેશ અનુસાર અમલ કરવાથી સહજ સ્થિતિ પામીને તું અમારા આશીર્વાદથી પૂર્ણ સમા ધાન પ્રાપ્ત કરીશ" એટલું કહીને સ્વામીજી અંતરમાં અચલ રહ્યા અને રવિદત્તે, અભ્યાસ સહિત અનુક્રમે સર્વ નિરૂપણનો વિચાર કર્યો પછી આનંદથી તાળી પાડીને સ્વામીજીની આજ્ઞા મસ્તક પર ચડાવીને-વારંવાર પ્રદક્ષિણા કરીને સાષ્ટાંગ નમસ્કાર કરી એમનાં ચરણોમાં મસ્તક રાખી દીધું!

ત્યાર પછી તેની આંખોમાં આનંદનાં આંસુ આવ્યાં, અને બહુ પ્રકારે સ્વામીજીની સ્તુતિ કરીને તે પાછો વળ્યો. દેહ પ્રારબ્ધાનુસાર વર્તે છે પણ તેને લયસાક્ષી વિના બીજું કાંઈ સ્મરણ થતું નથી કોઈ પણ અવસ્થામાં તે નામરૂપને જરા પણ ઊઠવા દેતો ન હતો. એવા પ્રકારથી લાંબો વખત અભ્યાસ કરીને રવિદત્તે ત્રણે અભિમાનોનો નાશ કર્યો અને પૂર્ણ સમાધાન પામ્યો. એ જ જ્ઞાનીની ચરમ સ્થિતિ છે. આ પ્રમાણે મંદ અધિકારી રવિદત્ત, અભ્યાસથી મુક્ત થયો. હવે તે ભૂત-ભવિષ્યના જ્ઞાની જનોની જેમ સહજ સ્થિતિથી વર્તે છે.

વાકયવૃત્તિનું નિરૂપણ આચાર્ય ગુરુ પાસેથી વિચાર અને અભ્યાસથી સમજીને રવિદત્ત જેવા અનેક લોક પાવન થાય છે. શ્રોતા, સાધક અને મુમુક્ષુ; તીવ્ર બુદ્ધિવાળો હોય કે મંદ બુદ્ધિવાળો હોય પણ તેમાં જેને તરવાની ખરી પ્રીતિ હશે તે અભ્યાસથી અથવા વિચારથી અને વિશ્વાસથી જરૂર તરશે.

આ ગ્રંથમાં જે રવિદત્ત શિષ્ય કહેલો છે, તે કોઈ એક ગૃહસ્થ હતો અને તે આચાર્યની કૃપાથી અપરોક્ષ સમાધાન પામ્યો એમ માનવું નહિ; પણ જેને ખરો અધિકાર પ્રાપ્ત થયો છે તે હું પોતે જ રવિદત્ત છું, એમ માનીને પોતાના ઉપદેશક જે ગુરુ, તે જ શંકરાચાર્ય સ્વામી છે એમ સમજવું, અને પોતાના ગુરુનો જે ઉપદેશ, તે જ વેદાંતસાર વાકયવૃત્તિ સમજવી. આ વાકયવૃત્તિનો અભ્યાસ, સમજપૂર્વક કરવો, અને વૃત્તિથી તેનો ખલ કરવો પછી યથાર્થ વિચાર કરવો અને અભ્યાસથી સવિકલ્પ-નિર્વિકલ્પ સાધી લેવું. વિચારથી લયસાક્ષીને જાણી લેવો. પછી દેહબુદ્ધિનો ક્ષય કરવા માટે અભ્યાસથી વૃત્તિનો ખલ કરીને ત્રણે અભિમાનનો નાશ કરીને સહજ સ્થિતિ પ્રાપ્ત કરવી.

એ રીતે અનુક્રમ સાધીને જે મુમુક્ષુ તે પ્રમાણે કરવાનું મન પર લઈને કરવા માંડશે તે નિઃસંશય મુક્ત થશેજ. આ કહેલી વાકયવૃત્તિ, વેદાંતસાર કેવી રીતે છે તે કહું છું. સર્વ સારાંશરૂપ ચાર વેદનાં ચાર મહાવાકયો આત્મા-પરમાત્માની એકતા જ બતાવે છે. ચારે-

યનો અર્થ એક જ છે, અને તે જ અર્થ અઢાર શ્લોકથી વિચાર અને અભ્યાસ, એવા બે પ્રકારથી કહ્યો. આ વેદાંત રહસ્યનો અર્થ, આજ પર્યંત લુપ્ત થવાને લીધે મિથ્યા ગરબડ થઈ હતી, અને તેથી અનેક મતો વધેલા હતા, તે શંકરે જોઈને મનુષ્ય રૂપે અવતાર ધારણ કર્યો. પછી સર્વ મતોનું ખંડન કરીને વેદાંતનું પ્રતિપાદન કર્યું. આચાર્યે શારીરિક ભાષ્ય, ગીતાભાષ્ય અને મુખ્ય સાર ઉપનિષદ્ ભાષ્ય, એવા ત્રણ પ્રકારથી વાક્યાર્થનું રહસ્ય કાઢ્યું, પરંતુ તે ગ્રંથ સાગર સમાન મોટો છે. તેના અર્થ મંદબુદ્ધિ સમજી શકે તેમ નથી માટે આચાર્યશ્રીએ 'સદાચાર' આદિ સુલભ ગ્રંથો કર્યા. તે 'સદાચાર' આદિ ગ્રંથો નાના છે, માટે તેનો અર્થ પણ તેવો જ હશે એમ માનવું નહિ. કારણકે ચાર વેદનાં ચાર મહાવાક્યોના અર્થનું તે સર્વમાં પ્રતિપાદન કરેલું છે. સદાચાર આદિ નાના ગ્રંથોમાંની જ આ લઘુવાક્યવૃત્તિ છે. તેમાં ચાર મહાવાક્યોનો અનુભવ, વિચારથી અને અભ્યાસથી સ્પષ્ટ કરેલો છે. બીજા 'સદાચાર' અને આત્મબોધાદિ ગ્રંથો, ઉત્તમ અધિકારીની જ્ઞાનસિદ્ધિ માટે છે પરંતુ તેમાં મંદ અધિકારીની બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, માટે આ અતિસુલભ વાક્યવૃત્તિ મંદ અધિકારીઓ માટે કરેલી છે. આ તેને અલભ્ય લાભ છે. કારણકે આ ગ્રંથની સહાયતાથી તે અભ્યાસદ્વારા સ્વયં બ્રહ્મ થશે અઢાર શ્લોકનો સાર ભાવાર્થ સહિત મહાવાક્યાર્થ દ્વારા દર્શાવેલ છે, તે પણ જે મંદ અધિકારીના સમજવામાં ન આવે તેને માટે, તે જ વાક્યવૃત્તિનો વિસ્તાર પ્રાકૃતમાં કરેલો છે.

વડનું બીજ નાનું હોવા છતાં તેનો વિસ્તાર જેમ મોટો થાય છે, તેમ અઢાર શ્લોકનો ભાવાર્થ આ પ્રાકૃતમાં વધેલો છે. જો મૂળ વાક્યવૃત્તિનો અર્થ પ્રાકૃતમાં આવ્યો છે, તો તે ગ્રંથ, મૂળ વાક્યવૃત્તિ કરતાં ઓછા અર્થનો છે એમ સમજવું નહિ. સોનાના દાગીના ઘડીને તેના ઉપર શોભા માટે સિંહ કે વાઘ ચીતરે તો તેથી કાંઈ સોનું ઓછું થઈ જતું નથી, એમ પરીક્ષા કરનાર જાણે છે તેવી જ રીતે સંસ્કૃતનો અર્થ પ્રાકૃતમાં વિસ્તૃત કર્યો તેથી તે ઓછો નથી થઈ જતો એમ જ્ઞાની કહે છે. બીજાનો ભાવ ગમે તેવો હોય, પણ આ ગદ્યાત્મક પ્રાકૃત ભાષારૂપ સુવર્ણના અલંકાર ઉપર અઢાર શ્લોકરૂપી રત્નો જડેલાં છે, તે રત્નજડિત અલંકાર, શંકરાચાર્ય સ્વામીના પ્રસાદથી ગુરુપુત્રોને સુશોભિત કરો; એમ હંસસ્વરૂપ હંસરાજ સ્વામી કહે છે.

ઇતિ વાક્યવૃત્તિ સમાપ્તા:



# દ્વૈત નિવૃત્તિનો માર્ગ.

"અહંકારથી માંડીને સર્વ દ્વૈત પ્રપંચ, હે મનુષ્ય! તારી વૃત્તિમાં રહેલો છે; અને તે વૃત્તિ તારા અખંડ, અવિનાશી ચૈતન્યસ્વરૂપનું સ્ફુરણ માત્ર છે. એ રીતે સર્વત્ર તું જ છે. એવા સર્વત્ર વ્યાપક તારા સ્વરૂપમાં તું ચુપ થઈ જા, ને દ્વૈતભાવ છોડ."

ગુરુનો ઉપદેશ સાંભળીને શિષ્યનું ચિત્ત વૃત્તિ-રહિત નિરૂધ્ધ થઈ ગયું ને એ જ ક્ષણમાં સ્વયંપ્રકાશ, અનંત આત્માનો નિરાવરણ સાક્ષાત્કાર થયો! એમ બુધ્ધિરૂપી નેત્રમાં અવિદ્યાકૃત આવરણથી જે ચેતન્યને પ્રકાશ રોકાઈ ગયો હતો, તે પ્રકાશ, આવરણભંગ થવાથી પ્રગટ થયો ત્યારે જાણ્યું કે સંપૂર્ણ દ્વૈત ભ્રાન્તિનું અધિષ્ટાન હું આત્મા જ છું! ચૈતન્ય આત્માથી જુદો કોઈ દશ્ય પ્રપચ છે જ નહિ. સર્વ સમયમાં, સર્વસ્થાનમાં, સર્વરૂપથી હું જ હું છું. હું એકલો જ અનેકરૂપે નૃત્ય કરી રહ્યો છું. આવો અનુભવ જ્યારે થાય છે ત્યારે દ્વૈતભાવ નષ્ટ થાય છે અને ભય પણ નથી રહેતો.

### સર્વાત્મદૃષ્ટિ પ્રાપ્ત કરવાની રીત.

હું જ આકાશ છું. હું જ દિશા છું. હું જ સૂર્ય છું. ઉપર-નીચે હું જ છું. દેવતા, દૈત્ય હું જ છું. અંધકાર, પ્રકાશ, મેઘ, પર્વત હું જ છું. પૃથ્વી, પવન, સમુદ્ર, ધૂલી, અગ્નિ હું જ છું. સ્થાવર-જંગમ જગત્ હું જ છું. હું અનંત આત્મા છું. સર્વ જગત્ આત્મા જ છે. (એવો નિશ્ચય જેના હૃદયમાં હોય છે, તેને સર્વ જગત્ આત્મારૂપ જ ભાસે છે.)

જેને જ્ઞાન ઉપજે છે તે એવી રીતે જાણે છે કે હું નથી મરતો કે નથી જન્મતો. સર્વનો પ્રકાશક અજર-અમર આત્મા હું છું. એવી જ્ઞાનકલા પ્રાપ્ત કરીને જ્ઞાની ફરીથી મોહ નથી પામતો. જેમ દૂધનું દહીં થયા પછી ફરીથી દૂધ નથી થતું, તેમ જ્ઞાન થયા પછી ફરી મોહ પ્રાપ્ત નથી થતો. પુરુષપ્રયત્ન એ જ છે કે પોતાના સ્વરૂપમાં સ્થિર થવું ને બીજા ઉપાયનો ત્યાગ કરવો જે મનુષ્યને આત્માની ભાવના થઈ, તે સંસારસાગરથી પાર થઈ જાય છે.

ચિત્તની પૂર્ણશુધ્ધિ એ જ મોક્ષ છે. અનાત્મા સાથે પોતે મળી જવું ને તેમાં અભિમાન કરવું એ મેલ છે; અને તેનો ત્યાગ કરી શુધ્ધ આત્મામાં ચિત્તને લગાવવું તેનું નામ મોક્ષ છે. વિશ્વને પોતાનું સ્વરૂપ જાણો. સૂર્યનો પ્રકાશ સૂર્ય જ છે; તેમ સમજો કે સર્વ હું જ છું. અથવા એમ જાણો કે: જડ શરીર હું નથી. ઈન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર અને ચિદાભાસ (જીવ) પણ હું નથી. એ સર્વ અનાત્મા ભ્રાન્તિથી ભાસે છે. હું તો કેવળ શાન્ત સચ્ચિદાનંદ આત્મા છું. હે મનુષ્ય! અનાત્મા પ્રત્યે અહં પ્રીતિનો ત્યાગ કર. તું દેહથી રહિત નિરાકાર છે. તારામાં જન્મ-મૃત્યુઆદિ કોઈપણ વિકાર નથી. એમ સમજ કે: હું કદી ઉપજ્યો નથી ને મરતો પણ નથી. હું તો નિર્વિકાર અજર-અમર સચ્ચિદાનંદ આત્મા છું. હું ક્ષોભથી રહિત અનુભવ-રૂપ છું. જે મનુષ્યે એવા આત્માને જાણ્યો નથી ને તેને છૂપાવ્યો છે તે મહા મૂર્ખ છે. આત્મહત્યારો છે! અને જેને આત્મામાં અહંપ્રતીતિ થઈ છે, તેને માનસિક દુઃખો સ્પર્શ કરી શકતાં નથી; પરંતુ દેહાભિમાની સદા દુઃખી રહે છે, જે પોતાના શુધ્ધ સ્વરૂપનો ત્યાગ કરીને દેહસાથે પોતાને મળેલો માને છે તે શું કરે છે? જેમ કોઈ ચિન્તામણીનો ત્યાગ કરીને રાખ ગ્રહણ કરે, તેમ શુધ્ધચેતન આત્માનો ત્યાગ કરીને જડ દેહમાં આત્માભિમાન કરે છે!

જ્યારે મનુષ્ય અનાત્મામાં આત્માભિમાન કરે છે, ત્યારે પોતાને વિકારવાન જાણે છે અને જન્મતો-મરતો પોતાને માને છે; પરંતુ જ્યારે દેહાભિમાનનો ત્યાગ કરીને પોતાને આત્મા માને છે ત્યારે નથી જન્મતો કે નથી મરતો; નથી શસ્ત્રથી કપાતો કે નથી અગ્નિથી બળતો; નથી પાણીથી ડુબતો કે નથી પવનથી સુકાતો; આત્માને જન્મ-મૃત્યુ કદી છે જ નહિ. શરીરને કાપવાથી આત્મા કપાતો નથી શરીરના બળવાથી આત્મા બળતો નથી. આખું જગત્ ભસ્મ થઈ જાય તો પણ આત્મા ભસ્મ નથી થતો! જેને આત્મપદમાં સ્થિતિ થઈ છે, તેને દુઃખ કદી પણ સ્પર્શ નથી કરતું. પ્રલયકાળનો પવન ચાલે, પુષ્કળ મેઘની વર્ષા થાય, વડવાગ્નિ લાગે અને બાર સૂર્ય તપે, તો પણ તે ચલાયમાન નથી થતો! કારણ કે સર્વ બ્રહ્મરૂપ જાણે છે. દુઃખ ત્યારે થાય કે જ્યારે બ્રહ્માત્મા વિના બીજું કંઈ ભાસે; પરંતુ પૂર્ણજ્ઞાનીને તો આત્મા વિના બીજું કશું ભાસતું જ નથી!

જ્યોતિર્દેવી.

પાના ૬૭ કોલમ ૨. લીટી ૨. ' અને ધનસુષુપ્તિ-નો જે આનંદ તે આનંદમય કોશનો આત્મા.' એમ વાંચો.

પાના ૬૮ કોલમ ૨. ' આ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયોનો અને પાંચ કર્મેન્દ્રિયોનો દસ પ્રકારનો થનારો જે વ્યાપાર, તેને જાગ્રત અવસ્થા કહે છે.' એમ વધારીને વાંચો.

પાના ૭૧ કોલમ ૨. ' મફતનો દેહાધ્યાસ લઈને" એમ વાંચો. 'મુક્તનો દેહાધ્યાસ' ખોટું છે.

પાના ૭૫ કોલમ ૨. લીટી ૫. 'સમષ્ટિ આનું કારણ છે' એમ નહિ પણ "આ સમષ્ટિનું કારણ છે" એ રીતે સુધારીને વાંચો. તે કોલમમાં છઠ્ઠી લીટી. "તેના આદિ અંત અને મધ્યમાં એક સચ્ચિત્ આત્મા જ છે." એમ વાંચો.

પાના ૮૮ કોલમ ૨. "વિકલ્પનો પ્રવાહ અવિરામ ઊઠતો હોવાથી સામાન્ય ચેતન દેખાતું નથી." એમ વાંચો.

પાના ૮૯ કોલમ ૧. લીટી ૭. મોતી હટાવવાથી જેમ સૂત્ર દેખાય છે, તેમ વિકલ્પ રોધવાથી ચિદ્રૂપ દેખાશે." એમ વાંચો. તે જ કોલમમાં. 'અર્થાત્ બુદ્ધિમાંથી વિકલ્પ ઊઠે છે.' એમ વાંચો

પાના ૯૦ કોલમ ૧. લીટી ૪. "આત્માઓને" નહિ પણ "આત્માને" એમ વાંચો. તે જ કોલમની છેલ્લી લીટી. "સાધકને ભ્રાન્તિ પડી કે બત્રીસ તત્ત્વનો જે હુ" એમ વાંચો.

પાના ૯૧ કોલમ ૧. છેલ્લે બાજી લીટી "ત્યાથી વિકલ્પ દોડશે" એમ વાંચો "જરાક દોડશે" એ ખોટું છે.

પાના ૯૫ કોલમ ૨. લીટી ૧થી ૪. "તે મુખ્ય સૂર્યનો પ્રકાશ છે, પ્રતિબિંબનો નથી, તેમ જીવ અને બુદ્ધિના બે વિકલ્પોની મધ્ય સંધિ વચ્ચે જે પ્રકાશ છે તે મુખ્ય આત્માનો છે, જીવનો નહિ" એમ સુધારીને વાંચો

પાના ૯૭ કોલમ ૨. લીટી ૧. "પતંગિયું જેમ ચમકીને તુરત લુપ્ત થાય છે તેમ જીવ ઘડાનું જ્ઞાન કરીને તુરત લુપ્ત થાય છે" એમ વધારીને વાંચો.

પાના ૧૦૩ કોલમ ૧ લીટી ૨૧. "કારણ એ જ કે વૃત્તિ વ્યાપતાં બાકી રહેલું ચેતન અનુભવમાં આવતું નથી. વિકલ્પ ઉત્પન્ન થતાંની સાથે જેમ સ્ફૂર્તિ જણાતી નથી તેમ સ્ફૂર્તિ ઉત્પન્ન થતાંની સાથે સ્વરૂપ-ચેતન આકાશ પ્રમાણે પરિપૂર્ણ હોવા છતાં તે તેટલું જણાતું નથી." એ રીતે મેળવીને વાંચો.

પાના ૧૦૮. કોલમ ૨. "અહંબ્રહ્માસ્મિ" સ્ફૂર્તિરૂપ માયાની અનહોની ઉત્પત્તિ થઈ." એમ વાંચો

પાના ૧૦૯ કોલમ ૧. 'માટે જોનારાની જ્ઞાનતો ત્યાગ કરવો અને પોતાનું જડપણું છોડી દેવું." એમ વાંચો.

પાના ૧૧૦. કોલમ ૨. 'શૂન્ય અજ્ઞાન કલ્પેલું હતું તેનો વિચારથી નિષેધ કર્યો" એમ વાંચો.

પાના ૧૧૧. કોલમ ૧. લીટી ૪. "અને દેહબુદ્ધિથી હું જન્મું છું, હું મરું છુ. એવી વૃત્તિની મિથ્યા ભાવના થઈ." એમ વાંચો. એ જ કોલમમાં, 'અને અભિમાન ધરે તો સમાધિમાં વિઘ્ન ઉત્પન્ન થાય છે.' એમ વાચવું. 'શૂન્યપણું થાય છે" એ ખોટું. એ જ કોલમમાં નીચેથી ઉપર જતાં ૭ મી લીટીઃ "વૃત્તિ લુપ્ત થયા પછી લાગલી જ ઊઠે છે અને પુનઃ ચિદ્ગગનમાં વ્યાપીને લય પામે છે. તેનો લય થયા પછી જ્યાં સુધી બીજી વૃત્તિ ઊઠે નહિ ત્યા સુધી તે સંધિમાં કેવળ સામાન્ય ચેતન આત્મા હોય છે." એમ સુધારી–વધારીને વાંચો. એ જ પાનાના કોલમ ૨. લીટી ૯. "પણ જે જાણ્યું, તે કાયમ રહ્યુ 'આ હું ચેતન આકાશ એકરસ અપરોક્ષ છુ 'એવું વૃત્તિને જ્ઞાન થયુ ને અજ્ઞાન ગયુ." (નષ્ટ થયું.) એમ વધારીને વાંચો.

પાના ૧૧૨. કોલમ ૧. "માટે બન્નેને સ્ફુરણરૂપ જીવ જોઈએ." એમ સુધારીને વાંચો. તે પછી લીટી ૭ થી ૧૨. "તે બ્રહ્મ તત્ત્વ જોવા માટે એક વૃત્તિ જ પૂરતી છે. બ્રહ્મ પોતે પ્રકાશઘન છે, તેને લીધે ચિત્તવૃત્તિ પ્રકાશમાન હોય છે. માટે જીવ સ્ફુરણની ગરજ નથી. એક વૃત્તિ માત્ર જોઈએ, તે વૃત્તિ પણ અજ્ઞાન છે ત્યા સુધી જોઈએ અજ્ઞાન ગયા પછી તુરત તે આત્મસ્વરૂપમા લય ભાવને પ્રાપ્ત થાય છે" એમ મેળવી–સુધારીને વાંચો એ જ પાનાનુ બીજુ કોલમ 'તેમ વૃત્તિને લીધે જીવ થયો છે તે બ્રહ્મ પ્રકાશમાં ગોપાઈ જાય છે." એમ સુધારીને વાંચો

પાના ૧૬૦ કોલમ ૨. "**समाधि योगीनां प्रिय**" એમ વાંચો "**योगनां प्रियः**" ખોટું છે